રાજ્યરૂપી સંસ્થાની રચના કરેલ છે. રાજ્ય એ સમાજનો જ એક વિભાગ છે. રાજ્ય મનુષ્યનું બાહ્યવર્તન ઘડે છે, ધોરણસર કરે છે, અને વ્યવસ્થિત બનાવે છે. ટૂંકામાં રાજ્ય મનુષ્યના બાહ્યવર્તનના સિદ્ધાંતોની પદ્ધતિ ઘડવાનું મુશ્કેલ કામ કરે છે. આ વર્તનનું ધોરણું નક્કી કરનાર વસ્તુઓ રાજ્યના કાયદાઓ, ધારાઓ, અને હુકમો છે, જેનું પાલન કરાવનારી સર્વોપરી સત્તા રાજ્ય પાસે રહે છે. રાજ્યે આધુનિક સ્વરૂપ પ્રાપ્ત કર્યું તે પહેલાં તેને અનેક અવસ્થાઓ વચ્ચેથી પસાર થવું પડયું છે.

રાજ્યના વિકાસનો અત્યાર સુધીનો ઇતિહાસ તપાસશું તો માલુમ પડે છે કે રાજ્યો અને તે ચલાવવાની પદ્ધતિઓમાં અનેક જાતના ફેરફારો થયા છે. રાજાશાહી, પ્રજાશાહી, અને સરમુખત્યારશાહી વગેરે રાજ્યનાં અનેક સ્વરૂપો થયાં, અને રાષ્ટ્રવાદ, પ્રજાતંત્રવાદ, સમાજવાદ, અરાજકવાદ, સામ્યવાદ, ફેસીસ્ટવાદ, નાઝીવાદ, આંતરરાષ્ટ્રવાદ, શાંતિવાદ, અને અહિંસાવાદ વગેરે અનેક રાજકીયવાદો અને આદર્શો જગત પાસે રજૂ થયા છે. દરેક તંત્ર અને આદર્શ પોતાના સમય અને સંજોગોનું પરિણામ હોય છે. રાજકારણમાં ભૂતકાળનાં આદર્શો આધુનિક દૃષ્ટિબિંદુથી આંકી શકાતા નથી. કોઈને પૂછવાનું મન થશે કે આ બધાં તંત્રોમાં કયું તંત્ર સારૂ ? આંગ્લકવિ એલેક્ઝાન્ડર પોપ આ પ્રશ્નોનો થોડે ઘણે અંશે પ્રત્યુત્તર આપતા હોય તેમ જણાય છેઃ—

"For forms of Government, let fools contest
That which is best administered is best."

વધુમાં વધુ મનુષ્યોને વધુમાં વધુ સુખ, સ્વતંત્રતા, અને સલામતી આપી શકે તે તંત્ર સારામાં સારૂં. પછી તે રાજાશાહી હોય, પ્રજાશાહી હોય, કે સરમુખત્યારશાહી, તેની સામાન્ય જનતાને પડી નથી. સમય અને સંજોગો પ્રમાણે માણસોના રાજકીય અને આર્થિક રચનાના વિચારોમાં ફેરફારો થતા જાય છે. રાજ્યનું અમુક સ્વરૂપ સદાને માટે બધાને અનુકૂળ નીવડે તેમ

રાજ્યપદ્ધતિ બાબતનો છે, જેમાં જગતના જુદાજુદા દેશોનાં રાજ્યબંધારણો તથા રાજ્યપદ્ધતિઓનો ઉલ્લેખ કરવામાં આવે છે.

### સમાજ

સર્જન ક્રિયાની પ્રાન્ત અવસ્થા પ્રાપ્ત કરનાર મનુષ્યે પ્રાણીમાત્રમાં સહજ એવી સમૂહવૃત્તિને સંસ્કૃત સ્વરૂપ આપી સમાજની રચના કરેલ છે. સમાજ એટલે સામાજીક હેતુઓ પાર પાડવા સાથે રહેતી વ્યક્તિઓનો વ્યવસ્થિત સમૂહ. સમાજમાં માણસો શારીરિક, કૌટુમ્બિક, આર્થિક, નૈતિક, ધાર્મિક, બૌદ્ધિક, સસ્કારાત્મક, તથા રાજકીય હેતુઓ પાર પાડવા એક બીજાના પરિચયમાં આવે છે. એક અગર બીજે હેતુ પાર પાડવાના ઉદ્દેશથી બનેલાં જૂથો, મંડળો, અને સંસ્થાઓ સમાજના વિવિધ ઘટકો બને છે. સમાજનો છેલ્લો ઘટક તે કુટુમ્બ છે, જે લોહીથી જોડાયેલ નજીકની વ્યક્તિઓનું એક નાનું જૂથ છે. વ્યક્તિ આમ સમાજનો નાનામાં નાનો ઘટક બને છે. વ્યક્તિ એ સમાજમાં કૌટુમ્બિક, રાજકીય, અને સામાજીક સંબંધો વચ્ચે અટપટી રીતે સંકળાયેલ રહે છે. સમાજ અને વ્યક્તિ પટ અને તંતુની જેમ એક બીજા વચ્ચે ગુંથાયેલ રહે છે. વ્યક્તિથી શરૂ થતું કુટુમ્બ, કુટુમ્બથી બનેલાં ગોત્રો, ગોત્રોથી બનેલી જાતો, જાતોથી બનેલ પ્રજા, અને પ્રજાઓથી બનેલ માનવસમાજ એમ વ્યષ્ટિથી શરૂ થતો સમાજ સમષ્ટિમાં પરિણમે છે. માનવસમાજમાં માત્ર કેવળ વિભાગો સ્વતંત્ર અસ્તિત્વ ધરાવી શકતા નથી. માનવી રૂપી અણુ અને પરમાણુ સમાજ પર અસર કરે છે; અને અણુ અને પરમાણુઓનો બનેલો સંઘાત અણુ અને પરમાણુ પર સમૂહ રૂપે અસર કરે છે. સમાજનો પ્રાથમિક ઉદ્દેશ વ્યક્તિગત સુખ નહિ પણ સમાજના દરેક વિભાગને વ્યવસ્થિત અને સુખી બનાવવાનો રહે છે. અનુભવથી સિદ્ધ થાય છે કે વ્યક્તિગત પાર્થિવસુખ માત્ર સમાજમાં રહીને જ વ્યકિતને સુલભ બને છે.

### રાજ્ય

સમાજ અને વ્યકિત વચ્ચેનો સંબંધ વ્યવસ્થિત બનાવવા મનુષ્યે

રાજ્યરૂપી સંસ્થાની રચના કરેલ છે. રાજ્ય એ સમાજનો જ એક વિભાગ છે: રાજ્ય મનુષ્યનું બાહ્યવર્તન ઘડે છે, ધોરણસર કરે છે, અને વ્યવસ્થિત બનાવે છે. ટૂંકામાં રાજ્ય મનુષ્યના બાહ્યવર્તનના સિદ્ધાંતોની પદ્ધતિ ઘડવાનું મુશ્કેલ કામ કરે છે. આ વર્તનનું ધોરણ નક્કી કરનાર વસ્તુઓ રાજ્યના કાયદાઓ, ધારાઓ, અને હુકમો છે, જેનું પાલન કરાવનારી સર્વોપરી સત્તા રાજ્ય પાસે રહે છે. રાજ્યે આધુનિક સ્વરૂપ પ્રાપ્ત કર્યું : તે પહેલાં તેને અનેક અવસ્થાઓ વચ્ચેથી પસાર થવું પડયું છે.

રાજ્યના વિકાસનો અત્યાર સુધીનો ઇતિહાસ તપાસશું તો માલુમ પડે છે કે રાજ્યો અને તે ચલાવવાની પદ્ધતિઓમાં અનેક જાતના ફેરફારો થયા છે. રાજાશાહી, પ્રજાશાહી, અને સરમુખત્યારશાહી વગેરે રાજ્યનાં અનેક સ્વરૂપો થયાં, અને રાષ્ટ્રવાદ, પ્રજાતંત્રવાદ, સમાજવાદ, અરાજકવાદ, સામ્યવાદ, ફેસીસ્ટવાદ, નાઝીવાદ, આંતરરાષ્ટ્રવાદ, શાંતિવાદ, અને અહિંસાવાદ વગેરે અનેક રાજકીયવાદો અને આદર્શો જગત પાસે રજૂ થયા છે. દરેક તંત્ર અને આદર્શ પોતાના સમય અને સંજોગોનું પરિણામ હોય છે. રાજકારણમાં ભૂતકાળનો આદર્શો આધુનિક દષ્ટિબિંદુથી આંકી શકાતા નથી. કોઇને પૂછવાનું મન થશે કે આ બધાં તંત્રોમાં કયુ તંત્ર સારૂં ? આંગ્લકવિ એલેકઝાન્ડર પોપ આ પ્રશ્નોનો ચોકે ઘણે અંશે પ્રત્યુત્તર આપતા હોય તેમ જણાય છે:—

> " For forms of Government, let fools contest;
> That which is best administered is best."

વધુમાં વધુ મનુષ્યોને વધુમાં વધુ સુખ, સ્વતંત્રતા, અને સલામતી આપી શકે તે તંત્ર સારામાં સારૂં. પછી તે રાજાશાહી હોય, પ્રજાશાહી હોય, કે સરમુખત્યારશાહી, તેની સામાન્ય જનતાને પડી નથી. સમય અને સંજોગો પ્રમાણે માણસોના રાજકીય અને આર્થિક રચનાના વિચારોમાં ફેરફારો થતા જાય છે. રાજ્યનું અમુક સ્વરૂપ સદાને માટે બધાને અનુકૂળ નીવડે તેમ

આનવું ભૂલભરેલું છે. સમયના ફેરફારો સાથે સ્વતંત્રતાની વ્યાખ્યામાં તથા તેના મૂલ્યાંકનમાં અને રાજ્યના સ્વરૂપોમાં ફેરફારો થયા જ કરે છે. આ વસ્તુ ૧૯૧૪ના મહાયુદ્ધ પછીની યુરોપની સ્થિતિ તપાસતાં આપણને માલુમ પડે છે.

### ૧૯૧૪ના મહાયુદ્ધ પછીના ફેરફારો

૧૯મી સદી પૂરી થતાં તો જૂના મૂડીવાદ સામે યુરોપમાં જ્યાં ત્યાં અસંતોષ ફાટી નીકળે છે. ગત યુદ્ધ પછી તો યુરોપ આખું મૂડીવાદમાંથી સમાજવાદ તરફ ઘસડાવા લાગે છે, અને મૂડીવાદ તથા સમાજવાદ વચ્ચે રીતસર ઘર્ષણ શરૂ થાય છે. આને પરિણામે યુરોપના રાજકીય વાતાવરણમાં બે અર્થસૂચક ફેરફારો થાય છે, અને તે ૧૯મી સદીના પ્રજાતંત્રવાદ તથા પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિની પડતી અને સરમુખત્યારશાહીનો ઉદ્ભવ છે.

### પ્રજાતંત્રવાદ

૧૯મી સદીને પ્રજાતંત્રવાદની સદી કહેવામાં આવે છે, કારણ કે આ સદીમાં પ્રજાતંત્રવાદ યુરોપનાં ઘણાંખરાં રાજ્યોનો આદર્શ હતો. ફ્રાન્સમાં આકર્ષક બનેલાં સ્વતંત્રતા, સમાનતા, અને ભ્રાતૃભાવનાં સૂત્રો યુરોપભરમાં લોકપ્રિય બને છે, અને સાથે વ્યક્તિગત સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પણ તેટલા જ પ્રચલિત બને છે. આ વિચારોને અંગે યુરોપના ઘણાખરા દેશોમાં પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિનો વિકાસ થાય છે. ગતયુદ્ધ પછી યુરોપનાં કેટલાંક રાજ્યોમાં રાજાશાહીનો નાશ થયો અને પ્રજાસત્તાક તંત્રો સ્થપાયાં, જ્યાં પ્રજાસત્તાકો હતાં ત્યાં પ્રજાકીય સત્તા વધારવામાં આવી, અને જર્મની જ્યાં પ્રજાવાદી તંત્ર પ્રથમથી જ પ્રજા સ્વભાવને પ્રતિકૂળ હતું ત્યાં પણ પાર્લામેન્ટરી તંત્રની સ્થાપના કરવામાં આવી. ઘડીભર તો પ્રેસિડન્ટ વિલ્સનના શબ્દોમાં લાગ્યું કે યુરોપ પ્રજાતંત્રવાદ માટે સલામત (Safe for democracy) બન્યું હતું. પણ પ્રજાતંત્રવાદનાં પૂર વળતાં હતાં તેની ઉપરછલી દૃષ્ટિએ ભાગ્યે જ કોઈને ખબર પડતી હતી. ગતયુદ્ધમાં સાંપડેલ વિજયથી થોડીવાર પ્રજાતંત્ર-

વાદી દેશો આ વસ્તુ ભૂલી ગયા તો પણ ચાલ્યું. પણ આ ભ્રામક અવસ્થા લાંબો કાળ ટકી શકી નહિ.

વિજ્ઞાનયુગની શરૂઆત થતાં માણસોની સુખ સાધનની સગવડતાઓ વધી, જરૂરિયાતો પણ તેટલી જ વધી, યંત્રો વડે વસ્તુઓનું ઉત્પન્ન પણ તેટલું જ વધ્યું, વેપાર વધ્યો, ઉદ્યોગો વધ્યા, કારખાનાંઓ વધ્યાં, અને સાથે મિલ્કતની અસમાનતા અને ગરીબાઇ પણ વધી. માણસોના જીવનનું ધોરણ ઉચું થવા લાગ્યું, જીવનકલહ વધુ તીવ્ર થયો, હરિફાઇ વધી, શ્રીમંતો વધુ શ્રીમંત થવા લાગ્યા અને ગરીબો વધુ ગરીબ બન્યા. જગતમાં મૂડી વધી, વસ્તુઓ વધી પણ આ બધાની વ્યવસ્થા કેમ થવી જોઇએ તેની મૂંઝવણ પણ વધી. શ્રમજીવીઓને થયું કે પ્રજાતંત્રવાદના નામે મૂડીદારો અને જમીનદારો તેઓનું મોટા પાયા પર શોષણ કરતા હતા. ગરીબ મધ્યમ વર્ગને થયુ કે ધનાઢયો, લક્ષ્મીનંદનો, અને કુબેરપતીઓ માટે પ્રજાતંત્રવાદ સર્જાયો હતો. બીજી તરફથી ઉદ્યોગો અને કારખાનાંના વિકાસને અંગે શ્રમજીવીઓનો વર્ગ કૂદકે અને ભૂસકે વધતો જતો હતો. ગરીબ મધ્યમવર્ગ અને શ્રમજીવીઓની આર્થિક મુશ્કેલીઓનો તોડ પ્રજાતંત્રવાદ કાઢી શકયો નહિ. પ્રજાતંત્રવાદમાં સ્વતંત્રતા અને સમાનતાનું પ્રતિક મત હતો. ભુખે મરતા તથા લોહી નીચોવતા ગરીબ અને શ્રમજીવી વર્ગને મતની જરાય પડી નહતી. મત મળવાથી તેની ભૂખ મટતી નહતી. ચાર પાંચ વર્ષે મત આપવાનો વખત આવે અને ચૂંટેલ પ્રતિનિધિ મત આપનાર ગરીબ વર્ગ માટે કાંઇપણ ન કરી શકે અગર શ્રીમંતોની લાગવગનો ભોગ બને ત્યારે આ વર્ગને અસંતોષ થાય તે સ્વાભાવિક છે. ઉપરાંત પ્રજાતંત્રવાદી પાર્લામેન્ટરી પદ્ધતિમાં કાળક્ષેપ અને વિલંબ જે તેની સામેના મોટા આક્ષેપો છે તે તેમના તેમ ચાલુ રહ્યા. આર્થિક, રાજકીય, અને સામાજીક સમાનતાના સિદ્ધાંત પર સ્થાપિત થયેલ પ્રજાતત્રવાદ ૧૦૦ વર્ષને અંતે ગોકળ ગાયની ગતિએ થોડા ઘણા નજીવા સુધારા કરી શકયો તેથી યુરોપની

પ્રજાને તેના માટે માન તદ્દન ઘટી ગયું. બીજી તરફથી રશિયામાં સામ્યવાદી રાજ્યની સ્થાપના થઇ ચૂકી હતી. આર્થિક અરાજકતાનો તોડ કાઢવા તથા શ્રમજીવીઓના ઉદ્ધાર માટે સામ્યવાદી આદર્શોની જગતભરમાં અસર થઈ હતી. સામ્યવાદના વિપ્લવકારી વિચારોથી મૂડીવાદી જગતને આંચકા પણ લાગવા માંડયા. ગત યુદ્ધમાં ગાત્ર ખુવાર થયેલા દેશોમાં આર્થિક વિટંબણાઓનો કોઈ પાર રહ્યો નહિ. આ દેશોમાં સામ્યવાદી બળવો ફાટી નીકળવાનો સખ્ત ભય ઉભો થયો, અને પરિણામે આ ભયનો સામનો કરવા, અને પ્રજાતંત્રવાદની નિષ્ફળતાને અંગે યુરોપમાં ફેસીસ્ટવાદ અને સરમુખત્યારશાહીનો ઉદ્ભવ થાય છે.

## સરમુખત્યારશાહીનો ઉદ્ભવ

સરમુખત્યારીનો ઉદ્ભવ નરી આર્થિક અને રાજકીય અરાજકતાને અંગે થાય છે. ઇ. સ. ૧૯૧૭ના રશિયન બળવા પછી રશિયામાં નિકોલાઇ લેનિનના આધિપત્ય હેઠળ સરમુખત્યારશાહી સ્થાપવામાં આવી. પરંતુ રશિયાની સરમુખત્યારી તે શ્રમજીવીઓની સરમુખત્યારી કહેવાય છે, જેના ઉદ્દેશો અને આદર્શો બીજી સરમુખત્યારી કરતાં જુદા જ રહે છે. સરમુખત્યારશાહીમાં પાર્લામેન્ટરી તંત્રથી તદ્દન વિરૂદ્ધ પ્રકારનું એકહથ્થુ તંત્ર રહે છે.

રશિયા પછી સરમુખત્યારશાહી અપનાવનાર બીજો દેશ ઇટલી છે. ૧૯૨૨માં બેનીટો મુસોલીની એ ઇટલીમાં સરમુખત્યારશાહી સ્થાપી. પણ ઇટલીની સરમુખત્યારી તે 'ફેસીસ્ટવાદી' સરમુખત્યારી હતી. ફેસીસ્ટવાદમાં રાજ્ય એ સર્વોપરી વસ્તુ બને છે. રાજ્યહિતની વેદી ઉપર વ્યક્તિસ્વાતંત્ર્યનો ભોગ આપવામાં આવે છે. ફેસીસ્ટવાદ પણ એક જ પક્ષમાં માને છે, અને પ્રતિનિધિત્વ ધંધાદારી વિભાગો પ્રમાણે આપવામાં આવે છે. ફેસીસ્ટવાદ સર્વોપરી નેતાગીરીમાં માને છે. ફેસીસ્ટવાદમાં રાષ્ટ્રાભિમાન ઉન્માદની અવસ્થાએ વિકસાવવામાં આવે છે, અને બળ, હિંસા, અને

આક્રમણ આ વાદનાં સૂત્રો થઇ પડે છે. ફેસીસ્ટવાદ અને સામ્યવાદ બન્ને પાર્લામેન્ટરી પદ્ધતિને ધિક્કારે છે.

ઇટલી પછી ૧૯૩૪માં જર્મનીમાં જે ફેસીસ્ટવાદ આવે છે તેને નાઝીવાદ કહેવામાં આવે છે. નાઝીવાદ અને ફેસીસ્ટવાદ બેઉ રાષ્ટ્રીય સમાજવાદના પ્રકારો છે. બન્નેની રીતરસમો એક જ છે, માત્ર સ્થાનિક પરિસ્થિતિ જુદી હોવાથી અમુક ઉદ્દેશોમાં તફાવત રહે છે. ઇંગ્લેન્ડ જે પાર્લામેન્ટરી તંત્રની જન્મભૂમિ ગણાય છે ત્યાં પણ પાર્લામેન્ટ પાસેથી ઘણી સત્તા કારોબારી પાસે ચાલી ગયેલ છે, ત્યા સુધી કે ઇંગ્લેન્ડમાં પ્રધાનમંડળની સરમુખત્યારી ચાલે છે તેમ કહેવામાં આવે છે. ફેસીસ્ટવાદ અંગત મિલ્કત તથા વર્ગભેદમાં માને છે. મજૂરપ્રવૃત્તિ પર સખ્ત અંકુશ રાખવામાં આવે છે અને સામ્યવાદને એક યા બીજા કારણે ધિક્કારવામાં આવે છે. ફેસીસ્ટવાદ રાષ્ટ્રનું નવસર્જન ,ઘણી જ ઝડપથી કરે છે, અને રાજ્યહિત સર્વોપરી બનાવે છે તેથી શરૂઆતમાં તે આકર્ષક લાગે છે, પણ તેમાં વિચાર અને વાણી ઉપરના કડક અંકુશો, હિંસાવાદી અને આક્રમણકારી નીતિ, અને પ્રતિપક્ષ ઉપરના જુલ્મો તથા અત્યાચારોથી ઘડીભર માણસો કંપી ઉઠે છે. વાસ્તવિક રીતે જોશું તો ફેસીસ્ટવાદ પાસે આર્થિક મુશ્કેલીઓ અને વિટંબણાના પ્રશ્નોનો તોડ કાઢવા સામ્યવાદ જેવો કોઈ પણ આદર્શ નથી. આથી ફેસીસ્ટવાદ અને તેના બીજા ભાઇબંધ 'વાદો'નું ભવિષ્ય બહુ લાંબું નથી. ફેસીસ્ટવાદ એ તો માત્ર રાજકીય ઉત્ક્રાન્તિની એક અવસ્થા છે. આજે ફેસીસ્ટવાદ અને પ્રજાતંત્રવાદ વચ્ચે જીવનમરણનો સંગ્રામ ચાલે છે, જે એકબીજાનું ભવિષ્ય નક્કી કરશે તેમ લાગે છે.

આજે યુરોપમાં જે ભયંકર વિનાશતાંડવ ખેલાઈ રહ્યું છે તેમાંથી તેને બચવું હોય, માનવસંસ્કૃતિ અને રહીસહી શિષ્ટતા જાળવી રાખવી હોય, અને નૂતન રચનાને નામે બર્બરતામાંથી બચવું હોય તો રાષ્ટ્રવાદ, સમાજવાદ કે પ્રજાતંત્રવાદનાં બ્હાનાં હેઠળ બીજી પ્રજાઓને તથા રાષ્ટ્રોને પરતંત્ર

બનાવવાની તથા તેનું શોષણ કરવાની શાહી નીતિને રૂખસદ આપવી જ પડશે, ગરીબો તથા શ્રમજીવીઓના પ્રશ્નોનો તોડ લાવવો જ પડશે, અને આર્થિક તથા રાજકીય પુનર્વ્યવસ્થા કરવી જ પડશે, જેમાં દરેક મનુષ્યને પોતાનો આત્મવિકાસ સાધવા સમાન તક મળે, જેમાં દરેક વ્યક્તિને તેની શક્તિ અને જરૂરિયાત મુજબ જોઈતી વસ્તુઓ પ્રમાણસર મળી રહે, અને જેમાં દરેક દેશ પોતાની લાક્ષણિક સંસ્કારિતા જાળવી શકે અને સાથે આંતરરાષ્ટ્રીય ભાવના અને માનવબન્ધુત્વનો આદર્શ કાર્યમાં ઉતારી શકે. પ્રાર્થીએ કે જગતને આ વસ્તુઓ સત્વર સાંપડે !

ઉત્તરાયણ, ૧૯૯૭<br>
રાજકોટ<br>
તા. ૧૪-૧-૪૧

હરકાન્ત શુક્લ

# અનુક્રમ

[ વિભાગ બીજો ]

રાષ્ટ્રસભા, ફ્રેન્ચ રાજ્ય બંધારણના આધુનિક ફેરફારો; **ઇટલી**, રાજા, ધારામંડળ, સેનેટ, ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ, ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સીલ, પ્રાન્તિકતંત્ર, ધંધા પ્રમાણે પ્રતિનિધિત્વ આપવાની પદ્ધતિ, ફેસીઝમ ફેસીસ્ટ નીતિ; **જર્મની**, ૧૯૧૪ પહેલાનું જર્મની, વેઇમર બંધારણ, પ્રમુખ, ધારામંડળ, ન્યાયખાતું, નાત્ઝીવાદ અને તેનો વિકાસ, જર્મનીનું નાત્ઝી રાજ્યતંત્ર, નાત્ઝી જાતિ, આર્યભાવના, આર્થિકનીતિ, સામ્યવાદનો વિરોધ, વર્સાઇના કરારો, નાત્ઝીવાદ અને શ્રમજીવીઓ, નાત્ઝીઓ અને ધર્મ, નાત્ઝીવાદ અને યુદ્ધ; **રશિયા**. ૧૯૧૭ના સામ્યવાદી બળવાઓ, સામ્યવાદીતંત્રની ભૂમિકા, રશિયાની પાંચ વર્ષની યોજના, રશિયાનું સોવિયેટ બંધારણ, સંયોજીત રાજ્યો, મતાધિકાર, ધારામંડળ, કારોબારી, કાઉન્સિલ ઓફ પીપલ્સ કોમીસરીઝ, સુપ્રીમ કોર્ટ, રશિયાની સહકારી યોજના, સર્વોપરી સામ્યવાદીપક્ષ, યુવાનોનાં મંડળો, સામ્યવાદી રશિયાની જમા અને ઉધાર બાજુ, રશિયાની પરદેશ નીતિ; **ચીન**, ચીનનું પ્રજાસત્તાક, ચીનનો આંતરવિગ્રહ, ચીનમાં સામ્યવાદ, ચાંગ-કૈ-શાક, ચીનનું રાજ્યબંધારણ, ન્યાયવિષયક કાઉન્સિલ, પરીક્ષક કાઉન્સિલ, દેખરેખ રાખતી કાઉન્સિલ, જાપાનનો સામનો, ચીનનો શરીરછેદ; **તુર્કસ્તાન**, ગત મહાયુદ્ધ વખતનું તુર્કસ્તાન, નવું તુર્કસ્તાન, કમાલના સુધારાઓ, તુર્કસ્તાનનું રાજ્યબંધારણ, સ્થાનિક તંત્ર, તુર્કી પ્રજાસત્તાકના પ્રમુખ, તુર્કસ્તાનના આર્થિક પ્રશ્નો, તુર્કીની પરદેશ નીતિ; **જાપાન**, જાપાની સત્તાનો ઉદય, જાપાનનું રાજ્યબંધારણ, ધારામંડળ, કારોબારી, શહેનશાહ, પક્ષપદ્ધતિ, જાપાનના લોકો, મજૂરો અને ખેડૂતો, જાપાનમાં રાજદ્વારી ખૂનો, જાપાની રાષ્ટ્રવાદ, જાપાનની વિસ્તાર નીતિ, ચીન-જાપાન યુદ્ધ, જાપાનની પરદેશ નીતિ; **હિન્દુસ્તાન**, ચાર્ટર એક્ટસ, ૧૮૫૮ નો ઢંઢેરો, ૧૮૬૧ નો ઇન્ડિયા કાઉન્સિલ એક્ટ, ૧૮૯૨ નો કાઉન્સિલ એક્ટ, ૧૯૦૯ ના મોર્લી-મિન્ટો સુધારા, મોન્ટ-ફર્ડ સુધારા, હિન્દી સમવાયતંત્ર, પાર્લામેન્ટ, હિન્દી વજીર, મધ્યસ્થ તંત્ર, પ્રાન્તિક સ્વરાજ્ય, હિન્દમાં દેશી રાજ્યો, ૧૯૩૫ ના સમવાય તંત્રની નિષ્ફળતા, ૧૯૩૯ ના યુરોપીય યુદ્ધની હિન્દ ઉપર અસર.

# ગ્રન્થસૂચિ

[ નીચેનાં પુસ્તકોનો આધાર આ ગ્રન્થ રચવામા કોઇને કોઇ સ્થળે લેવાયો હોવાથી લેખક એ પુસ્તકોના લેખકોના પોતાને ઋણી માને છે. ]


AMOS : Science of Politics.

ARISTOTLE : Politics.

AUSTIN : Jurisprudence.

BARKER : Political Thought in England from Spencer to Present day.

BARNES : Sociology and Political Theory, Universal Aspects of Fascism.

BEÑÍPRASAD : Theory of Government in Ancient India.

BLUNTSCHLI : The Theory of the State.

BORCHARD : Political Theories of Recent Times.

BOSANQUET : The philosophical Theory of the State.

BRYCE : Modern Democracies.

BROUN : The Punderlying rinciples of Modern Legislation.

BUELL : New Governments of Europe, International Relations.

BURGESS : Dolitical Science and Constitutional Law.

BURNS : Political Ideals.

CATLIN : The science and method of Politics.

COKER : Organismic Theory of the State, *Recent Political thoughts.*

CUNNINGHAM : Economics and Politics.

DICEY : Law of the Constitution.

DODD : *Growth of Judicial power.*

DOUGLAS : Proletarian Political Theories.

DUNNING : Political Theory from Rousseau to Spencer.

EVANS : Protection of Minorities.

ELLIS : Pluralistic State.

ELLWOOD : The present condition of the social sciences.

FIGGIS : The great Leviathan.

FINER : The theory and practice of Modern Government.

FORD : Natural History of the State, Represantative Government.

GARNER : Political science and Government.

GETTEL : Readings in Political Science.

GILCHRIST : *Principles of Political Science.*

GRAHAM : Socialism, New and Old.

GUNTHUR : Inside Europe, Inside Asia.

HEIDAN : *History of National Socialism.*

HOBHOUSE : Social evolution and Political Theory.

HOBSON : Democracy After the War.
JAWAHARLAL N. : Glimpses of World History.
JAYASWAL : Hindoo Polity.
JENKS : History of Politics.
JOAD : Liberty Today, Modern Political Theories.
KEITH : Responsible Governments in the Dominions.
LAHIRI & BANNERJI : Introduction to Principles of Civics.
LASKI : Grammer of Politics, Lntroduction to Politics, Democracy in crisis, Communism, Problem of Sovereignty.
LECKEY : Democracy and Liberty.
MAINE : Popular Government.
MERRIANE : New Aspects of Politics.
MILL : Representative Government, Essay on Liberty.
MONTESQUIEU : The spirit of Laws.
MOORE : Digest of International Law.
OPPENHEIMER : The State.
PLATO : The Republic.
POLLOCK : Introduction to the History of Political Science.
RAMAIYAR : Outline of Politics.
SEELEY : Introduction to Politics.

| | |
|---|---|
| SIDGWIC | : Elements of Politics. |
| SHAW | : Intelligent Woman's guide to Socialism. |
| SMITH | : The Domain of Politics. |
| SPENDER | : Governments of Mankind. |
| STRACHY | : Menace of Fascism. |
| STRONG | : Modern Political Constitutions. |
| TEMPERLEY | : History of the Paris peace conterence |
| TREITSCHKE | : Politics. |
| WELLS | : Rights of Man, Outline of History. |
| WEYL | : The New Democracy. |
| WILLOUGHBY | : The nature of the State. |
| WILSON | : The State. |
| ZIMMERN | : Nationality and Government. |

— संस्कृत ग्रंथसूचि —

| | |
|---|---|
| कौटिल्य | : अर्थशास्त्र |
| कामंदक | : कामंदकीय नीतिसार |
| नीलकंठ | : नीतिमयूख |
| सोमदेव | : नीति वाक्यामृत |
| शुक्र | : शुक्र नीतिसार |

## પ્રકરણ ૧ લું

## રાજકારણ

### રાજકારણની વ્યાખ્યા

મનુષ્ય વનમાનવી હતો અને જંગલમાં ટોળીઓમાં ફરતો હતો, ત્યારથી શરૂ કરી અત્યારસુધીના કોટ, હેટ, અને પાટલુનમાં સજ્જ થયેલ અને શહેરોમાં રહેતા મનુષ્યની સંસ્કૃતિની ઉત્ક્રાંતિના થરો ઉથલાવશું તો માલુમ પડે છે કે મનુષ્યબુદ્ધિની મોટામાં-મોટી પ્રાપ્તિ એ રાજ્ય છે. રાજ્ય એ બીજું કાંઇ નહિ પણ મનુષ્યના સંહતિજીવનને વ્યવસ્થિત, ક્રમબદ્ધ, અને ધોરણસર કરનારી સંસ્થા છે. રાજ્ય માટે કાંઇપણ કહેતાં પહેલાં-રાજકારણ એટલે શું તે જાણવું આવશ્યક છે, કારણ કે રાજકારણ આજે જીવનનો એક જરૂરી વિભાગ બનેલ છે, કારણ કે રાજકારણનો આપણે વિચાર ન કરીએ તોપણ રાજકારણ આપણો વિચાર કરે છે. રાજકારણ એ પ્રાચીન તથા અર્વાચીન સમાજમાં કેવી જાતનું રાજ્ય હતું તથા ચાલે છે તેને લગતું શાસ્ત્ર છે. આ શાસ્ત્રમાં રાજ્યની રચના, રાજ્યસત્તા ભોગવવાની જુદી જુદી પદ્ધતિઓ, રાજ્યનીતિ, રાજ્યધર્મો અને રાજકીય સિદ્ધાંતોનો સમાવેશ થાય છે. પ્રાચીન આર્યાવર્તમાં રાજકારણને રાજ્યનીતિશાસ્ત્ર અથવા અર્થશાસ્ત્ર તરીકે ઓળખવામાં આવે છે. અંગ્રેજીમાં રાજકારણને "Political Science" ('પોલીટિકલ સાયન્સ') કહેવામાં આવે છે. આજે આપણા સમાજમાં પણ રાજકારણ કરતાં પોલીટિક્સ્ એ શબ્દ વધુ ઘરગથ્થુ થઇ પડેલ છે. પોલીટિક્સ્ એ પ્રાચીન ગ્રીકશબ્દ "Polis" એટલે નાગરિક એ સબ્દ પરથી નીકળેલ છે, અને શરૂઆતમાં પોલીટિક્સ્ એટલે "નાગરિકતાનું શાસ્ત્ર" તેમ અર્થ થતો. પરંતુ સમય જતાં આનો અર્થ રાજકારણ થાય છે. ટુંકામાં કહીએ તો રાજકારણ એ રાજ્ય ચલાવવાનું શાસ્ત્ર છે અને તે સમાજશાસ્ત્રનો એક વિભાગ છે.

### રાજકારણશાસ્ત્ર

રાજકારણ શાસ્ત્ર શા માટે કહેવાય છે તે પ્રશ્નના ઉત્તરમાં કહીએ તો અર્થશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, કે રસાયણશાસ્ત્ર જેવું પદ્ધતિસર જ્ઞાનવાળું રાજકારણ શાસ્ત્ર છે, અને તેથી જ તે રાજકારણશાસ્ત્ર કહેવાય છે. પદાર્થ-વિજ્ઞાન અગર તો રસાયણશાસ્ત્રમાં વસ્તુની ચોકસાઇ નક્કી કરવી શક્ય છે; $H_2O$ એટલે પાણી જ થાય તેવી વ્યાખ્યા બાંધી શકાય છે. પરંતુ અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, કે રાજકારણશાસ્ત્રમાં આવી ચોકસાઇ નિયત કરવી લગભગ અશક્ય છે. આમ છતાં પણ શાસ્ત્રને લગતી ગણના અને ચોકસાઇનો ઉપયોગ રાજકારણમાં નથી થઈ શકતો તેમ નહિ. રાજકારણ એ મનુષ્યના આચરણના ઘડતરને લગતું શાસ્ત્ર છે, અને મનુષ્યવર્તન એ કાંઇ સીધી લીટી નથી, તેની ઘટના વિચિત્ર છે. ગણિતશાસ્ત્રના હિસાબે ૧+૧=૨ થાય તેવી ગણના કરવી રાજકારણમાં મુશ્કેલ છે. રાજકારણમાં તો વાસ્તવિક ઘટના ઉપરથી સંતુલના કરી, તીવ્ર નિરીક્ષણ શક્તિ ઉપર આધાર રાખી અનુમાનો બાંધવાં પડે છે. સામાજિક સંસ્થાઓના તુલનાત્મક અભ્યાસથી તેમજ પ્રાચીન બનાવોની ખરી તપાસ વડે સત્ય અનુમાનો અને સિદ્ધાંતો ઘડી શકાય છે. ખનીજ અને ખગોળશાસ્ત્રમાં પણ ખરેખર પ્રયોગો અને ચોક્સ માપ થઇ શકતાં નથી. પરંતુ તેથી કરીને તે શાસ્ત્રો મટી જતાં નથી, તેમજ તે ખોટાં છે તેમ પણ કહી શકાતું નથી. આવી જ રીતે રાજકારણમાં પણ ચોક્સ આંકડાઓ કે વ્યાખ્યાઓ ન મળી શકે તેથી તે શાસ્ત્ર મટી જતું નથી.

### રાજકારણનું ક્ષેત્ર

ભૂતકાળ તેમજ વર્તમાનકાળમાં રાજ્યની હદ અને રાજ્ય ચલાવવાની પદ્ધતિઓમાં અનેક જાતના ફેરફારો થતા આવે છે. આજે જગતમાં ૩૦૦ જેટલાં રાજ્યો છે, જેમાં ૭૫ જેટલાં સ્વતંત્ર અને સાર્વભૌમ સત્તા ભોગવતાં રાજ્યો છે. રાજ્યની સરહદના ફેરફારોની જેમ રાજ્યમાં વસ્તીસંખ્યામાં પણ

ફેરફારો થતા આવે છે. પ્લેટોના સમયમાં રાજ્ય અને શહેર બન્ને પર્યાય વાચક શબ્દો હતા. પ્લેટોની એવી માન્યતા હતી કે એક શહેરની વસ્તી૫૦૦૦ માણસોથી વધુ ન હોવી જોઇએ. હાલમાં પાયરનીસમાં આવેલ એન્ડોરાનું પ્રજાસત્તાક પ્રાચીન ગ્રીસના નગરરાજ્ય (City State)ને મળતું આવે છે. આજે આવું રાજ્ય ભાગ્યે જ આદર્શ ગણાય છે. ઇટલીમાં આવેલ વેટીકન શહેર એ જગતનું નાનામાં નાનું રાજ્ય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૦૮ એકર છે અને વસ્તીસંખ્યા ૬૩૨ની છે. જ્યારે બીજી તરફથી યુનાઇટેડ સ્ટેટસનું ક્ષેત્રફળ ૩૫૦૦૦૦૦ ચોરસમાઇલ છે, અને વસ્તી લગભગ બાર કરોડ માણસોની છે, રશીયાનું ક્ષેત્રફળ ૮૨૫૦૦૦૦ ચોરસ માઇલ છે અને વસ્તી ૧૬ કરોડની છે, હિંદનું ક્ષેત્રફળ ૧૭૫૦૦૦૦ ચોરસ માઇલ છે અને વસ્તી લગભગ ૪૦ કરોડની છે. આ ત્રણે રાજ્યોનું વસ્તી-પ્રમાણ લઇએ તો જગતની વસ્તીના ૩૪% જેટલું પ્રમાણ થાય છે.

રાજકારણને વ્યક્તિગત રીતે આ રાજ્યો સાથે સંબંધ નથી, પણ આ રાજ્યોની રાજકીય તથા સામાજીક પદ્ધતિ સાથે તુલનાત્મક સંબંધ ધરાવે છે. એટલે રાજકારણને દરેક રાજ્યની રાજ્ય ચલાવવાની પદ્ધતિ સાથે સંબંધ હોવાથી તેનું ક્ષેત્ર ઘણું જ વિશાળ અને વિપુલ રહે છે. હિંદનાં ગામડાંઓની ગ્રામ પંચાયતથી માંડી રાષ્ટ્રસંઘ જેવી સંસ્થાઓનો આમાં સમાવેશ થાય છે, રાજાસત્તાક રાજ્યથી માંડી સામ્યવાદી શ્રમજીવીઓના રાજ્ય સુધીનો આમાં સમાવેશ થાય છે. આજે મનુષ્યજીવનનું બાહ્ય ધોરણ તથા એક બીજા મનુષ્યો વચ્ચેનું વર્તન રાજ્ય નક્કી કરે છે, એટલે રાજકારણ એ બધાં શાસ્ત્રોથી ઉપરવટ અને સર્વોપરી રહે છે; અને આથી કરીને તેના ક્ષેત્રનો વિસ્તાર પણ મનુષ્યજીવનના દરેક વિભાગને ફરી વળે છે.

### રાજકારણના પ્રકારો

કેટલાક લેખકો રાજકારણના વ્યવહાર (Practical) અને શાસ્ત્રીય (Theoretical) તેવા બે પ્રકારો પાડે છે. શાસ્ત્રીય રાજકારણ

તથા રાજકીય સંસ્થાનાં કાર્યો તથા ધર્મોના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવામાં આવે છે, ત્યારે વ્યવહારૂ રાજકારણમાં આ સિદ્ધાંતો કેટલી હદ સુધી સફળ રીતે અમલમાં મૂકાયા છે તે જોવામાં આવે છે. પરંતુ આજે આ ભેદો નકામો-ગુંચવાડો ઉભા કરતા હોવાથી નિરર્થક ગણાય છે.

## રાજકારણનો બીજાં શાસ્ત્રો સાથેનો સંબંધ

આધુનિક યુગમાં મનુષ્યજીવનમાં વિજ્ઞાને ઘણું જ મહત્ત્વનું સ્થાન મેળવેલ છે. આજે ઘણીખરી કિંમતી શોધખોળો અમુક વિષયના ખાસ અભ્યાસને આભારી છે તેમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. આજે આને અંગે જીવનના જુદા જુદા વિભાગો એટલા બધા નજીક આવતા જાય છે કે દરેક-દરેક શાસ્ત્ર એકબીજા સાથે આંતરસંબંધથી જોડાયેલ રહે છે.

### સમાજશાસ્ત્ર (*Sociology*)

સમાજશાસ્ત્ર એ સમાજની દરેક બાજુનો નીચોડ કાઢતું શાસ્ત્ર છે. મનુષ્યમાનસને લગતું આ શાસ્ત્ર હોવાથી, મનુષ્ય મનમાંથી ઉદ્‌ભવેલા દરેક વિષય અને તેના વર્તનથી બંધાયેલી દરેક સંસ્થાનો આમાં સમાવેશ થાય છે. આ શાસ્ત્ર તાજેતરમાં ઉદ્‌ભવેલું હોવાથી આજે વિજ્ઞાનશાસ્ત્રીઓનું પૂરેપૂરૂં ધ્યાન ખેંચી રહ્યું છે. બીજા કોઈપણ શાસ્ત્ર કરતાં સમાજશાસ્ત્ર એ એક જ શાસ્ત્ર છે કે જેમાં મનુષ્યના માનવજીવન અને વર્તન વચ્ચેના આંતરસંબંધ વિષે વધુમાં વધુ વસ્તુઓ કહેવામાં આવેલ છે. આ શાસ્ત્રમાં રાજકારણ એ મહત્ત્વનો વિભાગ બને છે. સમાજશાસ્ત્ર એ મનુષ્યવર્તન અને સ્વભાવનો સમગ્ર રીતે ઉલ્લેખ કરતું હોવાથી ખૂબ વિશાલ બનેલ છે. આધુનિક તથા ભૂતકાળના રાજકારણને સંપૂર્ણ રીતે જાણવા માટે સમાજ-શાસ્ત્રનો અભ્યાસ આવશ્યક છે, કારણકે આ શાસ્ત્રમાં રાજકારણના સિદ્ધાંતોનાં બીજ રોપાયેલાં રહે છે.

### અર્થશાસ્ત્ર (Economics)

અર્થશાસ્ત્ર અને રાજકારણ એટલાં બધાં નજીકનાં શાસ્ત્રો છે કે તેમને

જોડીઆં શાસ્ત્રો કહીએ તો પણ ખોટું નથી. રાજકારણ અને અર્થશાસ્ત્ર બન્ને અલગ અલગ શાસ્ત્રો છે, છતાં પણ બન્નેની ભૂમિકા એક જ છે. આજના યંત્ર અને અર્થયુગમાં આર્થિક ઉદ્દેશ જીવનમાં ઘણો જ તીવ્ર બનતો જાય છે. બીજી તરફથી ધાર્મિક અને જાતોની (Ethnological) સંહતિ ઓછી થતી જાય છે. જીવનની આંકણી આજે આર્થિક સફળતા ઉપર જ અવલંબે છે. આજના યુગમાં રાજ્યની વૃત્તિ અને પ્રવૃત્તિઓ આ ભૂમિકા ઉપર જ રચાયેલ છે. તેમાંય છેલ્લાં સો વર્ષમાં યંત્ર અને ઉદ્યોગોના વિકાસને અંગે વેપાર વાણીજ્ય વધતાં રાજ્યની આર્થિક પ્રવૃત્તિઓ ઘણી જ વધી ગયેલ છે. રાજ્યની ઉપજનું રક્ષણ, મુલકો અને સસ્થાનોની પ્રાપ્તિ અને સંરક્ષણ, રક્ષિત મુલકની શોષણક્રિયા, કરવેરા, જાહેરખર્ચ, મજૂરીના દરો નક્કી કરવા, પ્રજાની શારીરિક શક્તિનો વિકાસ સાધવો, આરામનું ધોરણ નક્કી કરવું વગેરે વિષયો આજે અર્થશાસ્ત્રને લગતા થઇ પડેલ છે. અંગ્રેજીમાં તો અર્થશાસ્ત્ર અને રાજકારણનો એક જ શબ્દ બનાવી દીધેલ છે અને તે "Political Economy" એટલે "રાજકીય અર્થશાસ્ત્ર" છે. અગાઉ અર્થશાસ્ત્રને રાજકારણની અભિસારિકા માનવામાં આવતું. આજે પણ અર્થશાસ્ત્રને ભાગ્યે જ રાજકારણથી છૂટું પાડી શકાય તેમ છે. આજે પણ અર્થશાસ્ત્ર મુત્સદ્દીઓ અને રાજકીય પુરૂષોના હાથમાં રમતું સાધન છે, અને આજે પણ અર્થશાસ્ત્ર રાજકારણનું દાસત્વ ભોગવે છે.

### ઇતિહાસ

ઇતિહાસ એ રાજકારણ માટે હકીકતોનો અખૂટ ભંડાર છે. એમ ઘણીવાર કહેવામાં આવે છે કે ઇતિહાસ એ ભૂતકાળનું રાજકારણ છે, અને રાજકારણ એ વર્તમાનનો ઇતિહાસ છે. ઇતિહાસના જ્ઞાન વગર રાજકારણનો અભ્યાસ નકામો નીવડે છે. ભૂતકાળના ઇતિહાસનો રાજકારણના દૃષ્ટિબિંદુથી અભ્યાસ થઇ શકે છે, અને તેને ઐતિહાસિક રાજકારણ કહેવામાં આવે છે. હંમેશાં મહાન પુરૂષો પોતાના સમયના સમાજ ઉપર ઘણી અસર કરે છે એટલે તેમને કયા સંજોગોમાં સફળતા કે નિષ્ફળતા મળી તે જાણવું આવશ્યક

રહે છે, અને તેટલા પૂરતું પણ ઇતિહાસનું જ્ઞાન આવશ્યક છે. ઇતિહાસમાં એવાં એવાં તત્ત્વો સૂક્ષ્મ રીતે રહેલાં છે કે જે રાજકારણના અભ્યાસ માટે ખાસ જરૂરી રહે છે.

## ભૂગોળ.

આજકાલ સમાજના શાસ્ત્રીય અભ્યાસ માટે સમાજ જે પ્રદેશમાં રહેતો હોય ત્યાંનાં હવા પાણી, ઋતુ, સંજોગો વગેરે તરફ પૂરતું લક્ષ આપવું જરૂરી રહે છે. ભૂગોળ એ મનુષ્યના પૃથ્વી પરત્વેના સંજોગોનો અભ્યાસ છે. ભૌગોલિક સંજોગો મનુષ્યના શરીર, બુદ્ધિ, અને પ્રગતિ ઉપર ખૂબજ અસર કરે છે. પરિણામે મનુષ્યના ભૌગોલિક સંજોગોની રાજકારણ ઉપર અસર થયા વિના રહેતી નથી. ઉષ્ણ પ્રદેશમાં કુદરતના ગાઢ સંસર્ગથી માણસોમાં જેટલું ધૈર્ય અને આધ્યાત્મિક વૃત્તિ માટે વલણ થાય છે તેટલું ઠંડા પ્રદેશોમાં થતું નથી. ઠંડા પ્રદેશોમાં માણસો ઉદ્યોગ અને પ્રવૃત્તિશીલ રહે છે. આજે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં જે તફાવત જોવામાં આવે છે તેનું પ્રાથમિક કારણ ભૌગોલિક સંજોગો છે. આ સંજોગો રાજકારણ ઉપર પણ તેટલી જ અસર કરે છે. મહાત્મા ગાંધીજીના અહિંસક સિદ્ધાંતો અને સત્યાગ્રહ યુરોપની ભૂમિ ઉપર નિષ્ફળ જ નીવડે. યુરોપમાં તો હીટલર, સ્ટેલીન, અને મુસોલીની એ ત્યાંના સંજોગોનો સ્વાભાવિક ફાલ છે.

આમ ભૌગોલિક સંજોગો માનવ-માનસ અને જીવન ઉપર ઘણી જ લાગવગ ધરાવે છે, એટલે રાજકારણ અને ભૂગોળ વચ્ચે પણ ઘણો ઊંડો સંબંધ રહે છે.

## માનસશાસ્ત્ર (Psychology)

માનસશાસ્ત્ર એ મનુષ્યનાં મન, વિચાર, લાગણી અને ઇચ્છાની કાર્યશક્તિને લગતું શાસ્ત્ર હોવાથી વ્યક્તિગત અને સામાજીક રીતે મનુષ્યના સામાજીક જુથોની રાજકીય પ્રવૃત્તિ ઉપર હાતીલ પ્રકાશ ફેંકી શકે છે. માનસશાસ્ત્રના બે વિભાગો છે. પ્રથમ વિભાગને સામાજીક માનસશાસ્ત્ર

કહેવામાં આવે છે. આમાં સમાજના વર્ગમાનસનો ઉલ્લેખ કરવામાં આવેલ હોય છે. રાજ્યની ભૂમિકા મનુષ્યની સમૂહવૃત્તિ ઉપર રચાયેલ છે. સામાજીક માનસશાસ્ત્રના અભ્યાસમાં લોકોની કેટલીક રાજકીય સમસ્યાઓ અને પ્રશ્નોનો તોડ નીકળી શકે છે. આજના મુત્સદીઓ ટોળાંના માનસને (Mob Psychology) સારી રીતે પીછાનતા હોય છે, અને તે માનસનો સ્પર્શ કરી લોકો પાસેથી પોતાના લાભ પૂરતું કેમ કામ લેવું તે સારી રીતે જાણે છે. માનસશાસ્ત્રનો બીજો વિભાગ તે વિચારો બાબતનો છે. માણસનું મન એ માત્ર લાગણીપ્રધાન યંત્ર નથી, પરંતુ તે યોગ્યાયોગ્યનો વિચાર પણ કરી શકે છે. આ વિચારશક્તિને લઇને રાજકીય સંસ્થાઓ, સિદ્ધાંતો, અને વિચારો તેની ભૌગોલિક મર્યાદા બહાર જઇ શકે છે. જે વિચારોમાંથી જીવન અને શક્તિ મળે છે તે વિચારો પાંખોવાળા હોય છે, અને તેઓ ઘણી જ તીવ્ર ઝડપથી મોટા સમુદ્રો પણ ઓળંગી શકે છે. આજે સમાજવાદ, સામ્યવાદ કે રાષ્ટ્રવાદના વિચારો જર્મની, રશીયા કે ફ્રાન્સમાંજ ગુંગળાઇ રહેલા નથી. તેઓ જગતભરમાં પ્રસરી ચૂક્યા છે. મનની એવી લાક્ષણિકતા છે કે તે મોટા અને વધુ બળવાન મનથી ત્વરિત બને છે. મનની શક્તિ જ્વાલામુખીથી પણ અધિકતર છે. આજે એક જ મન કરોડોનો સંહાર કરી શકે છે, જ્યારે બીજું મન જગતની પ્રજાને હિંસામાંથી અલગ રહેવા ઉપદેશ કરે છે. મન ઉપર અસર કરનારી વસ્તુ વિચાર છે, અને વિચાર એ સર્વ શાસ્ત્રોની જન્મભૂમિ છે. રાજકારણનો વિષય જેટલો મહત્ત્વનો છે તેટલું જ તેનું માનસશાસ્ત્રની દષ્ટિએ થયેલ પૃથક્કરણ રસિક છે.

### ફિલસુફી અગર તત્ત્વચિંતન

ફિલસુફી એ મનુષ્યજીવનનો ઉદ્દેશ અને હેતુ નક્કી કરે છે, એટલે આધુનિક તેમજ પ્રાચીન તત્ત્વચિંતકો રાજકારણને જીવનફિલસુફીના એક વિભાગ તરીકે માને છે. ગ્રીસના પ્રખ્યાત તત્ત્વવેત્તાઓ પ્લેટો અને એરીસ્ટોટલે જીવનનું કલ્યાણ અને સદ્‌ગતિને નગરરાજ્યના જીવન સાથે

સરખાવેલ છે. મધ્યયુગમાં પણ તત્ત્વચિંતકો અને ધર્મશાસ્ત્રીઓ માનતા કે જીવનના અંત અને ઉદ્દેશને એજ આદર્શ રાજ્ય સાથે ઘણો સંબંધ છે. રાજ્ય અને ધર્મ એ બે મનુષ્યવર્તનને કાબુમાં રાખનારી સંસ્થાઓ છે. હેગલ, નીત્સે, કેન્ટ, હર્બર્ટ સ્પેન્સર, બોઝાંકે, ગ્રીન તથા હોબહાઉસ વગેરે ફિલસુફો જીવનમાં રાજકીય તત્ત્વ ઉપર ઘણો જ ભાર મૂકે છે. રાજકારણ એ જીવનના ઉદ્દેશને પાર પાડનારી વસ્તુ હોવાથી તે ફિલસુફીનો જ વિભાગ ગણાય છે. હિંદમાં ફિલસુફોએ રાજકારણ ઉપર લક્ષ આપેલ નથી. હિંદમાં તત્ત્વચિંતનમાં આધ્યાત્મિક બાજુ તરફ એટલું બધું લક્ષ આપવામાં આવેલ છે કે જીવનની શારીરિક અને ઐહિક બાજુ તદ્દન પડતી મૂકાયેલ છે. શંકરાચાર્ય કે વલ્લભ જેવા મહાન તત્ત્વચિંતકો માત્ર આત્મા અને તેના મોક્ષ માટે જ વિવાદો કરે છે. પરંતુ આત્માને સાંચવી રાખનાર દેહ અને તેના જીવન અને જરૂરિયાતોની તેમને પડી નથી. યુરોપના રાજકારણના બધા સિદ્ધાંતો ઘડનારા ત્યાંના ફીલસુફો જ હતા. કમભાગ્યે આ સિદ્ધાંતોને અમલમાં મૂકનારા દુન્યવી ડહાપણનો ડોળ કરનારા સાધારણ સ્વાર્થબાજી મુત્સદ્દીઓ રહે છે. પરિણામે આ સિદ્ધાંતોનું યથાર્થ રહસ્ય સાંચવી શકાતું નથી તે ખેદની બીના છે. જગતનાં રાજકારણનું સંચાલન જ્યારે ફિલસુફોના હાથમાં જશે ત્યારે જ આ જગતનાં દુઃખોનું નિવારણ શક્ય છે. મહાત્મા પ્લેટો પ્રમાણે તો દરેક મુત્સદ્દીને રાજકારણના જ્ઞાન સાથે ફિલસુફીનું જ્ઞાન આવશ્યક છે.

મનુષ્યઉત્પત્તિ તથા મનુષ્યજાતોને લગતાં બે શાસ્ત્રો હમણાં ઉદ્‌ભવ્યાં તેને અંગ્રેજીમાં Anthropology અને Ethnology કહેવામાં આવે છે. આ બન્ને શાસ્ત્રોમાં પ્રાચીન મનુષ્યનાં ઉત્પત્તિ, ઉત્ક્રાંતિ, ટેવો, રીતભાત, સ્વભાવ, ધાર્મિક માન્યતા, પહેરવેશ, ખોરાક વગેરેનો ઉલ્લેખ થતો હોવાથી રાજકારણની ઉત્પત્તિ ઉપર આ બન્ને શાસ્ત્રો ઠીક પ્રકાશ ફેંકી શકે છે.

ઉપર જણાવેલાં બધાં શાસ્ત્રોને રાજકારણ સાથે ઘણો નિકટનો સંબંધ છે, એટલે તે વિષેની થોડીઘણી માહિતી રાજકારણ જાણતાં પહેલાં આવશ્યક બને છે.

## પ્રકરણ ૨ જું

## રાજ્ય

### રાજ્યનો અર્થ

રાજ્યના અનેક અર્થ થઈ શકે છે, પરંતુ રાજકારણમાં રાજ્ય એટલે એક વ્યવસ્થિત રાજકીય સંસ્થા, જેમાં માણસો અમુક જાતની રાજ્યપદ્ધતિ નીચે અમુક હદ અગર પ્રદેશમાં રહે છે. રાજ્ય અને રાષ્ટ્ર એ બે ઘણા જ નજીકના શબ્દો છે. ૧૬મી સદી પહેલાં આ બન્ને શબ્દોના અર્થ વચ્ચે સામ્ય ન હતું. ૧૬મી સદી પછીના રાજકીય તથા આર્થિક ફેરફારો અને વૈજ્ઞાનિક શોધખોળોને અંગે આ શબ્દો એટલા બધા નજીક આવી ગયા કે રાષ્ટ્ર અને રાજ્ય વચ્ચે કાંઈ તફાવત રહ્યો નથી.

આગળ કહેવામાં આવ્યું કે રાજ્ય એ એક જાતની સામાજીક સંસ્થા છે, અને સમાજની બીજી સંસ્થાઓ કરતાં ઘણી રીતે જુદી પડે છે. રાજ્ય એ સમાજની સર્વોપરી સંસ્થા હોવાથી તે બીજી સંસ્થાઓ કરતાં વધુ લાંબો વખત ચાલી શકે છે. ધર્મ એ પણ એક જાતની સંસ્થા જ છે. ફેર માત્ર એટલો કે આ સંસ્થાના સભ્યો અમુક હદમાં જ હોતા નથી, પરંતુ ગમે તે સ્થળે તેઓ રહી શકે છે. રાજ્ય એ બીજી બધી સંસ્થાઓ કરતાં વધુ સત્તાવાન અને બળવાન રહે છે. આ સિવાય રાજ્યમાં જે વ્યવસ્થા, શિસ્ત, વફાદારી અને સ્વદેશાભિમાન વગેરે તત્ત્વો જોવામાં આવે છે તે બીજી સંસ્થામાં ભાગ્યે જ હોય છે. સમાજશાસ્ત્રમાં Community એટલે જૂથ અને Associations (મંડળો) તેવા બે વિભાગો છે. કુટુંબ, ગામ, દેશ, શહેર, પ્રજા, જાત વગેરે જૂથના દાખલાઓ છે, જ્યારે ધર્મ, વર્ગસંસ્થા, પેઢી અને રાજ્ય વગેરે મંડળો અગર સંસ્થાઓના દાખલા છે

### રાજ્યનાં તત્ત્વો

કોઈ પણ સંસ્થાને રાજ્ય તરીકે ગણવા માટે નીચેનાં પાંચ તત્ત્વોની જરૂર રહે છે. અમુક ચોક્કસ પ્રદેશ અગર હદ, પ્રજા, રાજતંત્ર, સર્વોપરી સત્તા અને રાજ્ય તરીકેનો સ્વીકાર. આ બધાં તત્ત્વો સાથે લઇ રાજ્યની વ્યાખ્યા નીચે પ્રમાણે થઇ શકે છે. રાજ્ય એ માણસોની બનેલી સંસ્થા છે, જેની ભૌગોલિક સરહદ નક્કી થયેલ હોય છે, જેની સત્તા રાજ્યની તમામ પ્રજા ઉપર સર્વોપરી રહે છે, અને બીજાં રાજ્યો જેનો રાજ્ય તરીકે સ્વીકાર કરે છે.

### (૧) પ્રદેશ

રાજ્યનો પ્રદેશ એ રાજ્યનો ભૌગોલિક મુલક છે. જ્યારે રાજ્યનો પ્રદેશ અગર તેની હદ નિયત થયેલ હોય છે, ત્યારે પ્રજામાં એક જાતની ઐક્ય-ભાવના પ્રગટે છે. આગળના સમયમાં રાજ્યની હદ બરાબર નક્કી થઇ શકતી નહીં. પરંતુ આધુનિક યુગમાં અર્વાચીન સાધન સામગ્રીથી બરાબર હદ નક્કી થઈ શકે છે. અમુક રાજ્યની પ્રજા છે તેવી ભાવના કેળવવા માટે પ્રથમ મુલકની હદ નક્કી થવી ઘટે. ભૌગોલિક પરિસ્થિતિ, હવાપાણી, ઋતુમાન વગેરે અસર કરતાં તત્ત્વો છે, પરંતુ પ્રથમ વસ્તુ આ બધામાં પ્રદેશ છે.

### (૨) વસ્તી અગર પ્રજા

રાજ્યનો આત્મા પ્રજા છે. માત્ર પ્રદેશથી રાજ્ય નક્કી થતું નથી. પ્રજા રાજ્યનું ઘડતર કરે છે. પ્રજાનું છૂટાછવાયાપણું, ઘીચોઘીચ વસ્તી, શારીરિક તંદુરસ્તી, બુદ્ધિમત્તા વગેરે રાજ્યનો સ્વભાવ નક્કી કરે છે.

જે પ્રજાનો સામાન્ય નિર્વાહ માત્ર જમીનના ઉત્પન્નથી થઈ શકતો હોય તે બનતાં સુધી સુખી પ્રજા હોય છે. રાજ્યનું આર્થિક ઉત્પન્ન અને સાધનો અને તેનાંથી પોષાતી પ્રજા વચ્ચે ઘણો જ નિકટનો સંબંધ રહે છે. આધુનિક સમયમાં રાજ્યના વસ્તીપ્રમાણ માટે ઘણી જ કાળજી રાખવામાં

આવે છે. રાજ્યના ઉત્પન્ન કરતાં વસ્તીપ્રમાણ વધુ હોય તો રાજ્યની વસ્તી ગરીબ રહે છે. આજે યુરોપના દેશોમાં જન્મ અને મરણપ્રમાણ ઉપર ઘણું જ ધ્યાન આપવામાં આવે છે.

રાજ્યમાં પ્રજાના બે પ્રકારો જોવામાં આવે છે. એક સક્રિય અને બીજો અક્રિય. બાળકો એ આવતી કાલના નાગરિકો છે. આગળના વખતમાં પ્રજાનો એક એવો વર્ગ હતો કે જેને નાગરિકતાના હક્કો આપવામાં આવતા નહિ અને તેઓ ગુલામો હતા. આજે આ સ્થિતિ નાબુદ થયેલ છે. રાજ્ય વગર પ્રજા ન હોઇ શકે અને પ્રજા વિનાનું રાજ્ય ન હોઇ શકે. આજે રાજ્ય અને પ્રજા વચ્ચે આગળની જેમ ધણી અને નોકર જેવો સબંધ હતો તે નાબુદ થયેલ છે. પ્રજા એ જ રાજ્ય છે. આગળ નગરમાં રહેનારા શહેરીઓને નાગરિકો કહેવામાં આવતા. પણ આ યુગમાં નાગરિક એ રાજ્ય સંસ્થાનો એક માનનીય સભ્ય છે. એરીસ્ટોટલે પણ નાગરિકની વ્યાખ્યા આપતાં જણાવેલ છે કે "A citizen is one who takes a share in ruling and being ruled." [નાગરિક એનું નામ કે જે રાજ્ય ચલાવવામાં અને રાજ્યને આધીન રહેવામાં ભાગ લે છે]. રાજ્યમાં રહેતો હોય પરંતુ રાજ્યસંસ્થાનો સભ્ય ન હોય તે પરદેશી અગર બહારનો રહેવાસી ગણાય છે. પરદેશીઓને રાજ્યના વતની કે સભ્ય થવા માટે જુદાં-જુદાં રાજ્યોએ જુદા જુદા નિયમો અને કાનૂનો કરેલા છે.

### (૩) રાજતંત્ર (Government)

રાજતંત્ર એ રાજ્યમાં સત્તા ચલાવતી સંસ્થા છે જેને ગવર્મેન્ટ અથવા તો સરકાર પણ કહેવામાં આવે છે. આગળના સમયમાં રાજ્યતંત્ર અને રાજ્ય વચ્ચેનો તફાવત આજે જેટલો સ્પષ્ટ છે તેટલો ન હતો. આજે તો રાજતંત્રમાં ગમે તેટલા ફેરફારો થાય, પણ તેથી રાજ્યના સ્વભાવમાં ફેરફાર થતો નથી. પ્રધાનમંડળ અને ધારામંડળો ગમે તેમાં પક્ષ બહુમતિમાં

તથા તેના સ્વરૂપમાં ફેરફારો થતા નથી. આજે લોકશાસનવાદી રાજ્યોમાં રાજતંત્ર પ્રજાના ચૂંટાયેલા અગર તો નિમાયેલા સભ્યોથી બનેલું રહે છે. રાજ્યમાં સત્તાવાન સંસ્થાઓનો કુલ સરવાળો એટલે રાજતંત્ર. રાજતંત્રની પેટાસંસ્થામાં કારોબારી, પ્રધાનમંડળ, ધારાસભાઓ, ન્યાયખાતું, સનંદી નોકરીયાતો, સ્થાનિકતંત્ર, રક્ષણ કરનાર લશ્કર, અને મધ્યસ્થ, પ્રાન્તીય, અને સ્થાનિક સત્તાધારી મંડળો વગેરેનો સમાવેશ થાય છે.

### (૪) સર્વોપરી સત્તા ( Sovereignty )

સર્વોપરી સત્તા એ રાજ્યનું સૌથી અગત્યનું તત્ત્વ છે. સર્વોપરી સત્તા એજ વસ્તુ રાજ્યને રાજ્ય તરીકે ઓળખાવે છે. આ સત્તાવડે રાજ્ય કોઈ પણ કાયદાઓ ઘડી શકે છે, અને તેનું બળજબરીથી અનુપાલન પણ કરાવી શકે છે. આ સત્તાનું સંચાલન કરનારા રાજ્યમાં અમુક થોડા જ માણસો હોય છે, છતાં પણ રાજતંત્ર હોય તેને સમગ્ર પ્રજા પાસે તેના કાયદાઓનું પાલન કરાવવાનું રહે છે. રાજતંત્ર રાજ્યના અમુક હુકમો અને ધારાઓનું પાલન કરાવવા માટે યોજનાઓ અને કાયદાઓ ઘડે છે. આગળના સમયમાં કાયદાઓ તથા ધારાઓ રૂઢીમાંથી ઉદ્‌ભવેલા કાયદાઓ હતા, અને તેમાં કોઇ પણ જાતના ફેરફારો શક્ય ન હતા. આજે તો રાજ્યની ધારાસભા નવા કાયદાઓ કરી શકે છે એટલું જ નહિ પણ જુના કાયદાઓમાં સમયાનુચિત ફેરફારો પણ કરે છે. રાજ્યનું શાસન બરાબર ચલાવવા માટે રાજ્ય પાસે સમગ્ર સત્તાની જરૂર રહે છે. આધુનિક રાજ્યોમાં રશિયા અને તુર્કસ્તાને જુના કાયદાઓમાં ઘણા જ ઝડપી ફેરફારો કર્યા છે એટલું જ નહિ પણ નવા કાયદાઓ પણ એટલા જ ફેરવાળા કરેલા છે. રાજ્યના કાયદાને સર્વે પ્રજાજનો માન આપે અને તેનો બરાબર અમલ કરે તેટલા માટે રાજ્યને સર્વોપરી સત્તાની જરૂર રહે છે. પ્રજાવાદી રાજ્યોમાં પ્રજા પાસે સર્વોપરી સત્તા રહે છે, કારણકે પ્રજા રાજતંત્રને ખસેડી અને દૂર કરી શકે છે. રાજતંત્ર પ્રજામતની વિરૂદ્ધ કાંઇ પણ કરે તો પ્રજા રાજતંત્રને ઉથલાવી શકે છે. રાજકારણની દૃષ્ટિએ હિંદનાં દેશી રાજ્યો એ રાજ્યો ન કહી શકાય.

કારણ કે આ રાજ્યો પાસે સર્વોપરી સત્તાનો અભાવ રહે છે. હિંદનાં દેશી રાજ્યો માત્ર આંતરિક સત્તા ભોગવવા પૂરતાં જ સર્વોપરી રહે છે. સર્વોપરી સત્તા ભોગવતાં રાજ્યો પોતાની પ્રજા પર સર્વોપરી સત્તા ભોગવે છે એટલું જ નહિ પણ બીજાં રાજ્યો સાથે સ્વતંત્રપણે વર્તી શકે છે. પરદેશનીતિનું સ્વાતંત્ર્ય એ સર્વોપરી સત્તાનું મહત્વનું અંગ છે.

**(૫) બીજાં રાજ્યોનો સ્વીકાર**

રાજ્ય પોતે સાર્વભૌમ સત્તા ભોગવે છે એટલું જ બસ નથી, પરંતુ બીજાં રાજ્યો જ્યારે આ સાર્વભૌમત્વનો સ્વીકાર કરે, ત્યારે રાજ્ય સર્વાંગ-સંપૂર્ણ સાર્વભૌમત્વ ભોગવતું રાજ્ય બને છે. આ વસ્તુ આજે આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે બને છે. ભૂતકાળમાં ગમે તેમ હો પણ આજે જે રીતે જગત ચાલે છે તેમાં કોઇ પણ રાજ્ય એકાકી રહી શકતું નથી. એટલે પરસ્પરનો રાજ્ય તરીકેનો સ્વીકાર એ પણ રાજ્યની સર્વોપરી સત્તાના અસ્તિત્વ માટે ઘણું ઉપયોગી તત્ત્વ ગણાય છે.

## રાષ્ટ્ર (NATION)

**રાષ્ટ્રવાદ**

આધુનિક યુગમાં રાજતંત્રો અને તેની પદ્ધતિમાં જે મહાન ફેરફારો થયા છે તેની ભૂમિકા રાષ્ટ્રવાદમાં સમાયેલ છે. રાજ્ય બહુધા એક જ પ્રજાનું હોવું જોઇએ તેવી માન્યતા પ્રચલિત છે. પરંતુ આ વસ્તુ તે ખાસ જરૂરની નથી. આધુનિક ઘણાં રાજ્યોમાં આપણે બે ત્રણ જાતની પ્રજાઓ જોઇએ છીએ. શાર્લીમનનું મહારાજ્ય, હેપ્સબર્ગ રાજાઓનાં રાજ્ય, ફ્રેડરીક બીજાનું રાજ્ય તથા આગળનાં બીજાં રાજ્યો જોઇશું તો જુદી જુદી જાતના લોકો અને પ્રજાનાં બનેલાં તે રાજ્યો હતાં. સમય જતાં સમાન તત્ત્વો ભેગાં થતાં ગયાં અને નાનાં રાજ્યોનાં રાષ્ટ્ર રાજ્યો (Nation State) બનવા લાગ્યાં. ૧૫ મી સદીમાં સ્પેઇન, અને ઓગણીસમીસદીમાં જર્મની અને ઇટલી બન્ને

રાષ્ટ્રરાજ્યો હતાં. ઇંગ્લેન્ડ એ સૌથી જુનો દેશ છે જ્યાં સૌથી પ્રથમ જુદાં જુદાં રાષ્ટ્રોનું એકીકરણ કરી ગ્રેટબ્રિટન બનાવવામાં આવેલ છે. આ પછી તો સ્પેઇન, ફ્રાન્સ, પોર્ટુગાલ બ્રિટનને પગલે ચાલી ઘણાં મજબુત રાષ્ટ્રરાજ્યો બનેલ છે.

### રાષ્ટ્રવાદના ગેરફાયદાઓ

રાષ્ટ્રવાદમાં જેમ પ્રજાને એકત્ર કરવાની શક્તિ છે તેમ જુદા પાડવાનો પણ દુર્ગુણ સાથે સમાયેલો છે. હમણાં જુદાં જુદાં રાજ્યોમાં આ પ્રક્રિયા થતી જોવામાં આવે છે. આ છુટાપણાનો ઑસ્ટ્રીયા હંગરી એ જ્વલન્ત દાખલો છે. ગતયુદ્ધ પહેલાં ઑસ્ટ્રીયા હંગરી એ મહારાજ્ય હતું, અને તેમાં ઑસ્ટ્રીયન, હંગેરીયન, સ્લોવન્સ, અને ક્રોટસ તેમ ચાર જાતની પ્રજા હતી. આજે આ ચારે જુદી જુદી પ્રજાનાં ચાર જુદાં રાજ્યો કરવામાં આવેલ છે. આજે પરિણામ જોઇએ છીએ તો હંગરી સિવાયનાં બધાં રાજ્યોએ પોતાની સ્વતંત્રતા ગુમાવી દીધેલ છે. યુરોપમાં બાલ્કન પ્રદેશમાં રાષ્ટ્રવાદે ઘણો ગુંચવાડો ઉભો કરેલ છે. ગ્રીસ, રૂમાનીયા, સર્વીયા, બલ્ગેરી અને ટર્કી ૧૯ મી સદીમાં જુદાં પડી નાનાં રાજ્યો બન્યાં, અને અંદર અંદર ઝઘડાઓ કરવા લાગ્યાં. ગત મહાયુદ્ધના અંતે વર્સાઇના કરારમાં લઘુમતી પ્રજાને પોતાનું ભાગ્ય નક્કી કરવા છૂટ આપવામાં આવી. પરિણામે યુરોપમાં ૧૯૧૮ પછી ઝેકોસ્લોવેકીયા, યુગોસ્લાવીયા, ઑસ્ટ્રીયા, ઇસ્ટોનીયા, લેટવીયા, લીથુઆનીયા, ફીનલેન્ડ વગેરે અનેક નાનાં રાજ્યો ઉપસ્થિત થાય છે. આ નાનાં રાજ્યો ઉભાં કરવા પાછળ બીજા ઘણા ભેદી હેતુઓ પણ હતા. પરંતુ આજે તો આ બધાં રાજ્યો પરતંત્ર બનેલ છે. યુરોપમાં રાષ્ટ્રવાદે જે યાદવાસ્થળી જમાવી હોનારતો કરેલ છે તે અક્ષમ્ય છે. લઘુમતી પ્રજાને નામે અનેક મોટાં રાજ્યો તરેહવાર રાજકીય ખટપટો અને હીલચાલો કરે છે, અને લઘુમતી પ્રજાના સંરક્ષણના બહાના હેઠળ આજે અનેક ચક્રો ગતિમાન થયેલાં જોવામાં આવે છે. યુરોપમાં લઘુમતી એ અમુક પ્રજાની

બનેલ હોય છે. હિંદ એક જ કમભાગી દેશ છે કે જ્યાં લઘુમતી અને બહુમતીના કૃત્રિમ વાડાઓ ઉભા કરવા માટે ધર્મની ઉપયોગ કરવામાં આવેલ છે. યુરોપની દેખાદેખીએ હિન્દમાં પણ લઘુમતીઓ પોતે જુદી પ્રજા છે તેમ કહી હિન્દના ભાગલા પાડવા માટે વાતો કરે છે. પરંતુ આ લઘુમતીઓને યુરોપમાં નાની લઘુમતી પ્રજાના બનેલા દેશોના હાલહવાલ પ્રત્યે અંગુલિનિર્દેશ બસ છે. રાષ્ટ્રવાદમાં ઘણાં તત્ત્વો ફાયદાકારક છે, પરંતુ સાથે છૂટા અને વિખુટા પાડવાનાં તત્ત્વો એટલાં જ ભયંકર છે તે ધ્યાનમાં રાખવાનું છે.

## રાષ્ટ્રવાદનાં તત્ત્વો

રાષ્ટ્રવાદનાં સામાન્ય તત્ત્વોમાં દેશ, જાત, ધર્મ, ભાષા, અને ઐતિહાસિક રૂઢીઓ છે. આ બધાં તત્ત્વોમાં પણ દેશ અને ઐતિહાસિક રૂઢીઓ તે ખાસ આવશ્યક તત્ત્વો છે. રાષ્ટ્ર બનાવવામાં એક જાતની પ્રજા હોવી જોઇએ તે કલ્પના અસ્થાને છે.

ભૂતકાળનો ઇતિહાસ બતાવે છે કે રાષ્ટ્ર બનાવવામાં ઘણી જુદી જુદી જાતોનું મિશ્રણ થયેલ છે. હાલની ફ્રેન્ચ પ્રજા લેટીન, ટયુટોનીક, અને કેલ્ટીક પ્રજાની બનેલ છે. બ્રિટિશ પ્રજા પણ સ્કોચ, વેલ્સ, ગાલીક, એંગ્લોસેકસન, અને નોર્ડીક પ્રજાનું ગ્રમિશ્રણ છે. ઘણી વખત કોઈ લઘુમતી પ્રજા રાજ્યમાં છેવટ સુધી ભળી શકતી નથી. આજે આપણે જોઇએ છીએ કે યાહુદીઓ જે ઘણાં વર્ષોથી જર્મનીમાં રહેતા હતા તેને જ જર્મની એક યા બીજા કારણસર છોડવું પડયું છે. આજે જર્મનીમાં આર્યત્વ વિષેનું અભિમાન એટલું બધું જોરદાર બન્યું છે કે તેની અસર. રાજકારણ ઉપર ખૂબ જ થવા પામી છે. આજે બધે પ્રજાતત્ત્વની ભાવનાઓ ઘણી જ તીવ્ર બનેલ છે.

ઈંગ્લેન્ડમાં રાષ્ટ્રવાદ ઇલીઝાબેથના વખતમાં ઘણો જ તીવ્ર.બન્યો હતો. ૧૮ મી સદીના મધ્યમાં જ્યારથી ઈંગ્લેન્ડ અને સ્કોટલેન્ડ એકમેક થયાં ત્યારથી બ્રિટનનું એકત્રીકરણ થાય છે. પ્રજા પછી બીજું તત્ત્વ ધર્મ અને

ભાષાનું છે. પ્રજાનું ઐક્ય સાધવામાં ધર્મ અને ભાષા ઘણો જ મહત્વનો ભાગ ભજવે છે. ધર્મની એકતા અને ભાષાની સમાનતા રાષ્ટ્રના સંગઠન માટે જરૂરી છે, છતાં પણ સ્વીટઝર્લેન્ડમાં જોઇએ છીએ તો પ્રજા ત્રણ જુદી જુદી ભાષાઓ બોલે છે અને જુદા જુદા ધર્મો પાળે છે, અને પ્રજામાં ઘણો જ તીવ્ર રાષ્ટ્રવાદ જોવામાં આવે છે. ઐતિહાસિક રૂઢીઓ અને ભૌગોલિક સંજોગો આ પ્રજાને એકત્ર રાખવામાં ઘણો જ મોટો ફાળો આપે છે. રશિયા સામ્યવાદી પ્રજાસત્તાક બન્યું તે પહેલાં ત્યાં અનેક જાતની ભાષા બોલાતી અને અનેક જાતની પ્રજા હતી, છતાં પણ આજે તેઓ રાષ્ટ્રીય ઐક્ય અને સંગઠન સ્થાપી શક્યા છે. હિંદમાં ધર્મ અને ભાષાને નામે જુદી પ્રજા કહેવડાવતી લઘુમતીઓને સ્વીટઝર્લેન્ડ અને રશીયાનો દાખલો લેવા જેવો છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઇટાલીએ અંદર અંદરના ખટરાગો અને વિરોધો ભૂલી જઇ મેઝીની જેવા મહાન નેતાની સરદારી હેઠળ ઇટાલીની એક સબળ રાષ્ટ્ર તરીકે સ્થાપના કરી. ગત મહાયુદ્ધના પરાજયના પ્રત્યાઘાતથી જર્મન રાષ્ટ્રવાદ ઘણો જ તીવ્ર બનેલ છે.

આજે અમેરીકામાં બહારની દુનીઆનાં ઘણાં માણસોએ વસવાટ કરેલ છે. આ બધાંને અમેરીકાના પ્રજાજનો બનાવવાની ક્રિયા ચાલુ છે. પરંતુ સ્વતંત્ર પ્રદેશ તરીકે ઓળખાવતા અમેરીકનોએ એશીયાવાસી સામે પ્રતિબંધ મૂકેલા છે તે તેમની રૂઢી અને રાજ્ય બન્નેને અસંગત લાગે છે.

### એક રાષ્ટ્ર અને બહુરાષ્ટ્ર રાજ્ય

ગત વિશ્વવિગ્રહ પછી વર્સેલ્સના કરારોમાં એક પ્રજાનુંજ રાજ્ય બનાવવાનો સિદ્ધાંત ગ્રહણ કરવામાં આવ્યો હતો. પરિણામે બાલ્કન પ્રદેશમાં ઘણા નાના રાજ્યો બનાવવામાં આવ્યાં. આમાં જો કે ક્યાંય પૂરેપૂરી રીતે એકજ પ્રજાનું બનેલું રાજ્ય નથી. બધે થોડી થોડી લઘુમતીઓ જોવામાં આવે છે. જાપાન કે ચીનની જેમ એકજ પ્રજાનું બનેલું રાજ્ય કરવું તે ઘણું મુશ્કેલ છે. લઘુમતીઓની બધે ફરિયાદ છે કે બહુમતી તેમને ન્યાય આપતી નથી.

ઓસ્ટ્રીયા અને ઝેકોસ્લોવેકીયામાં જર્મન લઘુમતીઓએ મચાવેલ ખૂમરાણ હજુ તાજું જ છે. લઘુમતી પોતે સ્વભાવિક રીતે સંખ્યામાં થોડી હોય અને તેનું પછી રાજ્ય સ્થાપવું એ રાજ્ય કેટલો વખત સ્વતંત્ર રહી શકે તે ધારવું સ્હેલું છે. આવાં નાનાં રાજ્યો પર પડોશી મહારાજ્યો હંમેશાં આક્રમણ કરી તેને યોગ્ય તક મળ્યે ગળી જાય છે. આમ એક રાષ્ટ્ર રાજ્ય અથવા તો એકજ પ્રજાથી બનેલું રાજ્ય જ્યાં સુધી મોટું તથા સાધન અને સંપત્તિવાન ન હોય ત્યાં સુધી તે નકામું છે. બીજી તરફથી અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ અને સોવીયેટ રશિયાનો દાખલો જોઇશું તો તેમાં ઘણી પ્રજાઓનો સમાવેશ થાય છે, અને બન્ને આજે ઘણાંજ મજબૂત મહારાષ્ટ્રો ગણાય છે. આજે પણ યુરોપમાં યુદ્ધનો ભય કાયમ માટે નાબુદ કરવો હોય, તો અમેરીકામાં યુનાઇટેડસ્ટેટસ છે તેમ યુરોપમાં પણ બધાં રાજ્યોનાં સંયુક્ત રાજ્યો બનાવી દેવાની જરૂર છે.

## હિંદી રાષ્ટ્રવાદ

હિંદ જેવા વિશાળ દેશમાં જ્યાં અનેક ધર્મો, ભાષાઓ, અને પ્રજાઓ હોય ત્યાં બહુરાષ્ટ્રરાજ્ય શક્ય બને છે. અનેક જાતના હિતો, ધર્મો, અનેક ભાષાઓ, અને અનેક જાતોના શંભુમેળામાંથી એક રાષ્ટ્ર કરી સમૂહતંત્ર સ્થાપવું જેટલું દુસ્કર કાર્ય છે તેટલુંજ તે કલ્યાણકારી પણ છે. કમભાગ્યે હિંદમાં જેટલી ધર્મભાવના તીવ્ર બનેલ છે તેટલી રાષ્ટ્રભાવના તીવ્ર નથી. રાષ્ટ્રભાવના હિંદમાં બ્રિટિશ લોકોના આગમન પછી શરૂ થાય છે. યુરોપના દેશોના હિસાબે હિંદની રાષ્ટ્રભાવના ઘણીજ નબળી ગણાય છે, અને તેજ તેની પરતંત્રતાનું પરિણામ છે તેમ આજના દેશનેતાઓ જણાવે છે. હિંદ નહિ બલ્કે એશીયાવાસી પ્રજામાં યુરોપીય પદ્ધતિએ રાજ્યતંત્ર કરવું એ નવીન વાત હતી, એટલે જાપાન સિવાય એશીયામાં રાષ્ટ્રવાદ જોઇએ તેટલો વિકસિત થયો નથી. રાષ્ટ્રવાદ વિકસિત થવા માટે પ્રથમ

શિક્ષણ, જ્ઞાન, અને કેળવણીની જરૂર રહે છે, અને ત્યારબાદ સ્વતંત્રતાની જરૂર છે. હિંદના ભૂતકાળમાં પણ રાષ્ટ્રવાદ ઘણોજ ઓછો જોવામાં આવે છે. હિંદના લડવૈયાઓએ ધર્મ માટે અને બહુ તો રાજ્ય માટે માથાંઓ આપ્યાં હશે, પરંતુ દેશ સમગ્ર માટે જાન ન્યોછાવર કરવા નીકળેલા સૈનિકો બહુજ ઓછા છે. આજે યુરોપીય દેશોની દેખાદેખીથી હિંદમાં પણ રાષ્ટ્રવાદ શરૂ થઇ ચૂકેલ છે, પણ હજુ આમ પ્રજાના હૃદયમાં તેને જોઇએ તેવું સ્થાન મળ્યું નથી.

### આક્રમણકારી રાષ્ટ્રવાદ

રાષ્ટ્રવાદને પણ અમુક હદની જરૂર રહે છે. યુરોપીય રાષ્ટ્રવાદ હમેશાં આક્રમણકારી રાષ્ટ્રવાદ રહ્યો છે. રાષ્ટ્રવાદ જ્યારે આક્રમણકારી બને છે ત્યારે તે ઘણું જ ભયંકર અને ઝનુની સ્વરૂપ પકડે છે. આ રાષ્ટ્રવાદને પરિણામે યુરોપે આજે પૂર્વના દેશો પર પોતાનું લોખંડી વર્ચસ્વ જમાવેલ છે. પૂર્વના દેશોની શોષણનીતિને આજના યુરોપીયનો "ધોળા માણસોની જવાબદારી" ( White man's burden ) કહી તેના પર ઢોળ ચડાવવા પ્રયત્નો કરે છે. આજે યુરોપમાં જે યાદવાસ્થળીઓ અનેક વખત જામે છે તેનું કારણ ત્યાંનો આક્રમણકારી રાષ્ટ્રવાદ છે. પૂર્વમાં જાપાન સિવાય બીજા કોઈ પણ દેશોમાં રાષ્ટ્રવાદ એટલી હદ સુધી વિકસિત થયો નથી કે તે આક્રમણકારી સ્વરૂપ પકડે.

### આર્થિક રાષ્ટ્રવાદ

વિજ્ઞાનની શોધખોળોને લઇને આજે જગતમાં વ્યવહારનાં સાધનો એટલાં બધાં ઝડપી બન્યાં છે કે જગતનું અંતર તુટતું જાય છે. આર્થિક અને વ્યાપારી દૃષ્ટિએ તો આખુંય જગત એક આર્થિક ઘટક હોય તેમ લાગે છે. યુરોપમાં ૧૯ મી સદી અને ખાસ કરીને યંત્રયુગ શરૂ થતાં ત્યાંના વેપાર વાણીજ્યમાં ઘણી જ વૃદ્ધિ થવા પામી. આજે યુરોપમાં રશિયા, અમેરીકાનાં યુ. સ્ટેટસ પોતાને આર્થિક રીતે સ્વતંત્ર કરવા ખૂબ મથે છે [illegible]

દેશોમાં તો પોતાના દેશોની આર્થિક ઉન્નતિ માટે બીજા દેશો સાથે વ્યાપારી સંબંધ પણ તોડી નાખવામાં આવે છે, અગર તો પરદેશ સાથેનો વ્યાપારી સંબંધ એવી નીતિ ઉપર રચાય છે કે જેથી પોતાના દેશને આર્થિક દૃષ્ટિએ ઘણો જ ફાયદો રહે છે. પૂર્વના દેશોમાં આર્થિક રાષ્ટ્રવાદ અંતિમ તત્ત્વ સુધી વિકસાવ્યો હોય તો તે જાપાન છે. જાપાનનું યુરોપીય દેશોનું અનુકરણ આશ્ચર્ય પમાડે તેવું છે. કેટલીક બાબતોમાં તો આજે જાપાન યુરોપના પ્રદેશોને પણ ટપી જાય છે.

## પ્રકરણ ૩ જું

# રાજ્યની ઉત્પત્તિ

### રાજ્યનો ઉદ્ભવ

ઇતિહાસના અભ્યાસીઓને ખ્યાલ હોય છે કે રાજ્યો કેવી રીતે ઉદ્ભવે છે અને કેમ નાશ પામે છે. હમણાં હમણાં આપણે રાત્રિભરના સમયમાં યુરોપના નકશામાં મહત્વના ફેરફારો થતા જોઇએ છીએ. છેલ્લા થોડા વખતમાં ઓસ્ટ્રેલીયા, ઝેકોસ્લોવેકીયા, પોલેન્ડ, ફીન્લેંડ, હોલેન્ડ, બેલ્જીયમ વગેરે સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે અદ્રશ્ય થયાં છે અને હજુ પણ શા ફેરફારો થશે તે કહેવું મુશ્કેલ છે. લડાઇના અંતે જેમ કોઈ રાજ્યો નાશ પામે છે તેમ નવાં ઉપસ્થિત પણ થાય છે. રાજ્યના ઉદ્ભવમાં બહુધા યુદ્ધ તથા સંધિ મોટો ભાગ ભજવે છે. ગત મહાયુદ્ધના અંતે ઓસ્ટ્રીયા-હંગરીના રાજ્યમાંથી ત્રણ ચાર નવાં રાજ્યો ઉભાં થયાં. હોલાન્ડે પણ ૪૦ વર્ષ સુધી સ્પેઇન સાથે યુદ્ધ કરી પોતાનું સ્વાતંત્ર્ય મેળવ્યું હતું. આવીજ રીતે બ્રિટિશ સંસ્થાનોમાંથી અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસ થયાં. પોર્ટુગીઝ સામ્રાજ્યમાંથી બ્રાઝીલ થયું. પેરૂ, ચાલી, બોલીવીયા, કોલમ્બીયા, અને દક્ષિણ અમેરીકાનાં બીજાં રાજ્યો સ્પેનીશ સામ્રાજ્યમાંથી ઉદ્ભવ્યાં છે. આ બધાં રાજ્યોમાં આપણી પાસે સ્વતઃ ઉદ્ભવેલું એક રાજ્ય નથી. આ બધાં રાજ્યો માત્ર ગૌણ ઉદ્ભવ સૂચવે છે. મધ્યયુગ અને આધુનિક સમયમાં રાજ્યના ઉદ્ભવો ઘણી વખત સામાન્ય કારણોમાંથી પણ થયા છે. લગ્ન, વારસો, બક્ષીસ, અને કરીયાવરથી રાજ્યોના ઉદ્ભવ થયાના દાખલા ઇતિહાસ પૂરા પાડે છે.

### રાજ્ય ઉત્પત્તિના સિદ્ધાંતો

રાજ્યના પ્રાથમિક ઉદ્ભવ માટે ઘણા મતમતાંતરો જોવામાં આવે છે. આ સિદ્ધાંતોમાં મુખ્યત્વે કરીને "ઇશ્વરી સંકેત" "બળ" અને

"સામાજીક કરાર" મુખ્ય છે. કેટલાક એકાંતસેવી તત્ત્વચિંતકો રાજ્ય એ ઇશ્વરજન્ય વિશ્વનું પ્રતીક છે, અને તેના કર્તા ઇશ્વરજ છે, અને તેથી રાજામાં ઇશ્વરી અંશ છે તેમ માને છે. જ્યારે બીજો વર્ગ એવી માન્યતા ધરાવે છે કે રાજા એ પ્રજાની સર્વોપરી સત્તાના માત્ર પ્રતિનિધિ છે, અને રાજ્ય એ માત્ર રાજા અને પ્રજા વચ્ચેના સામાજીક કરારનું પરિણામ છે. જ્યારે ત્રીજો પક્ષ એમ માને છે કે રાજ્ય એ તો બળવાનોએ નબળાઓ ઉપર બળ વડે મેળવેલ વર્ચસ્વનું પરિણામ છે.

## સમાજ

રાજ્ય એ સામાજીક સંસ્થાનો એક વિભાગ છે અને સમાજ એ તો રાજ્ય કરતાં અનેક રીતે મોટી સંસ્થા છે. કહેવાય છે કે મનુષ્ય એ સામાજીક પ્રાણી છે. સમાજની સંસ્થા માણસોની આ સહજવૃત્તિને આભારી છે. માણસ સ્વાભાવિક રીતે એકાકી રહી શકતો નથી. જન્મતાંની સાથે માતા, પિતા અને કુટુમ્બીઓના જૂથમાં તે ઉછરે છે. કુટુમ્બ એ સમાજનું પ્રાથમિક ઘટક છે. એક જ ગોત્રનાં કુટુમ્બો જ્યારે સાથે મળીને રહેતાં ત્યારે તેમાંથી એક જૂથ, ટોળી, કે જાત (Tribe) બનતી. શરૂઆતમાં આ જાતો અને ટોળીઓ સગોત્રીઓ અને નજીકના સગપણ ધરાવનારાઓની બનતી. પરંતુ સમય જતાં જુદા જુદા ધંધાઓ અને ઉદ્યોગોના કારણે જુદી જુદી ટોળીઓ થવા લાગી.

## ટોળીઓની સંસ્થા

પેસીફીકના કેટલાક ટાપુઓ, ઓસ્ટ્રેલીયા તથા આફ્રિકાના કેટલાક ભાગોમાં હજુ પણ કેટલીક જાતો આ પ્રાથમિક ટોળીઓના જેવું જીવન ગાળે છે. પ્રાચીન જાતોમાં અમુક પ્રતીક (Totem) અગર તો ગોત્ર કે શાખા પ્રમાણે વિભાગો પાડવામાં આવતા, લગ્ન માટે સખ્ત કાયદાઓ કરવામાં આવતા, અને જાતોની શાખાઓ અને ગોત્ર વચ્ચેના સંબંધમાં રૂઢીઓ અને પ્રથાઓ ઘણો જ મહત્વનો ભાગ ભજવતી. કોઇ કોઈ જાતોમાં

અમુક ખોરાક, અમુક વર્તન, અને અમુક જગ્યાઓનો પણ પ્રતિબંધ રહેતો, જાતોની અને ટોળીઓની પ્રાથમિક અવસ્થામાં વ્યક્તિ કરતાં જૂથ ઉપર ઘણું જ ધ્યાન આપવામાં આવતું. પરિણામે અમુક પ્રતીકો, અમુક વર્તન, અને અમુક પ્રતિબંધો આ જાતોને ઓળખાવનારાં લક્ષણો થવા લાગ્યાં. આ પ્રતિબંધો તે આધુનિક કાયદાઓ, વ્યવસ્થા, શિસ્ત, ધારા અને ધોરણોની જન્મભૂમિ છે. જાતોમાં પ્રથમ સામાજીક વ્યવહાર માટે લગ્ન ઉપર વધુ ધ્યાન આપવામાં આવતું. અમુક શાખાઓમાં સગોત્રમાં અમુક અંશ પછી જ લગ્ન થઈ શકે, તથા અમુક શાખામાંથી વરકન્યા શોધી શકાય તેવા કાયદાઓ પણ થયા હતા, જેનું અસ્તિત્વ તો આજસુધી પણ જોવામાં આવે છે. પ્રાચીન જાતોમાં ઠીક પડે તેમ જાતીય વ્યવહાર કરવાની છૂટ હતી તેમ માનવું ભૂલભરેલું છે. જો કે લગ્ન માટે ધારાધોરણો અમુક સામાજીક ઉત્ક્રાન્તિ પછી જ ઉદ્‌ભવેલ છે, છતાં પણ ટોળીની સંસ્થા માટે અંદરો-અંદરના વર્તન માટે ધારાઓ હતા, જે ધારાઓ સમય જતાં જીવનના બધા વિભાગોને લાગુ કરવામાં આવતા.

## ટોળીઓનાં આંતરયુધ્ધો

આગળની જાતો માંસાહારી પ્રાણીઓની જેમ આક્રમણકારી હતી. શારીરિક જીવનને ટકાવવા માટે શિકાર કરીને ગુજરાન કરવાની પદ્ધતિ પ્રથમ જોવામાં આવે છે. જેમ જેમ સંહતિવૃત્તિ વધુ સામાજીક સ્વરૂપ પકડવા લાગી તેમ તેમ જાતોની ઉત્ક્રાન્તિ વધવા માંડી. પ્રાથમિક જાતોમાં તેના પડોશી-ઓને હરાવીને લુંટી લેવા અને જીતી લેવા અંદરોઅંદર ખૂબ તકરારો અને યુદ્ધો થતાં. આ પ્રાચીન વૃત્તિ તો મનુષ્યોએ હજુ સુધી જાળવી રાખી હોય તેમ લાગે છે. માત્ર તે વૃત્તિ બહાર લાવવાનાં સાધનોમાં ફેરફાર થયો છે. આ વૃત્તિને અંગે પ્રાચીન જાતોમાં આંતરિક યુદ્ધો સ્વાભાવિક બની જતાં. કોઇપણ જાત કે ટોળીને સમૂળગી નાબુદ કરવા ચઢાઇઓ થતી નહી. પણ બીજી જાતો પર વિજય મેળવી તેનાં ઘરબાર, ઢોર, મિલ્કત, અને સાધનો પડાવી લઈ તેને ગુલામો બનાવવા માટે યુદ્ધો થતાં. આ આંતરિક

યુદ્ધોને અંગે પરિણામ એ આવતું કે જ્યારે એક જાત જીતાઈ જતી ત્યારે તે મૂળ જાતમાં ભળી જતી અને તે જાતની સંખ્યામાં વધારો કરતી.

આ ચાલુ લડાઇઓ અને યુદ્ધોથી જે માણસોમાં શારીરિક શક્તિ, બુદ્ધિ, અને તાકાત હોય તેની વધુ કિંમત થવા લાગી. આવા માણસોને ટોળીના નેતા કે સરદાર નીમવામાં આવતા. આમ એક લડનારો વર્ગ થયો, જ્યારે બીજો લડાઇઓ ચલાવનારો અને તેનું સંચાલન કરનારો નેતાઓનો વર્ગ થયો. અંદરોઅંદરના ઝઘડાઓ, સ્પર્ધા, અદેખાઇ તથા ઇર્ષ્યા અને ખટપટોને અંગે ટોળીના સભ્યોનું બહારનું તથા અંદરનું વર્તન કાબુમાં રાખવાનું આવસ્યક બને છે, અને તેને માટે ધારાધોરણો કરવામાં આવે છે. આમ અંતે ટોળીના બધા સભ્યો પર કાબુ રાખી શકે તેવા માણસની જરૂરીઆત ઉદ્ભવે છે. આ પ્રાચીન ટોળીની સંસ્થામાં સ્ત્રીઓને યુદ્ધમાં કામ કરવાનું હતું નહિ. પ્રાથમિક સામાજીક અવસ્થામાં સ્ત્રીઓનું સ્થાન પુરૂષથી નીચે રહે છે. કુટુમ્બ માટે રસોઈ કરવી, છોકરાંઓની તથા પુરૂષોની માવજત કરવી અને ઘરનું ધ્યાન રાખવું તેમાં સ્ત્રીઓનો ધર્મ પર્યાપ્ત થતો. છેવટે ટોળીમાં આંતરિક વ્યવસ્થા જાળવવા માટે જે જરૂરીઆત ઉદ્ભવે છે તેમાંથી રાજ્યની સંસ્થાનો જન્મ થાય છે, જે સંસ્થા ધારાધોરણો અને આંતરિક સંબંધ માટે કરેલા પ્રતિબંધોનું ટોળીના બધા સભ્યો પાસે બળથી પાલન કરાવે છે.

## ટોળીનું રાજ્ય

ટોળીના રાજ્યનો ધર્મ આધુનિક રાજ્ય કરતાં જુદા પ્રકારનો હતો. શિકાર કરવા બાબતના કૌટુમ્બિક હક્કોનો ક્રમ નક્કી કરવો, લડાઇના પરિણામે મળેલ લુંટના ભાગલા પાડવા, ખેડાઉ જમીનમાંથી કયા અનુક્રમે પાક ઉતારવા તે નક્કી કરવું, પશુધન માટે ચરાઉ જમીનના ભાગ પાડવા, કૌટુમ્બિક જીવનના નિયમો નક્કી કરવા, શાખાઓ વચ્ચેના સંબંધો નિયત કરવા, ધાર્મિક વિધિઓ તથા ક્રિયાઓ કરવી વગેરે આ રાજ્યના ધર્મો હતા. પ્રાચીન જાતો અમુક વસ્તુ કે પ્રાણીમાં ગૂઢ દૈવી શક્તિ ભરાઇ રહેલ

છે તેમ માનતી અને તેથી તે પ્રાણી કે વસ્તુને તેઓ ભજતા. વૃક્ષ અને સર્પપૂજા એ આ ધર્મનાં પરિણામો છે.

આ બધી ટોળીઓ આમતેમ રખડયા કરતી, અને શિકાર માટે નવા નવા જંગલમાં તથા માછલાં પકડવા માટે જુદા જુદા પાણીવાળા સ્થળોએ તેમને ભટકવું પડતું. શરૂઆતમાં માણસ જંગલી અવસ્થામાં પ્રથમ ફળફૂલ અને ભાજીપાલો ખાઇ જીવન ગુજારતો. પરંતુ આ વસ્તુ બધાને પુરી પડે તેટલા પ્રમાણમાં ન હોવાથી તે ધીરે ધીરે શિકારી બન્યો, અને માંસાહારી થયો. મનુષ્યની શિકારી અવસ્થામાં ટોળીમાં માણસોની સંખ્યા થોડી રહેતી, અને તેની શાખાઓ પણ થોડી હતી. સમય જતાં જેમ જેમ મનુષ્યો પશુઓ પાળવા લાગ્યાં, તેમ તેમ તેની પરિભ્રમણ પ્રવૃત્તિ ઓછી થવા લાગી, પણ સાવ તે બંધ તો ન પડી. છેવટે જ્યારે મનુષ્યે ખેતી કરવાનું શરૂ કર્યું, ત્યારે ફરવા અને રખડવાનું કામ બંધ પડવા લાગ્યું, એટલું જ નહિ પણ બીજી જાતોના આક્રમણના ભયના અંગે તેઓ એકજ ભૂમિમાં રહેવાનું વધુ પસંદ કરવા લાગ્યા. અમુક હદમાં રહેવાનું પસંદ કરવાના કાર્યમાં ધર્મે પણ મદદ કરી. પડોશીના આક્રમણના ભયને અંગે ટોળીની આંતરિક વ્યવસ્થા સુદૃઢ બનવા લાગી. પરિણામે ટોળીના સરદારની સત્તા વધુ કેન્દ્રિત બનવા માંડી. ટોળીના સરદાર નક્કી કરવામાં ઘણીખરી જાતોમાં પૈત્રિક પદ્ધતિ એટલે "Patriarchal System" પ્રચલિત હતી. સૌથી અગત્યના કુટુમ્બના સૌથી પુખ્તવયના માણસની સર્વોપરી સત્તા હોઇ તેઓ એકત્ર થતા, અને લડાઈ તેમજ શાંતિના સમયમાં આ ડોસો બધાના નેતા રહેતા. આજે પણ રાજ્યમાં ઘણીખરી જગ્યાએ રાજા પિતૃ-પક્ષ તરફથી જ ગાદીએ આવે છે. જ્યારે અમેરીકા, ઓસ્ટ્રેલીયા અને આફ્રિકામાં કેટલીક એવી જાતો છે જ્યાં વારસો માતૃપક્ષ તરફથી મળે છે. આજે પણ હિન્દમાં ત્રાવણકોર રાજ્યમાં ગાદીવારસ માતૃપક્ષ તરફથી આવે છે. કોચીન, મલબાર, અને ત્રાવણકોરમાં કેટલીક જાતોમાં, આજસુધી અપવાદરૂપે પણ આ પદ્ધતિ જોવામાં આવે છે. આ પદ્ધતિનું મૂળ સ્ત્રી-

સન્માનની ભાવનામાં જોવામાં આવે છે. પુરૂષપક્ષના વારસદારોની પદ્ધતિ આ કરતાં વધુ પ્રચલિત છે, કારણકે ટોળીનો સરદાર પુરૂષ રહે છે એટલે તેનો વારસો સાંચવનાર પિતૃપક્ષનો ઉત્તરાધિકારી હોવો જોઇએ તેવી માન્યતા હતી; પિતાનો મુખ્ય વારસદાર પુત્ર છે તે તો આજસુધી પણ બધે જોવામાં આવે છે. ગમે તે વારસદાર હોય, પરંતુ ટોળીની સંસ્થામાંથી રાજ્યનો જન્મ થયો તે નિ:શંક છે, અને જ્યારથી મનુષ્ય શિકાર છોડી ખેતી કરવા લાગ્યો ત્યારથી માનવસંસ્કૃતિની શરૂઆત થાય છે.

## ટોળીની સંસ્થામાંથી રાજ્યનો જન્મ

ટોળીની સંસ્થામાંથી રાજ્યનો જન્મ કેવી રીતે અને કયારે થયો તેની ચોકસ ક્રિયા અને સમય- ભૂતકાળના થરોમાં દટાયેલ પડેલ છે. છતાં પણ તેનું અનુમાન અશક્ય નથી. ટોળીના સભ્યોની સખ્યામાં વિજય, સંહતિ, અને સંગઠનથી વધારો થવા લાગ્યો, અને પરિણામે અમુક હદમાં રહેલી ટોળીની પ્રજા બની અને તેનાં રાજ્યો થયાં. જે નાની ટોળી પર્વતની ખીણોમાં અગર નદી કાંઠે વસતી તેમાં નગરરાજ્યો ( City State ) બની ગયાં. આવાં રાજ્યો માત્ર રોમ અને ગ્રીસમાં જ હતાં તેમ માનવું ભૂલ ભરેલું છે. પ્રાચીન હિંદના ઉત્તરપૂર્વ વિભાગમા પણ આવી રીતે ટોળીઓનાં નાનાં શહેરો બનેલાં હતાં.

જ્યારથી વિનિમય બંધ થઈ પૈસા વડે વ્યવહાર ચલાવવાની શરૂઆત થઈ, ત્યારથી પૈસાની વહેંચણુ પ્રમાણે જુદા જુદા ફેરફારો થવા લાગ્યા. જે ટોળીઓ પાસે મોટા પ્રમાણમાં માણુસો, પશુ, ઉદ્યોગ અને ધન તથા ગુલામો હતા તેઓ મોટો પ્રદેશ રોકવા લાગ્યા અને મોટા પ્રમાણમાં પશુ અને પૈસા મેળવવા લાગ્યા. પૈસાની વહેચણથી પરિણામ એ આવ્યું કે માણસોમાં પૈસાવાળા અને પૈસા વગરના તેવા તવગર અને ગરીબ એમ આર્થિક દૃષ્ટિએ વર્ગો થવા લાગ્યા. રાજ્યકર્તાના નજીકના સગાઓ અને

મદદનીશો અમીર ઉમરાવો બનવા લાગ્યા. આમ પ્રજામાં ધનીક, ઉમરાવ, આમ, અને ખેડુત તેવા વિભાગો થવા લાગ્યા. તવંગર લોકો પાસે પૈસા હતા એટલું જ નહિ પરંતુ તેઓ સત્તાવાન પણ હતા, અને પરિણામે ઘણા માણસો ઉપર તેઓ પ્રભુત્વ ભોગવવા લાગ્યા. આર્થિક દષ્ટિએ રાજ્યના ચાર વિભાગો પડી જાય છે.

પ્રથમ ધનીક વર્ગ જેમાં રાજા અને ઉમરાવોનો સમાવેશ થતો, અને રાજ્યસત્તા આ વર્ગ પાસે રહેતી. બીજામાં સાધારણ મધ્યમ વર્ગ હતો જેમાં સત્તા પ્રજાકીય રહેતી. ત્રીજામાં રાજ્યસત્તા થોડા ધનવાન શહેરીઓ અને વ્યાપારીઓના હાથમાં રહેતી, અને ચોથામાં ગરીબ શહેરીઓના હાથમાં રાજ્યસત્તા રહેતી જેનો તેઓ પ્રજાકીય દષ્ટિએ ઉપયોગ કરતા. આજે ઈંગ્લેન્ડનું રાજ્ય પ્રથમ વર્ગમાં આવી શકે, જર્મની બીજા વર્ગમાં, આથેન્સનાં નગર રાજ્યો ત્રીજા પ્રકારનાં અને આર્કેડીયાનું મેન્ટીનીયા એ ચોથા પ્રકારનું રાજ્ય છે.

જે જાતોમાં ઉત્તરોત્તર અને આનુવંશિક રાજ્યકર્તાની પદ્ધતિ દાખલ કરવામાં આવી તે વધુ સ્થાયી નીવડી. રાજા તે લડાઈમાં સરદાર રહેતા એટલું જ નહિ પણ ધર્મના વડા પણ તેજ રહેતા. પરિણામે રાજા પાસે આર્થિક, નૈતિક, ધાર્મિક અને રાજકીય તેમ બધી સત્તા કેન્દ્રીત બની. આજ સુધી પણ ઈંગ્લેન્ડમાં રાજા એ ધર્મના વડા અને સંરક્ષક ગણાય છે.

## સંસ્કૃતિ અને રાજ્યોત્પત્તિ

રાજ્યના ઉદ્ભવ અને માનવ સંસ્કૃતિ વચ્ચે ઘણો જ નિકટનો સંબંધ છે, કારણ કે રાજ્ય સંસ્થા એ મનુષ્ય સંસ્કૃતિની અમુક કક્ષાએ પહોંચ્યો ત્યારે જ ઉદ્ભવે છે. સંસ્કૃતિનો ઉદ્દેશ મનુષ્ય જીવનના બધા ઉદ્દેશો પાર પાડવા સુખ, શાંતિ, અને સૌંદર્ય મેળવવા સમાન તક આપવી તે છે. આજે નદીઓના કાંઠે પુરાતન સંસ્કૃતિના પ્રાચીન અવશેષો મળે છે, જે ઉપરથી જણાય છે કે પ્રાચીન સંસ્કૃતિનાં ઉદ્ભવ સ્થાનો નદી કાંઠે

આવેલ ફળદ્રુપ ખીણો છે. ગંગા, નાઈલ, યુફ્રેટીસ, ટીગ્રીસ અને યાંગ્મેના કાંઠાઓ અને ખીણો પુરાતત્ત્વના ભંડારરૂપ આજે બની ગયેલ છે. આ નદીઓના નામે જ તે વખતની સંસ્કૃતિઓ ઓળખાય છે. આ સંસ્કૃતિના સમયમાં મનુષ્યને પુખ્ત વિચાર કરવાનો સમય અને શાંતિ મળ્યાં. માણસોએ ભાષા, સાહિત્ય, કળા વગેરે અનેક જાતની વસ્તુઓ શોધી, અને પોતાના જીવનમાં સૌંદર્ય પ્રવૃત્તિને વેગ આપ્યો. મનુષ્ય સંસ્કૃતિમાં રાજ્ય એ ટોચ છે, અને મનુષ્યની સર્વ સિદ્ધિઓમાં રાજ્યકળા તે સૌથી સર્વોત્તમ કળા છે.

# પ્રકરણ ૪ થું

# રાજ્યની ઉત્ક્રાન્તિ

## સંસ્કૃતિના થરો

પ્રાગૈતિહાસિક યુગમાં યુરોપ એ એશીયાનો એક ભાગ હતો. આ યુગમાં ત્રણ મોટા સામ્રાજ્યો થઇ ગયાં. આ સામ્રાજ્યો તે એસીરીયા, બેબીલોન, અને ઇજીપ્તનાં હતાં. યુફ્રેટીસ, ટીગ્રીસ, યાંગ્સે, અને નાઇલ નદીઓના કાંઠાઓ તથા ક્રીટ અને સાયપ્રસ ટાપુઓમાં ઘણો જ સંસ્કૃત અને સંસ્કારી સમાજ હતો તે આજ પુરાતત્ત્વનાં અવશેષો ઉપરથી માલુમ પડે છે. અમેરીકામાં મેકસીકો તથા પેરૂમાં જે અવશેષો હાથ આવે છે તે ઉપરથી ત્યાં પણ પ્રાગૈતિહાસિક સમયમાં સારી સંસ્કૃતિ હોવાનું માલુમ પડે છે. હિન્દમાં સિંધુ અને ગગા નદીઓના કાંઠા સંસ્કૃતિના રહેઠાણો બન્યા હતા. રાજ્ય સંસ્થાનો પણ આ સમયમાં પૂરો વિકાસ થઇ ચૂકયો હતો. રાજા એ સર્વ સત્તાવાન રહેતો, અને તેને ઇશ્વરી અંશ માનવામાં આવતો. રાજા અને તેના સગાઓ તથા જાતીભાઇઓ પણ ઘણા સત્તાવાન રહેતા. આ સમયનાં બધાં સામ્રાજ્યો ઘણાં વિશાળ હતાં, પરંતુ તેમાં વ્યવસ્થાનો અભાવ હતો. આ સમયનું છેલ્લું સામ્રાજ્ય પર્શીયાનું હતું. આ સામ્રાજ્યમાં કાંઇક સારી વ્યવસ્થા હતી તેમ કહેવામાં આવે છે. આ સામ્રાજ્યમાં વીસ પ્રાન્તો પાડવામાં આવ્યા હતા. આ બધા પ્રાન્તો સાથે ત્યાંનું પાટનગર પાકી સડકથી જોડાયેલ હતું. પ્રાગૈતિહાસિક સંસ્કૃતિના થરોમાંથી રાજકીય સંસ્કૃતિનો વિકાસ આપણને મળી આવે છે.

## પ્રાચીન ચીનનું સામ્રાજ્ય

ચીન એ સૌથી પુરાણો દેશ છે, અને એથી પણ પુરાણી તો તેની સસ્કૃતિ છે. ઈ. સ. પૂર્વે ચીનની સંસ્કૃતિ ઘણો જ વિકાસ પામી હતી.

ચીનની રાજકીય સંસ્થાઓ બીજા કોઇ પણ દેશ કરતાં વધુ સ્થાયી રહેલ છે. આનું કારણ એ છે કે ચીનના લોકો બે જબરજસ્ત નદીઓના કાંઠે તથા મેદાનમાં રહેતા, અને તેઓ બાકીના એશીયાથી મોટાં રણો, પર્વતો અને સમુદ્રોથી વિખુટા પડી ગયા હતા. એશીયામાં બીજા કોઈ પણ દેશ કરતાં ચીનના લોકોએ ખેતીકળા ઘણી જ સરસ રીતે વિકસાવી હતી. ચીનની સંસ્કૃતિ એશીયાના બીજા ઘણા દેશો કરતાં જુદી પડે છે. ચીનના લોકોને એક જ ભાષા, એક જ લિપિ, એક જ ધર્મ, અને એક જ શત્રુ હોવાથી તેમાં એકતાનો ગુણ ખૂબ વિકસ્યો હતો. ચીનના લોકોએ બધા શહેરો આજુબાજુ કિલ્લાઓ બાંધ્યા હતા, અને ચીનાઓને હુણ લોકો સાથે અવારનવાર યુદ્ધો થયાં કરતાં. એકવખત ચીનમાં હજારો નાનાં નાનાં રાજ્યો હતાં, અને ૧૦–૧૨ મોટાં રાજ્યો પણ હતાં, જે એક બીજા ઉપર પ્રભુત્વ મેળવવા માટે અંદરો અંદર લડયા કરતાં. છેવટે ચાલુ લડાઇઓથી કંટાળી આ રાજ્યો એકત્ર થવા લાગ્યાં. આ રાજ્યોના એકત્રીકરણથી ચીનમાં મહારાજ્યની શરૂઆત થાય છે. શરૂઆતમાં ચીનના સમ્રાટો પાસે બહુ સત્તા રહેતી નહિ. ખરૂં જોતાં તો તેઓ પાસે રાજકીય કરતાં ધાર્મિક સત્તા વિશેષ રહેતી, એટલે રાજા કરતાં તેઓ વધુ ધર્મગુરૂઓ જેવા હતા. ઇ. સ. પૂ. ૫૫૧–૪૭૯ માં ચીનમાં એક મહર્ષિ થયા જેનું નામ કનફ્યુસ્યસ હતું. કનફ્યુસ્યસે ચીનના રાષ્ટ્ર ઘડતરમાં ઘણો જ મોટો ફાળો આપેલ છે. કનફ્યુસ્યસે ધાર્મિક તથા સામાજીક ઐક્ય સ્થાપી જીવનનું ધોરણ ઉંચું બનાવવા માટે ચીનના લોકોને આદર્શ આપ્યો. આ પછી ઇ. સ. પૂર્વે ૨૨૦ માં શી–વાંગ–ટી નામના એક સમર્થ વિજેતા સમ્રાટ થયો જેને પોતાના વિજયોથી ચીનનું મોટા પાયા પર એકત્રીકરણ કર્યું. આ સમ્રાટે ચીનની મહાન દિવાલ બાંધી. આ પછી ઇ. સ. પૂ. ૨૦૦ માં હાનવંશ શરૂ થાય છે. આ વંશના રાજાઓના સમયમાં ચીનમાં બુદ્ધધર્મ આવ્યો, અને એશીયાના બીજા પ્રદેશો સાથે વેપાર કરવા માટે ચીનના રસ્તા ખુલ્લા થયા. હાન રાજાઓના સમયમાં ચીની સંસ્કૃતિનો ઘણા જ ઉંચા પાયા પર

વિકાસ થયો, અને ચીનના લોકોની સંસ્કારિતા, બુદ્ધિમતા, અને કાર્યદક્ષતાનું ધોરણ ઘણુ જ ઉંચુ થવા પામ્યું.

## પ્રાચીન ગ્રીસ

### નગરરાજ્યોની ઉત્પત્તિ

ઇ. સ. પૂર્વે આઠમી સદીમાં ગ્રીસના ગામોમાં જે પ્રજા વસતી હતી તેમનાં ગામદીઠ રાજ્યો થયાં. આ રાજ્યોને નગરરાજ્યો અથવા City states કહેવામાં આવે છે. આ રાજ્યની ઉત્ક્રાન્તિ થતાં લગભગ એક હજાર વર્ષો થાય છે. આ ઉત્ક્રાન્તિ દરમ્યાન રાજ્યની વ્યવસ્થા, કાર્યપદ્ધતિ, ઉદ્દેશ અને હેતુઓમાં ફેરફારો થાય છે, જે આધુનિક રાજ્યોની પરિસ્થિતિની સરખામણી માટે સરસ દૃષ્ટાંત પુરૂં પાડે છે. ગ્રીક લોકોએ તેમની પરિભ્રમણ પ્રવૃત્તિ દરમ્યાન કાળા સમુદ્ર, મારમોરાના સમુદ્ર, અને ઇજીપ્તના ઘણા ટાપુઓના પ્રદેશોમાં આવીને વસ્યા. શરૂઆતની પ્રાચીન ગ્રીક ટોળીઓ અને જાતો વચ્ચે રાજકીય ઐક્ય ન હતું, પણ ધાર્મિક અને સામાજીક એકતા ઘણી હતી. આ જાતોએ ઘણી જાતની રાજકીય સંસ્થાઓ અને રાજ્યો સર્જ્યાં છે. ગ્રીક લોકો સાહસિક અને દરીયાપારની મુસાફરીમાં રસ લેતા હોવાથી અનેક જાતના લોકોના સંસર્ગમાં આવ્યા, તેમના રીતરીવાજો જાણ્યા, તેમના સંસ્કારો શીખ્યા, અને પરિણામે ગ્રીક લોકોની બુદ્ધિમતા અનેકગણી વિશાળ બની ગઇ, અને ધાર્મીક અને સામાજીક બાબતોમાં તેમની રૂઢીઓ અને ધારાધોરણો ઘણાં જ ડહાપણ ભરેલાં થયાં.

ઇ. સ. પૂર્વે નવમી સદીમાં ગ્રીસમાં ઘણી જાતો હતી, અને તેના પર સત્તા ભોગવતા તેના રાજાઓ પણ હતા. આ રાજાઓની મદદમાં ઉમરાવો અને અમીરો રહેતા. આ સમયમા નાનાં ગામડાઓ મળીને શહેરો થવા લાગે છે, અને ચાલુ યુદ્ધોને અંગે આ નાનાં શહેરો બનીને મોટાં શહેરો થવા લાંગ્યાં.

સ્પાર્ટા નામનું નગરરાજ્ય નદીકાંઠે નજીક નજીક આવેલ પાંચ

ગામડાઓમાંથી થયું હતું. કોરીન્થ નામની સંયોગી ભૂમિમાં આવેલ કોરીન્થ નામનું શહેર પણ આવી જ રીતે થયું હતું. એટીકા નામના પ્રાન્તમાં અનેક ગામડાઓનું એક શહેર બન્યું, જે પાછળથી ગ્રીક સંસ્કૃતિનું બલ્કે જગત સંસ્કૃતિનું પાટનગર બને છે. આ શહેરનું નામ હતું આથેન્સ.

આ વખતના ઉત્સવો, સરઘસો, મંદીરો, સ્થાપત્ય અને કલાઓમાં આ સમયના માણસોના જીવનનું પ્રતિબિંબ જોવામાં આવે છે. તત્ત્વચિંતન, સાહિત્ય, અને કળામાં જગતમાં મહાન પ્રસિદ્ધિ મેળવેલ છે તેવા મહાપુરૂષો આથેન્સમાં પાક્યા હતા. મેડીટરેનીયન પ્રદેશમાં પથરાયેલા ગ્રીક લોકો માટે ડેલ્ફી શહેર એ જાત્રાનું ધામ બન્યું. દર ચાર વર્ષે ત્યાં પ્રજાકીય ઉત્સવો થતા, જેમાં સમગ્ર ગ્રીક પ્રજા રસ લેતી. આ ઉત્સવોમાં કુસ્તી, કસરત, અને સંગીત તથા નૃત્યને જ ઘણું જ ઉંચું સ્થાન મળતું.

આ સમયમાં જે શહેર રાજ્યો થતાં તેની આજુબાજુ કિલ્લો કરવામાં આવતો, અને ત્યાંની પ્રજાનું સામાજીક, ધાર્મિક અને રાજકીય જીવન આ કિલ્લેબંદીમાં કેન્દ્રીત થતું. દરેક શહેરની વસ્તી ૫૦૦ કુટુમ્બોથી વધુ રાખવામાં આવતી નહિ. આ કુટુમ્બો ઘણે ભાગે સંબંધીઓ રહેતાં. કુટુમ્બો ઉપરાંત કેટલાક ગુલામો તથા પરદેશીઓ પણ વસતા. આત્મસંરક્ષણ અને લડાયક હેતુ માટે શહેરમાં ઘરો એકદમ પડખે પડખે બાંધવામાં આવતાં. આ નજીકતાને અંગે એકધર્મ, એક ઇશ્વર, અને એક જ પ્રકારનું દેશાભિમાન અસ્તિત્વમાં આવ્યું. સમુદ્રવાળા પ્રદેશને લઇને ગ્રીક પ્રજા વેપાર વાણીજ્ય માટે દરીયાપાર મુસાફર કરતી. આને લઇને પ્રજામાં એકજાતની સાહસિક-વૃત્તિ તથા બહાદુરીનો પણ વિકાસ થયો હતો. સાહસ અને વ્યાપાર વાણીજ્યથી પૈસો પણ પુષ્કળ મળવા લાગ્યો. સાહસમાં આગળ પડતા નેતાઓ જે વધુ ધનવાન હતા તેમને ઉંચું રાજકીય સ્થાન આપવામાં આવતું અને તેઓને અમીરો બનાવવામાં આવતા. શરૂઆતમાં નગર રાજ્યની રાજકીય સંસ્થામાં પ્રથમ રાજ્યસત્તા ભોગવનાર અમુક ઉમરાવો અગર કોઇએક ઉમરાવનું કુટુમ્બ રહેતું. સમય જતાં રાજ્યસત્તા ભોગવતા

રાજ્ય સંચાલનમાં મદદ કરતા ઉમરાવોની એક સભા પણ સ્થાપવામાં આવી હતી. આ સભા પછી રાજ્યના પુખ્ત ઉમરના તમામ સ્વતંત્ર પ્રજાજનોની બનેલી એક પ્રજાકીય સભા બનાવવામાં આવી. આ સભાએ પ્રસંગોપાત ભેગી મળતી અને ઉમરાવો તથા નેતાઓએ કરેલાં કાર્યોને સંમતિ આપવામાં આવતી.

### આર્થેન્સનું શરૂઆતનું રાજ્ય

ઇ. સ. પૂ. સાતમી સદી પહેલાં જ ગ્રીસમાં રાજાસત્તાક-રાજ્ય નાબુદ કરવામાં આવેલ છે, અને તેને બદલે અમીરશાહી દાખલ થયેલ હતી. ગામના ન્યાયાધીશોને Archons (આર્કન્સ) કહેવામાં આવતા. શરૂમાં આવા ત્રણ ન્યાયાધીશો નિમાતા. આ ત્રણમાં પ્રથમ લશ્કરનો નેતા હતો, બીજો શહેરના રાજતંત્રનો ઉપરી હતો, અને ત્રીજો ધર્મગુરૂ હતો. પ્રથમ આ ન્યાયાધીશોની જીવન પર્યંત નિમણુક થતી. પરંતુ પાછળથી ૧૦ વર્ષ અને તે પછી તો એક વર્ષની મુદત માટે નિમણૂકો કરવામાં આવતી. ન્યાયાધીશોની ચૂંટણી કરવામાં આવતી, અને જ્યારે વાર્ષિક ચૂંટણી કરવામાં આવતી ત્યારે પણ આ ન્યાયાધીશો ઉમરાવ વર્ગમાંથી જ આવતા. આ પછી ન્યાયાધીશોની સંખ્યામાં ત્રણને બદલે નવ કરવામાં આવ્યા. શરૂમાં ઉમરાવ અને સાધારણ વર્ગના માણસ વચ્ચે તફાવત રહેતો. પરંતુ સમય જતાં આર્થિક અને સામાજીક સંજોગોને અંગે આ તફાવત બહુ રહ્યો નહિ. ન્યાયાધીશો ઉપરાંત ઉમરાવોની બનેલી જે સભા હતી તેને Areopagus (એરીયોપેગસ) કહેવામાં આવતી. આ સભા આપણી હાઇકાર્ટ જેવી સત્તા ભોગવતી, અને ન્યાયાધીશોના ન્યાયકામમાં મદદ પણ કરતી. સામાન્ય માણસોની બનેલી સભાને Ecclesia (એકલેશીયા) કહેવામાં આવતી. આ સભા પોતાની બેઠકો શહેરમાં નિયમ પ્રમાણે ભરતી. આ લોકસભા તેની વાર્ષિક બેઠકમાં બધા માણસોની સંમતિ પ્રમાણે ન્યાયાધીશોની ચૂંટણી કરતી. "હા" અને "ના" ના અવાજથી ત્યાં નવા કાયદા, કાનુનો, ધોરણો, લડાઇઓ અને સુલેહ વગેરે નક્કી કરવામાં આવતું.

શરૂઆતમાં ઉમરાવોનું રાજ્ય હતું. પરંતુ ધીમે ધીમે રાજ્યમાં લોકવાદી તત્ત્વ વધવા લાગ્યું. ઈ. સ. પૂ. ૬૨૦માં રાજ્યના કાયદાઓ ઘડનાર એક અધિકારી નીમવામાં આવતા જેને Drecon ( ડ્રેકન ) કહેવામાં આવતા. કોર્ટના અમુક ઠરાવો ગેરકાયદેસર અને પ્રજાને કનડગત કરે તેમ છે તેવી જાતની પ્રજાની બધી ફરીઆદો ધ્યાનમાં લઇને આ કાયદાઓ ઘડવામાં આવતાં. આ કાયદા અને ન્યાયના કામમાં દયા કે સહાનુભૂતિ જેવું બહુ થોડું રહેતું. જેઓ કાયદાની વર્તુલ બહાર રહેતા તેઓને ઘણો જ અસંતોષ રહેતો. બીજી તરફથી વ્યાપાર વાણીજ્યને અંગે પૈસામાં વધારો થવાથી વર્ગભેદ વધવા લાગ્યો. તવંગર અને ગરીબ વચ્ચેની અસમાનતા વધુ તીવ્ર થવા લાગી. ઘણા જમીનદારો પોતાની જમીન ગુમાવતાં દેવાદારો થઈ ગયા હતા. રાજ્ય સામે ખટપટો અને કાવત્રાં થવા લાગ્યાં. આ મુશ્કેલી અને અણીને સમયે ગ્રીસના મહાન બળવાન રાજા સોલોન સત્તાધારી બને છે. સોલોને આર્થિક, સામાજીક, અને રાજકીય સુધારાઓ દાખલ કર્યા. રાજ્યમાં અનાજની છત રહે તેટલા માટે અનાજની નિકાસ બંધ કરી. જો કે સોલોને મુડીની સમાન વહેંચણુ કરી નહિ, પણ મજૂરોને તેના દેવામાંથી મુક્ત કર્યા. મજૂરો અને ગરીબ લોકોને સ્વતંત્ર નાગરિકતાના હક્કો આપવામાં આવ્યા અને તેઓને લોકસભા માટે મતાધિકાર પણ આપવામાં આવ્યો. તેઓ ન્યાયાધીશ થવા માટે લાયક છે તેમ ઠરાવવામાં આવ્યું. મિલ્કત પ્રમાણે રાજ્યના લશ્કરી ખર્ચનો કરભાર નક્કી કરવામાં આવ્યો, જેથી મુડીદારો ઉપર ગરીબવર્ગ કરતાં વધુ કર પડયો. મુડી પ્રમાણે પ્રજાના ચાર વિભાગો પાડવામાં આવ્યા હતા. સોલોને ગ્રીક પ્રજાતંત્રવાદનો પાયો રચેલો છે. સોલોને આ ચાર વિભાગોમાંથી ચૂંટેલા ૪૦૦ સભ્યોની એક સભા સ્થાપી. મુખ્ય ન્યાયાધીશો તરીકે સામાન્ય લોકોને પણ નીમવામાં આવ્યા. ઉપરાંત ૬૦–૭૦ શહેરીઓની ન્યાયાધીશો તરીકે એક સામટી નિમણૂંકો થતી, અને તેઓ વારાફરતી જગ્યા પર આવતા. હાઇકોર્ટ તથા વાર્ષિક ન્યાયાધીશો

પણ આ એક સામટી નિમણૂંકની પદ્ધતિ પ્રમાણે આવતા. શરૂમાં ૪૦ ઉમેદવારોની ચૂંટણી કરવામાં આવતી, અને તેમાંથી નવની નિમણૂક થતી. સોલેને આ ઉપરાંત ચલણમાં પણ સુધારો કર્યો હતો. જમીન વગરના માણસો અને મજૂરોને નાગરિકતાના હક્કો આપવાથી રાજ્યમાં પ્રજાવાદી તત્ત્વ મજબૂત થવા લાગ્યું. સામાન્ય લોકોને લશ્કરોમાં પણ જગ્યા આપવામાં આવતી. સામાન્ય વર્ગની લાગવગ વધતી હતી છતાં પણ ઉમરાવોની સત્તા ઓછી થવા પામી ન હતી. હજુ પણ મુડી એ ત્યાંના વર્ગભેદનું કારણ રહ્યું હતું.

સોલેને ઘણા સુધારાઓ દાખલ કર્યા, પરંતુ ત્યાંની જુદી જુદી જાતો વચ્ચેની આંતરિક લડાઇઓ અને વિખવાદો તે મટાડી શક્યો નહિ. થોડા વખત સોલેનના સુધારાઓ સફળ પણ ન થયા. જાતો તથા સામાન્ય વર્ગોને અપાયેલા હક્કો પડાવી લેવા માટે અંદરોઅંદર તકરારો થવા લાગી. પરિણામ એ આવ્યું કે આથેન્સમાં જુલમ અને જબરજસ્તીનું રાજ્ય ( Tyranney ) થવા લાગ્યું.

**નગર રાજ્યના ફેરફારો**

નગર રાજ્ય ( City state )ના વહીવટમાં સમય સાથે ફેરફારો થતા આવ્યા. આ બાબતમાં એરીસ્ટોલ જણાવે છે કે આ રાજ્યોમાં પ્રથમ રાજાસત્તાક રાજ્ય હતું, પછી રાજ્યસત્તા ઉમરાવોના હાથમાં ગઇ, ત્યારપછી તે થોડા ધનવાન માણસોના હાથમાં ગઇ, ત્યારબાદ આપખુદ સત્તાધીશોનું રાજ્ય ચાલ્યું, આ પછી રાજ્ય પ્રજાસત્તાક બન્યું, અને ફરી પાછું તે રાજાસત્તાક થાય છે. આ વસ્તુને Aristotelian Cycle (એરીસ્ટોટેલીયન સાયકલ) કહેવામાં આવે છે. પ્રથમ એક માણસના હાથમાં સત્તા રહે છે, ત્યાર બાદ તેને મદદ કરનારાઓ સત્તાવાન થઇ પડે છે, આ પછી રાજ્યસત્તા ધનિક વર્ગના હાથમાં જાય છે. આમાંથી પણ જ્યારે થોડા સ્વાર્થી માણસોના હાથમાં સત્તા જાય છે, ત્યારે પ્રજા બળવો કરે છે અને રાજ્ય

પ્રજાસત્તાક બને છે. પરંતુ પ્રજાસત્તાક રાજ્યની સ્વાભાવિક નબળાઈઓથી ફરી પાછી રાજ્યસત્તા એક માણસના હાથમાં કેન્દ્રિત બને છે. આજે પણ આપણે પ્રજાતંત્રવાદી રાજ્યોની પડતી જોઈએ છીએ, અને તેને બદલે રાજા જેવી જ સત્તા ભોગવતા સરમુખત્યારોનું રાજ્ય વધુ લોકપ્રિય બનતું જાય છે. એરીસ્ટોટલ કહે છે કે મનુષ્ય સ્વભાવ ચક્રવત્ ફરે છે. માત્ર રીતરસમોમાં ફેરફાર થતા જાય છે, પરંતુ પદ્ધતિ અને તેનું તત્ત્વ તો તેનું તે રહે છે. રાજાસત્તાક, ઉમરાવસત્તાક, અને પ્રજાસત્તાક રાજ્યો તે રાજ્યનાં સ્વાભાવિક સ્વરૂપો છે, અને તેનાં વિકૃત સ્વરૂપોમાં આપખુદ જુલ્મી રાજ્ય, મુઠ્ઠીભર માણસોનું રાજ્ય, અને ધનવાન માણસોનું રાજ્ય છે. આ બધાં સ્વરૂપો અને તેના ફેરફારો આથેન્સના ઇતિહાસમાં આપણે જોઈ શકીએ છીએ. થોડા માણસોના હાથમાં રાજ્યસત્તા જાય ત્યારે તેનો પોતાના સ્વાર્થ માટેજ ઉપયોગ કરવાનો વધુ સંભવ રહે છે. આમ થાય ત્યારે તેમને કેટલાક અન્યાયો અને જુલ્મો પણ કરવા પડે છે. આવા જુલ્મોથી પ્રજા કંટાળે ત્યારે બળવો કરે છે, અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપે છે. પ્રજાસત્તાક રાજ્યમાં પણ જ્યારે લાંચ, રૂશ્વત, અને વિલંબનો સડો પેસે છે, અને રાજ્યસત્તા અયોગ્ય માણસોના હાથમાં જાય ત્યારે રાજ્યનો ઉદ્દેશ બરાબર જળવાય નહિ, અને માણસોને પ્રજાતંત્રથી પણ કંટાળો આવે છે, અને ફરી પાછું રાજાસત્તાક રાજ્ય તરફ વલણ થાય છે. મનુષ્યના આવા ચક્રવત્ ફરતા સ્વભાવને લઈને હજુ સુધી સદા સર્વદા સ્થાયી અને બધાને અનુકૂળ પડે તેવી રાજ્ય વ્યવસ્થા શોધી શકાતી નથી.

## જુલ્મી રાજતંત્ર

થોડા માણસોના રાજ્ય સંચાલનમાં સ્વાભાવિક રીતે દેવાદાર અને શ્રમજીવી વર્ગની સામાજીક અને આર્થિક સ્થિતિ વધુ નબળી થતી, જુના કાયદાઓ તેમને તેમ અક્કડ રહેતા, અને અન્યાયનો કોઈ પાર ન રહેતો. આને પરીણામે જુલ્મી તંત્રની સ્થાપના થતી. આ તંત્રમાં ધનવાન વર્ગને

બધી સગવડતાઓ મળતી. સોલોનના સુધારાઓ પણ નિષ્ફળ નીવડયા હતા. માણસો ગરીબાઇથી કંટાળ્યા હોય અને દુઃખોથી રીબાતા હોય ત્યારે તેમનાં દુઃખો દૂર કરવાનાં વચનો આપતા નેતાઓમાં તેમને વિશ્વાસ થાય અને તેમને સત્તાવાન બનાવે તેવુ જ કાઇક આથેન્સમા પણ બન્યુ હતુ. નેતાઓ આ તકનો પોતાની સત્તા જમાવવા પુરતો જ લાભ ઉઠાવતા અને અંતમાં જુલ્મીઓ બની જતા પરતુ આ જુલ્મીઓ હમેશા સ્વાર્થી અને સકુચિત ન હતા. આથેન્સમા પીસીસ્ટ્રેટસ અને તેના પુત્રોનુ રાજ્ય જે ૫૦ વર્ષ ચાલ્યુ તે આથેન્સ માટે ઘણો જ આબાદીભર્યો સમય ગણાય છે. આ સમયમા રાજ્ય વ્યવસ્થાના સ્વરૂપમા કાઈ મહત્વના ફેરફારો થયા ન હતા. પણ લશ્કરી બળમા ભાડુતી માણસો રાખી તે વધારવામાં આવ્યુ હતુ, પાસેના ટાપુઓ છતી લેવામા આવ્યા હતા, બધા વર્ગના માણસોને સમાન હક્કો આપવામા આવ્યા, અને બધા પ્રત્યે સમાન વર્તન રાખવામાં આવતુ. આ તંત્રમા ધનવાન વર્ગને વધુ સહન કરવાનુ હતુ. આ રાજતત્રમાં સામાન્ય મધ્યમવર્ગ વધુ આબાદ થયો. ધાર્મિક ઉત્સવો, સાહિત્ય અને કળાને આશ્રય મળવાથી જુલ્મીઓએ પ્રજાપ્રિયતા મેળવી હતી. જુલ્મી રાજ્ય કલ્યાણકારી હોય છે ત્યારે ઘણુ સારૂ પરિણામ લાવી શકે છે. આ તત્રમાથી પ્રજાને નવો જુસ્સો પેદા થયો, અને તે લોકશાસનવાદ માટેનો. જુલ્મી રાજ્ય એ પ્રજાવાદ આવતાં પહેલાનુ આવશ્યક પગથીયુ છે. આ જુલ્મીતત્રનો આથેન્સમાં ઈ. સ. પૂ. છઠ્ઠી સદીમાં મૃત્યુઘટ વાગી ગયો.

### આથેન્સનો પ્રજાતંત્રવાદ

સોલોનના સુધારાઓ ફરી પાછી ચાલુ થયેલી જુની અદેખાઈઓ, ઈર્ષ્યાથી થતી તકરારો, અને સ્વાર્થી ખટપટથી લય પામી ગયા હતા આતરિક તકરારો, આર્થિક, રાજકીય, અને સામાજીક સુધારાઓ થતાં પણ નાબુદ થઈ ન હતી. આથેન્સના જુલ્મી તત્રમા પ્રજાના નીચલા વર્ગે ઘણી પ્રગતિ કરી હતી. આ વર્ગમાથી કેટલાક માણસો દરીઆપાર વ્યાપારી

સાહસો ખેડી પૈસા કમાઈ લાવ્યા હતા. જ્યારે આથેન્સમાં જુલ્મીતંત્રનો અંત આવ્યો, ત્યારે નવા રાજકીય સુધારા માટે વખત ભરાઇ ચૂક્યો હતો. ઇ. સ. પૂ. ૫૦૬માં ક્લેઇસ્થેનીસ.નામના રાજા થયા તેને સોલોન કરતાં પણ વધુ સફળતાપૂર્વક રાજ્યમાં સુધારાઓ દાખલ કર્યા અને રાજતંત્રને વ્યવસ્થિત બનાવ્યું. પ્રથમ તો તેને નવા ધોરણે પ્રજાના વિભાગો પાડયા, અને જુના વર્ગ ભેદો અને વર્ગ લાગણીને નાબુદ કર્યાં. આથેન્સની પ્રજાના ભૌગોલિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ વિભાગો પાડવામાં આવ્યા, અને દરેક વિભાગને અમુક ધાર્મિક, સામાજીક, અને રાજકીય કાર્યો સોંપવામાં આવ્યાં. દરેક વિભાગનું નામ આથેન્સના કોઈ બહાદુર પુરૂષના નામ પ્રમાણે રાખવામાં આવ્યું અને દેરેક વિભાગમાં માણુસોને મળવા માટે તથા ધાર્મિક ક્રિયાઓ કરવા માટે અમુક જગ્યાઓ તથા મંદીરો બાંધવામાં આવ્યાં. આ, બધા વિભાગો ક્લેઇસ્સથેનીસના રાજકીય સુધારાના જુદા જુદા ઘટકો બની ગયા.

ક્લેઇસિસ્થેનીસના સુધારાઓની સફળતાથી પ્રજાજીવનનાં ઘણાં ખરાં કાર્યો વ્યવસ્થિત બન્યાં હતાં. પર્વત, મેદાન, અને કાંઠાઓ તેમ ત્રણ ભૌગોલિક વિભાગો પાડવામાં આવ્યા હતા. પહેલામાં ભરવાડો અને ઢોર રાખનારાઓ, બીજામાં ખેડુતો અને વેપારીઓ, અને ત્રીજામાં માછીમારો અને દરીઆઈ વહાણવટું કરનારાઓને રાખવામાં આવ્યા. આમ ભૌગોલિક તત્ત્વ પ્રજાવિભાગમાં મુખ્ય બન્યું. કાર્યોના સંવાદ માટે દરેક વિભાગમાં દરેક જાતમાંથી જુદાજુદા ધંધાદારીઓ અને કામ કરનારાઓની સમાન ભાગે ગોઠવણ કરવામાં આવી. આ નવા વિભાગીકરણથી પ્રજામાં એક જાતની શિસ્ત, વ્યવસ્થા, અને પદ્ધતિસરથી કામ કરવાની લાગણી જાગી. આથેન્સના રક્ષણ માટે ૧૦ નવી જાતો કરવામાં આવી. દરેક જાત પોતાનો નેતા દર વર્ષે ચૂંટી કાઢે, અને લડાઇ તથા શાંતિના સમયમાં આ દશ નેતાઓ એ પ્રજાના નેતા ગણાતા. સોલોને સ્થાપિત કરેલ ૪૦૦ સભ્યોની સભામાં ૧૦૦ વધુ સભ્યો ઉમેરી ૫૦૦ સભ્યોની બનેલી એક નવી સભા કરવામાં આવી. આ સભાના સભ્યો પ્રજાના નવા વિભાગો પ્રમાણે ચૂંટાઈ આવતા. લોકસભા ( Ecclesia )ની

વર્ષમા ચાલીશ બેઠકો થતી અને તેની પાસે મુકાયેલા વિષયો પુરતુ જ તે ધ્યાન આપતી ૫૦૦ સભ્યોની નવી થયેલ સભા એ કાયમી કાર્યવાહી સભા તરીકે કામકાજ કરવા લાગી જુના એરીયોપેગસની બધી સત્તા છીનવી લેવામા આવી ૫૦૦ સભ્યોની આ સભાનુ કામકાજ દશ જાતો વચ્ચે અનુક્રમે ગોઠવવામા આવ્યુ વર્ષના ૩૫ વિભાગો કરવામા આવ્યા આ દરેક વિભાગને Prytany કહેવામા આવતો આ દરેક વિભાગમા આ સભાના સભ્યો જે દરેક જાતમાથી ૫૦ જેટલા રહેતા તે રાજ્યતંત્ર ચલાવે, અને ૩૫ દિવસના અંતે આ સભાનુ પ્રમુખપદ બીજી જાતના નેતાને સોંપવામા આવતું આ જાતોના નેતાઓ જેને Strategoi (સ્ટ્રેટેગોઈ) કહેવામા આવતા તેનુ સ્થાન એટલુ બધુ મહત્વનુ બનવા લાગ્યુ કે તેમની પાસે ન્યાયાધીશોને કોઈ સત્તા રહી નહિ આ દશ નેતાઓ અને તેના પ્રમુખની સંસ્થા સર્વ સત્તાવાન મંડળ બની ગયુ પેરીક્લીસ છત્રીશ વર્ષ સુધી આ મંડળના પ્રમુખસ્થાને રહ્યો હતો, અને આથેન્સના ઇતિહાસમા તેણે એટલો બધો ફાળો આપેલ છે કે આ યુગ તે પેરીક્લીસ યુગ કહેવામા આવે છે

**મતગણત્રીની પદ્ધતિ**

મત આપીને કોઈ પણ રાજકીય પ્રશ્નનો નિવેડો લાવવાની પદ્ધતિનુ મૂળ આપણને કલેઇસ્થેનીસના રાજ્યમા Ostracism (ઑસ્ટ્રેસીઝમ) નામની પદ્ધતિમાથી મળે છે Ostracism એટલે દેશનીકાલ અગર સામાન્ય વ્યવહાર બહાર મૂકવાની ક્રિયા કલેઇસ્થેનીસે જે માણસો પ્રજાસ્વાતંત્ર્યને ભયરૂપ હતા તેને દૂર કરવાની આ એક તરકીબ રચી હતી વર્ષના કોઈ પણ ભાગમા કોઈ પણ પ્રજાજન આ મત આપવાની ક્રિયા માટે પ્રજા સભામા દરખાસ્ત લાવે, અને પ્રજાસભા મંજૂર કરે તો પછી આ માટે કોઈ પણ દિવસ નક્કી કરવામા આવે નિયત કરેલા દિવસે આથેન્સના પ્રજાજનો કોઈ પણ માણસની વિરૂદ્ધ પાટી ઉપર તેનુ નામ લખીને એક વાસણમા તે અમુક નક્કી કરેલ જગ્યાએ મૂકી જાય જો ૬૦૦૦ પાટી ઉપર અમુક માણસનુ નામ લખેલુ જોવામા આવે તો તે માણસની મિલ્કત ખૂચવી

લેવામાં આવે, અને તેને ૧૦ વર્ષ માટે શહેર બહાર કાઢી મૂકવામાં આવે. આ પદ્ધતિમાં ઘણા ઉમદા માણસોને પણ સહન કરવું પડતું. આજે જે મતપત્રકથી ઉમેદવારો ચૂંટવાની પદ્ધતિ જોવામાં આવે છે તે આમાંથી ઉદ્‌ભવેલ છે.

## પેરીક્લીસ યુગ ( ઈ. સ. પૂ. ૪૬૪-૪૨૯ )

પેરીક્લીસ યુગ તે આથેન્સના ઇતિહાસમાં સુવર્ણ યુગ કહેવાય છે. કારણ કે આ સમયમાં આથેન્સની સંસ્કૃતિનો સૂર્ય સોળે કળાએ પ્રકાશતો હતો. આ સમયમાં ઉત્તમકોટીના નાટ્યકારો, તત્ત્વચિંતકો, સંગીતકારો, સાહિત્યકારો, ગણીતશાસ્ત્રીઓ, ખગોળવેત્તાઓ અને મુત્સદ્દીઓ તથા રાજદ્વારી પુરૂષો થવા પામ્યા હતા. આ સમયમાં પ્રજાતંત્રવાદનો પણ ઘણો ઉત્તમ વિકાસ થયો હતો. આ સમયમાં પ્રજાતંત્રવાદમાં રાજ્યનું કામકાજ કરવા આવતા પ્રજાજનોને શક્તિ અને સમયનો ભોગ આપવા બદલ તેમને આર્થિક વળતર આપવાનો સિદ્ધાંત ગ્રહણ કરવામાં આવ્યો હતો, જેનું પરિણામ એ આવ્યું કે રાજકારણમાં માત્ર પૈસાદાર અને કામકાજ વગરના માણસોને બદલે ગરીબ વર્ગમાંથી પણ માણસો રસ લેવા લાગ્યાં. લોકસભામાં હાજરી આપવા બદલ, ન્યાય કચેરીમાં કામકાજ કરવા માટે તથા બીજું કામ કરવા બદલ અમુક ભાડુંભથ્થું નક્કી કરવામાં આવ્યું હતું. બીજી તરફથી એકસામટી ચૂંટણી ( Lot )ની પદ્ધતિનો ન્યાયાધીશોની નિમણૂકો કરવામાં વિશાળ રીતે ઉપયોગ કરવામાં આવ્યો. ન્યાયાધીશો જે ઉપલા વર્ગમાંથી ચૂંટાતા તેને બદલે વર્ગોમાંથી તેને નીમવાનું ધોરણ દાખલ થયું. ૪૦ ઉમેદવારોમાંથી નવ ન્યાયાધીશો ચૂંટવાને બદલે સમગ્ર પ્રજામાંથી સીધા નવ ન્યાયાધીશો નીમવાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. આ સમયમાં બીજા પરચુરણ ફેરફારો પણ કરવામાં આવ્યા હતા. ટુંકામાં આ સમયમાં આથેન્સ જગતસંસ્કૃતિની મોખરે હતું. આથેન્સનો પ્રજાતંત્રવાદ સંપૂર્ણરીતે આ સમયમાં ફાલ્યો અને પ્રજામાં પણ સમાનતા, સ્વતંત્રતા, અને ભ્રાતૃભાવની લાગણી ફેલાઇ.

આધુનિક પ્રજાવાદની દૃષ્ટિએ આ યુગના પ્રજાતંત્રવાદમાં ત્રણ ખામીઓ

હતી. પેરીકલીસના સમય સુધી હજુ ગુલામવર્ગ તેમનો તેમ મોજુદ હતો. વેપાર વાણીજ્ય અર્થે આવેલા તથા લાંબા સમયથી વસવાટ કરતા પરદેશીઓને નાગરિકતાના હક્કો આપવામાં આવેલ ન હતા. આ સમયમાં સ્ત્રીઓને કોઈ પણ જાતના રાજકીય હક્કો આપવામાં આવ્યા ન હતા. આથેન્સનો પ્રજાવાદ સંપૂર્ણરીતે વિકસ્યો ત્યારે ઇજીયન સમુદ્રમાં આવેલા ટાપુઓ ઉપર પ્રભુત્વ મેળવી આથેન્સે સામ્રાજ્યની પણ સ્થાપના કરી હતી. ઈજીયન સમુદ્રમાં આવેલા ટાપુઓને પર્શીયાના રાજા તરફથી ઘણો ભય રહેતો એટલે પોતાના રક્ષણ માટે તેઓએ એક દરીયાઈ લશ્કર પણ ઉભું કર્યું હતું, અને એકબીજાની મજમુ બાબતો માટે સંબંધ રાખતું એક મજમુ મંડળ ( League ) પણ સ્થાપ્યું હતું, જેને Confederacy of Delos તરીકે ઓળખાવવામાં આવતું. આ મજમુ મંડળ પર આથેન્સનું પૂરેપૂરૂં વર્ચસ્વ હતું, કેમકે આથેન્સ આ મંડળને પૈસાની સારી મદદ કરતું હતું. આ કોનશીડરસીના શહેરો પાસેથી આથેન્સ ઘણા વ્યાપારી લાભો ઉડાવતું, અને આથેન્સનો પ્રજાતંત્રવાદ ઇંગ્લેન્ડની જેમ સામ્રાજ્યવાદી બની ગયો હતો. જો કે આથેન્સની શોષણનીતિ બહુ જોરદાર ન હતી, છતાં પણ આથેન્સ નીચેનાં આ બધાં શહેરોએ આથેન્સ સામે બળવો કર્યો, અને ઇ. સ. પૂ. ૪૩૧–૪૦૪ સુધી આ લડાઈ ચાલી. આ લડાઇને પેલીપોને-શીયાની લડાઈ કહેવામાં આવે છે. આ લડાઇના પરિણામે આ બધાં શહેરોને ખૂબ નુકસાન થયું, અને બધાં આર્થિક દષ્ટિએ ખલાસ થઈ ગયાં.

**આથેન્સ**

આથેન્સનું પ્રજાવાદીતંત્ર ઇ. સ. પૂ. ચોથા સૈકામાં પણ તેમનું તેમ ચાલુ રહ્યું. નગરરાજ્યો પ્રત્યે લોકોને અણગમો થવા લાગ્યો, લશ્કરી નોકરી પ્રત્યે ધિક્કાર થવા લાગ્યો, અને જ્યાં સુધી મોટા રાજ્યનો ભય ન લાગતો ત્યાં સુધી આથેન્સના પ્રજાજનો માત્ર ભાડુતી સીપાઇઓ રાખી લડવા લાગ્યા. નગરરાજ્યો માત્ર ત્યાંના સ્વતંત્ર નાગરિકો માટે જ હતાં તેમ માણસોને લાગવા માંડ્યું. રાજ્યની તિજોરીમાંથી મોટા ભાગનો પૈસો રાજ્યનું

કામકાજ કરતા ધારાસભાના સભ્યો અને નોકરોને ભાકુભથ્થું તથા પગાર આપવામાં જતો. ગરીબ લોકોને તે પ્રજાકીય ઉત્સવોમાં હાજરી આપવા માટે પણ પૈસા ભરવા પડતા. સ્વતંત્ર નાગરિકોમાંથી જ ન્યાયાધીશો અને અધિકારીઓની નિમણૂક થતી. સોક્રેટીસનો પ્રસિદ્ધ ચૂકાદો ૫૦૧ ન્યાયાધીશોની બનેલ કોર્ટે ચૂક્યો હતો. ન્યાયખાતાનું ખર્ચ ઘણું જ ભારી હતું. સોક્રેટીસના ચૂકાદા પરથી સિદ્ધ થાય છે કે ન્યાયાધીશો લોકોના સામાન્ય પુર્વગ્રહોથી પર ન હતા. પરંતુ આથેન્સના લોકો આ ન્યાયથી સંતોષ માનતા. આથેન્સની પડતીનું મુખ્ય કારણ ત્યાંનું લશ્કર હતું. વખત જતાં આથેન્સના પ્રજાજનોને લશ્કરી તાલીમમાં રસ ન રહેતાં આથેન્સનું લશ્કરી બળ ઘટવા લાગ્યું, અને છેવટે આથેન્સ ઉપર એલેક્ઝાન્ડર વિજય મેળવે છે, અને આથેન્સ મેસીડોનીયન સામ્રાજ્યમાં મળી જાય છે, અને પછીથી રોમન સામ્રાજ્યમાં આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતું નાનું શહેર બને છે. આમ આથેન્સના પ્રસિદ્ધ પ્રજાતંત્રવાદનો કરૂણ અંત આવે છે.

## સ્પાર્ટા

પ્લેટોનું "આદર્શ રાજ્ય" એ સ્પાર્ટા નામના ગ્રીસના એક નગર-રાજ્ય ઉપરથી લીધેલ વિચાર છે. પરંતુ સ્પાર્ટાની વાસ્તવિક પરિસ્થિતિ પ્લેટોના આદર્શ નગર કરતાં કાંઇક જુદી જ હતી. સ્પાર્ટામાં જન્મથી માંડી મરણ પર્યન્ત પ્રજાજનોને કડકમાં કડક ફરજો રાજ્ય પ્રત્યે અદા કરવાની હતી. સ્પાર્ટામાં પ્લેટોના વિચારો પ્રમાણે પરિસ્થિતિ હોત તો વખતે પ્લેટોને આદર્શ નગરનો વિચાર પણ ન આવ્યો હોત. આદર્શ વસ્તુ એ લગભગ અશક્ય હોય છે. સ્પાર્ટામાં પ્લેટોના આદર્શ પ્રમાણે વસ્તુઓ અસ્તિત્વમાં ન હતી તેટલા માટે જ પ્લેટોએ રાજ્યનો આદર્શ આપેલ છે.

સ્પાર્ટાની પ્રજા ઘણી જ બહાદુર અને લડાયક હતી. હજુ સુધી આવી બળવાન તથા લશ્કરી શૌર્ય દાખવતી પ્રજા જગતે જોયેલ નથી. સ્પાર્ટામાં ખેડુતવર્ગ સદાને માટે કચડાયેલ રહ્યો હતો. સ્વતંત્ર નાગરિકતા ન મેળવેલ

હોય તેવા વેપારીઓ સર્વાંશે રાજ્યના અંકુશ તળે રહેતા. પડોશનાં રાજ્યો સાથે કાયમ માટે યુદ્ધો થયાં કરતાં. આ બધાં કારણોને અંગે સ્પાર્ટાની પ્રજા આપણા ક્ષત્રિયોની જેમ યુદ્ધ ખમીરથી ભરપૂર હતી. ૩૦ વર્ષ સુધી સ્પાર્ટાની પ્રજાએ-સામ્યવાદી જીવન ગાળેલ છે. લશ્કરી તાલીમ એ સ્પાર્ટાની પ્રજાનું આજના જર્મનીની જેમ જીવનધ્યેય બની ગયું હતું. પરિણામે સ્પાર્ટાનું આખું શહેર એક લશ્કરી તાલીમશાળા બની ગયું હતું. કેળવણી, લગ્ન અને જીવનની દૈનિક વસ્તુઓને પણ લશ્કરી કવાયતની જેમ ધોરણસર બનાવી દેવામાં આવી હતી. પેરીક્લીસ યુગમાં આથેન્સ ગ્રીક સંસ્કૃતિનું કેન્દ્ર બન્યું હતું, જ્યારે સ્પાર્ટાના શાસકોએ સ્પાર્ટાને એક લશ્કરી સંસ્થા બનાવી દીધું હતું.

સ્પાર્ટા એ પ્રજાશાહી, રાજાશાહી, અને ઉમરાવશાહીનું મિશ્રણ બની ગયું હતું. એરીસ્ટોટલનું પણ એવું માનવું હતું કે રાજ્ય કદાપી એકવાદી ધોરણે લાંબું નભતું નથી, તેમાં બધાં તત્ત્વોનું મિશ્રણ જરૂરી છે. સ્પાર્ટાનું ખાસ લક્ષણ તો ત્યાંની દ્વિરાજ્ય પદ્ધતિ ( Dual Kingship ) હતી. સ્પાર્ટામાં બે રાજ્યોમાંથી ચૂંટેલા બે રાજાઓ રહેતા, અને બન્નેને સમાન હક્કો તથા સત્તા આપવામાં આવ્યાં હતાં. રાજાઓ યુદ્ધ અને ધર્મની બાબતોમાં મોવડી રહેતા. રાજાઓ હોવા છતાં સ્પાર્ટામાં રાજાસત્તાક રાજ્ય ન હતું. ત્યાં ઉમરાવ વર્ગમાંથી ચૂંટાયેલા સભ્યોની બનેલી એક સભા હતી જેમાં બે રાજાઓ સિવાય ૩૦ સભ્યો હતા, અને દરેક સભ્ય ૬૦ વર્ષની ઉપરનો રહેતો. લોકસભામાં ૩૦ વર્ષની ઉપરના બધા માણસો સભ્યો થઇ શકતા, અને તેમના હક્કો ઘણા વિશાળ હતા. આ રીતે રાજાઓના અસ્તિત્વ છતાં સ્પાર્ટામાં લોકશાસન પણ હતું. સ્પાર્ટામાં રાજાશાહી અને ઉમરાવશાહી તત્ત્વોનું સમિશ્રણ થયેલ હોવાથી સ્પાર્ટાનું રાજ્ય એક સરસ, સ્થાયી, અને સંમિશ્રિત રાજતંત્રનો નમૂનો ગણાય છે.

ધારાસભાઓ ઉપરાંત સ્પાર્ટામાં ન્યાયાધીશો રહેતા જેને Ephors ( એફોર્સ ) કહેવામાં આવતા. આ એફોર્સ સ્વતંત્ર પ્રજાજનોમાંથી ચૂંટાતા.

જ્યારે એમાંથી એક રાજા લડાઇમાં જાય ત્યારે આ ન્યાયાધીશોમાંથી થોડા રાજા સાથે લડાઈમાં હિસાબ કિતાબ રાખવા તથા દેખરેખ રાખવા માટે ભેગા જતા. શાંતિના વખતમાં આ ન્યાયાધીશો દીવાની ન્યાયખાતામાં કામકાજ કરતા. સ્પાર્ટાની પ્રજાને ત્યાંના ખેડુતો જેને Helot (હેલોટ) કહેવામાં આવતા તેના પર તથા પરદેશીઓ જેને સ્વાતંત્ર્ય નાગરિકતાના હકો ન મેળવ્યા હોય તેના પર મરણ પર્યંતની સજા કરવાની સત્તા હતી. આ વર્ગમાંથી કોઇ પણ માણસને માત્ર શંકા પરથી પકડવામાં આવતો, અને તેને કોઇ વખત મારી નાખવામાં પણ વાંધો ન હતો. સ્પાર્ટનો જાણતા હતા કે તેઓ જ્વાલામુખીના શિખર પર બેઠા હતા, જેને કોઈ પણ વખતે ફાટી નીકળવાનો ભય રહેતો, અને તેથી તેમને આજના સરમુખત્યારોના જેવી અસાધારણ સત્તાઓ આપવામાં આવી હતી.

સ્પાર્ટાની કેળવણી પદ્ધતિમાં લશ્કરી તાલીમ મોટો ભાગ ભજવતી હતી. લશ્કરી ફરજો માટે સાદું અને કઠિન જીવન સ્પાર્ટાના દરેક યુવાનને ગાળવું પડતું. પરિણામે સ્પાર્ટાના યુવાનોનાં શરીરો ઘણાં જ સુદૃઢ, સ્નાયુબદ્ધ અને સુઘડ થયાં, પણ મનનો વિકાસ થવા પામ્યો નહિ. આથેન્સ આપણને આ પરિસ્થિતિ સાથે સરસ વિરોધ પૂરો પાડે છે. આથેન્સના યુવાનોની કેળવણી પદ્ધતિ સ્પાર્ટા કરતાં તદ્દન જુદી હતી. સારાય ગ્રીસમાંથી આથેન્સમાં ભેગા થયેલા ખંતીલા વિદ્વાનો (Sophists) ગ્રીક યુવાનોને તેમની ખાનગી શાળાઓમાં શિક્ષણ આપતા. આથેન્સમાં જાહેર નાટ્યગૃહો હતાં, જ્યાં નાટ્યકારો, નટો, અને પ્રેક્ષકોને પણ પૈસા આપવામાં આવતા. આથેન્સમાં સાહિત્ય, કળા, અને કવાયત ત્રણેનો યુવાનોના શિક્ષણક્રમમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. જ્યારે સ્પાર્ટાના યુવાનોએ શારીરિક વિકાસ સંપૂર્ણપણે સાધ્યો, પણ માનસિક અને બૌદ્ધિક વિકાસ પ્રત્યે પૂરતું લક્ષ આપ્યું નહિ. પ્લેટો પોતાના જન્મસ્થાન આથેન્સને પડતું મૂકી સ્પાર્ટાને શા માટે આદર્શ નગર કહેતો તે સમજાતું નથી. વખતે તેના તત્ત્વચિંતનના સિદ્ધાંતનું પરિણામ હોય તો નવાઇ નહિ! સ્પાર્ટાનો લશ્કરવાદ પ્લેટોના

આદર્શવાદનું વિકૃત સ્વરૂપ હતું. દોઢ સૈકાના અનુભવ પછી સ્પાર્ટામાં પ્રજાવાદી તત્ત્વ ઓછું થવા લાગ્યું, તેઓ સ્વાર્થી અને લોભી બનવા લાગ્યા, અને સ્પાર્ટનોનું બળ અને તેજ ઘટવા લાગ્યાં. પરિણામે સ્પાર્ટા નબળું થતાં મેસીડોનીયન સામ્રાજ્યે તે લઇ લીધું, અને છેવટે તે રોમન સામ્રાજ્યમાં ભળી ગયું. રોમન રાજ્યમાં મેસીડોનીયાનું સામ્રાજ્ય ઈ. સ. પૂ. ૧૫૦ માં ભળી ગયું હતું.

## પ્રાચીન ગ્રીસમાં સમૂહતંત્ર

પ્રાચીન ગ્રીસમાં જુદી જુદી જાતોમાં સ્વેચ્છાના જોડાણથી સમૂહતંત્ર સ્થાપવાનો પ્રયોગ પણ કરવામાં આવ્યો હતો. ગ્રીસનું પ્રથમ સમૂહતંત્ર "Confederacy of Delos" હતું. આ સમૂહતંત્ર પાછળથી આથેન્સના સામ્રાજ્યમાં પરિણમે છે. કારણ કે ગ્રીસનાં બીજાં નાનાં રાજ્યોમાં આથેન્સનું રાજ્ય એટલું બળવાન હતું કે તેની સાથે જોડાયેલાં રાજ્યોને તેને પોતાનાં તાબાનાં રાજ્યો બનાવી દીધાં હતાં. ઈ. સ. પૂ. ૪૦૦ માં ગ્રીસમાં ઘણાં નાનાં રાજ્યોનાં સમવાયતંત્રો સ્થાપવામાં આવ્યાં હતાં. જેમાંનાં કેટલાંક તો આથેન્સ કે સ્પાર્ટાના સામ્રાજ્યવાદી ઉદ્દેશોનો સામનો કરવા ઉભાં થયાં હતાં. ઇ. સ. પૂ. ૩૦૦ માં મેસીડોનીયા તથા રોમના રાજાઓની રાજ્યલોભી મહત્વાકાંક્ષાઓનો સામનો કરવા બે મહાન સમૂહતંત્રો અસ્તિત્વમાં આવેલાં. જેમાંના પ્રથમને Aetolian League (ઇટોલીયન લીગ) અને બીજાને Achean League ( એચીયન લીગ ) કહેવામાં આવે છે.

ઇટોલીઅન લીગમાં કેટલાંક નાનાં ગામડાંઓનું પોતાના પ્રદેશના રક્ષણ માટે સમૂહતંત્ર સ્થાપવામાં આવ્યું હતું; જ્યારે એચીયન લીગમાં મોટા શહેરોનું જોડાણ થયું હતું. આ શહેરોમાં આથેન્સ, કોરીન્થ, એચીયા, અને બીજાં કેટલાંક સમૃદ્ધ રાજ્યો ભળ્યાં હતાં. આ ફેડરેશનનું મુખ્ય મથક કોરીન્થના અખાતમાં આવેલ એચીયા શહેર હતું. આ ફેડરેશનમાં દરેક રાજ્ય આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતું હતું, પણ પરદેશનીતિ સંબંધ તથા યુદ્ધ

માટે તેઓનું સંયોજીત તંત્ર રહેતું. ફેડરેશનમાં જોડાયેલ રાજ્યોને સ્વતંત્ર રીતે બહારનાં રાજ્યો સાથે સંધિ કે સુલેહ કરવાનો કે એલચીઓ મોકલવાનો કે રાખવાનો અધિકાર ન હતો. આ સમૂહતંત્રનાં ધારામંડળો બે જાતનાં હતાં. પ્રથમમાં બધાં સંયોજીત રાજ્યોના પ્રજાજનોની એક સામાન્ય પ્રજાસભા હતી, જેમાં વર્ગ પ્રમાણે બધા મત આપતા; અને દરેક રાજ્યના પ્રજાજનો ગમે તેટલા હોય છતાં પણ રાજ્ય દીઠ તેમને એક જ મત આપવાનો હક્ક હતો; જ્યારે બીજી સભામાં ૧૨૦ જેટલા સભ્યો હતા. કાર્યવાહી મંડળમાં દસ સભ્યો રહેતા જેને Stretegoi કહેવામાં આવતા, અને તેમની નીચે બીજા તાબાના અધિકારીઓ પણ હતા, જેની દર વર્ષે ચૂંટણી થતી. આ સિવાય એક સમવાય ન્યાયખાતું હતું, જેમાં જુદાં જુદાં રાજ્યોની તથા પ્રજાની તકરારો સાંભળવામાં આવતી. આમ હોવા છતાં પણ એચીયન ફેડરેશનમાં જોઈએ તેવા સંગઠન અને ઐક્યનો અભાવ હતો. આંતરિક રીતે જોડાયેલાં રાજ્યો વચ્ચે સત્તા માટે સરસાસરસી થવા લાગી, અને ઇર્ષ્યા અને અદેખાઈને પરિણામે ફેડરેશનની મધ્યસ્થ સત્તા નબળી થઈ ગઈ. પરિણામ એ આવ્યું કે આ વિભિન્નતાને અંગે રોમના સામ્રાજ્યને આ રાજ્યોને જીતી લેતાં વાર લાગી નહિ.

## પ્રાચીન રોમ

રોમમાં નગર રાજ્યનો વિકાસ જુદી રીતે થયો હતો. ગ્રીક રાજ્યોની જેમ અહીં પણ રાજાશાહી, ઉમરાવશાહી, અને પ્રજાશાહીનાં તંત્રચક્રો ફરી ચૂકયાં હતાં. રોમ એ તો પહેલેથી જ ઘીચ શહેર હતું. તેનો વિકાસ કિલ્લાની અંદર અને બહાર પણ થયો હતો. રોમ યુદ્ધને અંગે ઈટાલીના સંસર્ગમાં પણ આવ્યું હતું. રોમનું સામ્રાજ્ય મેડીટરેનીયન પ્રદેશમાં સ્થપાયું હતું.

### રોમનું રાજ્ય બંધારણ

રોમમાં શરૂઆતમાં રાજાસત્તાક તંત્ર હતું. પરંતુ રાજાને આ સત્તા ઉત્તરોત્તર ન મળતી. રોમમાં રાજાની ચૂંટણી કરવામાં આવતી. સ્પાર્ટાની

જેમ અહીં પણ બે રાજાઓ ચૂંટવામા આવતા રોમ એ ૩૦ શહેરોનું બનેલું સંયોજીત રાજ્ય હતું, અને તેને આત્મસંરક્ષણ અને આક્રમણ માટે એક સખ્ત લશ્કરી બળ તૈયાર કર્યું હતુ ઈ સ પૂ ૫૧૦ મા રોમમા પ્રજાસત્તાક સ્થાપવામા આવ્યુ હતુ રાજ્યસત્તા દરવર્ષે ચૂંટાતા બે ન્યાયાધીશો જેને Consul (કોન્સલ) કહેવામા આવતા તેમને સોંપવામા આવી હતી આ કોન્સલો યુદ્ધના વખતમા સરદારો બનતા અને સુલેહના વખતમા ન્યાય ચૂકવતા બન્ને કોન્સલની સત્તા સમાન અને સરખી હતી, અને એકબીજાને એકબીજાનુ કાર્ય નામંજૂર કરવાની પણ સત્તા હતી લડાઇનુ કામકાજ અને જવાબદારી વધી પડતા આ કોન્સલો ન્યાયખાતાનુ અને યુદ્ધખાતાનુ બન્ને કાર્યો કરી શકવા અસમર્થ નીવડયા આથી કરીને કાર્યવાહીમા ફેરફાર કરવો પડયો કોન્સલોને ન્યાયખાતાના તથા બીજા કામકાજમા મદદ કરવા બે મદદનીશોની નિમણૂક કરવામા આવી આ મદદનીશોને Praetors (પ્રીટર્સ) કહેવામા આવતા પ્રીટર્સ ઉપરાંત હિસાબી કામકાજ તથા હિસાબી તપાસ માટે જે અધિકારીઓ રાખવામા આવ્યા તેને Quaestors (ક્વીસ્ટર્સ) કહેવામા આવતા આ બન્ને પ્રકારના અધિકારીઓની સંખ્યામા જરૂર પડયે ઉમેરો કરવામા આવતો આ ઉપરાંત વસ્તીગણત્રી કરવા તથા પ્રજાની નીતિ અને વર્તન ઉપર દેખરેખ રાખનારા અધિકારીઓની નિમણૂક કરવામા આવતી આ અધિકારીઓને Censors (સેન્સર્સ) કહેવામા આવતા

રોમમા ઉમરાવ વર્ગના ૩૦૦ સભ્યોની બનેલી એક ઉમરાવ સભા હતી જેને Senate (સેનેટ) કહેવામા આવતી, અને બીજી લોકસભા હતી જેને Comitia (કોમીશીયા) કહેવામા આવતી લોકસભાની રચના કરવા માટે લોકોના મતો લેવામા આવતા રોમમા વ્યક્તિગત મતાધિકાર હતો નહિ, પણ વર્ગ કે મંડળવાર મતાધિકાર રહેતો પ્રથમમા એક મંડળ કુળ પ્રમાણે, બીજુ મંડળ લશ્કરમાથી, તો ત્રીજુ મંડળ સ્થાનિક વિભાગોમાથી તેમ રચવામા આવતા જ્યારે લોકસભા જૂના વર્ગોના વિભાગ પ્રમાણે ધાર્મિક અથવા સામાજીક કાર્યો માટે મત આપવા એકત્ર થતી ત્યારે તેને Comitia

Curiata ( કોમીસ્યા કયુરીઆટા ) કહેવામાં આવતી. આ કોમીસ્યા કયુરીઆટા વાર્ષિક ન્યાયાધીશોની ચૂંટણી કરતી, અને યુદ્ધ કે શાંતિ કરવા માટે નિર્ણયો પણ કરતી. ન્યાયાધીશોના કોઈ પણ ગુન્હા માટે તેમની નોકરી પૂરી થયા બાદ તેમના પર આ સભામાં કામ ચાલી શકતું. જ્યારે આ સભા જાતોના વિભાગો પ્રમાણે મત આપવા એકત્ર મળતી ત્યારે તેને Comitia Tributa ( કોમીસ્યા ટ્રીબ્યુટા ) કહેવામાં આવતી. કોમીસ્યા ટ્રીબ્યુટાનું કામકાજ માત્ર જરૂર પડે ત્યારે નવા કાયદાઓ ઘડવાનું રહેતું. આમ ઘણા અધિકારીઓ અને સંસ્થાઓથી બનેલા રાજતંત્રમાં અંકુશ અને સમતોલપણું આપમેળે સચવાઈ રહેતું.

## રોમન સરમુખત્યારો

સરમુખત્યારશાહીનો પ્રથમ પ્રયોગ રોમમાં કરવામાં આવ્યો હતો. રોમમાં એક જાતની પ્રથા હતી કે ભયગ્રસ્ત વખતમાં કોન્સલ, પ્રીટર્સ, સેન્સર, કવીસ્ટર્સ વગેરે બધા અધિકારીઓની સત્તા એક સરમુખત્યારને સોંપવામાં આવતી. સરમુખત્યારની સત્તા અમુક સમય સુધી જ ચાલી શકે તેમ પ્રથમથી નક્કી કરવામાં આવતું. આ સરમુખત્યાર પાસે આજની જેમ અનિયન્ત્રિત અને અમર્યાદ સત્તાઓ રહેતી.

## રોમના બે પ્રતિસ્પર્ધી પ્રજાવર્ગો

રોમમાં પ્રજાસત્તાકની શરૂઆતમાં આંતરિક વ્યવસ્થા માટે મહાન મુશ્કેલીઓ ઉભી થયેલ હતી. રોમમાં પ્રજાના બે વર્ગો હતા. એક વર્ગમાં સંપૂર્ણ રીતે નાગરિક સ્વાતંત્ર્ય ભોગવતાં પ્રજાજનો હતા જેને *Patricians* ( પેટ્રીસ્યન્સ ) કહેવામાં આવતા, જ્યારે બીજા વર્ગમાં નાગરિકતાના અધુરા હક્કો ભોગવતા પ્રજાજનો હતા જેને Plebeins ( પ્લેબીયન્સ ) કહેવામાં આવતા. પ્લેબીયન્સની સંખ્યા વધુ હતી અને લડાઈ માટે ખાસ જરૂરીવર્ગ હતો. પરંતુ પ્લેબીયનોને ન્યાયાધીશો થવા માટે લાયક ગણવામાં આવતા નહિ, તેમજ સેનેટમાં તેમને બેઠકો પણ આપવામાં આવતી નહિ. પ્લેબીયનો મધ્યમ વર્ગના માણસો હતા જેને માત્ર કોમીસ્યામાં મત આપવાનો અધિકાર

હતો પ્લેબીયનોને પોતાના સંપૂર્ણ અધિકારો મેળવવા માટે ૧૫૦ વર્ષ સુધી લડવુ પડયુ હતું શરૂઆતમા પ્લેબીયનોને પરદેશીઓની જેમ ગણવામા આવતા પણ તેમણે વ્યવસ્થિત રીતે પોતાના ઉત્કર્ષ માટે ચળવળ ચાલુ રાખી અને પોતાનુ એક મડળ સ્થાપ્યુ જેને Concilium Plebis (કોન્સીલીયમ પ્લેબીસ) કહેવામા આવતુ પ્લેબીયનોના હક્કો અને અધિકારોનુ સરક્ષણ કરવા તથા તેના દુખો અને મુશ્કેલીઓ રજુ કરવા માટે તેમને નેતાઓ ચૂટવાનો અધિકાર આપવામા આવ્યો હતો આ નેતાઓને પ્રથમ Tribunes (ટ્રીબ્યુન્સ) કહેવામા આવતા આ નેતાઓની પ્રથમ દશ વર્ષ માટે અને પછી વાર્ષિક ચૂટણી કરવામા આવતી આ ટ્રીબ્યુનો પાસે એવી સત્તા રહેતી કે પ્લેબીયનોના દુખો પ્રત્યે ધ્યાન ખેચવા માટે માજીસ્ટ્રેટના કોઈ પણ ઠરાવને તેઓ નામજૂર કરી શકતા ટ્રીબ્યુનોની સખ્યા દશની રાખવામા આવી હતી, અને બધાની સત્તા સમાન રહેતી આ બધી ચળવળને અગે પ્રથમ તો લાના કાયદાઓને વ્યવસ્થિત રીતે સગ્રહિત બનાવી બહાર પાડવામા આવ્યા પ્લેબીયનોની કાર્યવાહીમા પસાર થયેલા ઠરાવો કોમીસ્યામા પસાર કરવાના ઠરાવોની ભૂમિકા બન્યા ઉપરાત પ્લેબીયનોની આર્થિક અડચણ દૂર કરવા માટે બિનજમીનદાર વર્ગને જમીનો પણ આપવામા આવી આ વખતે રોમ ઇટલી ઉપર વિજય મેળવવા માટે રોકાયેલુ હોવાથી રોમની પ્રજામા વહેચી આપવા માટે પુષ્કળ જમીન હતી પ્લેબીયનોના હક્કો વધારવામા આવ્યા, અને તેમને માજીસ્ટ્રેટોની જગ્યા પણ આપવામા આવી, ત્યા સુધી કે દરવર્ષે બે કોન્સલોમાથી એક પ્લેબીયન વર્ગમાથી નિમવાનુ નક્કી થયુ પ્લેબીયનોનું મડળ જેને કોન્સીલીયમ પ્લેબીસ કહેવામા આવતુ તે લોકસભામા ભેળવી દેવામા આવ્યુ જાતોની સખ્યા ચારમાથી પાત્રીસ જેટલી કરવામા આવી. કિલ્લાની અદર ચાર જાતો રહેતી, જ્યારે કિલ્લા બહાર ૩૧ રહેતી ટ્રીબ્યુનો જે પ્લેબીયનોના નેતાઓ હતા તે ગરીબવર્ગના દુખનુ નિવારણ કરનાર અધિકારીઓ બની ગયા, છતા પણ તેમની માજીસ્ટ્રેટના કોઇ પણ કાયદાને કે ઠરાવને નામંજૂર કરવાની સત્તા તો ચાલુ રહી

રોમમાં પ્લેબીયનોની જેમ જીતાયેલ ઇટલીના પ્રજાજનો પ્રત્યે પણ સારૂં વર્તન રાખવામાં આવતું હતું. આ જીતાયેલ પ્રજાને અમુક મર્યાદા સુધીના નાગરિકતાના હક્કો પણ આપવામાં આવેલા. આંતરિક રીતે તો તેઓ સ્વતંત્ર હતા, માત્ર મત આપવાનો તેમને અધિકાર ન હતો. જીતાયેલ પ્રજાને લડાઇ અને યુદ્ધમાં પણ કામે લેવામાં આવતી, અને પ્રજાને બને તેટલો સંતોષ આપવામાં આવતો.

## રોમન ઉમરાવશાહી

રોમમાં પેટ્રીસ્યન અને પ્લેબીયન વર્ગો વચ્ચે સમાધાન થઇ ગયા પછી સંપૂર્ણ લોકશાસન તંત્ર સ્થાપેલ હતું, છતાં પણ વાસ્તવિક રીતે ત્યાં ઉમરાવો પાસે રાજ્યસત્તા કેન્દ્રિત થયેલ હતી. પ્લેબીયનો એક વર્ગ તરીકે રાજ્યમાં ભળી ગયા હતા, છતાં પણ કુળધર્મ અને જન્મ પ્રમાણે એક નવો વર્ગ બહાર પડયો હતો. જુના પેટ્રીસ્યન વર્ગના અમીરોને બદલે બીજા નવા પેટ્રીસ્યન અને પ્લેબીયનોનાં બનેલાં અમીરોનાં કુટુમ્બો થયાં હતાં, અને આ કુટુમ્બોમાંથી જ માજીસ્ટ્રેટો ચૂંટવામાં આવતા. રોમની આ પરિસ્થિતિ આધુનિક ઇંગ્લેન્ડના જેવી હતી, જ્યાં મધ્યમવર્ગના માણસો પૈસાપાત્ર થતાં લગભગ અમીરો જેવા જ બની ગયા હતા, અને જ્યાં કહેવાતા પ્રજાવાદીતંત્રમાં માત્ર મુડીદારો અને તવંગરોની જ વધુ લાગવગ રહેતી.

## રોમન સેનેટ

રોમની સેનેટ એ પ્રજાતંત્રવાદ સામેની બળવાન સંસ્થા હતી. આ સેનેટ શરૂઆતમાં માત્ર સલાહકારી સંસ્થા હતી, પરંતુ સમય જતાં ઘણી-ખરી બાબતોમાં દેખરેખ રાખનારી સંસ્થા બની ગઈ. માજીસ્ટ્રેટો જ્યારે નોકરીમાંથી મુક્ત થતા ત્યારે સેનેટના સભ્યો બનતા, એટલે સેનેટમાં વ્યવહાર-કુશળતા ખૂબ રહેતી. આ ઉપરાંત બીજા ઘણા તવંગર અને અનુભવી માણસો સેનેટમાં સભ્યો થતા હોવાથી સેનેટ ઘણી જ મજબૂત સંસ્થા ગણાતી હતી.

રોમની નીચેના બહારના મુલકો પર રાજ્ય ચલાવવા મોકલવામાં આવતા સુબાઓને Proconsul ( પ્રોકોન્સલ ) કહેવામાં આવતા, અને આ પ્રોકોન્સલને પણ સેનેટ પાસેથી સૂચનાઓ લેવી પડતી. પ્રોકોન્સલોના ગુન્હાઓનું કામ ચલાવવા માટે સેનેટના અમુક સભ્યો જ બેસતા. કોમીસ્યા ટ્રીબ્યુટામાં કાંઈ પણ ધારો પસાર કરવા માટે પ્રથમ સેનેટની મંજૂરી લેવી પડતી. ઇ. સ. પૂ. ત્રીજા સૈકામાં રોમનું રાજતંત્ર ખૂબ સ્થાયી બન્યું હતું. પ્રજામાં ગરીબ વર્ગને લડાઈમાંથી કમાવાનાં ઘણાં સાધનો મળી રહેતાં. રોમન રાજ્યે તેના આબાદીના સમયમાં સારામાં સારા રસ્તાઓ બાંધ્યા હતા.

## રોમન રાજ્યનો વિસ્તાર

રોમની વિજય અને વિસ્તારની પ્રક્રિયા ત્રીજી સદીના મધ્ય સુધી ચાલુ રહી. રોમને છેવટે કાર્થેજ નામના રાજ્ય સાથે ઘર્ષણ થયું. કાર્થેજ આફ્રીકાના ઉત્તર કાંઠા તરફ આવેલ હતું, અને ત્યાંનું રાજતંત્ર અમુક ધનવાન વેપારીઓના હાથમાં હતું. રોમ અને કાર્થેજ વચ્ચે જે યુદ્ધ થયું તે લગભગ સો વર્ષ સુધી ચાલ્યું. આ યુદ્ધ મેડીટરેનીયન સમુદ્ર પર પ્રભુત્વ મેળવવા બાબતનું હતું. આ યુદ્ધમાં અંતે રોમ વિજયી નીવડે છે, અને રોમે કાર્થેજનાં બધાં સંસ્થાનો, પ્રાન્તો, અને વેપાર તથા વાણિજ્ય પચાવી પાડયાં. સીસીલીનો ટાપુ, સ્પેઇન, ગ્રીસ, એશીયા માઇનર, સીરીયા, અને આફ્રીકાનો ઉત્તરનો વિભાગ એ બધાં રોમનાં સંસ્થાનો બન્યાં. આ બધાં સંસ્થાનો ઉપર રાજ્ય ચલાવવા માટે રોમન રાજ્યવહીવટનો વિસ્તાર કરવામાં આવ્યો. જ્યારે કોન્સલ તથા પ્રીટર્સ તેની નોકરીની મુદત પૂરી કરતા ત્યારે તેને આ સંસ્થાનોમાં મોકલવામાં આવતા. આ સામ્રાજ્ય ચલાવવાથી રોમના પ્રજાસત્તાકમાં ઘણા ફેરફારો થયા હતા. રોમના અમીરો ધનિક વેપારીઓ બની ચૂક્યા હતા. રોમનાં માણસોમાં પૈસા મેળવવાની, આપખુદી ચલાવવાની, અને જીતાયેલ પ્રજા ઉપર પ્રભુત્વ ભોગવવાની લાલસા જાગી. છતાં પણ રોમ ન્યાયપ્રિય તો ખૂબ રહેતું. સંસ્થાનોમાં કોઇ પણ અધિકારી ગુન્હો

કરતો તો તેને સખ્ત નસ્યત કરવામા આવતી પરદેશના મસ્થાનો સાથે વેપાર વાણિજ્ય વધતા રોમમા પૈસો ઠમડાઈ આવતો હતો રોમ શહેરમા માણસોમા તવગર અને ગરીબ એવા ભેદો વધતા જતા હતા ખેતીના કામ કાજમા કોઈને રસ રહ્યો નહિ, અને મુડીવાદીઓ વધુ પ્રબળ બન્યા હતા

## રોમન સામ્રાજ્ય

ઈ સ પૂ ૧૩૩ થી રોમમા ક્રાન્તિની શરૂઆત થઈ ધનિક અને વેપારીવર્ગને નીચેના ગરીબવર્ગને બધી બાબતોમા નમતુ આપવુ પડ્યુ, કારણકે નીચેનો વર્ગ દિનપ્રતિદિન જોરદાર થતો જતો હતો બીજી તરફથી ઈટલીની પ્રજાને સપૂર્ણ રોમન નાગરિકતા આપી દેવામા આવી રોમના ગરીબવર્ગને મફત અને સસ્તા ભાવે અનાજ આપવામા આવતુ પણ આ બધાનો પ્રત્યાઘાત થયો, અને જુલીયસ સીઝર નામના રોમન સરદારે આ બધી છૂટછાટો સામે ગડ ઉઠાવ્યુ, અને ધનિકવર્ગના હિતોનુ સરક્ષણ કરવા માટે સગઠન કર્યું ત્યારબાદ સમય જતા કેટલાક નેતાઓએ ગરીબના હિતોને મદદ કરવાના બ્હાના હેઠળ પ્રજાસત્તાકને ઉથલાવી પાડવાની પેરવી રચી સાધારણ ગરીબ માણસો જે આના છળકપટ ન સમજી શક્યા તેમણે ટેકો પણ આપ્યો, અને રોમના પ્રજાસત્તાકના પાયા હચમચી ગયા પ્રજા તત્રને રોમનુ સામ્રાજ્ય સાચવવુ મુશ્કેલ લાગવા માડ્યુ જુલીયસ સીઝરે આ તક સાધી પ્રજાતત્ર ઉથલાવી નાખ્યુ અને પોતે સમ્રાટ્ બની બેઠો સમ્રાટ્ થયા પછી જુલીયસ સીઝરે પ્રજાને ખુશી કરવા માટે ફરીથી પ્રજા તત્રનો વહીવટ દાખલ કરવા માડ્યો પણ પ્રજાતત્રવાદીઓને રોમમા આ વસ્તુ રૂચી નહિ તેમણે જુલીયસ સીઝરનુ ખૂન કરાવ્યુ જુલીયસ સીઝર ગયો, પણ તેણે દાખલ કરેલ રાજ્યપદ્ધતિ કાયમ રહી જુલીયસ સીઝર પછી તેનો ભત્રીજો ઑગસ્ટસ ગાદીએ આવ્યો ઑગસ્ટસે ઘણી જ ચાલાકીપૂર્વક કામ લેવા માડ્યુ ઑગસ્ટસે પ્રજાવાદીતત્રની જૂની રીતરસમના ઓઠા હેઠળ પોતાની સત્તાની જમાવટ કરી, અને પ્રજાને પોતાના તત્રથી વાકેફ કરી સતોષ આપ્યો હતો

## રોમમાં સમ્રાટોનું સ્થાન

રોમમાં પ્રજાતંત્ર ગયા પછી ફરી પાછું જૂનું જુલ્મીતંત્ર સ્થાપવામાં આવેલ ન હતું. ઑગસ્ટસ પછી જે રાજતંત્ર ચાલ્યું તે ૪૦૦ વર્ષ સુધી ટકી શક્યું. આ સમય એ રોમના સામ્રાજ્યનો સુવર્ણકાળ છે. આ સમયમાં રોમ નીચે અનેક પ્રકારની પ્રજાઓ અને ૪૦ જુદા જુદા દેશો હતા. પર્શીયા અને બેબીલોનનાં પ્રાચીન સામ્રાજ્યોની જેમ રોમન સામ્રાજ્ય પણ ઘણા તત્ત્વોથી બનેલું હતું. રોમની રાજ્યવ્યવસ્થા અને રચના ઘણા જ ઉત્તમ પ્રકારની હતી. આ તંત્રમાં ખાસ નોંધવા જેવી વસ્તુ તે વખતનો રાજ્ય-વહીવટ અને રક્ષણ માટેનું લશ્કરીતંત્ર હતું. ખાસ કરીને રસ્તાઓ બાંધવા તથા સમારકામ ઉપર ઘણું લક્ષ આપવામાં આવતું. આ કાળમાં બ્રિટન પણ રોમના રાજ્ય નીચે આવી ચૂક્યું હતું. રોમનું આધિપત્ય બ્રિટન પર ૩૦૦ વર્ષો સુધી ચાલ્યું. ઑગસ્ટ સીઝરે રોમના પ્રજાસત્તાકના વહીવટી-તંત્રનો જુદી જ રીતે ઉપયોગ કર્યો, અને બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી. આ તંત્રમાં કોમીશ્યા ( લોકસભા ) નાબુદ કરવામાં આવી હતી. સેનેટને મુખ્ય ન્યાયકોર્ટ તેમજ વહીવટી અને સલાહકારી સભા તરીકે ચાલુ રાખવામાં આવી. જે દેશો કે પ્રાન્તોનો વહીવટ સરળ અને શાંતિભર્યો હતો તે સેનેટને સોંપવામાં આવ્યો, જ્યારે બીજા પ્રાન્તોનો વહીવટ સમ્રાટ્‌ની સીધી દેખરેખ નીચે ચાલુ રાખવામાં આવ્યો. આમ રોમમાં બે પ્રકારના રાજતંત્રનો ઉદ્‌ભવ થયો. સેનેટમાં બેઠક મેળવવા માટે લાયકાતનો દરજ્જો વધારવામાં આવ્યો. હિંદમાં છે તેવી જાતો અને નાતોના વિભાગોને પ્રોત્સાહન આપવામાં આવ્યું. આ બધી નાતો પોતાના ઉત્કર્ષ માટે એકબીજા સાથે સરસાઈ કરતી હતી. હલકી કોમનો કોઈ માણસ બુદ્ધિ અને હોશિયારી બતાવતો તો તેને મેજીસ્ટ્રેટની ઉંચી પદવી પણ આપવામાં આવતી. સમ્રાટ્‌ને પોતાના અંગ-રક્ષકો હતા જેને Pretorian Cohort કહેવામાં આવતા. આ અંગરક્ષકો રોમની નજીકમાં રહેતા. સમ્રાટ્‌નો હોદ્દો વંશવારસમાં મળતો નહિ. જો સમ્રાટ્ પોતાની હયાતી દરમ્યાન તેનો વારસદાર શોધી રાખે અને તે

વારસદાર માટે સંમતિ મળે તો હરકત નહિ. પણ સમ્રાટ્ના આકસ્મિક મૃત્યુ પછી સમ્રાટ્નો વારસ તેના અંગરક્ષકો નક્કી કરતા. આ વર્ખતમાં રોમમાં સમ્રાટ્પૂજા ઘણી હતી. સમ્રાટોને ઘણું માન આપવામાં આવતું. ઘણી વખત તો તેમનાં મદિરો પણ ચણવામાં આવતાં. રોમન સામ્રાજ્યના ઘડતરમાં રોમના સમ્રાટોએ ઘણો ફાળો આપેલ છે.

રોમન સામ્રાજ્ય ઘણી અવસ્થાઓમાંથી પસાર થયેલ છે. સમ્રાટ્ કોન્સ્ટન્ટાઇને ખ્રીસ્તી ધર્મ અપનાવ્યો અને યુરોપની ધાર્મિક એકતાને ઘણુંજ પ્રોત્સાહન આપ્યું. કોન્સ્ટન્ટાઇને રોમની રાજધાની રોમમાંથી કોન્સ્ટન્ટીનોપલમાં ફેરવી હતી. આ વખતે યુરોપમાં ઘણ મહત્ત્વના ફેરફારો થતા હતા. રાજધાની ફેરવવાનું મુખ્ય કારણ એ હતું કે પૂર્વની સરહદનું વધુ સંરક્ષણ કરવાની જરૂર જણાઈ હતી. પરંતુ પૂર્વનું ધ્યાન રાખવા ગયા ત્યાં પશ્ચિમના દેશોનું ધ્યાન રહ્યું નહિ, અને આ વખતે યુરોપના જુદા જુદા દેશોમાંથી જંગલી અને અસંસ્કૃત માણસો ( Barbarians )નાં ટોળાં રોમન સામ્રાજ્યનો નાશ કરવા ઉતરી પડયાં.

યુરોપની સંસ્કૃતિમાં રોમન સામ્રાજ્યે ત્રણ વસ્તુ વારસામાં આપેલ છે, તે એક રાજ્ય, એક ધર્મ અને એક કાયદો. રોમન સામ્રાજ્યે બતાવી આપ્યું કે બધાં રાજ્યોનું એક સંયોજીત રાજ્ય બની શકે છે, રોમે બતાવી આપ્યું કે બધા માણસોનો એક ધર્મ હોઈ શકે છે, રોમે બતાવી આપ્યું કે બધા માણસો માટે એકજ કાયદો થઈ શકે છે.

### રોમન કાયદાનો વિકાસ

જગતના રાજકારણમાં રોમે જે ભાગ ભજવ્યો છે તે અજોડ છે. રોમે રચેલ રાજકીય સંસ્થાઓ આજસુધી પણ જીવે છે. તેમાંય રોમના કાયદાની સંસ્થા તો હજુ પણ અમર છે. આજે પણ આધુનિક કાયદાઓનો અભ્યાસ કરતાં પહેલાં તે કાયદાઓની ભૂમિકારૂપે પ્રાચીન રોમના કાયદાઓનો અભ્યાસ આવશ્યક બનેલ છે. રોમમાં ઘણા પ્રકારની પ્રથાઓ અને રૂઢીઓ

હતી, અને આ બધી રૂઢીઓ અને પ્રથાઓને સમાવી શકે તેવી કાયદા-પદ્ધતિની પણ જરૂર હતી. પરિણામે રોમમાં ત્રણ પ્રકારની કાયદાપદ્ધતિ કરવામાં આવી, જેમાં પ્રજાના કાયદા ( Laws of Nations ), કુદરતના કાયદાઓ ( Laws of Nature ), અને સામાન્ય બુદ્ધિના કાયદા (Laws of Equity ) હતા. પ્રીટર્સ તરીકે કામ કરતા અધિકારીઓને ન્યાયખાતું સોંપવામાં આવ્યું હતું. બેમાંથી એક પ્રીટર જે રોમની બહારના દેશો માટે ન્યાય ચૂકવતો તેને Praetor Perigrinus ( પ્રીટર પેરીગ્રીનસ ) કહેવામાં આવતો. રોમમાં માનવામાં આવતુ કે રોમની બહારના દેશો માટે રોમની સ્થાનિક પ્રથા પ્રમાણે ન્યાય આપવો તે અન્યાયી હતું. એટલે આ પ્રીટરે પ્રજાના કાયદા કરવાના હતા જેને Jus Jentium ( જસ જેનસ્યમ ) કહેવામાં આવતા. બહારના દેશો માટે જસ જેનસ્યમ પ્રમાણે ન્યાય આપવામાં આવતો. જ્યારે બીજો પ્રીટર જે રોમમાં રહીને ન્યાય આપતો તેને Praetor Urbanus ( પ્રીટર અરબેનસ ) કહેવામાં આવતો. આ પ્રીટર પણ સમય જતાં પ્રજાકીય કાયદાને માન આપવા લાગ્યો. પ્રીટર્સો ત્યાંના ગુલામોને પણ ઈજા થઈ હોય તો ન્યાય આપતા. આ પછી રોમના ન્યાયાધીશોએ પ્રજાકીય કાયદાથી પણ ઉપરવટ રહેતા કુદરતના કાયદા કર્યા. કુદરતના કાયદા મુજબ બધાં માણસો સ્વતંત્ર અને સમાન હતાં. આ બધા સિદ્ધાંતોથી રોમમાં ન્યાયનું ધોરણ ઘણું ઉંચુ રહેતું. સામાન્ય બુદ્ધિના કાયદા ( Equity ) પ્રમાણે તો રોમનો કોઇપણ પ્રજાજન ત્યાંના પ્રોકોન્સલ જે હિન્દના વાયસરોય જેવી સત્તા ભોગવતા તેની વિરૂદ્ધ પણ દાવો કરી શકતો.

રોમના કાયદાનો વિકાસ (૧) ચૂકાદા અને ઠરાવ, (૨) ધારાઓ, અને (૩) સમ્રાટ્‌ના હુકમો જેને Decree (ડીક્રી) કહેવામાં આવતા તેનાથી થયો હતો. આજે જેમ જુદી જુદી હાઇકોર્ટના ઠરાવોના આધારો કાયદાનું મહત્વનું અંગ બનેલ છે તેમ રોમમાં પણ હતું. છેવટે આ બધા કાયદાઓના ઠરાવો અને હુકમોમાંથી નીકળતા સામાન્ય સિદ્ધાન્તો તારવીને તેનો સંગ્રહ પણ કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૫૨૭–૫૬૩માં અંગ્રેજી કાયદાના અભ્યાસીઓના

જાણીતા સમ્રાટ્ જસ્ટીનીયને રોમના કાયદાને વ્યવસ્થિત રીતે સંગ્રહિત કર્યો અને તેને Laws of Justinian કહેવામાં આવે છે.

## પ્રાચીન રોમમાં રાજ્યપ્રવૃત્તિનું ક્ષેત્ર

રોમનું રાજ્ય મહાબળવાન અને સર્વ સત્તાવાન હતું. બધી રાજકીય પ્રવૃત્તિઓ ધાર્મિક ક્રિયાની જેમ પાળવામાં આવતી. વ્યક્તિસ્વાતંત્ર્ય રાજ્ય-સત્તાને સંપૂર્ણ રીતે આધીન રહેતું. જો કોઈ પણ માણસ રાજ્યે જે ધર્મ માન્યો હોય તે અપનાવે નહિ તો તેને સખ્તમાં સખ્ત સજા થતી. રાજ્ય અને ધર્મની સંસ્થાઓ બન્ને એકમેક હતી. રાજ્યરચનામાં કુટુમ્બ કે વંશ એ મૂળ ઘટક હતાં. રાજ્યમાં લશ્કરી તાલીમને ઘણું ઉચું સ્થાન આપવામાં આવતું. માણસના પહેરવેશ, ખોરાક, રમતગમત, લગ્ન, ધર્મ વગેરે વ્યક્તિગત બાબતોમાં પણ રાજ્ય તરફથી જ ધોરણ નક્કી થતું. વ્યક્તિના સામાજીક અને રાજકીય વર્તનની દરેક વસ્તુ ઉપર રાજ્ય ધ્યાન આપતું. આ સમયમાં ગુલામીની પ્રથાને જરૂરી વસ્તુ ગણવામાં આવતી. બહારના વિદેશીઓને પણ નાગરિકતાના હક્કો આપવામાં આવતા. આમ બધી રીતે જોતાં રોમમાં જોયેલ રાજ્યવિકાસ આધુનિક રાજ્ય કરતાં ઘણી રીતે જુદો પડે છે.

## પ્રકરણ ૫ મું

# મધ્યયુગમાં રાજ્યની ઉત્ક્રાન્તિ

### યુરોપીય રાજકારણના વિભાગો

મધ્યયુગમાં યુરોપીય રાજકારણના પાંચ વિભાગો થઈ ગયા હતા. આ વિભાગોમાં રોમન સામ્રાજ્ય, ઉમરાવશાહી, ધાર્મિક સંસ્થા, નગરરાજ્યો, અને લોક પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓનો સમાવેશ થતો હતો. યુરોપનાં નગરરાજ્યો અને દેશરાજ્યોના રાજકીય વિકાસમાં બહુ તફાવત રહ્યો ન હતો. જો કે બન્ને રાજ્યોના પ્રકારો જુદા હતા, છતાં પણ બેઉ વચ્ચે ઘણું સામ્ય રહ્યું છે. યુરોપના દેશરાજ્યોમાંની ઉત્ક્રાન્તિ એરીસ્ટોટલે વર્ણવેલ પદ્ધતિ (Political Cycle) પ્રમાણે જોવામાં આવે છે. આ બધામાં આપણે એક વસ્તુ જોઇએ છીએ કે યુરોપનાં ઘણાં રાજ્યોમાં રાજસત્તાકતંત્ર બીજા કરતાં વધુ લાંબુ ચાલ્યું છે. બ્રિટનમાં તો આજસુધી આ તંત્ર જોવામાં આવે છે. ગ્રીસનાં જુલ્મી રાજ્યો જેવાં બ્રિટનના ટયુડર રાજાઓ અને ફ્રાન્સના ૧૪ મા તથા ૧૫ મા લુઈનાં રાજતંત્રો હતાં. ગ્રીસના જુલ્મીતંત્રોની જેમ યુરોપના રાજાઓની સત્તા પ્રજાના સામાન્ય વર્ગના માણસોની સહાનુભૂતિ અને સંમતિમાંથી મળેલ હતી, અને તેથી ઉમરાવોના હક્કોને નાબૂદ કરવામાં તેઓનાં હિત સમાયેલાં હતાં. ગ્રીસની જેમ પ્રજાવાદની ઉત્પત્તિ માટે જુલ્મી રાજ્યની અહીં પણ જરૂર હતી.

### શરૂઆતનાં રાજ્યો

પ્રાચીન સમય ક્યારે અસ્ત થાય છે અને મધ્યયુગ ક્યારે શરૂ થાય છે તે માટે કોઈ નિશ્ચિત લાઇનદોરી નથી. છતાં પણ સામાન્ય રીતે પાંચમી સદીનો છેલ્લો ભાગ એટલે ઈ. સ. ૪૭૫ થી લગભગ મધ્યયુગની શરૂઆત થાય છે. આ વખતમાં યુરોપમાં અસંસ્કૃત જાતો (Barbarians)નાં ટોળાં

ઉનરી પડ્યાં હતાં, અને જૂનાં રોમન રાજ્યના અવશેષોમાંથી નવાં રાજ્યો ઉભાં થતાં હતાં. ઈટલી રોમન રાજ્ય નીચે હતું, અને સીસીલી જંગલી સરદારોના હાથમાં ગયું હતું. રોમન રાજ્યનો પૂર્વનો વિભાગ જેમાં કોન્સ્ટાન્ટીનોપલ આવ્યું હતું, તેમાં રોમન પદ્ધતિ પ્રમાણે ઘણો લાંબો કાળ રાજતંત્ર ચાલ્યું હતું. સમય જતાં આ તંત્રનું માત્ર નામ જ રહ્યું, અને ઈ. સ. ૧૪૫૩ માં આ ભાગ ઓટોમન ટર્કના હાથમાં જઈ પડ્યો. એક હજારથી વધુ વર્ષ સુધી પૂર્વના રાજાઓએ એશિયામાંથી આવતાં આક્રમણોને અટકાવી દીધાં હતાં. પરંતુ સમય જતાં પશ્ચિમ યુરોપનાં નવાં રાજ્યો સાથે ધાર્મિક મતભેદો પડતાં તેમની લાગવગ ઓસરી જવા લાગી. રોમના ધર્મગુરૂ પોપે પણ તેમના ધાર્મિક મતભેદો માટે ધિક્કાર દર્શાવ્યો હતો. બીજી તરફથી યુરોપનાં પૂર્વ તરફનાં રાજ્યોએ યુરોપ ઉપરનાં આક્રમણને અટકાવી રાખેલ હતું.

દરમ્યાનમાં હુણ, વેન્ડાલ, ટયુટન, લોમ્બાર્ડ, ફ્રેન્ક, ગોથ, તથા વીસીગોથ નામની જાતોના નેતાઓએ પોતાનાં જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં હતાં. આ રાજ્યોમાં શરૂમાં કોઈ પણ જાતનું બંધારણ હતુ નહિ. મધ્યયુગના અંતે આ રાજ્યોમાંથી ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, સ્કોટલેન્ડ, સ્પેઈન, પોર્ટુગાલ, સ્વીટઝર્લેન્ડ, ઓસ્ટ્રીયા, હંગરી વગેરે મોટા દેશોનાં બનેલાં રાજ્યો ઉદ્‌ભવ્યાં. લડાઈ અને વિજયના પરિણામે જેમ નાની નાની સાત પ્રજાઓના સમૂહથી ઈંગ્લેન્ડ બન્યું તેવી જ રીતે યુરોપનાં બીજાં રાજ્યો પણ જુદી જુદી જાતો અને પ્રજાના સમૂહથી બન્યાં હતાં.

### પવિત્ર રોમન સામ્રાજ્ય ( Holy Roman Empire )

વિશ્વરાજ્યનો જે વિચાર રોમન સામ્રાજ્યે આપ્યો હતો તેમાંથી શાર્લીમન (ઈ. સ. ૭૬૮–૮૧૪)નું સામ્રાજ્ય તથા પવિત્ર રોમન સામ્રાજ્ય ઉદ્‌ભવ્યાં. ઈ. સ. ૮૦૦માં પોપ લીઓ ત્રીજાએ શાર્લીમનને રાજા બનાવ્યો, અને આ વખતથી નવા રાજ્યના સંરક્ષકો તરીકે પોપ પોતાને માનવા લાગ્યા. ફ્રાન્સ અને જર્મનીના

રાજાઓ પોતે કોન્સ્ટાન્ટાઇનના વારસો તરીકે તથા ખ્રિસ્તી ધર્મ પાળનાર તરીકે માનવા લાગ્યા. ઇટલીના અમુક પ્રદેશ સહિત જર્મન રાજ્યને તેઓ પવિત્ર રોમન રાજ્ય (Holy Roman Empire) કહેવા લાગ્યા. શાર્લીમને સ્થાપેલ સામ્રાજ્ય તેના મૃત્યુ પછી તૂટી ગયું છતાં પણ શાર્લીમન પછીના યુગમાં બધા રાજાઓને રોમન સમ્રાટ્ તરીકે સંબોધવામાં આવતા. આ વસ્તુસ્થિતિ છેક નેપોલીયનના સમય સુધી ચાલે છે, અને આ બાબતમાં પ્રખ્યાત તત્ત્વચિંતક વોલ્ટેરે કટાક્ષ પણ કર્યું હતું કે પવિત્ર રોમન સામ્રાજ્ય ન હતું પવિત્ર કે રોમન, કે સામ્રાજ્ય. આમ હતું છતાં પણ આ રાજાઓએ ખ્રિસ્તી ધર્મનો તથા રોમન કાયદાઓનો ફેલાવો કરવા ઠીક પ્રયત્નો કર્યા હતા, અને કૌટુમ્બિક અને સામાજીક જીવનના પાયા તરીકે તેનો ઉપયોગ પણ કરવામાં આવ્યો હતો. આ રાજાઓ પોતાને સીઝરના વારસદારો માનતા, અને તેમના રાજ્યમાં ઉમરાવશાહી ઘણી જોરદાર હતી. પોતાની સત્તા જાળવી રાખવા માટે રાજાઓને એક તરફથી પોપ અને બીજી તરફથી જમીનદારો તથા પ્રજાજનો સાથે ઘણા ઝઘડાઓ કરવા પડતા.

### જાગીરદારશાહી ( Feudalism )

જાગીરદારશાહી એ એવા પ્રકારનું તંત્ર છે કે જેમાં રાજ્યની રચના જમીનની માલીકી પર થાય છે. આ તંત્ર મધ્ય અને પશ્ચિમ યુરોપમાં લાંબા સમયથી ચાલી આવતી અરાજકતા, અંધાધુંધી, અને બિનસલામતીને અંગે ઉભું થવા પામ્યું હતું. અસંસ્કૃત જાતોના આક્રમણ પછી સ્થપાયેલા રાજતંત્રમાં જાગીરદારોની એક સભા રહેતી, અને બીજી સભા પ્રજાના સભ્યોની બનેલી રહેતી. બન્ને સભાઓને રાજકાજમાં સલાહ આપવાનું કામ હતું. જાગીરોને અંગે રાજધાની સિવાયના બધા ભાગમાં બધી સત્તા ઉમરાવો અને જાગીરદારોના હાથમાં કેન્દ્રિત થવા પામી હતી.

ઉમરાવો અને જાગીરદારો ખેડૂતવર્ગને સારૂં રક્ષણ આપતા હતા. રાજા બધા ઉમરાવો અને જાગીરદારોના વડા ગણાતા. પૈસાનું ઓછું ચલણ, ખેતી

ઉપર સ્થાપિત થયેલ સામાજીક જીવન, અને આંતરપ્રાન્તીય વેપાર વગેરેથી જાગીરદારી રાજ્યપદ્ધતિને ઠીક પોષણ મળ્યું હતું. જાગીરદારી રાજ્યપદ્ધતિમાં સમય સાથે ફેરફારો પણ કરવામાં આવતા. યુરોપના કેટલાક દેશોમાં જેમકે ફ્રાન્સ, જર્મની, અને ઈટલીના ઉત્તરના ભાગમાં સંપૂર્ણ ઉમરાવશાહી રાજ્ય-પદ્ધતિ હતી, જ્યારે બીજા દેશોમાં તેનો સાધારણ વિકાસ થયો હતો.

જાગીરદારશાહીનો બે રીતે જન્મ થએલો માનવામાં આવે છે. પ્રથમમાં લશ્કરી સરદાર પોતાની જમીન તેના અનુયાયીઓમાં વહેંચી દેવાથી આ પદ્ધતિનો ઉદ્ભવ થયાનું માનવામાં આવે છે, જ્યારે બીજામાં ઘણા સરદારો માંહોમાંહે લડાઈઓ કરીને થાકી જઈ પોતાના બધાના રક્ષણ માટે એક ઉપરીને ચૂંટી કાઢતા અને આ પદ્ધતિમાંથી તેનો ઉદ્ભવ થયાનું ધારવામાં આવે છે. આ પદ્ધતિથી રાજા મોટા સર્વસત્તાધીશ બનતો અને તેની બધી લશ્કરી સત્તાના વાહકો સરદારો અને જાગીરદારો થતા. ફ્રાન્સ અને જર્મનીએ આ પદ્ધતિના અનિષ્ટોથી ખૂબ સહન કર્યું છે. ઈંગ્લેન્ડના નોરમન રાજાઓએ સરદારો અને જાગીરદારોના હાથમાં સત્તા એકત્ર થવા દીધી નહિ, અને ત્રણ સદીના વખતમાં તેઓ આ પદ્ધતિની ખામીઓ દૂર કરવા સફળ પણ થયા હતા.

જમીનદારશાહીમાં પણ પાછા બે જાતના પેટા વર્ગો જોવામાં આવે છે. એક વર્ગ એવો હતો કે જેઓ લશ્કરી નોકરીના બદલામાં જમીન રાખતા, અને બીજા વર્ગને લશ્કરી નોકરી સાથે લેવા દેવા ન હતી. બીજો વર્ગ તે ખેડુતોનો વર્ગ હતો. આ ખેડુતોને જમીનનો અમુક ભાગ ખેતી કરવા માટે આપવામાં આવતો. આ વર્ગ તેના માલીકો રક્ષણ આપતા તેના બદલામાં અમુક વળતર પણ આપતો. આ વર્ગની ભૂમિકા ઉપર રાજાના લશ્કરી સત્તાના પાયા રચાયા હતા. પ્રથમ વર્ગના ભાડુતો લશ્કરી કામકાજ કરતા એટલે બીજો વર્ગ ખેતીકામ કરવામાં રોકાઈ શકતો.

જમીનદારશાહી વાળી રાજ્યપદ્ધતિમાં જમીનદારોના અમુક વિભાગો

જોવામાં આવે છે. રાજા એ સૌથી મોટો જમીનદાર હતો, અને તેની નીચે પેટા જાગીરદારો હતા. આ પેટા જાગીરદાર નીચે તેના ભાડુતો અને આ ભાડુતો નીચે તેના સાથીઓ હતા. મુખ્ય જાગીરદાર એ બેરન, ડયુક, કાઉન્ટ અથવા લૉર્ડ તરીકે ઓળખાતો. આ મુખ્ય જાગીરદારને તેની નીચેના જમીનદારોને અમુક નજરાણો અને નોકરી પણ આપવાં પડતાં. માનમર્તબો અને વફાદારી એ વસ્તુ જાગીરદાર અને તેની રૈયત વચ્ચેના સંબંધની ગ્રંથીઓ બની ગયેલ હતી. જાગીરદારશાહીમાં ઉચ્ચ વર્તનને Chivalry કહેવામાં આવતું. આ વર્તન અમુક વર્ગમાં જ જોવામાં આવતું. આ જાગીરદારશાહી અને પ્રાચીન સ્પાર્ટાના લશ્કરવાદ વચ્ચે થોડું સામ્ય રહે છે. સ્પાર્ટામાં જાગીરદારશાહીનો સદંતર અભાવ હતો, પણ લશ્કરના વડાઓ અને સરદારો આ જાગીરદારો જેવી જ બલ્કે તેથી વિશેષ સત્તા ભોગવતા. જાગીરદારશાહીમાં જાગીરદારની સ્થિતિ ઉત્તરોત્તર વારસામાં મળતી, જેનો સ્પાર્ટાના લશ્કરવાદમાં અભાવ હતો. લશ્કરી શૌર્ય અને હિંમત બતાવે તેજ માણસો સ્પાર્ટામાં સરદારો બનતા.

### જાગીરદારશાહીના ફાયદા

જાગીરદારી પદ્ધતિના ગેરફાયદાઓ ઘણા હતા, છતાં પણ યુરોપના ભૂતકાળના રાજકારણના વિકાસમાં જાગીરદારી પદ્ધતિ એક અનિવાર્ય વસ્તુ બનેલ છે. જો આ પદ્ધતિ ન હોત તો યુરોપના મધ્યયુગમાં શાંતિ અને સલામતીનો અભાવ રહેત તેમ માનવામાં આવે છે. ઉપરાંત આ પદ્ધતિમાંથી આપણને મર્યાદિત રાજાસત્તાક રાજ્યપદ્ધતિ મળે છે. ઉમરાવો અને જાગીરદારો પોતાના અધિકારોના સંરક્ષણ માટે રાજાઓની સામા થયા, અને આથી પ્રજાને ફાયદો એ થયો કે રાજાએ પોતાની તરફેણમાં પ્રજાને લેવા ખાતર પ્રજાને અમુક હક્કો આપ્યા, અને પ્રજાને પોતાની લોકપ્રતિનિધિત્વવાળી સંસ્થા મળી. પ્રતિનિધિત્વના સિદ્ધાન્તનાં બીજ આ પદ્ધતિમાંથી મળે છે. જાગીરદારશાહીએ જાતો અને નગરોને બદલે સમગ્ર દેશ માટે રાજાશાહી

સ્થાપી. આથી દેશ–રાજ્યને આવશ્યક રાજકીય બંધારણ અને વ્યવસ્થા મળ્યાં. આ પદ્ધતિમાં મધ્યસ્થ તંત્ર નબળું હતું છતાં પણ પ્રાન્તીયતંત્ર મજબૂત રહેતું. રાજ્યસત્તાનાં કેન્દ્રો વધવાથી પ્રજાને સત્તાધારીઓનો સારો સંસર્ગ થવા લાગ્યો. જાગીરદારશાહી સ્વભાવે સંયોજનવાદી પદ્ધતિ છે. દરેક વિભાગને પોતાનું સ્વતંત્ર તંત્ર હતું, છતાં પણ તેઓ મધ્યસ્થ સત્તાને વફાદાર રહેતા.

## જાગીરદારશાહીની પડતી

શરૂઆતથી જ જાગીરદારી પદ્ધતિને રોકનારાં ત્રણ બળો હતાં, અને તે દેવળ, શહેરો, અને રાજા હતા. આ બધાં બળો વચ્ચે કોઈ વખત ત્રિપક્ષી તો કોઇ વખત ચતુર્પક્ષી તકરારો થતી. કોઇવાર ધર્મસંસ્થા, તો કોઇવાર શહેરો, જાગીરદારો, કે રાજા સામે કે સાથે રહીને એક બીજા વચ્ચે તકરારો કરતા. પણ આ બધામાં રાજા અને ધર્મસંસ્થાને સૌ કરતાં વધુ મેળ રહેતો. આ બન્ને સંસ્થાઓ મળીને જાગીરદારશાહીની પડતી લાવે છે. ગમે તેમ હો પણ જાગીરદારના કુટુમ્બોએ લડાઇ, તકરારો, અને યુદ્ધો કરીને ઘણાં રાજ્યો મેળવ્યાં હતાં, જે રાજ્યો પાછીથી મહાન રાષ્ટ્રીય સંસ્થાની ભૂમિકાઓ બને છે.

## દેવળની સંસ્થા

આંતર રાષ્ટ્રીય ભાવના કેળવવા માટે રોમન કેથોલીક ધર્મે ઘણા પ્રયત્નો કરેલ છે એટલે આ વિષે થોડી હકીકત આવશ્યક બને છે. અઢારમી સદીમાં ખ્રિસ્તી ધર્મ એવા સ્વરૂપમાં સ્થાપિત થઇ ચૂક્યો હતો કે તેમાં રાજ્યના જેવી જ વ્યવસ્થા જોવામાં આવતી હતી, અને ધર્મગુરૂઓ રાજાઓ જેવી જ સત્તા ભોગવતા હતા. ધાર્મિક એકતા એ આ મધ્યયુગની લાક્ષણિકતા હતી. ગ્રીસ અને રોમના પ્રજાસત્તાકમાં ધર્મગુરૂઓ અને દેવળની સસ્થા વ્યવસ્થિત હતી છતાં પણ તેઓ સત્તાવાન ન હતા, અને તે વખતે ધાર્મિક એક્તા માટે બહુ ધ્યાન પણ આપવામાં આવતું નહિ. એટલે આ રાજ્યોમાં

ધાર્મિક રાજ્યો ( Theocracy ) ન થયાં. પેલેસ્ટાઇન એ પ્રાચીન યાહુદી રાજ્ય હતું. ત્યાં ઈશ્વરને નામે રાજ્ય ચાલતું અને ધાર્મિક એકતા માટે ઘણું ધ્યાન આપવામાં આવતું.

મોઝીઝ, ડેવીડ, સોલોમન વગેરે રાજાઓ હતા એટલું જ નહિ પણ ધર્મગુરૂઓ પણ હતા. તેઓ ઈશ્વર સાથે ધ્યાન અને સ્વપ્ન દ્વારા વાતો કરી પ્રજા માટે કાયદાઓ ઘડતા તેમ કહેવામાં આવે છે. આ કાયદાના સંગ્રહને Leviticus ( લેવીટીકસ ) કહેવામાં આવે છે. આ કાયદાઓનો આ ધર્મ-રાજાઓ ( Priest Kings ) અમલ કરતા.

શરૂમાં ઈસુ ખ્રિસ્ત એ જન્મે યાહુદી હતા એટલે ખ્રિસ્તીધર્મને યાહુદી ધર્મની એક શાખા તરીકે માનવામાં આવતી. જ્યારે ખ્રિસ્તીધર્મ રોમન રાજ્યમાં પ્રવર્તતો હતો ત્યારે યાહુદી ધર્મ જેવી તેમાં ક્રિયાઓ ન હતી. થોડો વખત રોમનરાજ્યના સ્થાપિત ધર્મના ખ્રિસ્તીઓને પ્રતિસ્પર્ધિઓ અને શત્રુઓ માનવામાં આવતા. ત્રીજી અને ચોથી સદીમાં ખ્રિસ્તીધર્મ હજુ બરાબર રીતે વ્યવસ્થિત થયો ન હતો. આ વખતે કેટલાક ખ્રિસ્તી ધર્મગુરૂઓ અને સાધુઓ આ ધર્મનો ઉપદેશ કરતા ફરતા હતા, અને આ સમયમાં યુરોપમાં ખ્રિસ્તીધર્મ ઘણી જાતોએ અપનાવ્યો હતો. ડાયોકલીશ્યન (ઈ. સ. ૨૮૪-૩૦૫)ના રાજ્યમાં ખ્રિસ્તીઓ ઉપર ખૂબ જુલમ કરવામાં આવતો. પણ જ્યારે કોન્સ્ટન્ટાઇન રાજા થયો ત્યારે તેણે ખ્રિસ્તીધર્મને રાજ્ય-ધર્મ તરીકે અપનાવ્યો, અને ખ્રિસ્તીધર્મ પ્રત્યેની દુશ્મનાવટ પૂરી થઈ.

### ધર્મગુરૂ અને પોપ

પાંચમી સદીમાં ખ્રિસ્તીધર્મ યુરોપમાં એકદમ વિસ્તૃત થવા લાગ્યો. યુરોપમાં ખ્રિસ્તીધર્મનું મુખ્ય કેન્દ્ર રોમ હતું, અને રોમ એ પાટનગર તરીકે ઈતિહાસમાં ખૂબ પ્રસિદ્ધ છે. બધી ધાર્મિક બાબતોમાં રાજા ધર્મગુરૂની સલાહ લેતો. આ ધર્મસંસ્થાના વડા તે પોપ હતા. યુરોપમાં બીજાં ઘણાં રાજ્યો પોપને ધર્મગુરૂ તરીકે માનતાં. સેન્ટ બેનીડીક્ટે શોધી કાઢેલ મઠની પદ્ધતિથી

પોપની લાગવગ પણ ઘણી વધતી જતી હતી. છેવટે શાર્લીમનના રાજ્યમાં પોપની સત્તા રાજ્યમાં ઘણી જ બળવાન બની ગઇ.

યુરોપના મધ્યયુગમાં આ ધર્મગુરૂઓ પ્રાચીન હિન્દમાં હતું તેમ ઘણાજ વિદ્વાન અને બુદ્ધિશાળી હતા. ખ્રિસ્તી રાજાઓએ આ ધર્મગુરૂઓનો ઘણી રીતે ઉપયોગ કર્યો છે. પ્રજામાનસ ઉપર આ વખતે ધર્મ ઘણું પ્રાબલ્ય ભોગવતો. ધર્મ એ કાયદાની જેમ એક બળ હતું. ધર્મમાં પાપ અને પુણ્ય, સ્વર્ગ અને નરકની બીકથી ધર્માચાર્યો પ્રજાના સામાજીક જીવન ઉપર ઘણો કાબુ ભોગવતા. રાજ્યસત્તા અને ધર્મસત્તા એ બે સત્તા ઉપરનું પ્રભુત્વ કોઇ પણ રાજાની સત્તાને સર્વાંગસંપૂર્ણ બનાવતું.

## ધર્મ વિરૂદ્ધ રાજ્ય

થોડો સમય રોમના પવિત્ર સામ્રાજ્યમાં ધર્મ અને દેવળ બન્ને આબાદ થયાં, પણ પછીથી ધર્માચાર્યોને સત્તા માટે ભુખ જાગી. પોપ પોતે પશ્ચિમ યુરોપના ધર્માચાર્યોના વડા તરીકે રહેવા ઉપરાંત ઇટલીના મધ્યભાગમાં સત્તાવાન બનવા માટે પ્રયત્નો કરવા લાગ્યા. મઠની અંદર જીવન અને વર્તનના કાયદાઓ વધુ કડક થવા લાગ્યા. પોપની સત્તાનું વર્તુલ ધીમે ધીમે વધવા માંડયું અને ઉપજમાં પણ વધારો થવા લાગ્યો.

ધર્મગુરૂઓનું જીવન ઘણું સાદું પણ કડક હતું. ધર્મગુરૂઓને લગ્ન કરવાની મના હતી, રાજા પાસેથી પોપની પરવાનગી વગર કાંઈ પણ આર્થિક વસ્તુ લેવાની પણ બંધી હતી, અને જમીન રાખવાની પણ મનાઈ હતી. બીશપ, આર્કબીશપ, તથા બીજા ધર્મગુરૂઓને રાજાઓ પાસેથી વીંટી અને રાજ્યદંડ જે રાજ્યસત્તાના પ્રતીક હતાં તે પોપની પરવાનગી વિના લેવાની મનાઈ હતી.

હીલ્ડર બ્રાન્ડ નામના એક ખ્રિસ્તી સાધુ જે પછીથી પોપ ગ્રેગરી સાતમો થયો હતો, તેણે પોપ સર્વસત્તાવાન છે તેવો દાવો કર્યો અને રાજ્ય પ્રતીક સાધુઓને આપવા [illegible] નકાર કર્યો [illegible] યુરોપમાં હીલ્ડર બ્રાન્ડે ધાર્મિક [illegible]ની સત્તા વધારી [illegible]

વસીયતનામું, વગેરે બાબતો તથા પરસ્ત્રીગમન અને નાસ્તિકતાના ગુન્હાઓ ધાર્મિક કોર્ટના હકુમત તળે આવતા. આ કોર્ટની શિક્ષામાં તપ અને પ્રાયશ્ચિત મુખ્ય હતાં છતાં પણ તેની પ્રજામાનસ ઉપર સારી છાપ પડતી. મનાઈ ( Interdict ) તથા સામાજીક બહિષ્કાર ( Excommunication )થી સાધારણ માણસો ખૂબ ડરતા.

જર્મનીના રાજા હેન્રી ચોથા (ઈ. સ. ૧૦૫૩-૧૧૦૬)ને પોપ ગ્રેગરી સાતમા સાથે તકરાર થઈ. હેન્રી સામે પોપે પોતાની સત્તાનાં આયુધો છોડયાં હતાં, અને છેવટે હેન્રીને નમતુ પડયું હતુ. હેન્રીને પોપની ક્ષમા યાચવા માટે પોપ પાસે જવા પોપના મકાનની બહાર ત્રણ દિવસ પડયા રહેવું પડયું હતું. આ બનાવે પોપની સત્તા ઘણી વધારી દીધી અને યુરોપની પ્રજા ઉપર ઘણી જ અસર થવા પામી. પોપ સગર્વ કહેતો કે તેની પાસે સ્વર્ગ અને નરકની ચાવીઓ છે અને ધારે તે માનવીને મરજી મુજબ ગમે ત્યાં મોકલી શકે છે.

પોપની સત્તા વધુ બળવાન બનાવવા માટે જેરૂસાલેમમાં જે મુસ્લીમો રાજ્ય કરતા હતા તેની વિરૂદ્ધ પ્રચારકાર્ય શરૂ કરવામાં આવ્યું. પોપ ઈનોસન્ટ ત્રીજા ( ઈ. સ. ૧૧૯૮-૧૨૧૬ )ના વખતમાં પોપની સત્તા ઘણી વધી હતી. અંગ્રેજી ઇતિહાસના અભ્યાસકો જાણે છે કે રાજા જ્હોનને મદદ માટે કેવી રીતે પોપની સત્તાને આધીન બનવું પડયું હતું. પોપ ઈનોસન્ટ ત્રીજાએ તેના પૂર્વજો કરતાં પણ રાજાઓ ઉપર વધુ સત્તા જમાવવા યત્નો કર્યા. તેના આડતીઆઓ દ્વારા પોપ રાજ્યના દરેક માણસ ઉપર સત્તા ભોગવતો. તેરમી સદીના મધ્યમાં પોપની સત્તા સામે જર્મનીના રાજા ફ્રેડરીક બીજાએ બળવો કર્યો. પરંતુ તેને ઘણું જ સહન કરવું પડયું હતું. પોપ બોનીફેઈસ આઠમા ( ઇ. સ. ૧૨૯૪-૧૩૦૩ )એ પોતાની સત્તા જમાવવા માટે સંગીન પ્રયત્નો કર્યા. આ વખતે ફ્રાન્સ અને ઈંગ્લેન્ડના રાજાઓ જેને તેની પ્રજા અને ઉમરાવોની મદદ હતી તેણે આ પોપની સત્તાને વખોડી કાઢી, અને પોપના દંડો અને શાપોને ધુત્કારી કાઢયા. પોપને જતી બધી આવક અને

આમદાની તેઓએ બંધ કરી. પોપ પરદેશી છે તેમ ગણી માણસોમાં સ્વદેશાભિમાનની લાગણીઓ ઉશ્કેરવામાં આવી. પોપના દુશ્મનોએ આ તક સાધી બોનીફાઇસને પરહેજ કર્યો, અને તેને ફ્રાન્સના રાજાના આશ્રય તળે એવીયાં ગામમાં રાખવામાં આવ્યો.

આ પછી પોપની સત્તા ઇટલીની અંદર અને બહારથી ઓછી થઈ ગઇ. ઇટલીમાં એક પોપ ઉપરાંત બીજા પોપનો પણ ઉદ્‌ભવ થયો, અને બન્ને પોપ વચ્ચે જે સત્તા માટે તકરારો અને ગાળાગાળી થવા પામી તેને લઇને પોપની ખૂબ ફજેતી થવા પામી. આ દરમ્યાન યુરોપના રાજાઓને ભાન થયું કે તેમની ખરી સત્તા તો તેમની પ્રજા અને ઉમરાવોની વફાદારીમાં રહેલી હતી. આ વખતે જે માણસોમાં સ્વદેશાભિમાનની લાગણી જાગી હતી તેણે રાજાઓને ખૂબ મદદ કરી. ધર્મગુરૂઓની સંસ્થામાં તથા મઠોમાં એટલો સડો પેઠો હતો કે ૧૬ મી સદીમાં રેફર્મેશન ( Reformation ) નામનો ધાર્મિક સુધારો આવશ્યક બન્યો.

## યુરોપના રાજકારણમાં પોપ તથા ધર્મગુરૂઓનો ફાળો

યુરોપમાં પોપની સત્તાએ એક જાતના ઐક્યની લાગણી ફેલાવી હતી. માણસોમાં અમુક જાતના ધાર્મિક સંસ્કારો આવ્યા, અને ધાર્મિક ક્રિયા તથા મઠની રચનાએ એક જાતની એકતા આણી. આ વખતમાં યુરોપમાં શાળાઓ અને ખાસ કરીને વિદ્યાપીઠો ધર્મસંસ્થા નીચે રહેતી. યુરોપની બધી વિદ્યાપીઠો ધર્મસંસ્થાને સંયુક્ત રહેતી. મોટામાં મોટા સાક્ષરો અને વિદ્વાનો એ બધા ધર્મગુરૂઓ હતા. વિજ્ઞાનશાસ્ત્ર જે આજે ધર્મનું દુશ્મન ગણાય છે તે પણ આ સંસ્થા નીચે જ આશ્રિત હતું. સૌથી સરસ વસ્તુ પોપની સંસ્થાએ આપી તે ધાર્મિક આંતરરાષ્ટ્રીય કોર્ટ. જ્યારે બે રાજાઓ કે ઉમરાવો કે પ્રજાઓ વચ્ચે ઝઘડા થતા ત્યારે ઘણે ભાગે પોપને લવાદ નીમવામાં આવતા. પોપનો ચૂકાદો બન્ને પક્ષોને બંધનકારક રહેતો. લડાઈ ચાલતી હોય ત્યારે

બુધવારથી સોમવાર સુધી લડવાનો પ્રતિબંધ કરવામાં આવતો, અને આ સમયને Truce of God તરીકે ઓળખવામાં આવતો લડાઈની ભયંકરતા અને નિર્દોષ માણસોની ખુવારી ઓછી થવા માટે બીજા નિયમો પણ કરવામાં આવ્યા હતા રેફર્મેશનના સમય સુધી યુરોપના રાજાઓ પોતાના ઝઘડા માટે પોપને લવાદ નીમતા ટ્રોડેસેલાસની સંધિ જેથી સ્પેઈન અને પોર્ટુગાલના દેશો જુદા કરવામાં આવ્યા તે સંધિ કરાવનાર તે વખતના પોપ હતા આમ આપણે જોઈએ છીએ કે યુરોપના રાજકારણમાં પોપની સંસ્થા મહત્વનો ભાગ ભજવે છે

## મધ્યયુગનાં શહેરો

મધ્યયુગના યુરોપમાં જે શહેરોનો વિકાસ થયો તે યુરોપના રાજકારણમાં સારો ફાળો આપે છે ઉપરછલ્લી દૃષ્ટિએ જોશું તો લાગશે કે જાણે મધ્યયુગી યુરોપના શહેરો તે પ્રાચીન નગરરાજ્યોનું જ પુનરાવર્તન ન હોય! પરંતુ આ બન્ને વચ્ચે સામ્ય હોવા છતાં તફાવત ઘણો રહે છે પ્રથમ આ શહેરોમાં રાજાઓ રહેતા, આ શહેરોને તેમના રાજા સાથે ઉમરાવો દ્વારા પણ સંબંધ રહેતો, અને ઘણી વખત આ શહેરોની માલીકી બદલાયા કરતી ઉપરાંત આ શહેરોમાં વાણિજ્ય તથા વેપાર ઉદ્યોગ વિશેષ રહેતા માણસોની સ્થિતિનો આધાર જમીન કરતા ધન ઉપર વધુ રહેવા લાગ્યો પ્રજાકીય વ્યવસ્થા મંડળો દ્વારા કરવામાં આવતી ઉમરાવો જેની જમીન અને રહેઠાણ શહેર બહાર હતા તેઓ રાજ્યકારભારમાં ઘણી સત્તા ભોગવતા અને તેઓ પ્રથમ પંક્તિના શહેરીઓ ગણાતા

યુરોપના અમુક ભાગમાં શહેરો એકદમ આબાદ થયા, જ્યારે અમુક ભાગમાં તેનો જોઈએ તેનો વિકાસ થયો નહિ. ઉત્તર જર્મની અને ઇટલીમાં શહેરોનો ઝડપી વિકાસ થયો જ્યારે ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, અને સ્પેઇનમાં તેનો થોડો થોડો વિકાસ થવા પામ્યો હોલેન્ડમાં શરૂઆતમાં શહેરો ત્યાના ઉમરાવોની સત્તા હઠળ રહેતા જ્યાં જ્યાં જંગલી જાતોના આક્રમણનો

સવિશેષ ભય રહેતો ત્યાં શહેરીજીવન એકદમ આગળ વધ્યું. તેમજ જ્યાં રાજાની સત્તા નબળી હતી અને ઉમરાવો બળવાન હતા ત્યાં પણ શહેરી-જીવન મજબુત થવા લાગ્યું. ઇટલી અને જર્મનીમાં શહેરોનું આંતરિક જીવન ઘણું સ્વતંત્ર બન્યું હતું. આ શહેરો એક બીજા સાથે લડતાં તેમજ ઘણી-વાર ઉમરાવો જોડે પણ લડતાં. વ્યાપાર-વાણિજ્ય વધતાં શહેરોમાં પુષ્કળ ધન આવવા લાગ્યું, અને ધનની અસમાનતાને લઇને રાજ્યસત્તા અમુક ધનવાનવર્ગના માણસોના હાથમાં એકઠી થવા લાગી.

યુરોપનાં શહેરોના મુખ્યત્ત્વે કરીને ચાર વિભાગ કરવામાં આવે છેઃ—

૧. લોમ્બાર્ડી તથા એડ્રીયાટીકનાં શહેરો : પવીયા, મીલાન, ટોર્ટોના, વેનીસ વગેરે.
૨. દક્ષિણ અને મધ્ય ઇટલીનાં શહેરો : લુકા, ફ્લોરેન્સ, અને નેપલ્સ.
૩. ઉત્તર જર્મની અને બાલ્ટીક તથા હ્રાઇનના નીચેના પ્રદેશમાં આવેલ શહેરોઃ મેન્ઝ, હેમ્બર્ગ, બ્રિમન, કોલોન, લ્યુબેક, ડાન્ઝીગ વગેરે.
૪. ફ્રાન્સ તથા ઈંગ્લેન્ડનાં શહેરોઃ લન્ડન, પેરીસ, રૂઆં, બોર્ડો, લીઓન્સ અને કેલે.

## મધ્યયુગી શહેરોના વિકાસની અવસ્થાઓ

મધ્યયુગી શહેરોનો નીચે પ્રમાણે વિકાસ થયો છે. પ્રથમ અવસ્થામાં નવમી અને દશમી સદીમાં આ શહેરો બીશપ ( ધર્મગુરૂ )ની હેઠળ અગર તો કોઇ ઉમરાવની નીચે રહેતાં. આ શહેરોને પોતાના રાજ્યવહીવટ તથા ન્યાયના કામમાં અમુક સત્તા તથા અધિકારો આપવામાં આવતા. બીજી અવસ્થામાં આ રાજ્યો સ્વાયત્ત થયાં, અને દરેક રાજા પાસેથી તેમને હક્ક-પત્રકો મળવા લાગ્યાં. વેપારીઓ અને કારીગરો ભેગા થઇને શહેરના ઉદ્યોગો અને વ્યાપાર સંબંધી વ્યવસ્થા કરતા. ત્રીજી અવસ્થામાં શહેરોનું ઉદ્યોગી જીવન વધ્યું; શહેરના સંપત્તિવાન અને ધનવાન વેપારી અને ઉદ્યોગપતિઓ

પોતાના હાથમાં સત્તા મેળવવા માંડયા. વેપારીમંડળો શહેરની રાજ્યકારોબારીમાં ઘણી લાગવગ ધરાવતી સંસ્થાઓ બની. કારીગરોએ પોતાનાં મંડળો સ્થાપ્યાં, અને પોતાના હિત હક્ક માટે ચળવળ શરૂ કરી. ચોથી અવસ્થામાં આપણે કારીગરોનાં મંડળોને વેપારીમંડળમાં ભળી જતાં જોઈએ છીએ. મિલકત ન હોય છતાં પણ પ્રજાને રાજકારણમાં સક્રિય ભાગ લેવાની છૂટછાટ મળી.

છેલ્લી પાંચમી અવસ્થામાં જે છૂટછાટ પ્રજાને મળી હતી તથા જે પ્રજાકીય તત્ત્વ દાખલ થયું હતું તે અદૃશ્ય થતું જોવામાં આવે છે. કેટલાંક શહેરોમાં જુલ્મી રાજ્યો થયાં, જ્યાં વેપારી અને કારીગરવર્ગને તદ્દન દબાવી દેવામાં આવ્યો. આ વસ્તુ આપણને ખાસ કરીને ફ્લોરેન્સ નામના શહેર પરથી જોવામાં આવે છે.

## ફ્લોરેન્સ

ફ્લોરેન્સનો ભૂતકાળ ઘણો ઐતિહાસિક અને ઉજ્જ્વલ ગણાય છે. એક વખત ફ્લોરેન્સનું રાજતંત્ર ઘણું પ્રજાવાદી ગણાતું. ત્યાં પાર્લામેન્ટ જેવી એક સંસ્થા હતી જે બધું ધારા વિષયક કામકાજ કરતી. આ કામકાજ પાંચ કાઉન્સીલ વડે થતું, અને આ બધી કાઉન્સીલો બૉર્ડ ઑફ પ્રાયર્સ (Board of Priors) નીચે રહેતી. બૉર્ડ ઑફ પ્રાયર્સમાં વેપારીમંડળમાંથી ધનવાન અને લાગવગવાળા સભ્યો આવતા. દર વર્ષે પ્રજા તરફથી માજીસ્ટ્રેટોની ચૂંટણી થતી. માજીસ્ટ્રેટોની કોઈ કોઈ જગ્યા માટે વર્ષમાં ત્રણથી ૭ વખત ચૂંટણી કરવામાં આવતી. અત્યારે જેમ યુનાઈટેડસ્ટેટસમાં છે તેમ અહીં પણ ઘણી ચૂંટણીઓ થતી, અને દરેક ચૂંટણી ખાનગી રીતે અગર તો મતપત્રક પદ્ધતિ દ્વારા કરવામાં આવતી. શહેરની કારોબારી વર્ષમાં ત્રણ વખત ચૂંટાતી, અને એક વખત આવી ગયેલ સભ્ય બે વર્ષ સુધી ફરી પાછો ન ચૂંટાઈ શકે તેવો પ્રતિબંધ રહેતો. અહીંનું પ્રજાવાદી રાજ્ય મુખ્યત્વે કરીને શહેરના વેપારીવર્ગ તથા શરાફી ધંધાને આભારી હતું. ફ્લોરેન્સના લોકોએ

બેન્ક અને ધીરધારનો ધંધો ઘણો જ વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવ્યો હતો. છેવટે ફ્લોરેન્સ જુલ્મીતંત્રનો સ્વીકાર કરે છે. કોસીયો ડી મેડીસી ઇ. સ. ૧૪૩૪માં બળવાન રાજા બન્યો, અને તેના વારસદારોએ ફ્લોરેન્સ ઉપર ૨૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું.

## વેનીસ

વેનીસનો ઇતિહાસ રોમન સામ્રાજ્યની છેલ્લી સદીથી શરૂ થાય છે. આ શહેરની ઉત્પત્તિ તેની ભૌગોલિક સ્થિતિને આભારી છે. બાર જુદા જુદા ટાપુઓના ઝુમખાનું વેનીસ બન્યું છે. આ ટાપુઓમાં રહેતા વેપારીઓ એશિયા તરફથી આવતા માલની યુરોપમાં આયાત કરતા. વેનીસના વેપારીઓ યુરોપભરના વેપારીઓ થયા હતા. વેનીસની શહેરરચના એવી હતી કે ત્યાં હવાપાણી ઘણાં જ ગંદાં રહેતાં. આમ હોવા છતાં પણ ત્યાંના વેપારીઓએ વેનીસને છોડી દીધું ન હતું. શરૂઆતમાં દરેક ટાપુ માટે એક જુદો અધિકારી રહેતો, જેને ટ્રીબ્યુન (Tribune) કહેવામાં આવતો, અને તે બેઝેન્ટાઇન રાજાની સત્તા હેઠળ રહેતો. આ બાર ટાપુઓ ઈ. સ. ૭૫૦માં એકત્ર બન્યા અને ત્યાં પ્રજાસત્તાક સ્થપાયું. પ્રજાસત્તાકના પ્રમુખને (Doge) ડોજ અગર ડુચે (Duce) કહેવામાં આવતા. આ હોદ્દો જીવનપર્યન્તનો રહેતો. પ્રજાસત્તાકના પ્રમુખની સત્તા લગભગ રાજા જેવી જ હતી. આ હોદ્દો વારસામાં મળે તેવા કેટલાક પ્રયત્નો થયા, પણ તે બધા નિષ્ફળ ગયા હતા. પ્રમુખને મદદ કરવા માટે ૭ પ્રધાનોનું એક કાર્યવાહીમંડળ હતું. પ્રમુખને સલાહ આપવા માટે મુડીદાર વેપારીઓનું એક સલાહકારી મંડળ હતું, જેમાં ૪૮૦ સભ્યો હતા અને તેને ગ્રેઇટ કાઉન્સીલ (Great Council) કહેવામાં આવતું. આ સિવાય બે સેનેટ હતી, જેમાં એકમાં ૫૦ અને બીજીમાં ૪૦ સભ્યો હતા. આ સેનેટનું કામ ઘણું ખરૂં ન્યાયને લગતું તથા સલાહ આપવાનું હતું. રાજ્યવહીવટમાં કોઈ પણ જાતની ડખલગીરી ન હતી. શાંતિ અને વ્યવસ્થા પણ સારી રીતે જાળવવામાં આવતાં. વેનીસે બીજાં સંસ્થાનો પણ મેળવ્યાં હતાં.

ઈ. સ. ૧૨૯૭માં વેનીસમાં ગોરો બળવો જાગ્યો, જેને પરિણામે ગ્રેટ-કાઉન્સીલના સભ્ય બનવા માટે કડક લાયકાતો મૂકવામાં આવી, અને બેઉ સેનેટનું કામકાજ પણ કાઉન્સીલને સોંપવામાં આવ્યું. આ સમયની કાઉન્સીલમાં સભ્યોની સંખ્યા ઓછી થવા લાગી. પ્રમુખ કાઉન્સીલના હાથમાં રમકડું માત્ર બન્યો. ઈ. સ. ૧૩૧૦માં બીજો બળવો થયો જેના પરિણામે કાઉન્સીલના સભ્યોની સંખ્યા માત્ર દસની જ કરી નાખવામાં આવી, અને આ કાઉન્સીલના હાથમાં સંપૂર્ણ સત્તા આવી. આ દસ સભ્યોની બનેલ કાઉન્સીલે પણ અત્યાચારો કરવામાં કાંઈ બાકી રાખ્યું નહિ. બાલ્કન પ્રદેશમાં ઓટોમન ટર્કના રાજ્યની સ્થાપના થયા પછી વેનીસનો પડતી કાળ શરૂ થાય છે. સ્પેઇન તથા પોર્ટુગાલ વગેરે બીજાં શહેરોએ વેનીસ સાથે વ્યાપારી હરીફાઈ કરવાનું શરૂ કર્યું, અને વેનીસની પડતી એકદમ આવી. ઈ. સ. ૧૭૯૭માં વેનીસ સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર થયું, છેવટે નેપોલીયન વેનીસને જીતી લે છે, અને તેને ઓસ્ટ્રીયાને સોંપી આપે છે.

## ઇટલી તથા ગ્રીસનાં શહેરો

ઇટલીના આ વખતનાં શહેરો તથા પ્રાચીન ગ્રીસનાં શહેરો વચ્ચે ઘણો તફાવત તથા સામ્ય રહેલ છે. પ્રાચીન ગ્રીક શહેરો તે સ્વાયત્ત શહેરો હતાં. જ્યારે ઇટલીનાં શહેરો એ પવિત્ર રોમન સામ્રાજ્યના વિભાગો હતાં, અને રોમન સમ્રાટ્ તથા પોપ પ્રત્યે વફાદાર રહેતાં. આ વફાદારીને અંગે મધ્યયુગના સામાજીક જીવનમાં બે ફાંટાઓ પડે છે, જેને ગ્વેલ્ફ્સ (Guelfs) અને ઘીબેલાઈન્સ (Ghibelines) કહેવામાં આવતા. આવા ફાંટાઓનો પ્રાચીન ગ્રીસમાં અભાવ જોવામાં આવે છે. બન્ને ઇટલી અને ગ્રીસમાં કળા, કૌશલ્ય, સ્થાપત્ય, શિલ્પ, સાહિત્ય વગેરે તથા પ્રજાના બૌદ્ધિક જીવનનો ઘણો જ વિકાસ થયો હતો. શહેરની આજુબાજુના કિલ્લાઓ પ્રજા અને તેની સંસ્કૃતિ બન્નેનું રક્ષણ કરતા. શહેરોના આંતરિક જીવનમાં પ્રજાવાદ તરફ સવિશેષ વલણ જોવામાં આવે છે. પ્રાચીન ગ્રીસમાં જુલ્મીતંત્રમાં બંધારણ ન રહેતું, જ્યારે ઇટલીમાં તેનો બંધારણીય વિકાસ જોવામાં આવે

છે. બન્ને કિસ્સામાં બહારના આક્રમણ સામે આંતરિક પક્ષભેદોનું . જોડાણ જોવામાં આવે છે. બન્નેમાં આપણે સંસ્કૃતિ અને સંસ્કારી જીવનથી તેમજ પૈસાને લઇને થતી સુખ સગવડતાને અંગે પ્રજામાં એક જાતની લડાયકવૃત્તિ ઓસરી જતી જોવામાં આવે છે. ફ્લોરેન્સમાં સાહિત્ય, ફિલસુફી, કળા અને વિજ્ઞાનનો વિકાસ જોતાં તે પ્રાચીન આથેન્સને ઘણી રીતે મળતું આવે છે.

### હેન્સીઆટીક લીગ

પ્રાચીન ગ્રીસમાં હતું તેમ મધ્યયુગમાં ઇટલીમાં પણ શહેરોનાં સમૂહતંત્રો જોવામાં આવે છે. "હેન્સીઆટીક લીગ" એ બાલ્ટીક સમુદ્રના કાંઠા પર તથા ઉત્તર જર્મનીમાં આવેલ શહેરોનું વ્યાપારી હિતોના સંરક્ષણ માટે કરવામાં આવેલ મજમુતંત્ર છે. ઇ. સ. ૧૩૬૭માં આ લીગ કરનાર શહેરો ઘણાં સમૃદ્ધ અને સંપત્તિવાન હતાં, અને જર્મનીની નદી પરના વેપાર ઉપર સારો કાબુ ધરાવતાં હતાં. આ તંત્રમાં પ્રથમ સંકુચિત ધનિક વેપારીઓનું રાજ નીચે રાજ્ય ચાલતું હતું. સમય જતાં રાજાઓની નબળાઇને અંગે આ શહેરોનું મજમુરાજ્ય સ્વતંત્ર થઇ ગયું. આ લીગમાં ૭૦ જેટલાં શહેરો ભળ્યાં હતાં. આ શહેરોની સામાન્ય બાબતોનો નિકાલ લાવવા માટે એક સભા રહેતી, અને તે સભાની બેઠકો લ્યુબેકમાં ભરાતી. ઘણાં શહેરો લીગના કાયદાઓનો બરાબર અમલ કરતાં ન હતાં. એક વખત લીગ એટલી બધી બળવાન બની હતી કે તેણે નોર્વે, સ્વીડન, અને ડેનમાર્ક ઉપર લડાઈ જાહેર કરી હતી. જો કે તેમાં સંપૂર્ણ સફળતા ન મળી છતાં પણ લીગે પોતાના અધિકારો મજબૂત રીતે સાંચવ્યા હતા. પ્રશિયા તથા તથા જર્મનીના બીજા રાજાઓ બળવાન થતાં લીગની સત્તા ધીમે ધીમે સોળમી સદીમાં ઘટવા લાગી, અને સત્તરમી સદીની શરૂઆતમાં તો લીગ અવસાન પામી ચૂકી.

### લોકપ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓનો ઉદય

લોકપ્રતિનિધિ સભાઓનું અસ્તિત્વ એ મધ્યયુગ અને અર્વાચીન યુગ

વચ્ચેની કડી છે. પ્રતિનિધિત્વની શરૂઆત મધ્યયુગી ઉમરાવશાહીની સંસ્થામાંથી થાય છે. ઉમરાવશાહીમાં રાજાને તેના ઉમરાવો પાસેથી સીધા કર ઉઘરાવવાની સત્તા ન હતી, પણ રાજાને ઠીક પડે ત્યારે ઉમરાવો પાસેથી તે મદદની માગણી કરી શકતા. મુશ્કેલીના સમયે રાજા પ્રજાના બધા વર્ગો ઉપર કર નાખી શકતા. પણ આ કર નાખવા માટે ઉપસ્થિત થતા સંજોગો સમજાવવાની જરૂરીયાતથી રાજાને પ્રજાના દરેક વર્ગના પ્રતિનિધિઓને બોલાવવા પડતા. આ જરૂરીયાત તે લોકપ્રતિનિધિ સંસ્થાના બીજ રૂપ છે. દરેક વર્ગ જેમાંથી પ્રતિનિધિઓને બોલાવવામાં આવતા તેને Estate કહેવામાં આવતો. ફ્રાન્સમાં પ્રજાના આવા ત્રણ વર્ગો હતા. ઉમરાવો, ધર્મગુરૂઓ, અને સામાન્ય સ્થિતિના માણસો. છેલ્લા વર્ગને Third Estate કહેવામાં આવતો. ઇંગ્લેન્ડમાં ફ્રાન્સની જેમ ત્રણ વર્ગને બદલે માત્ર બેજ વર્ગો રાખવામાં આવ્યા હતા. ઇંગ્લેન્ડના ઇતિહાસમાં લોકપ્રતિનિધિ સંસ્થાઓએ જે ભાગ ભજવ્યો છે તે જગજાણીતો છે.

લોકપ્રતિનિધિત્વનો સિદ્ધાંત બે રીતે ઉદ્ભવે છે. જર્મનીમાં લોકપ્રતિનિધિત્વવાળી સંસ્થાની માગણી પ્રજા અને ઉમરાવો બન્ને તરફથી આવી. જ્યારે ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, અને સ્પેઈનમાં રાજાઓને આવી સંસ્થાઓ ઉભી કરવાની જરૂર પડી. અહીં રાજા પોતે સીધી રીતે કર ન ઉઘરાવી શકતો, એટલે તેને પ્રજાને કર ઉઘરાવવા માટે ઉભી થતી જરૂરીયાત સમજાવવી પડતી. આ વખતે રાજા પ્રજાને તેના વર્ગ પ્રમાણે ભેગી કરતા અને પ્રજાજનો આ વખતે રાજા પાસે પોતાની અડચણો અને મુશ્કેલીઓ દૂર કરવા માટે અરજી કરતા. જર્મનીમાં તો પ્રજાજનો આવે વખતે તેની માગણીઓ મંજૂર કરાવવા માટે ફરજ પણ પાડતા. ઘણાખરા દેશોમાં પ્રજાના વર્ગો વચ્ચે અવિરત તકરારો ચાલ્યા કરતી, અને મતભેદો પણ રહ્યા કરતા. તેઓ અમુક કર માટે કે પોતાના હક્કો માટે ઘણી મુશ્કેલીએ સંમત થતા, અને આ મતભેદો અને વિખવાદોનો રાજાઓ લાભ લેવા ભૂલતા નહિ. ઘણાખરા મતભેદો તો તેમણે જ જગાવ્યા હોય.

ફ્રાન્સ

ઈંગ્લેન્ડની જેમ ફ્રાન્સમાં પણ પ્રજાના વર્ગો રાજાની પોતાની ઇચ્છાથી ઉદ્ભવ્યા હતા. શરૂઆતમાં ફ્રાન્સમાં જે ત્રણ વર્ગો (Three Estates) હતા તે જુદાં જુદાં કારણો માટે અલગ અલગ રીતે ભેગા થતા. આ વર્ગોમાંથી ત્રીજો વર્ગ જે સામાન્ય માણસોનો બનેલો હતો તે ઘણો જ મહત્વનો વર્ગ બને છે.' આ ત્રણે વર્ગોની એકત્રિત થયેલ પ્રથમ સભા જેને Estates General (એસ્ટેટસ જનરલ) કહેવામાં આવતી તે પ્રથમ વખત ઈ. સ. ૧૩૦૨ માં મળી. આમાંથી ત્રીજો વર્ગ વધુ સત્તાવાન થવા લાગ્યો, અને તેની રાજા અને પ્રધાનો ઉપર પણ અસર થવા લાગી. ફ્રાન્સની લાંબી લડાઈ જે સો વર્ષ સુધી ચાલી હતી તે દરમ્યાન આ વર્ગની સત્તા ઘણી જ મજબૂત બની ગઈ, કારણ કે કર આપનાર માત્ર ત્રીજો જ વર્ગ હતો, અને લડાઈના સમયમાં તે વર્ગની ગરજ ઘણી રહેતી. પ્રથમ બે વર્ગો જે ઉમરાવો અને ધર્મગુરૂઓના હતા તેઓ આ વર્ગ સાથે સત્તા માટે વારંવાર તકરારો કરતા, પણ કર આપવાની વાત આવતી ત્યારે આ બોજો ત્રીજા વર્ગને માથે જ રાખવામાં બન્ને વર્ગો દલીલો કરતા. ઉમરાવવર્ગ પોતે લડાઈમાં ભાગ લેતો હતો માટે કરભારમાંથી તે મુક્ત રહેવા જોઈએ તેમ માગણી કરતો હતો, જ્યારે ધર્મગુરૂઓ ધાર્મિક ક્રિયાઓ કરાવતા હતા માટે તેમણે કર ન ભરવા જોઈએ તેમ જણાવતા. સામાન્ય માણસોના વર્ગને આવું કશું બહાનું હતું નહિ એટલે કરભારનો બોજો તેમના પર ચાલુ રહ્યો. આ ત્રણે વર્ગોમાં સંપ ન હોવાથી પ્રતિનિધિ સભાઓ નબળી રહેતી. ઈ. સ. ૧૪૩૯માં ત્રીજા વર્ગે રાજાને એક કાયમી ખુશ્કી કર આપવાનું નક્કી કર્યું. આ કરને Taille Perpetuale કહેવામાં આવતો. આ પછીથી રાજાને ત્રણે વર્ગોની સંયુક્ત સભા ભાગ્યે જ બોલાવવી પડતી, અને છેલ્લે છેલ્લે આ સભાની છેલ્લી બેઠક ઇ. સ. ૧૬૧૪માં મળી હતી, જે પછીથી ફ્રેન્ચ વિપ્લવ સુધી આ સભા ભેગી થઈ નહિ. વર્ગો વચ્ચેના એક બીજાના કુસંપ તથા

તકરારોને અંગે આ સંયુક્ત સભાને મુલતવી રાખવાનું રાજાને પણ કારણ મળતું.

## ઇંગ્લૅન્ડ

ફ્રાન્સની જેમ ઇંગ્લૅન્ડમાં લોકપ્રતિનિધિસભાના વિકાસનો અવરોધ થવા પામ્યો નથી. ટયુડર સમયમાં જ્યારે રાજાઓ સર્વસત્તાવાન હતા ત્યારે પણ બન્ને પાર્લામેન્ટની સભાઓ કાયદા પસાર કરવા રીતસર ભેગી મળતી. ઇંગ્લેન્ડમાં પાર્લામેન્ટની ભૂમિકા પ્રજાની સ્થાનિક પ્રથાઓ તથા રૂઢીઓમાં સમાયેલી હતી. જ્યારે ફ્રાન્સમાં Estates general (પ્રજાના તમામ વર્ગની સંયુક્ત સભા)નો ઉદ્‌ભવ તાત્કાલિક રીતે ફીલીપ ચોથાના રાજ્યમાં થાય છે. ઇંગ્લેન્ડમાં પાર્લામેન્ટના ઉદ્‌ભવની ચોક્સ તારીખ નથી પણ તે અમુક ઉત્ક્રાંતિનું પરિણામ છે. નવમા સૈકામાં ઇંગ્લેન્ડમાં ઇગ્બર્ટ નામના રાજા પાસે બધી સત્તા કેન્દ્રિત બને છે. ઇંગ્લેન્ડના એંગ્લો સેક્સન રાજાઓના વખતમાં એક Witenagemot (વીટનજીમોટ) ડાહ્યા પુરૂષોનું મંડળ હતું. આ મંડળ રાજ્યકારભારને તથા ન્યાયને લગતી બાબતોમાં સેક્સન રાજાઓને સલાહ આપતું. કાયદા બનાવવા, નવો કર નાખવો, યુદ્ધ કે સુલેહ કરતી વખતે રાજા આ મંડળની સલાહ પણ લેતો. સમય જતાં આ મંડળને નવા રાજાની પસંદગી કરવી અગર તો નાલાયક રાજાને પદભ્રષ્ટ કરવા સુદ્ધાંની સત્તા મળી હતી, પરંતુ આ સત્તાનો ભાગ્યે જ ઉપયોગ થતો. બળવાન રાજાઓના સમયમાં આ મંડળ માત્ર નામનું જ રહેતું.

## પાર્લામેન્ટ

નોર્મન રાજાઓના સમયમાં પણ રાજાઓ ઉમરાવો તથા દેશના ડાહ્યા માણસોની બનેલ વીટનજીમોટ (Witenagemot)ની સલાહ લેતા. કોઈ નવો કર નાખવાનો હોય ત્યારે આ મંડળમાં આમવર્ગના પ્રતિનિધિઓને બોલાવવામાં આવતા. સમય જતાં કીંગ જ્હોન પાસેથી પ્રજાએ

Magna Charta નો મહાન પરવાનો મેળવ્યો. ઈ. સ. ૧૨૧૩ માં આર્કબીશપ સ્ટીફન લેંગ્ટનના પ્રયત્નોથી આમ તથા ઉમરાવ વર્ગના પ્રતિનિધિઓની એક સંયુક્ત સભા (Great Council of the realm) રાજ્ય વિરૂદ્ધનાં પોતાનાં દુઃખોના નિવારણ માટે ભેગી થઈ. ઈ. સ. ૧૨૪૬ માં ગ્રેટ કાઉન્સીલ ઑફ ધી રેલ્મનું નામ બદલવામાં આવ્યું, અને તે પાર્લામેન્ટ તરીકે ઓળખાવવા માંડ્યું. હેન્રી ત્રીજાના વખતમાં રાજ્યના ઉમરાવો તો ઘણી વખત ભેગા મળતા. આ રાજાના એક પ્રતિસ્પર્ધી સાઇમન ડી મોન્ટફોર્ડે ઈ. સ. ૧૨૬૭માં ઉમરાવો તથા લોકોના પ્રતિનિધિઓની એક સંયુક્ત સભા બોલાવી. ઈ. સ. ૧૨૯૫માં એડવર્ડ પહેલાના વખતથી પાર્લામેન્ટની સભાઓ રીતસર ભરાતી જોવામાં આવે છે. ઉમરાવો વ્યક્તિગત રીતે સભામાં હાજરી આપતા, જ્યારે આમ લોકોમાંથી તેના પ્રતિનિધિઓ ચૂંટાઇને આવતા. એક વખત તો એમ લાગતું કે ઇંગ્લેન્ડમાં પણ ફ્રાન્સની જેમ પ્રજાના ત્રણ વિભાગો પડી જશે. પરંતુ ઈંગ્લેન્ડની સ્થિતિચુસ્ત વૃત્તિ તથા રૂઢીગ્રસ્ત સ્વભાવને અંગે ઇંગ્લેન્ડમાં પાર્લામેન્ટની આમની સભા અને ઉમરાવની સભાનું કામકાજ સ્હેલાઈથી ચાલવા માંડ્યું. આમ થવાનું એક કારણ એ પણ હતું કે નીચી પંક્તિઓના ધર્મગુરૂઓ માટે બે સ્વતંત્ર મંડળો હતાં, જેમાંનું એક યોર્કશાયર અને બીજું કેન્ટરબરીમાં હતું. આ મંડળો તેમની બધી માગણીઓ મંજૂર કરતાં. પાર્લામેન્ટ થયા પછી ધર્મગુરૂઓએ મંજૂર રાખેલ માગણીઓ પાર્લામેન્ટમાં પણ મંજૂર રાખવામાં આવતી. આથી ધર્મગુરૂઓ પાર્લામેન્ટમાં ગેરહાજર રહે તો ચાલતું.

ઉમરાવોમાં ઉમરાવપદ ઉત્તરોત્તર મોટા દીકરાને વારસામાં મળતું, અને પાર્લામેન્ટમાં બેઠક પણ તેને જ મળતી. ઉમરાવોના નાના દીકરાઓને પાર્લામેન્ટમાં આવવું હોય તો તે આમની સભામાં આમવર્ગના પ્રતિનિધિ તરીકે આવી શકતા. આમની સભામાં શહેરો તથા પરગણાના પ્રતિનિધિઓ વચ્ચે પોતાના હિતો માટે કદાપિ મતભેદો રહેતા નહિ. ફ્રાન્સની જેમ ઇંગ્લેન્ડ

ઉમરાવો કરમાંથી વિમુક્ત રહેતા નહિ. પાર્લામેન્ટની બન્ને સભાઓને એકજ વખતે બોલાવવામાં આવતી.

### પાર્લામેન્ટના હક્કો

ઈંગ્લેંડની પાર્લામેન્ટે ઘણા અધિકારો મેળવ્યા છે. પાર્લામેન્ટના સભ્યોને સંપૂર્ણ વાણી અને વિચારસ્વાતંત્ર્ય છે. પાર્લામેન્ટની બેઠક દરમ્યાન કોઈ પણ સભ્યની ધરપકડ થઇ શકતી નથી. આમની સભા પોતાના પ્રમુખની ચૂંટણી કરતી, અને પ્રમુખ સભાનું બધું કામકાજ કરતા. શરૂઆતમાં પાર્લામેન્ટ રાજાને પોતાની મુશ્કેલીઓ અરજી રૂપે રજૂ કરતી. ૧૫ મી સદીમાં આ અરજીઓ ખરડા રૂપે આવવા માંડી. પાર્લામેન્ટ બજેટની માગણીઓ મંજૂર કરી શકતી. બજેટ ઉપરવટના ખર્ચ માટે પાર્લામેન્ટ જવાબ માગતી. રાજા પોતાના પ્રધાનો ચૂંટે, પણ આ પ્રધાનો પ્રજાહિત વિરૂદ્ધ કાંઈ કરે તો પ્રજા તેની સામે કામ ચલાવી શકતી. ઘણીવાર નબળા રાજાઓના વખતમાં તો પ્રધાનોને પણ પાર્લામેન્ટ ચૂંટતી.

પાર્લામેન્ટના બધા હક્કો અને અધિકારો સોળમીસદીમાં ગર્ભિત રીતે રહેલા જોવામાં આવે છે. આ બધા હક્કોનો વિકાસ સ્ટુઅર્ટ સમયમાં બરાબર થાય છે. ટ્યુડર સમયમાં લોકપ્રતિનિધિ સંસ્થાઓ ચાલુ રહે છે પણ તેના કામકાજમાં ફરક પડી જાય છે. આ સંસ્થા ટકી રહેવાનું એક મોટું કારણ એ પણ હતું કે આ સંસ્થા પ્રજામત ઉપર રચાયેલ સંસ્થા ન હતી. પ્રજામત કરતાં જૂની ઉમરાવશાહી અને વર્ગભેદ એ આ સંસ્થાનાં તળીઆં હતાં. લોકપ્રતિનિધિત્વનો સિદ્ધાંત પણ આ સંસ્થામાં ઘણીજ ખોટી રીતે જોવામાં આવે છે. સામાન્ય માણસોને બરાબર ચૂંટણીનો પણ અધિકાર ન હતો. પ્રતિનિધિઓ પ્રજા કરતાં શેરીફનું વધુ પ્રતિનિધિત્વ જાળવતા, અને જે પ્રતિનિધિઓ પરગણામાંથી આવતા તેમને પોતાનો કામધંધો છોડી લંડનમાં આવી બેસવું પરવડતું નહિ. કારણ કે લંડનનું જીવન ખર્ચાળ હતું અને પાર્લામેન્ટનું કામ ઉપકારહીન હતું. આમ સભાના

સભ્યો ઉમરાવોની લાગવગ તળે હતા. ટુંકામાં પાર્લામેન્ટમાં એક જ મતના સભ્યો ભેગા થતા. પ્રજામાં શરૂમાં હજુ જોઇએ તેવી રાજકીય લાગણી ઉદ્ભવી ન હતી, અને ઉમરાવોનું આધિપત્ય તેમને સાલતું પણ નહિ. મધ્યયુગમાં ઇંગ્લેન્ડમાં લોકતંત્ર નિષ્ફળ ગયું હતું. લોકપ્રતિનિધિવાળા તંત્રના વિકાસ માટે કરેલા પ્રયત્નો સત્તરમી સદીમાં બર આવવા લાગ્યા. જૂના દાખલાઓ લઇને પાર્લામેન્ટે પોતાની સત્તાનું ક્ષેત્ર વધારવા માંડ્યું. સત્તરમી સદીના પ્રજામતે ભૂતકાળના દાખલાઓને સ્થાપિત પ્રથા માની લોકપ્રતિનિધિ સંસ્થાનું જીવન ટકાવવા ખૂબ મદદ કરેલ છે.

## સ્પેઇન

સ્પેઇનમાં પણ આ યુગમાં પાર્લામેન્ટનો જન્મ થાય છે, જેને Cortes ( કોર્ટીસ ) કહેવામાં આવતી. આ પાર્લામેન્ટ તે વખતની રાજ્યનીતિ ઉપર ઘણો કાબુ ભોગવતી. અહીં પાર્લામેન્ટનો ઉદ્ભવ આગળની ધાર્મિક લડાઇ ( Crusade ) કરવા માટે કર ઉઘરાવવાની જરૂરીઆતમાંથી થાય છે. ફ્રાન્સની જેમ અહીં પણ પ્રજાના ઉમરાવો, ધર્મગુરૂઓ, અને આમવર્ગ તેમ ત્રણ વિભાગો હતા, જે માંહોમાંહે કુસંપથી લડી મરતા. સ્પેઇનના પ્રજાવર્ગમાં સ્પેઇનનાં બધાં શહેરોની પ્રજાનો સમાવેશ થતો નહિ. ૧૫ મી સદીના અંત સુધી સ્પેઇનમાં બે રાજ્યો હતાં, જેને કેસ્ટાઇલ અને એરેગોન કહેવામાં આવતાં. ઈ. સ. ૧૪૯૨ માં આ બે રાજ્યો એક થયાં અને એરેગોનના રાજાએ કેસ્ટાઇલની રાણી સાથે લગ્ન કર્યાં. સ્પેઇનના નવા સંયુક્ત રાજ્યે લોકપ્રતિનિધિ સંસ્થાઓ દાબી દેવા ઘણા યત્નો કર્યા. છેવટે સ્પેઇનની પાર્લામેન્ટ ખીજે થયું તેમ જુલ્મીઓના તંત્રને આધીન બની ગઇ.

## મધ્યયુગનો અંત

જો કે મધ્યયુગ અને અર્વાચીન યુગને જુદો પાડનાર સમય પંદરમા સદીનો મધ્યકાળ ગણાય છે, છતાં પણ આ સમય તે આ યુગોને જુદા પાડનારી સીધી લીટી નથી, પણ ત્રણ ચાર સદીની બનેલી વાંકીચૂંકી લીટી

છે. મધ્યયુગના અંતમાં આપણે જોઈએ છીએ કે આપખુદ રાજશાહી સામે પ્રજાએ બળવો કરવા જેટલી હિંમત એકઠી કરેલી છે. આગળની બંધારણીય હકો માટે જે ચળવળ ઉમરાવોએ કરી હતી તે મૃતઃપ્રાય બને છે. ઉમરાવોની અંધાધુંધી રાજા એક જ મટાડી શકશે તેમ પ્રજા માનતી થાય છે. સામાન્ય માણસોની રાજા પ્રત્યેની લાગણીને અંગે રાજાઓ વેપાર વાણિજ્યના વિકાસ અને દરિયાપાર મુસાફરી તથા સાહસોના આશ્રયદાતા બને છે. આ યુગમાં કેવળ સત્તાનો જૂનો રોમન આદર્શ સજીવન થતો જોવામાં આવે છે. નાની પ્રજાઓનું એકત્રીકરણ થતાં રાજ્યનું કદ મોટું બને છે, અને સાથે સ્વદેશાભિમાનની લાગણી પણ એટલી જ વિશાળ બને છે.

## પ્રકરણ ૬ ઠું

# આધુનિક રાજ્યનો વિકાસ

આધુનિક રાજ્યના વિકાસમાં આપણે યુરોપમાં જ રાજ્યનો વિકાસ થતો જોઇએ છીએ. પૂર્વના દેશોમાં તો કેવળ રાજાસત્તાક રાજ્ય હજારો વર્ષો સુધી ચાલ્યું આવે છે. આજે પણ હજુ પૂર્વમાં યુરોપના જેવા રાજકીય ફેરફારો થયા નથી. આજે પૂર્વ રાજકારણમાં માત્ર યુરોપની નકલ જ કર્યા કરે છે. જગતના રાજકારણમાં અને રાજ્ય વિકાસમાં પૂર્વના કોઇપણ રાજ્યે જરાપણ ફાળો આપેલ નથી. રાજ્યકીય સ્વતંત્રતાની ભેરી જગતમાં યુરોપે સુણાવી છે તેમ કહીશું તો જરા પણ અતિશયોક્તિ નહિ કહેવાય. રાજકીય વિપ્લવો થયા હોય તો યુરોપમાં જ થયા છે. પૂર્વ તો જાણે ન હરી ફરી શકે તેવો વૃદ્ધ અજગર! આજના જગતનું રાજકારણ અને રાજ્યપદ્ધતિ તે પૂરેપૂરી યુરોપીય બનાવટ છે. આધુનિક રાજ્યના વિકાસમાં કેવળ સત્તા, ધર્માભિમાન, સ્વદેશાભિમાન તથા પ્રજાકીય અસ્મિતાએ મહત્ત્વનો ભાગ ભજવેલ છે.

### પુનરુત્થાન ( Renaissance )

પ્રાચીન ગ્રીસ અને રોમના સુવર્ણમય ભૂતકાળમાંથી યુરોપને પોતાના પૂર્વજોની મહત્તા અને રાજ્યકીયક્ષેત્રમાં મેળવેલ સિદ્ધિઓનું ભાન થવા લાગ્યું. શિષ્ટ સાહિત્યના અભ્યાસથી પણ ગ્રીસ અને રોમના મહાન પુરુષોએ શું શું કર્યું હતું તેનું જ્ઞાન યુરોપમાં થવા લાગ્યું. મધ્યયુગમાં ધર્મ અને દૈવએ માણસના મન ઉપર ઘણી લાગવગ જમાવી હતી. ૧૬ મી સદી આવતાં માણસોના વિચારોમાં પરિવર્તન થવા લાગ્યું. છાપખાનાં અને મુદ્રણાલયોનો ઉદ્‌ભવ થતાં વિદ્યા અને જ્ઞાનનો પ્રચાર એકદમ થવા લાગ્યો, અને ઘણા માણસો તેનો લાભ ઉઠાવવા લાગ્યાં. આ બૌદ્ધિક જાગૃતિને યુરોપમાં

Renaissance (રીનેસાં) એટલે પુનરુત્થાન કહેવામાં આવે છે. માણસોના રાજકીય જીવનમાં બે જાતની પ્રતિસ્પર્ધિ વૃત્તિઓ જોવામાં આવે છે. એકમાં પ્રજાતંત્રવાદ, સમાનતા, અને ભ્રાતૃભાવ તરફ વલણ થતું જોવામાં આવે છે, જ્યારે બીજામાં સામ્રાજ્યવાદ તરફ વૃત્તિ પલટાતી હોય તેમ લાગે છે. પ્રથમ વૃત્તિ મધ્યયુગના લક્ષણોના અનુસંધાનમાં હતી, જ્યારે બીજી વૃત્તિ એ મજબુત થતાં તીવ્ર સ્વદેશાભિમાનમાં પરિણમે છે.

## ધાર્મિક સુધારો (Reformation)

મધ્યયુગના અંતમાં પોપની કેવળ ધાર્મિક સત્તા સામે વિરોધી ચિહ્નો એકાં થતાં જોવામાં આવે છે. આ વિરોધનું પરિણામ એ આવે છે કે છેવટે માર્ટીન લ્યુથરનો ખુલ્લો બળવો જાહેર કરે છે. માર્ટીન લ્યુથરે જે વિરોધ કર્યો એ વિરોધી ધર્મને Protestantism પ્રોટેસ્ટંટીઝમ કહેવામાં આવે છે. આ ધર્મમાં પોપની ઘણી ખરી સત્તા રાજાને આપવામાં આવે છે. આ ધર્મમાં રાજાની સત્તા વધુ મજબૂત બનતી એટલે રાજાઓ. ધર્મની ઘણી તરફેણ કરવા લાગ્યા. પુનરુત્થાન અને રેફરમેશન એ બન્નેએ મળીને રાજાની સત્તા ઘણી મજબૂત બનાવી. રેફરમેશન સમય સુધી ધાર્મિક સહિષ્ણુતાનો યુરોપમાં અભાવ હતો. આ નવા ધર્મ અને ધાર્મિક સુધારાને પરિણામે રાજ્ય સર્વસત્તાવાન સંસ્થા બને છે. ઈંગ્લેન્ડમાં આઠમા હેન્રીએ આ સ્થિતિનો પૂર્ણ લાભ ઉઠાવેલ છે. આ સુધારાથી રાજ્યનો ધર્મ ઉપર અંકુશ આવ્યો. રાજ્ય માણસોના ધાર્મિક અને નૈતિક જીવન ઉપર દેખરેખ રાખવા લાગ્યું. આ બધાના પરિણામે ૧૬ મી સદીમાં રાજાની સત્તા ઈશ્વરદત્ત છે તેવો સિદ્ધાંત જન્મ પામે છે. ફ્રાન્સ, સ્પેઈન, અને પોર્ટુગાલ જેવા કેથોલીક ધર્મ પાળતા દેશોમાં પણ રાજાઓ આપખુદ બનતા જોવામાં આવે છે. આ રાજ્યોમાં ધર્મવિરૂદ્ધ ઉઠતા ઝંઝાવાતને રાજ્યસત્તાથી દાબી દેવામાં આવશે તેવી ઉંડી ઇચ્છાએ ધર્મની બધી સંસ્થા અને ધર્મ ઉપરનો બધો અંકુશ રાજાને સોંપવામાં આવે છે.

## ધાર્મિક સ્વાતંત્ર્ય

ધાર્મિક બાબતોમાં માણસોની દૃષ્ટિ આ સુધારાને અંગે વિશાળ થવા લાગી. માણસો ધર્મનાં અર્થહીન બંધનો ઢીલાં કરવા માટે પ્રયત્નો કરવા લાગ્યાં. માણુસો પોપ કે ધર્મગુરૂઓની ડખલગીરી સિવાય પણ ઇશ્વર સાથે સીધો સંબંધ રાખી શકે છે તેવો સ્વતંત્ર વિચાર કરવા લાગ્યાં. સામાન્ય માણસો, ખેડૂતો, અને મજૂરો બધાને ધાર્મિક સ્વાતંત્ર્યની ભૂખ જાગી. ઇંગ્લેન્ડમાં પ્યુરીટનો, સ્કોટલેન્ડમાં કોવેનેન્ટરો, અને ફ્રાન્સમાં હયુજનોટસ બધાંએ માણસોની ધર્મ જેવી માનસિક બાબતમાં રાજ્યની દોરવણી સામે વિરોધ ઉઠાવ્યો. ઇંગ્લેન્ડમાં તો પ્યુરીટનોના ધાર્મિક અસંતોષમાંથી બંધારણીય ચળવળ ઉભી થાય છે. યુરોપમાં ધર્મ રાજકારણ સાથે નિકટથી જોડાયેલો રહે છે. ધાર્મિક સ્વાતંત્ર્ય અને રાજકીય સ્વાતંત્ર્ય બન્ને સહચારી છે તેમ યુરોપનાં લોકો માનવા લાગ્યાં. પણ આ સત્ય યુરોપના મુત્સદીઓને ગળે ઉતર્યું નહિ. પરિણામે આટલાંટીક ઓળંગીને ઇંગ્લેન્ડમાંથી કેટલાક પ્યુરીટનો અમેરીકા વસવાટ અર્થે ચાલ્યા ગયા. આ લોકોમાં બીજા દેશોના માણસો પણ પછી ભળ્યા. શરૂઆતમાં અમેરીકામાં જનાર લોકોને Pilgrim Fathers ( પીલ્ગ્રીમ ફાધર્સ ) કહેવામાં આવે છે. અમેરીકામાં આ લોકો જઇને ધાર્મિક સહિષ્ણુતાના સિદ્ધાંત પર રાજ્યની સ્થાપના કરે છે. અહીંથી ધર્મ અને રાજ્ય જુદાં પડવાનું શરૂ થાય છે, અને અઢારમી સદીના અંતમાં તો તેઓ લગભગ વિખુટાં પડી જવા આવ્યાં હતાં.

ધાર્મિક સુધારા તથા પુનરૂત્થાનને અંગે માણસોની દૃષ્ટિમાંથી જગતના સમગ્ર દેશોનું બનેલું એક રાજ્ય રહે તે આદર્શ વિલીન થયો હતો. રાજાઓ પ્રજાને પોતાની તરફેણમાં રાખવાથી થતા ફાયદાઓ સમજવા માંડ્યા. પ્રજામાં સાહસિકવૃત્તિ વધવા લાગી. પોર્ટુગાલમાં રાજા હેન્રી અને વિક્ટર ઇમેન્યુઅલ, ઇંગ્લેન્ડમાં આઠમા હેન્રી તથા ઇલીઝાબેથ, અને સ્પેઇનમાં

પાંચમા ચાર્લ્સે તથા બીજા ફિલીપે આવી રીતે પ્રજાને ઉત્તેજન આપી પ્રજાનું સ્વદેશાભિમાન પોતાની આજુબાજુ વણી લીધું, એટલે પ્રજાની સહાય વડે પોતે મજબૂત અને આપખુદ રીતે રાજ્ય કર્યું.

### યુરોપનો વિસ્તાર

યુરોપમાં કેવળ રાજાશાહીના સમયમાં ઘણી દરિયાપાર મુસાફરી અને સાહસવૃત્તિનો ઉદ્ભવ જોવામાં આવે છે. જે જે યુરોપીય પ્રજાએ દૂરના દરિયાપાર દેશોમાં પ્રદેશો તથા સંસ્થાનો મેળવ્યાં તેમને ઘણો જ આર્થિક લાભ થવા લાગ્યો. સ્પેઈન, પોર્ટુગાલ, ઈંગ્લેન્ડ, હોલેન્ડ, અને ફ્રાન્સ વચ્ચે સંસ્થાનો તથા દરિયાપારનો વેપાર મેળવવા તીવ્ર હરિફાઈ થવા લાગી. એશિયા, અમેરીકા, આફ્રિકા, અને પૂર્વના બીજા દેશોમાંથી અઢળક સંપત્તિ મેળવવા માટે યુરોપની પ્રજાઓ આ દેશો પર તૂટી પડી. પૂર્વના દેશોમાંથી યુરોપમાં ધનની નદીઓ વહેવા લાગી. ઈંગ્લેન્ડ, સ્પેઈન, ફ્રાન્સ, પોર્ટુગાલ, અને હોલેન્ડના આક્રમણકારી સ્વદેશાભિમાને પોતાની જરૂરિયાતો પ્રમાણે જગ્યાઓ કરી લીધી. આ આક્રમણકારી દેશોના રાજાઓએ ત્યાંની પ્રજાને કરારો, સંધિઓ, અને ઈજારાઓ કરી આપી પ્રજાની વ્યાપારી સાહસવૃત્તિને ખૂબ વિકસાવી, અને તે વિકાસ સાથે યુરોપે એશિયાના દેશોમાં પૂરો પગદંડો જમાવ્યો. યુરોપની સત્તાના છેડાઓ પૂર્વ સુધી વિસ્તૃત બને છે, અને એશિયાની રંગીન પ્રજા યુરોપના ગૌરાંગ દેવોની હકુમત નીચે પરાધીન બનવા લાગે છે.

### આપખુદ રાજાશાહીનો ઉદય

શરૂઆતમાં રાષ્ટ્રીય ભાવનાનો ઉદ્ભવ સંસ્થાનો મેળવવાની વૃત્તિમાંથી થયો, પરંતુ પછીથી તે જાળવી રાખવા અનેક યુક્તિ પ્રયુક્તિઓ અજમાવવી પડતી. યુરોપના દેશોએ દરિયાપાર સંસ્થાનોનું આર્થિક શોષણ કરવાની જે નીતિ ગ્રહણ કરી તેને અંગ્રેજીમાં Mercantalism કહેવામાં આવે છે. નાની પ્રજાઓ અને પ્રદેશોને મોટી પ્રજા અને દેશો ગળી જવા

લાગ્યા. આને પરિણામે ઘણા ટંટાઓ, તકરારો, અને યુદ્ધો થયાં. બ્રિટન, પ્રોવેન્કલ, અને સેવોયાડર્સને ફ્રાન્સે અપનાવી લીધી, સ્કોટીશ અને વેલ્સ પ્રજાને ઇંગ્લેન્ડે અપનાવી લીધી, કેટેલન્સ અને એન્ડેલુશીયન પ્રજાને સ્પેઇને અપનાવી લીધી. આમ બીજી પ્રજાઓનું સંયોજન થયું છતાં પણ તે દેશોની રાષ્ટ્રીય ભાવના અબાધિત રહી. આ ભેળસેળને અંગે કેટલાક દેશોમાં વાંધો ન આવ્યો, પણ બીજા કેટલાકમાં તો પ્રાંતીયતા વધી પડી અને તેથી આંતરિક લડાઇઓ પણ ચાલુ થઈ. ખાસ કરીને ઇટાલી અને જર્મનીમાં આ આંતરિક કલહોને અંગે પ્રજાકીય વિકાસનો અવરોધ થાય છે.

જેમ ઇંગ્લેન્ડમાં ટયુડર રાજાઓના આપખુદ રાજ્યે અંગ્રેજી સ્વદેશાભિમાન જાગૃત કર્યું, તેવી જ રીતે ફ્રાન્સમાં પણ બુરબોન વંશના રાજાઓએ ફ્રાન્સની સ્વદેશાભિમાનની વૃત્તિ ઉત્તેજીત કરી. બન્ને ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની આપખુદ રાજ્યપદ્ધતિમાં બહુ ફેરફાર ન હતો. ફ્રાન્સમાં આપખુદ રાજાશાહીનો ઉદય ઇંગ્લેન્ડ કરતાં જરા મોડો થયો હતો. ફ્રાન્સના આમવર્ગને ઉમરાવોના જુલ્મોથી બચવા માટે તથા બહારના દેશો સાથે વેપાર કરવા માટે રાજાઓનું રક્ષણ માગવું પડતું. રાજાઓ આ વખતમાં સર્વસત્તાવાન અને ધનવાન બન્યા હતા. ફ્રાન્સના ચૌદમા લુઇના રાજ્યદરબારનો ભપકો તથા દમામ અને તે વખતના શાહી વિલાસો તો આજ સુધી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

રાજાઓનો આવો ઝગમગતો દોરદમામ રાજ્યસત્તા ઇશ્વરદત્ત છે તેવું પ્રજામાં એક જાતનું માનસિક સૂચન પણ કરી શકતો. લુઈ ચૌદમો સગર્વ કહેતો કે " L' Etat C'est moi " ( હું પોતે જ રાજ્ય છું ). ફ્રાન્સની પ્રજા રાજાને તેના સ્વદેશાભિમાનનો આત્મા ગણતી. આ વખતનું રાજતંત્ર ઘણું જ એકહથ્થુ હતું. લશ્કરી તથા દરિયાઈ સૈન્ય ઘણાં જ મોટાં રાખવામાં આવતાં. રાજાની ઇચ્છા તે કાયદો, અને રાજા ગમે તેને મારી નાખે છતાં પણ પ્રજા હરફ સુદ્ધાં ન ઉચારી શકતી. ૧૬૧૪માં ફ્રાન્સની Estates

General બંધ પડી ગયેલ હતી. હયુજનોટસ પાસેથી તેઓ જે ધાર્મિક સ્વાતંત્ર્ય ભોગવતા હતા તે છીનવી લેવામાં આવ્યું અને તેના પર ઘણા અત્યાચારો થવા લાગ્યા. ફ્રાન્સમાં રાજાની આપખુદી તો ઈંગ્લેન્ડ કરતાં પણ અનેકગણી વધી ગઈ. પ્રજાપ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ આ આપખુદ રાજ્યોમાં બંધ પડે છે, અગર તદ્દન નબળી બની જાય છે.

ફ્રાન્સમાં આપખુદ રાજાશાહી લાંબો કાળ ચાલતી નથી. આપખુદતંત્રમાં એક હથ્થુ સત્તાથી જે ગેરફાયદાઓ થાય છે તે બધા ફ્રાન્સમાં જોવામાં આવ્યા. રાજા પોતે રાજ્યની તમામ આમદાની પોતાના જ વિલાસ અને મોજશોખમાં ઉડાવવા લાગ્યા. રાજાના લખલુટ ખર્ચાઓ, બેફામ ફનાગીરી, અને અનિયન્ત્રિત ઉડાઉગીરીથી રાજ્યની તીજોરીમાં ખાડાઓ પડવા લાગ્યા. રાજા એકના ખર્ચા પાછળ લશ્કર તથા બીજા રાજ્યવહીવટનાં ઉપયોગી ખાતાંઓ પોષાયા વગરનાં રહેતાં. રાજ્યમાં અંધાધુંધી, અરાજકતા, અને અવ્યવસ્થતાના અડ્ડાઓ જામ્યા. પરિણામે પ્રજામત આ સામે વિરૂદ્ધ થયો અને રાજકીય અસંતોષનો જબરજસ્ત જુવાળ ફાટી નીકળ્યો. આ જુવાળથી અનેક રાજાઓનાં રાજ્યાસનો ડગમગી ગયાં અને અનેક આપખુદ તંત્રો નાશ પામ્યાં.

સત્તરમી સદીમાં જે જુલ્મીતંત્ર અને આપખુદી ફ્રાન્સમાં હતી તેવીજ રશિયા, પ્રશિયા, ઓસ્ટ્રીયા અને યુરોપનાં બીજાં રાજ્યોમાં પણ જોવામાં આવે છે. શરૂઆતમાં રાષ્ટ્રવાદનો જુવાળ જર્મની અને ઈટલી જે નાનાં રાજ્યોથી વિભિન્ન હતાં તેમાં રાષ્ટ્રીય એકતા સ્થાપી ન શક્યો, પણ ઓગણીસમી સદીમાં આ એકતા ત્યાં જોવામાં આવે છે.

### બંધારણવાદનો વિકાસ

આધુનિક બંધારણવાદ ઇંગ્લેન્ડને આભારી છે તેમ કહીએ તો જરા-પણ અયોગ્ય નહિ ગણાય. ઈંગ્લેન્ડનો બંધારણવાદ અનેક વર્ષોથી ચાલી

આવતી રૂઢીઓનું પરિણામ છે તેમ કહેવામાં આવે છે. ઈંગ્લેન્ડમાં ઘણી સખ્ત રાજાશાહી અને આપખુદ તંત્ર હતું, છતાં પણ પ્રજાવાદી સંસ્થાઓ ત્યાં બંધ પડી ન હતી. ટયુડર વંશના રાજાઓના સમયમાં પણ પાર્લામેન્ટ તો ચાલુ જ રહી હતી. જ્યારે સ્ટુઅર્ટ રાજાઓ પાર્લામેન્ટ સામે થયા ત્યારે ઈંગ્લેન્ડની ધરતી ઉપર અણધાર્યા બનાવો ઉપસ્થિત થયા. પ્યુરીટન વર્ગ અને સાધારણ આમવર્ગના માણસો જેણે સ્વતંત્રતાનો આસ્વાદ લીધો હતો તેઓ સ્ટુઅર્ટોની આપખુદી સહન કરી શકયા નહિ. રાજાની નાણાંકીય મુશ્કેલીઓ તથા પ્રજાના એક વર્ગના ધાર્મિક અસંતોષને લઇને પ્રજાનો વિરોધ વધવા જ લાગ્યો. રાજાની સત્તા ઉપર આને લઇને બંધારણીય અંકુશો આવવા લાગ્યા. રાજા તથા પાર્લામેન્ટ વચ્ચેના ઝઘડાઓ ૧૬૪૨માં આંતરવિગ્રહનું સ્વરૂપ પકડે છે. ઑલીવર ક્રોમવેલે રાજા પાસેથી સત્તા ખુંચવી લઇ થોડો વખત સરમુખત્યારી સ્થાપી. ક્રોમવેલના વખતમાં પ્રજાસત્તાક સ્થાપવા ઈંગ્લેન્ડમાં પ્રયત્નો થયા. પરંતુ જ્યારે ઇ. સ. ૧૬૬૦માં ફરીથી રાજાને ગાદી સોંપવામાં આવી ત્યારે પાર્લામેન્ટે સંપૂર્ણ ધારાકીય અને નાણાકીય સત્તા પોતે મેળવી લીધી. ઇ. સ. ૧૬૭૯માં હેબીયસ કોરપસ ઍક્ટ પસાર થતાં માણસોનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય પણ જળવાવા લાગ્યું. આ પછી એક પછી એક કાયદાઓ પસાર થાય છે જે પાર્લામેન્ટને સર્વસત્તાવાન બનાવતા જાય છે.

## ૧૬૮૮નો બળવો

પાર્લામેન્ટે અંદર અને બહારની વસ્તુઓ પર પોતાની સત્તા વધારવાનું ચાલુ રાખ્યું. રાજા અને પ્રજા વચ્ચે સત્તાની ખેંચતાણમાંથી ૧૬૮૮નો બળવો થયો જેને Bloodless Revolution (લોહીવિહીન બળવો) કહેવામાં આવે છે, કારણકે આમાં પ્રજાના લોહીનું એક પણ ટીપું પાડયા વગર પ્રજાને અધિકારો મળે છે. આ બળવાને પરિણામે નાણાકીય અને ધારાકીય બાબતોમાં પાર્લામેન્ટની સત્તા સર્વોપરી છે તેમ ફરીથી નક્કી થયું.

* *

બીલ ઑફ રાઇટસ્ નામનો કાયદો પસાર થતાં રાજા પ્રજાએ પસાર કરેલ કોઇ પણ કાયદો રદ કરી શકે નહિ અગર મુલતવી રાખી શકે નહિ તેમ નક્કી કરવામાં આવ્યું. રાજાને અમુક વાર્ષિક સાલીયાણું બાંધી આપવામાં આવ્યું અને રાજાના રાજ્યમહેસુલ ઉપરના બધા હક્કો છીનવી લેવામાં આવ્યા. લશ્કર ચાલુ રાખવું કે કેમ તે પાર્લામેન્ટની ઇચ્છા ઉપર રહેતું અને આટલા માટે દર વર્ષે Mutiny Act પસાર કરવો પડતો.

૧૬૮૮ના બળવા પછી અંગ્રેજી રાજતંત્રમાં જે તત્ત્વો દાખલ થાય છે તે મહત્ત્વનાં છે. પ્રથમ તો પાર્લામેન્ટની સત્તામાં અનેક જાતનો વધારો થાય છે, રાજાની સત્તા નબળી પડે છે, પ્રધાનમંડળની સ્થાપના થાય છે, અને પક્ષપદ્ધતિનો ઉદ્‌ભવ થાય છે. ઓગણીસમી સદીમાં પાર્લામેન્ટમાં આમની સભા માટે મતાધિકાર વિસ્તૃત કરવામાં આવ્યો, અને ઉમરાવની સભાની સત્તા ઓછી થાય છે, અને પ્રધાનમંડળ વધુ સત્તાવાન બનવા માંડે છે.

### પ્રધાનમંડળ

બ્રિટિશતંત્રમાં પ્રધાનમંડળ મહત્ત્વનું સ્થાન લે છે. પ્રધાનમંડળ એ કારોબારી સત્તા ભોગવતું કાર્યવાહી મંડળ છે. પાર્લામેન્ટમાં જે પક્ષ બહુમતિમાં આવે તેમાંથી આ મંડળ બને છે. કાયદાઓના ખરડા દાખલ કરવાની અને આંતરવહીવટ તથા પરદેશનીતિ નક્કી કરવાની સત્તા પ્રધાનમડળના હાથમાં રહે છે.

પ્રધાનમંડળની પ્રથમ શરૂઆત સ્ટુઅર્ટ સમયમાં થાય છે. પહેલા જેમ્સના વખતમાં પાર્લામેન્ટ પોતાના પ્રધાનો ચૂંટી શકે તેવો વિચાર પણ અસ્તિત્વમાં ન હતો. પ્રધાનો તે રાજાના ચૂંટેલા પ્રધાનો રહેતા. ૧૬૪૨ના આંતરવિગ્રહમાં પણ પાર્લામેન્ટે આંતરવહીવટ પાર્લામેન્ટના સભ્યોના બનેલા એક મંડળને સોંપ્યો હતો. પણ જ્યારે બીજા ચાર્લ્સે રાજતંત્ર ચલાવવા જે મંડળ બનાવ્યું તે મંડળને પ્રધાનમંડળના શરૂઆતના દાખલા રૂપ ગણી શકાય. બળવા પછી રાજ્ય ચલાવવા માટે જ્યારે પાર્લામેન્ટની સભાઓ દર વર્ષે ભરવી પડતી ત્યારે પ્રધાનમંડળ એ સ્વાભાવિક જરૂરિયાતરૂપ થઇ પડ્યું.

વ્હીગ પક્ષે વીલીયમ ત્રીજાને ગાદીએ બેસાર્યો હતો. વ્હીગ પક્ષ બાહુમતીમાં પાર્લામેન્ટમાં હતો એટલું જ નહિ પણ વીલીયમ ત્રીજાનું અસ્તિત્વ આ પક્ષને આભારી હતું. આથી કરીને વીલીયમે વ્હીગ પક્ષમાંથી તેનું પ્રધાનમંડળ ચૂંટયું. વીલીયમે આમ કરવાથી પોતે પાર્લામેન્ટ સાથે સરળ સંબંધ રાખી શકશે તેમ માન્યું હતું. વીલીયમ પોતે રાજકાજમાં થોડો રસ લેતો અને આંતરિક બાબતોમાં બધો વહીવટ પાર્લામેન્ટને સોંપી દીધો હતો. માત્ર પરદેશનીતિ પોતાના હાથમાં રાખી હતી. આમ પરદેશનીતિ પર રાજાની લાગવગ વીસમી સદીની શરૂઆત સુધી જોવામાં આવે છે. રાજા પોતાના પ્રધાનો માત્ર એક જ વ્હીગ પક્ષમાંથી જ ચૂટે તે પ્રતિપક્ષવાળા જે ટોરી કહેવાતા તેને ગમ્યું નહિ. ઇ. સ. ૧૬૯૪માં એક કાયદો પસાર કરવામાં આવ્યો જેને Place Bill કહેવામાં આવે છે. આ પ્લેઇસ બીલના પરિણામે જે સભ્ય પ્રધાન તરીકે ચૂંટાય તેને પાર્લામેન્ટના સભ્ય તરીકે રાજીનામું આપવું જોઇએ તેમ નક્કી થયું. આ પછી બીજો કાયદો પસાર કરવામાં આવ્યો જેથી તેનો તે સભ્ય ફરીથી ચૂંટાઇને પાર્લામેન્ટમાં આવે તો તે સભ્ય પ્રધાન તરીકે ચાલુ રહી શકે તેમ નક્કી કરવામાં આવ્યું.

ઇ. સ. ૧૭૦૭ પછી રાજાને કોઇ પણ ખરડો નામંજૂર કરવાની સત્તા હતી તે ઉપયોગના અભાવે ભૂંસાઇ ગઇ. વીલ્યમ ત્રીજાને પણ આ નામંજૂર કરવાની સત્તાનો ઉપયોગ કદાપિ કરવાની જરૂર પડી ન હતી. પરિણામ એ આવ્યું કે ધારાવિષયક બાબતોમાં પાર્લામેન્ટની સત્તા સર્વોપરી બની ચૂકી હતી. ઇ. સ. ૧૭૧૧ માં ફરી પાછા બધા પ્રધાનો એક જ પક્ષમાંથી ચૂંટવાની જરૂરિયાત ઉભી થઇ. આ વર્ષની નવી ચૂંટાયેલ પાર્લાન્ટમાં ટોરીની બહુમતી હતી અને રાણી એને ટોરીપક્ષમાંથી બધા પ્રધાનો ચૂંટયા.

ઈ. સ. ૧૭૧૪ માં હેનોવર વંશના રાજાને ગાદી અપાવનાર પક્ષ પણ પણ વ્હીગ પક્ષ હતો. આથી ૪૭ વર્ષ સુધી જર્મન ઉત્પત્તિવાળા અંગ્રેજ

રાજાઓ વ્હીગ પક્ષની તરફેણમાં રહ્યા. અંગ્રેજ રીતભાતથી અજાણ્યા એવા પહેલા અને બીજા જ્યોર્જ પોતે પ્રધાનમંડળની સભામાં પ્રમુખ તરીકે કામ ન કરી શકવાથી કોઇ બીજાને પ્રમુખ તરીકે કામ કરવા આપતા. હમણાં સુધી વડા પ્રધાનનો અધિકાર અને હોદ્દો અંગ્રેજી બંધારણમાં કાયદેસર રીતે સમાવેશ પામ્યો ન હતો. ઈ. સ. ૧૭૨૧–૪૨ વૉલ્પોલના વખતમાં આ પ્રધાનમંડળ ખરેખર સત્તા ભોગવવા લાગ્યું અને રાજ્યનીતિ અને રાજ્યવહીવટની એકતામાં ઉમેરો કરવા લાગ્યું. વૉલ્પોલના મુખ્ય પ્રધાનપણા હેઠળ બ્રિટિશ પ્રધાનમંડળે જો કે તે કાયદેસર રીતે તે અમાન્ય હતું છતાં પણ અમુક રૂઢી અને પ્રથાઓ કેળવી હતી. આ પ્રથાઓમાં પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારી, એકતા, અને નાણાંખાતાના પ્રથમ પ્રધાન એ પ્રધાનમંડળની એકતા સાધનાર કડી તરીકે રહે વગેરે વસ્તુઓનો સમાવેશ થાય છે. વ્હીગ પક્ષના ઉમરાવોને પણ પ્રધાનમંડળમાં લેવામાં આવતા. વૉલ્પોલે અનેક યુક્તિઓ અજમાવી પોતાના પક્ષની બહુમતી ચાલુ રાખી અને વૉલ્પોલનું પ્રધાનપદું સફળ ગણાવા લાગ્યું. સમય જતાં લગભગ સો વર્ષ પછી રાજાના ચૂંટાયેલા પ્રધાનો પાર્લામેન્ટના ચૂંટાયેલા પ્રધાનો બને છે, અને આજ પણ ઈંગ્લૅન્ડમાં પ્રધાનોને રાજાના પ્રધાનો કહેવામાં આવે છે.

## પ્રધાનમંડળનો વિકાસ

ઇ. સ. ૧૭૬૦ માં જ્યારે ત્રીજો જ્યોર્જ ગાદીએ આવ્યો ત્યારે વૉલ્પોલ રાજનીતિની તેણે સખ્ત પરીક્ષા કરી. આ વખત સુધીમાં તો ટોરીપક્ષની સ્ટુઅર્ટ રાજાઓ પ્રત્યેની વફાદારી ઓગળી જવા લાગી. ટોરીઓ હેનોવર રાજાઓને વફાદાર થઈ ચૂક્યા હતા. ટોરીવાદ એ બ્રિટિશ રાજ્યગાદી તરફની વફાદારી અને ભક્તિભાવમાં ફેરવાઈ ગયો, પરિણામે રાજાના મિત્ર-, પક્ષમાંથી પ્રધાનો આવવા લાગ્યા. વ્હીગ પક્ષ જે રાજાની સત્તામાં અંતરાય રૂપ હતો તેમની ઉપર ટોરીપક્ષે રાજાના મિત્રપક્ષ બનીને જીત મેળવી.

શરૂઆતનાં ૪૦ વર્ષ સુધી જે સત્તા છીનવાઇ ગઇ હતી તે જ્યોર્જ ત્રીજાએ ઘડીભર પાછી લઇ લીધી હતી. પણ અમેરીકાના સંસ્થાનોનો બળવો અમેરીકા સાથેના યુદ્ધમાં થયેલ ગેરવ્યવસ્થા અને પરાજયથી વૉલ્પોલ પદ્ધતિ પ્રમાણે સ્થાપિત થયેલ પ્રધાનમંડળના રાજતંત્રની સામે પ્રત્યાઘાતો થવા લાગ્યા. આ વખતે પાર્લામેન્ટમાં થતાં ભાષણો અને રીત બાબતમાં અખબારોમાં ખબરો છાપવા માટે પરવાનગી આપવામાં આવતાં પાર્લામેન્ટ અને રાજતંત્રમાં જાહેરપ્રજા સારો રસ લેવા લાગી. યન્ગરપીટ એ નવા ટોરીપક્ષનો હતો છતાં પણ વૉલ્પોલે સ્થાપિત કરેલ પ્રધાનમંડળના રાજ્યતંત્રને તેણે સંગીન રીતે ટકાવી રાખ્યું. નવો ટોરીપક્ષ વીલીયમપીટને ફ્રાન્સ સામેની લડાઇ બાબતમાં ખૂબ મદદરૂપ થયો. વ્હીગપક્ષે આ વખતે સત્તાધિકારમાં ફેરફારો કરવા માટે ચળવળ ઉપાડી. ત્રીજો જ્યોર્જ ઘણી વખત ગાંડો થઇ જતો જેથી પ્રધાનમંડળને શીરે ઘણીખરી જવાબદારી આવી પડતી. આ પછી ચોથો જ્યોર્જ ( ઈ. સ. ૧૮૨૦–૩૦ ) અને ચોથો વીલીયમ ( ૧૮૩૦–૩૭ ) આવ્યા જે પ્રધાનમંડળે સ્થાપિત કરેલ પ્રથાઓ તોડી પાડવા ઘણાજ નબળા નીવડયા. ઈ. સ. ૧૮૩૦માં વ્હીગપક્ષ ફરીથી બળવાન બન્યો અને બહુમતીમાં આવ્યો. તેઓએ ચલાવેલ રાજતંત્ર સદરહુ પદ્ધતિ પ્રમાણે હતું. પણ તેઓએ પોતાના પક્ષનું નામ વ્હીગને બદલે "લીબરલ" રાખ્યું, અને ટોરીપક્ષે પોતાનું નામ "કોન્ઝરવેટીવ" રાખ્યું. ઈંગ્લેન્ડમાં આ બન્ને પક્ષોએ એક પછી એક રાજ ચલાવેલ છે. પ્રધાનો સર્વપક્ષમાંથી એક પક્ષમાં આવતા અને બધા પાર્લામેન્ટના સભ્યો રહેતા. આમ પ્રધાનમંડળનું તંત્ર દ્વિપક્ષવાદી તંત્ર બને છે.

રાણી વિક્ટોરીયાએ શરૂઆતમાં પ્રધાનોની ચૂંટણી તથા રાજ્યનીતિ ઉપર સત્તા મેળવવા પ્રયત્નો કર્યા. પણ સ્થિતિચૂસ્ત ઈંગ્લેન્ડ એમ નમતું આપે તેમ હતું નહિ. છતાં પણ અમુક પ્રધાનો દ્વારા વિક્ટોરીયાએ આડકતરી રીતે પોતાની લાગવગ ચાલુ રાખી. વિક્ટોરીયાયુગ પુરો થતાં સુધીમાં

તો બ્રિટીશરાજાએ પ્રધાનમંડળના રાજ્યને અપનાવી લીધું હતું. આમ પ્રધાનમંડળના વિકાસની અવસ્થાઓ જોવામાં આવે છે. બ્રિટીશ પ્રધાન-મંડળનો વિકાસ જાણવો આવશ્યક છે કારણ કે ઇંગ્લેન્ડ એ પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિની જન્મભૂમિ છે, અને યુરોપના ઘણા દેશોએ આ પદ્ધતિનું અનુકરણ કર્યું હતું.

## રાજ્યઉત્ક્રાન્તિની છેલ્લી અવસ્થા

રાજ્યના વિકાસમાં શરૂઆતમાં અમુક પ્રસંગો અમુક ઉદ્દેશને લઇને બનતા જોવામાં આવે છે. પ્રધાનમંડળ એ સ્વેચ્છાથી ઉપજાવેલ સંસ્થા ન હતી, પણ તેનો સંજોગોવશાત્ સ્વાભાવિક વિકાસ થાય છે. પ્રજાવાદી રાજ્યતંત્રના વિકાસમાં જાણીબુજીને કરેલા પ્રયત્નો આપણને ૧૭૮૭માં જ્યારે અમેરીકાના ૧૩ પ્રાન્તો સંયોજીત બની સમૂહતંત્ર સ્થાપે છે તેમાં મળે છે. પ્રાચીન ગ્રીસ અને મધ્યયુગી યુરોપમાં સમૂહતંત્રના દાખલાઓ જોવામાં આવે છે. પણ આ યુગમાં અમેરીકાનું રાજ્યતંત્ર એ પ્રથમ તંત્ર છે જેમાં સમૂહતંત્રવાદનો સિદ્ધાંત ગ્રહણ કરવામાં આવ્યો છે. આ સિવાય અમેરીકાનો દાખલો લઇને બીજાં ઘણાં રાજ્યોએ બળવો કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું, અને વડા તરીકેની સત્તા પ્રમુખના હાથમાં આપી. સ્પેઇન અને પોર્ટુગાલનાં સંસ્થાનોએ ૧૯મી સદીની શરૂઆતમાં બળવો કરી પ્રજાસત્તાક તંત્ર સ્થાપ્યું. આ સંસ્થાનોએ તેના આદર્શ તરીકે અમેરીકાના યુનાઇટેડસ્ટેટસનું તંત્ર લીધું. ૧૯મી સદીના માણસોના આર્થિકજીવનમાં યંત્રયુગથી મહત્વના ફેરફારો થયેલા જોવામાં આવે છે. બંધારણકર્તાઓના દૃષ્ટિકોણમાં પણ આની અસર થયેલ જોવામાં આવે છે.

## પ્રમુખપદ્ધતિનું રાજ્ય

અમેરીકાનાં તેર રાજ્યોએ એવા પ્રકારનું તંત્ર સ્થાપ્યું હતું કે જેમાં તેઓ સંપૂર્ણ આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતાં હતાં અને સર્વસામાન્ય બાબતો જેવી કે પરદેશનો વેપાર તથા પરદેશનીતિ વગેરેમાં તેઓ ભેગાં મળીને કામ

કરતાં. લાંબી દૃષ્ટિવાળા માણસો જેને બંધારણ ઘડવું હતું તેને વાસ્તવિક અને લાંબો કાળ ટકી શકે તેવું ઐક્ય ભોગવતું સમૂહતંત્ર જોતું હતું. ઘણી ચર્ચા અને વિચારને પરિણામે તેઓએ બંધારણ ઘડી કાઢ્યું જે આ નવા રાજ્યના પાયારૂપે હતું. આ રાજ્યના વડા એ પ્રજાએ ચૂંટી કાઢેલા પ્રમુખ રહે છે, જેની મુદત ચાર વર્ષની રહે છે. પ્રમુખ પોતાનું પ્રધાનમંડળ ચૂંટે છે. પ્રધાનો કે પ્રમુખ ધારાસભામાં સભ્યો રહેતા નથી. અમેરીકાના યુનાઇટેડ-સ્ટેટ્સનું પ્રધાનમંડળ એ બ્રિટિશ પ્રધાનમંડળ કરતાં ઘણીરીતે જુદું રહે છે. યુનાઇટેડસ્ટેટ્સનું બંધારણ સત્તાના વિભાગીકરણના સિદ્ધાંતે રચાયું હતું, જ્યારે બ્રિટનમાં સત્તાનું એકીકરણ જોવામાં આવે છે.

## ઔદ્યોગિક ક્રાન્તિ ( Industrial Revolution )

રાજતંત્ર સ્વેચ્છાથી રચવાના પ્રયત્નો ઉપરાંત આધુનિક રાજ્યના ઘડતરમાં ઔદ્યોગિક ક્રાંતિએ પણ સારો ફાળો આપેલો છે. મુડીવાદી હિતોનું સંરક્ષણ, માલ બનાવવાનાં કારખાનાંઓનો વિકાસ, મજૂરી ઉપર નભતો મજૂરવર્ગ, ઔદ્યોગિક શહેરોની આજુબાજુ ગંદા વાતાવરણમાં તેમનું રહેઠાણ, ગરીબાઈ, તથા વર્ગભેદ વગેરે વસ્તુઓ એવા ફેરફારોનું પરિણામ હતું કે જે સ્વેચ્છાપૂર્વક તથા સ્વાભાવિક રીતે ઉપસ્થિત થયા ન હતા. આ બધા ફેર-ફારોનો સરવાળો એટલે ઔદ્યોગિક ક્રાન્તિ. આ ક્રાન્તિની શરૂઆત અઢારમી સદીના ઉત્તરાર્ધમાં બ્રિટનમાં થઈ. ઉપરાંત યુરોપ અને અમેરીકા પણ આ અસરમાંથી વિમુક્ત રહ્યાં નહિ. ઔદ્યોગિક ક્રાન્તિના પરિણામે જાતબુદ્ધિ અને કૌશલ્ય ઘટયાં, જાતમહેનત અને મજુરી ઓછાં થયાં, ઘેર બેઠાં કામ કરવાના ગૃહઉદ્યોગો નાશ પામ્યા; તેને બદલે કારખાનાંઓ થયાં, અને રેલ્વે તથા સ્ટીમરોનાં વાહનો થતાં માલ લઈ જવા લાવવા માટે સારી સગવડના થાય છે.

આ ફેરફારોથી મુડીવાદનો વિકાસ ઝડપ થયો, લાખોપતિઓ અને લક્ષ્મીનંદનોનો રાફડો ફાટયો, જીવનનું ધોરણ ઉંચું થયું અને ખર્ચાળ પણ

બન્યું. આ ફેરફારોએ મનુષ્યનો એકબીજા વચ્ચેનો સંસર્ગ વધાર્યો, અને ઉદ્યોગપતિઓના હાથમાં ઘણા માણસોની જીવનદોરી આવી પડી. આજના રાજકારણનો સમૂહવાદ ( Colloctivism ) આ યંત્રયુગનું પરિણામ છે. મુડીવાદીઓ પોતાનાં હિતો કેળવવા માટે બહારના પરદેશી બજારોમાં વ્યવહાર અને વેપાર જમાવવા લાગ્યા અને કાચો માલ ખરીદવા લાગ્યા. આ ઔદ્યોગિક ક્રાન્તિમાંથી એક વાદ ઉપસ્થિત થયો, જેને સામ્રાજ્યવાદ તરીકે ઓળખવામાં આવે છે. ફેકટરીજીવનના પ્રત્યાઘાતો પણ ઘણા થયા છે, જેમાં સામ્યવાદ એ મુખ્ય ગણાય છે. ઔદ્યોગિક ક્રાન્તિથી આધુનિક રાજ્યને પ્રજાતંત્રવાદ તરફ વળવા માટે વધુ ઢોળાવ મળ્યો છે.

### રાજકીય ફેરફારો

આધુનિક રાજ્યવિકાસમાં આવા અનેક જાતના ફેરફારો થયા કરતા હતા. રાજ્ય ઘડતરમાં ૧૯ તથા ૨૦મી સદીનાં શરૂઆતનાં વર્ષોમાં થયેલા ફેરફારો બ્રિટિશ રાજતંત્ર તપાસતાં માલુમ પડે છે. ૧૮૩૨, ૧૮૬૭, ૧૮૮૪, ૧૯૧૮, ૧૯૨૮, અને બીજા કેટલાક સ્થાનિક તંત્ર માટેના કાયદાઓથી મતાધિકારનું પ્રમાણ ૨૦%થી ૭૦% સુધી વધારવામાં આવેલું છે. ઉપરાંત ફ્રીટ્રેઈડ ઍકટસ, જોઈન્ટ સ્ટોક કમ્પની ઍકટસ, ફેકટરી ઍકટસ, તથા બીજા કેટલાક કાયદાઓ પસાર થાય છે જેથી બ્રિટિશ રાજતંત્રમાં પ્રજાનો અવાજ વધુ જોરદાર બને છે. ઈ. સ. ૧૯૧૧ના પાર્લામેન્ટ ઍકટથી બ્રિટિશ બંધારણમાં મહત્ત્વના ફેરફારો થાય છે. ૧૯૨૦ના કાયદાથી આયર્લૅન્ડમાં એક સ્વતંત્ર પાર્લામેન્ટની સ્થાપના કરવામાં આવેલી છે અને ૧૯૨૨ની સંધિ થતાં આયર્લૅન્ડને સ્વતંત્ર બનાવવામાં આવે છે. બ્રિટિશ બંધારણનાં આધુનિક નવાં તત્ત્વોમાં પ્રધાનમંડળની સરમુખત્યારી, પાર્લામેન્ટની સત્તામાં ઘટાડો, અને નોકરશાહીનો મોટા પ્રમાણમાં વિકાસ જોવામાં આવે છે. રાજકીય પક્ષોના જુદા જુદા હેતુઓ અને કાર્યક્રમો, મતદારમંડળનું કદ અને વિસ્તાર, જાહેર કેળવણી, અને રાજ્યના આર્થિક અને રાજકીય પ્રશ્નોમાં પ્રજાને જાગેલો રસ વગેરે વસ્તુઓ આધુનિક રાજ્યમાં થયેલા ફેરફારો સૂચવે છે.

## ફ્રેન્ચ વિપ્લવ

બ્રિટન કરતાં ફ્રાન્સે આધુનિક રાજ્યઘડતરમાં કાંઈક જુદા જ પ્રકારનો ફાળો આપેલો છે. યુરોપમાં સ્વતંત્રતા, સમાનતા, અને ભ્રાતૃભાવની રણભેરી પ્રથમ ફ્રાન્સે ફુંકી છે, પ્રજાસત્તાકની સ્થાપના પ્રથમ ફ્રાન્સે કરી છે, આમ-જનતાને ઝળકતો વિજય પ્રથમ ફ્રાન્સે અપાવેલ છે. વિપ્લવ, ક્રાન્તિ, અને બળવાની ભૂમિ તરીકે ફ્રાન્સનો ભૂતકાળ જાણીતો છે. ફ્રાન્સમાં શરૂઆતમાં રાજાઓનું જુલ્મીતંત્ર હતું. આ જુલ્મીતંત્રમાં ફ્રાન્સે ઠીક પ્રગતિ પણ કરી હતી. દરિયાપારનો વેપાર ફ્રાન્સે ખીલવ્યો હતો, અને સંસ્થાનો પણ મેળવ્યાં હતાં. ફ્રાન્સના આર્થિક સ્થિતિમાં ફેરફારો થયા હતા. ફ્રાન્સમાં રાજાની આજુબાજુ સમૃદ્ધ એવો મુડીવાદી ઉમરાવવર્ગ જમા થયો હતો. ઉમરાવોની આ કિલ્લેબંદી સામાન્ય પ્રજાજનોથી અભેદ્ય હતી. ઉમરાવોને અનેક જાતના અધિકારો પણ આપવામાં આવ્યા હતા. ફ્રેન્ચ પ્રજાનો મોટો ભાગ અત્યંત ગરીબીમાં સબડતો હતો. ફ્રાન્સની પ્રજાના છેલ્લા વર્ગમાં મધ્યમ વર્ગ (Bourgeoise)નો પણ સમાવેશ થતો હતો. આ વર્ગની સભા જેને Third Estate કહેવામાં આવતી હતી તેની બેઠક ઈ. સ. ૧૬૧૪ પછી મળી જ ન હતી. રાજાના લખલૂટ ખર્ચાઓ, ભારે લડાઈઓથી વધી ગયેલા કરવેરા, અને માણસોની ગરીબ સ્થિતિ લગભગ અંતીમ અવસ્થાએ પહોંચ્યાં હતાં. ઉમરાવોની સત્તાઓ અબાધિત બનતી હતી અને રાજ્યના અમલદારો તથા ઉમરાવો ગરીબવર્ગ પાસેથી ફરજીઆત વેઠ (Corvee) લેતા હતા. પ્રજા ઉપરના કરવેરા, તેની ગરીબી, અને આર્થિક વિટંબણાઓનો બોજો એટલો બધો વધી ગયો કે પ્રજા કોઈ પણ રીતે તે સહન કરી શકે તેમ હતી નહિ. બીજી તરફથી અમેરીકાએ પોતાના સ્વાતંત્ર્ય માટે યુદ્ધ લડીને ફ્રાન્સને મોટી પ્રેરણા આપી હતી. આ બધાનો જબરજસ્ત પ્રત્યાઘાત થયો અને ફ્રાન્સમાં ઐતિહાસિક રાજકીય વિપ્લવનો જ્વાળામુખી ફાટી નીકળ્યો, જેમાં ઉમરાવશાહી અને રાજાશાહી બન્ને ભસ્મીભૂત બન્યાં. બળવા પછી ફ્રાન્સે પ્રજાસત્તાક સ્થાપ્યું અને ઘણા રાજકીય અખતરાઓ

કર્યા. શરૂઆતમાં એક ધારાસભા, પછી બે ધારાસભા, પ્રાથમિક કાયદાની જુદી જુદી યોજનાઓ તેમજ અનેક પ્રકારના સ્થિતિચુસ્ત અને સ્થિતિ-સ્થાપક તંત્રોના અખતરા થયા. ૧૯ મી સદીમાં શરૂઆતમાં ફરી પાછી ફ્રાન્સની પ્રજા બળવો અને તેના પ્રત્યાઘાતો વચ્ચે ઝોલાં ખાતી હતી. છેવટે જ્યારે ૧૮૭૧માં ત્રીજું પ્રજાસત્તાક સ્થપાય છે, ત્યારે ફ્રાન્સને સ્થાયી તંત્ર મળે છે. આમ હોવા છતાં પણ ફ્રાન્સમાં રાજકીય ફેરફારો આજ સુધી બન્યા જ કરે છે. ફ્રાન્સનું રાજકારણ આજ સુધી પ્રવાહી અવસ્થામાં રહેલ છે. ફ્રાન્સનાં પ્રધાનમંડળો પરપોટા જેવાં અસ્તિત્વ ધરાવે છે. કેટલાંક પ્રધાન-મંડળો માત્ર બે દિવસનું અસ્તિત્વ ભોગવી લય પામે છે. આધુનિક રાજ્યના ઘડતરમાં અમેરિકા અને ઈંગ્લેન્ડ પછી ફ્રાન્સનો ફાળો ઘણો જ મોટો છે.

## રશીયન બળવો

ફ્રેન્ચ વિપ્લવ પછી બીજો તેના જ જેવો ભિષણ અને ભયંકર વિપ્લવ રશિયામાં વીસમી સદીની શરૂઆતમાં થાય છે. ફ્રાન્સમાં જે સ્થિતિ વિપ્લવ પહેલાં હતી તેવીજ બલ્કે વિશેષ ખરાબ સ્થિતિ રશીયામાં હતી. રશીયાની ઝારશાહી તેના જુલ્મો માટે જગપ્રસિદ્ધ બની ચૂકી હતી. જ્યાંજ્યાં જુલ્મો અને આપખુદી હદ ઉપરાંત થયાં છે ત્યાં તેના પ્રત્યાઘાતો પણ તેવાજ સ્વરૂપમાં જોવામાં આવે છે. ફ્રાન્સની જેમ રશીયાએ શાહી કુટુમ્બનો નાશ કર્યો હતો અને લોહીની નીકો વહાવી હતી.

ઈંગ્લેન્ડ જે ન કરી શક્યું તે અમેરીકાએ કર્યું, અમેરીકાથી જે અશક્ય બન્યું તે ફ્રાન્સે કર્યું, અને ફ્રાન્સથી જે પાર ન પડ્યું તેની રશીયાએ પૂર્ણતા સાધી. રશીયામાં કાર્લ માકર્સની અસરતળે લેનીને સામ્યવાદનો પ્રચાર કર્યો અને ઝારશાહીનો અંત લાવવા માટે સામ્યવાદી બળવો કરી જગતના રાજકરણમાં નવો જ ચીલો પાડ્યો. રશીયાનું સામ્યવાદીતંત્ર એ જગતના રાજકારણમાં નવોજ અખતરો છે. આ અખતરાની સફળતા માટે શરૂઆતમાં બધાને શંકા હતી. પણ સ્ટેલીનના આધિપત્ય હેઠળ આ

તંત્ર સફળ બન્યું છે, અને આજે રશીઆ સ્વાયત્તદેશ બનેલ છે. રશિયામાં આજે એક વર્ગ છે, અને તે વર્ગ શ્રમજીવીઓનો છે. રશિયાની સરમુખત્યારી એ શ્રમજીવીઓની સરમુખત્યારી કહેવાય છે. રશિયાની રાજકીય ફીલસુફી આંતરરાષ્ટ્રીય છે. વર્ગવિહીનતા એ રશિયાના આધુનિક તંત્રની લાક્ષણિકતા છે.

## રાજ્ય અને રાજકીય વિપ્લવો

ફ્રાન્સ અને રશીઆના વિપ્લવો જોતાં પ્રથમ એક વસ્તુ સામાન્ય રીતે જોવામાં આવે છે કે માણસો લાંબો વખત અમુક જુલ્મો સહન કરે છે. વિપ્લવ કરવા માટે માણસોને સહજ ઇચ્છા કદાપી થતી નથી, પણ જ્યારે તેમને એમ થાય છે કે હવે તેમની સહનશક્તિનો અંત આવે છે ત્યારે માણસો રાજતંત્રમાં ફેરફારો કરવા માગણી કરે છે. આ વખતે રાજ્ય ડાહ્યું હોય તો અમુક છુટછાટો આપી પ્રજાને વિપ્લવમાંથી બચાવી શકે, પણ રાજ્યશાસકો મદાંધ બન્યા હોય અને ઉલટા પ્રજાને કચડવા માટે વધુ તત્પર થાય ત્યારે જ બળવો ફાટી નીકળે છે. વિપ્લવો પહેલાં હંમેશાં માણસોમાં એક જાતની રાજકીય જાગૃતિ જોવામાં આવે છે. માણસોનો રાજકીય અને આર્થિક અસંતોષ તાત્કાલિક નથી હોતો પણ તેની પાછળ હમેશાં લાંબો ઇતિહાસ પડેલો હોય છે, અને માણસોને એમ થાય કે હવે બળવો કર્યા વગર છૂટકો જ નથી ત્યારે બળવો થાય છે. વિપ્લવો થતાં તેનો આઘાત અને પ્રત્યાઘાત બન્ને થવા પામે છે. બળવા પછી રાજકીય સત્તાની કેમ વ્યવસ્થા કરવી એ ઘણીવાર મુશ્કેલ બને છે. ઘણી વખત તો બળવો કરનારાઓને બળવો કર્યા પછી શું કરવું તેની ખબર હોતી નથી. આજના ઘણાખરા પ્રજાવાદીતંત્રોમાં રાજતંત્રમાં ફેરફારો કરવા માટે અમુક બચાવ ચાવીઓ પણ હોય છે, જે ચાવીઓનો બળવો થતાં પહેલાં ઉપયોગ થાય તો બળવો અટકી શકે છે.

મનુષ્યઇતિહાસમાં ભાગ્યેજ ૫૦ વર્ષ ગયાં હશે જ્યારે રાજકીય ઉથલ-પાથલ નહિ થયેલ હોય. આ બધાનો સાર એ છે કે જ્યારે માણસોનું ધૈર્ય

શક્તિ, અને સહનશીલતાનો અંત આવે છે ત્યારેજ તેમાંથી વિપ્લવના ભયંકર ઉછાળા મારતાં મોજાંઓ જન્મે છે, અને ચાલુતંત્રને તોડી પાડે છે. વિપ્લવ પછીના અમુક સમયમાં જ્યારે રચનાત્મક કાર્ય થતું હોય ત્યારે પણ માણસોને ઓછું સહન કરવું પડતું નથી. પરંતુ આ વખતે તો ખરાબ વસ્તુ નાશ કર્યાના આનંદમાં અને ભવિષ્યમાં આવવાના સુખની આશામાં આ આ દુઃખોના ડંખો જણાતા નથી. આધુનિક રાજ્યના વિકાસમાં ઈગ્લૅન્ડ, અમેરિકા, ફ્રાન્સ, અને રશિયાના વિપ્લવોએ ઘણો મોટો ફાળો આપેલો છે.

## આધુનિક રાજ્યમાં સામાજીક પ્રગતિ

આધુનિક રાજ્ય એ પ્રગતિશીલ રાજ્ય ગણાય છે. પ્રગતિ એ વધુ સારાં પરિણામો મેળવવાની દિશામાં થતા પ્રયત્નો છે, અને આ પ્રયત્નો ત્રણ રીતે થતા જોવામાં આવે છે. જ્ઞાનનો પ્રચાર, જ્ઞાનપ્રચારને લઇને થતો સત્તામાં વધારો, અને જનતાના સુખ માટે જ્ઞાન અને સત્તાનો વધુ ઉપયોગ. યંત્રો થતાં સુખસગવડતા વધ્યાં છે, વ્યવહારનાં સાધનો વધ્યાં છે, ઉત્પન્ન પણ વધેલ છે અને જગતમાં કોઈ પણ વખતે નહિ તેમ જગત નજીક આવતું જણાય છે. આજે લંડન, પેરીસ, બર્લીન, ન્યુયોર્ક કે મોસ્કોમાં બનતા બનાવો ક્ષણભરમાં દુનિયામાં જાણીતા બને છે. આજે જગતના બાહ્ય ઐહિક જીવન માટે વિજ્ઞાને ઘણી જરૂરીઆતો ઉભી કરેલ છે અને સાથે સગવડતાઓ પણ આપેલ છે. કહેવાય છે કે મનુષ્ય–પ્રગતિની ગતિ સીધી નથી પણ ચક્ર રૂપે તે ચાલે છે. એટલે ગણિતની દૃષ્ટિએ મનુષ્યપ્રગતિના સરવાળા બાદબાકી કરશું તો તેમાંથી બહુ આશાજનક આંકડાઓ મળતા નથી. પણ આજે ફેરફારો થઇ રહ્યા છે તે તદ્દન નિરાશાજનક તો નથી જ. આજે કોઇ દિવસ નહિ તેમ વિશ્વબંધુત્વનો આદર્શ વધુ કાર્યસાધક બનતો હોય તેમ જણાય છે.

## પ્રકરણ ૭ મું

# રાજ્યસત્તા અને કાયદાનો વિકાસ

### રાજ્યસત્તા

**રાજ્ય** પોતે બનાવેલા કાયદા અને કાનુનોના ધોરણ પ્રમાણે તેની સત્તાનો અમલ કરે છે. આ સત્તાના અમલ પાછળ રાજ્ય પાસે એક જાતનું બળ રહે છે, જે બળ નૈતિક કે બૌદ્ધિક નથી પણ નર્યું શારીરિક બળ છે. રાજ્યને બે પ્રકારની ઇચ્છાનો સામનો કરવાનો રહે છે. પ્રથમ રાજ્યની અંદરના પ્રજાજનોની ઇચ્છાનો અને બહારથી બીજાં રાજ્યોની સંયુક્ત ઇચ્છાનો. ગમે તેમ કહીએ પણ રાજ્ય સત્તા વગર ચાલી શકતું નથી. પ્રજા હજુ પોતાની સામાજીક જવાબદારીઓ આપમેળે સમજી શકતી નથી. એટલે બળ અને સત્તાદ્વારા રાજ્યને તેનો અમલ કરાવવો પડે છે. જુદાં જુદાં હિતો ધરાવતાં મનુષ્યો અને સંસ્થાઓ ઉપર છેવટની રાજ્ય જેવી એક સર્વોપરી સંસ્થા વગર ચાલી શકે એમ નથી. વિશ્વમાં બધાં મનુષ્યો હજુ એક કુટુમ્બવત્ રહી શકતાં શિખ્યાં નથી. મનુષ્યમાં અહં, લડાયકવૃત્તિ, અને મિલ્કત મેળવવાની તથા તે એકઠી કરવાની વૃત્તિ હજુ તેના તે પ્રાથમિક સ્વરૂપમાં જોવામાં આવે છે, આ વૃત્તિ જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી સત્તા વગરની રાજકીય સંસ્થા સફળ બને તે માનવું અશક્ય છે.

રાજ્યસત્તા એ પ્રજાની માગણીઓ સંતોષી શકવાની શક્તિમાંથી ઉદ્ભવવી જોઇએ. રાજ્યમાં બધી સામાજીક સંસ્થાઓને અસ્તિત્વ ભોગવવાનો અધિકાર હોય છે તે ખરું, પણ આ સંસ્થાઓ વચ્ચે વિસંવાદ ન થવા દે અગર તો એવું ઘર્ષણ ન થવા દે કે જેથી સામાજીક હિતને નુકસાન પહોંચે એટલા પુરતી આ બધી સંસ્થાઓ ઉપર સત્તા ભોગવતી એક રાજ્ય જેવી

સર્વોપરી સસ્થાની જરૂર રહે છે. માણસોમા શાંતિ, સુખ, વ્યવસ્થા અને સલામતી જાળવવા માટે રાજ્ય એક જ એવી સસ્થા છે કે જે બીજી બધી સસ્થાઓ કરતાં વધુ સફળ નીવડેલ છે. આ કારણથી રાજ્ય એ સામાજિક સસ્થાનો સૌથી અગત્યનો વિભાગ છે. રાજ્યસત્તા આથી એવી જરૂરી વસ્તુ જણાયેલ છે કે તેના અનુપાલન અને અસ્તિત્વ માટે દરેક પ્રજાજનને પોતાના વ્યક્તિગત સ્વાતંત્ર્યનો અમુક અંશે ભોગ આપવો આવશ્યક બને છે

## રાજકીય બહુત્વવાદ ( Politicel Pluralism )

રાજ્ય એ સર્વોપરી સસ્થા હોવાથી પ્રજાજન અને તેના વર્ગોના હિતો માટે તે બેદરકાર રહે તોપણ પ્રજાએ તેને વફાદાર રહેવુ જોઇએ એ મત આજે ટકી શકતો નથી આજે એવો મત ઉદ્ભવેલ છે કે પ્રજાના જુદા જુદા મડળો અને સસ્થાઓ એ ઐતિહાસિક અને વ્યાવહારિક દૃષ્ટિએ પ્રજાના હિતોનુ સરક્ષણ કરવા માટે જરૂરી છે, અને રાજ્યને આ બધા મડળોએ મદદરૂપ રહેવુ જોઇએ આ મતને રાજકીય બહુત્વવાદ કહેવામા આવે છે મધ્યયુગના વેપારીમડળો અને સસ્થાને રાજ્ય બહારની કેટલીક સસ્થાઓ સાથે સબધ રહેતો, જે આ મડળો ઉપર સત્તા પણ ભોગવતી આવા અનેક દૃષ્ટાતો ઉપરથી પ્રો મેઇટલેન્ડ તથા જર્મનીના ગીઅર્કે એવો સિદ્ધાંત ફેલાવ્યો કે માત્ર રાજ્ય એ જ સામાજિક વ્યવસ્થા માટે એકલી સસ્થા નથી અને રાજ્ય એક પાસે જ કાયદા કરવા વગેરે સત્તાનો ઇજારો રહેવો ન જોઇએ દેશમા જ્યા અનેકવિધ હિતો હોય ત્યા તે બધા હિતોની સયુક્ત ઇચ્છાનુ રાજ્ય કદાપી પ્રતિનિધિત્વ ભોગવી શકે નહિ આ મત સર્વમાન્ય થયો નહિ, પણ એક વસ્તુ તેમાથી બહાર આવી કે રાજ્ય પાસે સર્વોપરી સત્તા હોય એટલે તેનો આપખુદ રીતે પ્રજાના હિત વિરુદ્ધ તે કદાપી ઉપયોગ કરી શકે નહિ.

રાજ્યસત્તા એ પ્રગતિની ભૂમિકા રહેલી જોઇએ અને સ્વતત્રતાના મતરૂપ હોવી જોઇએ રાજ્ય એ સમાજમા વિરોધી અને જુદા જુદા હિતો

વાળા મંડળો અને સંસ્થાઓ વચ્ચે સામ્ય સાચવી રાખનારી સંસ્થા માત્ર નથી, પણ આ મંડળો અને સંસ્થાઓ વચ્ચે ઐક્ય અને સંવાદ સ્થાપનારી સંસ્થા છે એટલા માટે જ રાજ્ય એ સમગ્ર પ્રજાના એક અવાજ તરીકે બોલી શકે છે, અને આથીજ આ સત્તા કાયદેસર બને છે એટલું જ નહિ પણ નૈતિક પણ રહે છે રાજ્યસત્તાનું વહન કરનાર વસ્તુ કાયદો છે

## કાયદાનું શાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્ર (Jurisprudence)

રાજકારણ અને કાયદા વચ્ચે ઘણો જ નિકટનો સંબંધ રહે છે રાજકારણના ઘણા ખરા સિદ્ધાંતોનો ઉદ્ભવ કાયદાના સિદ્ધાંતોમાંથી થવા પામેલ છે કુદરતનો કાયદો, સ્વાભાવિક હક્કો, અને સમાનતાના તથા સામાજીક કરારના સિદ્ધાંતો રોમન કાયદામાંથી લેવામાં આવેલ છે કાયદાના શાસ્ત્રીઓએ કાયદાની અનેક જાતની વ્યાખ્યાઓ આપેલ છે એક વ્યાખ્યા એવી છે કે કાયદો એ મનુષ્યના બાહ્ય વર્તનનું સામાન્ય ધોરણ છે જે ધોરણનું રાજ્ય સમાન રીતે પાલન કરાવે છે બીજી વ્યાખ્યા એવી છે કે કાયદો એ સત્તાના ક્ષેત્ર પૂરતો જાહેર સત્તાવાન સંસ્થાઓનો હુકમ છે આ વ્યાખ્યામાં રાજ્ય તથા રાજ્ય નીચેની બધી સંસ્થાઓનો સમાવેશ થાય છે કાયદાઓ એ રાજ્યમાં મનુષ્યોએ કેવી રીતે વર્તન ચલાવવું કે જેથી પ્રજાના કોઈ પણ માણસને શારીરિક અગર આર્થિક નુકસાન ન થાય તે માટેના ધારાઓ છે કાયદાઓનું શાસ્ત્રીય જ્ઞાન, તેની ઉત્પત્તિ, તેના વિભાગોની રચના, અને કાયદાના અંતિમ ઉદ્દેશનો ઉલ્લેખ કરનાર શાસ્ત્રને Jurisprudence કહેવામાં આવે છે

## કાયદાનાં મૂળ

કાયદાના પાંચ ઉદ્ભવસ્થાનો છે, જે (૧) રૂઢી અને ધર્મ (૨) ભૂતકાળના ધારાધોરણો, (૩) સામાન્યબુદ્ધિ પ્રમાણેના ન્યાય, (૪) ઠરાવો, અને (૫) ધારામંડળે પસાર કરેલા કાયદાઓ છે.

### (૧) રૂઢી અને ધર્મ

દરેક સમાજમાં જુના વખતથી ચાલી આવતી રૂઢીઓ અને પ્રથાઓ હોય છે, જે ઘણે ભાગે ધાર્મિક માન્યતાઓ સાથે મળી ગયેલ હોય છે. ઇંગ્લેન્ડમાં જેને Common Law કહેવામાં આવે છે તે આવી રૂઢીઓ તથા પ્રથાઓનો બનેલો કાયદો છે. પ્રાચીન જાતોમાં અમુક કોમો તથા ધર્મગુરૂઓ આ કાયદાઓ સાચવી રાખતા. હિંદમાં બ્રાહ્મણોએ તથા બીજા વર્ણોએ પોતાની પ્રાચીન રૂઢીઓ સાંપ્રતકાળ સુધી જાળવી રાખેલી છે. આજે રાજ્ય ગમે તેટલું પ્રગતવાદી અને મજબૂત હોય તો પણ પ્રજાની જૂની રીતરસમ અને રૂઢીવાદનો નાશ કરવાનું જોખમ ખેડવા પહેલાં પુખ્ત વિચાર કરે છે. તુર્કસ્તાનમાં કમાલપાશાએ જે સફળતા મેળવી હતી તેનાં બીજાં ઘણાં કારણો હતાં. અજ્ઞાન અને રૂઢીચૂસ્ત દેશોમાં પ્રાચીન પ્રથાઓને તોડી પાડવાનું કામ ઘણું જ મુશ્કેલ બને છે. લગ્ન, લગ્નવિચ્છેદ, વારસો, મિલકતની વહેંચણ વગેરે શરૂઆતમાં માત્ર રૂઢીઓ જ હતી, પણ સમય જતાં રાજ્યે જ્યારે આ રૂઢીઓને માન્ય કરી ત્યારે તે કાયદાઓ બને છે.

### (૨) ભૂતકાળના સંગ્રહિત કાયદાઓ

પ્રાચીન રૂઢીઓના બનેલા ધારાઓ, હુકમો, અને જાહેરાતો હોય છે. હિંદમાં રચાયેલાં ધર્મશાસ્ત્રો અને સ્મૃતિઓ એ આવા ધારાઓ છે જેમાં પ્રાચીન રૂઢીઓને વ્યવસ્થિત કાયદેસર સ્વરૂપ આપવામાં આવેલું છે.

### (૩) ઠરાવો

ભૂતકાળના કાયદાના ઠરાવો એ પણ અર્વાચીન પરિસ્થિતિ માટે કાયદાઓને અનુકૂળ બનાવવામાં સહાયભૂત થાય છે. આવા ઠરાવો એ અર્વાચીન સમયમાં આધારભૂત બને છે.

### (૪) સામાન્ય બુદ્ધિનો ન્યાય

માત્ર શાબ્દિક અર્થ જો લાગુ કરવામાં આવે તો ઘણીવાર ન્યાયને બદલે અન્યાય થવા પામે છે. ન્યાયાધીશોને એટલા માટે પોતાની સામાન્ય બુદ્ધિનો પણ ઉપયોગ કરવાનો રહે છે.

## (૫) ધારામંડળો

કાયદાઓનું ઘડતર કરનારી સંસ્થા રાજ્યમાં ધારામંડળ રહે છે. ધારામંડળો એ કાયદા બનાવવાનું કારખાનું છે જે દર વર્ષે અનેક નવા કાયદાઓ બહાર પાડે છે, તથા જૂના કાયદાઓ રદ કરે છે અગર તેમાં ફેરફારો કરે છે. આ ધારામંડળમાં ન્યાયના સાધારણ બુદ્ધિ પ્રમાણે આવેલા ઠરાવો બહાલ રાખવામાં આવે છે અગર રદ કરવામાં આવે છે.

### સજા

કાયદાઓનું પાલન કરવા માટે કાયદામાં સજા ફરમાવવામાં આવેલી હોય છે. સજાનાં અનેક જાતનાં સ્વરૂપ હોય છે. સજા કાં તો શારીરિક અગર તો આર્થિક રહે છે. સજામાં સાધારણ દંડથી માંડી દેહાંત અને દેશનિકાલની સજાઓ રહે છે. સજાના સ્વરૂપોમાં સમય અને સંજોગો પ્રમાણે ફેરફારો થયા કરે છે. પ્રાચીન સમયમાં ભયંકર શારીરિક સજાઓ જેવી કે હાથપગ, કાનનાક કાપી નાખવાં, છવતાં ચામડી ઉતારી લેવી કે દાટી દેવા વગેરે સજાઓ કરવામાં આવતી, તેમજ માણસોની ઠીક પડે તેમ સ્વતંત્રતા છીનવી લેવામાં આવતી. કાયદાનું ઉલ્લંઘન કરનારને તુરંગમાં પૂરી દેવામાં આવતા. તુરંગની સંસ્થા મનુષ્યોએ ઘણા પ્રાચીન સમયથી શોધી કાઢેલ છે. આગળ ગમે તેવી બંધ જગ્યામાં માણસોને પૂરી મુકવામાં આવતા. તેમાં હવા ઉજાસ કે ખોરાક વગેરે માટે બિલકુલ દરકાર રાખવામાં આવતી નહિ. કેદીઓ તરફ પ્રાણી કરતાં પણ વધુ નિર્દય વર્તાવ ચલાવવામાં આવતો. તુરંગોમાં ફ્રાન્સની તુરંગ La Bastille ઘણી જ જાણીતી હતી. હજુ પણ લા બાસ્ટીલના નામથી ફ્રેન્ચ પ્રજાના હૃદયમાં ધ્રાસકો ઉદ્ભવે છે તેનું ત્યાંનું ઘાતકી જીવન હતું. આજે સંસ્કૃત દેશોમાં તુરંગજીવનમાં વધુ સગવડનાઓ

## ( ૧ ) રૂઢી અને ધર્મ

દરેક સમાજમા જુના વખતથી ચાલી આવતી રૂઢીઓ અને પ્રથાઓ હોય છે, જે ઘણે ભાગે ધાર્મિક માન્યતાઓ સાથે મળી ગયેલ હોય છે ઇગ્લેન્ડમા જેને Common Law કહેવામા આવે છે તે આવી રૂઢીઓ તથા પ્રથાઓનો બનેલો કાયદો છે પ્રાચીન જાતોમા અમુક કોમો તથા ધર્મગુરુઓ આ કાયદાઓ સાચવી રાખતા હિંદમા બ્રાહ્મણોએ તથા બીજા વર્ણોએ પોતાની પ્રાચીન રૂઢીઓ આપ્રનભગ સુધી જાળવી રાખેલી છે આજે રાજ્ય ગમે તેટલુ પ્રગતવાદી અને મજબૂત હોય તો પણ પ્રજાની જૂની રીતરસમ અને રૂઢીવાદનો નાશ કરવાનુ જોખમ ખેડવા પહેલા પુખ્ત વિચાર કરે છે તુર્કસ્તાનમા કમાલપાશાએ જે સફળતા મેળવી હતી તેના બીજા ઘણા કારણો હતા અજ્ઞાન અને રૂઢીચુસ્ત દેશોમા પ્રાચીન પ્રથાઓને તોડી પાડવાનુ કામ ઘણુ જ મુશ્કેલ બને છે લગ્ન, લગ્નવિચ્છેદ, વારસો, મિલ્કતની વહેચણ વગેરે શરૂઆતમા માત્ર રૂઢીઓ જ હતી, પણ સમય જતા રાજ્યે જ્યારે આ રૂઢીઓને માન્ય કરી ત્યારે તે કાયદાઓ બને છે

## (૨) ભૂતકાળના સંગ્રહિત કાયદાઓ

પ્રાચીન રૂઢીઓના બનેલા ધારાઓ, હુકમો, અને જાહેરાતો હોય છે હિંદમા રચાયેલા ધર્મશાસ્ત્રો અને સ્મૃતિઓ એ આવા ધારાઓ છે જેમા પ્રાચીન રૂઢીઓને વ્યવસ્થિત કાયદેસર સ્વરૂપ આપવામા આવેલુ છે

## (૩) ઠરાવો

ભૂતકાળના કાયદાના ઠરાવો એ પણ અર્વાચીન પરિસ્થિતિ માટે કાયદાઓને અનુકૂળ બનાવવામા સહાયભૂત થાય છે આવા ઠરાવો એ અર્વાચીન સમયમા આધારભૂત બને છે

## (૪) સામાન્ય બુદ્ધિનો ન્યાય

આ જાતના ન્યાયને અગ્રેજીમા Equity કહેવામા આવે છે કાયદાનો

માત્ર શાબ્દિક અર્થ જો લાગુ કરવામાં આવે તો ઘણીવાર ન્યાયને બદલે અન્યાય થવા પામે છે. ન્યાયાધીશોને એટલા માટે પોતાની સામાન્ય બુદ્ધિનો પણ ઉપયોગ કરવાનો રહે છે.

## (૫) ધારામંડળો

કાયદાઓનું ઘડતર કરનારી સંસ્થા રાજ્યમાં ધારામંડળ રહે છે. ધારામંડળો એ કાયદા બનાવવાનું કારખાનું છે જે દર વર્ષે અનેક નવા કાયદાઓ બહાર પાડે છે, તથા જૂના કાયદાઓ રદ કરે છે અગર તેમાં ફેરફારો કરે છે. આ ધારામંડળમાં ન્યાયના સાધારણ બુદ્ધિ પ્રમાણે આવેલા ઠરાવો બહાલ રાખવામાં આવે છે અગર રદ કરવામાં આવે છે.

### સજા

કાયદાઓનું પાલન કરવા માટે કાયદામાં સજા ફરમાવવામાં આવેલી હોય છે. સજાનાં અનેક જાતનાં સ્વરૂપ હોય છે. સજા કાં તો શારીરિક અગર તો આર્થિક રહે છે. સજામાં સાધારણ દંડથી માંડી દેહાંત અને દેશનિકાલની સજાઓ રહે છે. સજાના સ્વરૂપોમાં સમય અને સંજોગો પ્રમાણે ફેરફારો થયા કરે છે. પ્રાચીન સમયમાં ભયંકર શારીરિક સજાઓ જેવી કે હાથપગ, કાનનાક કાપી નાખવાં, જીવતાં ચામડી ઉતારી લેવી કે દાટી દેવા વગેરે સજાઓ કરવામાં આવતી, તેમજ માણસોની ઠીક પડે તેમ સ્વતંત્રતા છીનવી લેવામાં આવતી. કાયદાનું ઉલ્લંઘન કરનારને તુરંગમાં પૂરી દેવામાં આવતા. તુરંગની સંસ્થા મનુષ્યોએ ઘણા પ્રાચીન સમયથી શોધી કાઢેલ છે. આગળ ગમે તેવી બંધ જગ્યામાં, માણસોને પૂરી મુકવામાં આવતા. તેમાં હવા ઉજાસ કે ખોરાક વગેરે માટે બિલકુલ દરકાર રાખવામાં આવતી નહિ. કેદીઓ તરફ પ્રાણી કરતાં પણ વધુ નિર્દય વર્તાવ ચલાવવામાં આવતો. તુરંગોમાં ફ્રાન્સની તુરંગ La Bastille ઘણી જ જાણીતી હતી. હજુ પણ લા બાસ્ટીલના નામથી ફ્રેન્ચ પ્રજાના હૃદયમાં ધ્રાસકો ઉદ્ભવે છે તેવું ત્યાંનું ઘાતકી જીવન હતું. આજે સંસ્કૃત દેશોમાં તુરંગજીવનમાં વધુ સગવડતાઓ

આપવામાં આવે છે તથા સહૃદય વર્તાવ બતાવવામાં આવે છે. આજે કેદીઓ તરફના વર્તાવમાં પલટો આવેલ છે, કારણકે આજે માનસશાસ્ત્રીઓ માને છે કે ગુન્હો એ વિકૃત માનસનું પરિણામ છે, એટલે જેલમાં ગુન્હેગારનું માનસ સુધારવા માટે ફરીથી એવો ગુન્હો ન કરે તથા તે એક સ્વમાની નાગરિકઅને તેવું શિસ્ત અને શિક્ષણ અપાવું જોઇએ. આમ હોવા છતાં હજુ ઘણી ખરી જગ્યાએ જેલમાં જે કડક અને ભયગ્રસ્ત વાતાવરણ અને વલણ જોવામાં આવે છે તે માનવતાને કલંક રૂપ જણાય છે. આ વસ્તુઓ મનુષ્યજીવનને જરાપણ હજુ ઉપકારક નીવડેલી નથી. જેલ એ સમાજના આર્થિક અને સામાજીક શરીર પર થયેલા દર્દરૂપ છે. આ દર્દનો પ્રતિકાર આર્થિક રચનાની સુવ્યવસ્થામાં રહેલો છે. આ સામે એમ પણ કહેવામાં આવે છે કે સમાજમાં આદર્શ આર્થિક રચના હોય તો પણ નૈતિક અને રાજકીય ગુન્હાઓનું શું ? રાજકીય ગુન્હાઓ માટે સૌથી સરસ સજા દેશવટો છે. નૈતિક ગુન્હાઓ માટે માનસ સુધારવા માટે શિક્ષણ આપવું જોઇએ. સજા અને કાયદો એ બન્ને વસ્તુ સહચારી છે. કાયદો એ રાજ્યસત્તાનું સાધન છે, જ્યારે સજા એ રાજ્યશક્તિનું પ્રદર્શિત સ્વરૂપ છે.

**કાયદાના પ્રકારો**

કાયદાના પ્રકારો નીચે પ્રમાણે રહે છેઃ—



### રાજકીય કાયદા

રાજ્યના બધા ધારાધોરણોનો રાજ્યના કાયદામાં સમાવેશ થાય છે. આ કાયદાઓને રાજકીય કાયદાઓ કહેવામાં આવે છે. આ કાયદાના બે વિભાગો રહે છે જે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કાયદા છે.

### રાષ્ટ્રીય કાયદા

તે સમસ્ત રાષ્ટ્રને લગતો કાયદો છે, આ કાયદામાં બંધારણીય કાયદાનો સમાવેશ થાય છે.

### બંધારણીય કાયદા

બંધારણની રચના કરનાર ધારાઓને બંધારણીય કાયદા કહેવામાં આવે છે. સાધારણ કાયદા અને બંધારણીય કાયદા વચ્ચેનો તફાવત અમેરીકાના રાજકારણમાં બહુ જાણીતો છે. બંધારણીય કાયદામાં ફેરફાર કરવો એ અમુક નિયત કરેલ રીત પ્રમાણેજ થઇ શકે, જ્યારે સાધારણ કાયદામાં ધારામંડળો ઠીક પડે ત્યારે ફેરફારો કરી શકે છે. કેટલાંક રાજ્યનાં બંધારણો લેખીત હોય છે તેને લેખીત બંધારણીય કાયદો કહેવામાં આવે છે, જ્યારે બંધારણ લખાયેલ ન હોય પણ પ્રથાઓ અને રૂઢીઓ પ્રમાણે ચાલે ત્યારે તેને બિન-લેખીત બંધારણ કહેવામાં આવે છે. ધારાસભાએ પસાર કરેલા કાયદાઓ પણ લેખીત કાયદાઓ કહેવાય છે.

### ખાનગી અને જાહેર-કાયદા

જાહેર કાયદાઓ રાજ્ય અને વ્યક્તિ વચ્ચેના સંબંધને લગતા રહે છે, જ્યારે ખાનગી કાયદાઓ વ્યક્તિઓ અથવા તેના મંડળો વચ્ચેના સંબંધને લગતા છે. જાહેર કાયદામાં રાજ્ય સીધી અગર આડકતરી રીતે પક્ષકાર રહે છે, અને જો રાજ્યે કાંઈ ખોટું કર્યું હોય તો કોઇપણ માણસ રાજ્યની પરવાનગીથી તેની સામે દાવો કરી શકે છે. દરેક ફોજદારી દાવાઓમાં ફોગ્નીઝીયલ ગુનાઓમાં રાજ્ય ફરિયાદી રહે છે, કારણ કે રાજ્ય સમાજના પ્રતિનિધિ તરીકે જાહેર થાય છે.

## વહીવટી કાયદો

કેટલાક દેશોમાં રાજ્યના નોકરો સામેના ગુન્હાઓ તે રાજ્ય સામેના ગુન્હાઓ ગણાતા નથી પણ તે ખાનગી કાયદાઓ ગણાય છે. પણ ફ્રાન્સ તથા બીજા દેશોમાં વહીવટી કાયદાઓ ચાલે છે જેથી રાજ્યના નોકરો સામેનું કાંઇ પણ કામકાજ વહીવટી કોર્ટમાં ચાલી શકે છે.

## સામાન્ય કાયદો

સામાન્ય કાયદો એ બ્રિટનની લાક્ષણિકતા છે. આ કાયદાના સિદ્ધાંતનું અનુકરણ અમેરિકા અને બ્રિટિશ સંસ્થાનોમાં કરવામાં આવે છે. આ કાયદા વડે ન્યાયાધીશો ન્યાય ચૂકવવામાં સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરી શકે છે. દરેક દેશમાં સામાન્ય કાયદો હોય છે, પણ ઇંગ્લેન્ડમાં બધા કરતાં આ કાયદાની સવિશેષ અસર થયેલ જોવામાં આવે છે. સ્વાભાવિક રીતે ઇંગ્લેન્ડ અને યુરોપનાં બીજાં રાજ્યોમાં રોમન કાયદાઓમાંથી ઉદ્‌ભવેલા કાયદાઓની પદ્ધતિઓ પ્રવર્તે છે.

## રોમન કાયદો

રોમન સામ્રાજ્યે જે કાયદાનો વારસો આપેલો છે તે આજ પણ જગતના ઘણા ખરા દેશો ભોગવે છે. રોમન પ્રજા જેટલી કાયદાબાજ અને બંધારણવાદી પ્રજા કોઇ પણ પ્રાચીન સમયમાં થયેલ નથી. રોમના જે કાયદાઓ સંગ્રહિત થયા છે તેને Roman Law Codes કહેવામાં આવે છે. આ કાયદાસંગ્રહોમાં સૌથી પ્રસિદ્ધ પૂર્વ રોમના બાદશાહ જસ્ટીનીયને બનાવેલ કાયદાઓનો સંગ્રહ છે જેની અસર આજ સુધી જોવામાં આવે છે. રોમન કાયદાઓ વધુ પ્રચલિત થવાનું એક કારણ એ છે કે યુરોપમાં બોલોના, પેડુઆ, નેપલ્સ, પેરીસ, મોન્ટપેલીયર, બોર્જીઝ, ઓરલીન્સ, ટુલાઉસ, સાલામાન્કા, તથા ઓક્સફર્ડ વગેરે શહેરોની વિદ્યાપીઠોએ રોમન કાયદાઓનો અભ્યાસ ફરજીઆત બનાવ્યો હતો. ઉપરાંત શિષ્ટ અભ્યાસમાં લેટીન ભાષાએ સામાન્ય ભાષા હોવાથી રોમન કાયદાનો પ્રચાર વધ્યો.

આગળ હિંદમાં સંસ્કૃત ભાષા એ સાહિત્ય અને સંસ્કાર ભાષા ગણાતી યુરોપમાં લેટીન એ સંસ્કાર ભાષા ગણાતી. ઉપરાંત દેવળની સંસ્થામાં ન ધર્મ અને કાયદાના આદર્શોને ચણી લેવામાં આવ્યા હતા. લગ્ન, ટો, અને વસિયતનામાની બાબતોમાં ધાર્મિક ન્યાયકોર્ટો જે ન્યાય તી તે ધાર્મિક કાયદો કહેવાતો ( Canon Law ). આ ધાર્મિક ાની ભૂમિકા રોમન કાયદાના સિદ્ધાંતો પ્રમાણે રચાયેલી હતી. આ ર્મિક કોર્ટોએ યુરોપની એકતામાં ઘણો મોટો ફાળો આપેલો છે. ત્યારબાદ યુગમાં શહેરો અને વ્યાપારીમંડળોએ પણ માણસોના મન ઉપર રોમન ાની ઘણી અસર કરેલી છે. ઉદ્યોગ, વેપાર, અને વાણિજ્યની પ્રવૃત્તિઓ ન આદર્શ પ્રમાણે ચાલતી હતી. રેફર્મેશન પછીના રાજાઓએ સામાન્ય ાઓ કરતાં રોમન કાયદાને વધુ પસંદ કર્યો હતો. કારણકે આ કાયદાથી ાઓની સત્તા વધુ મજબૂત થતી હતી. જાગીરદારશાહીના યુગ પછી ન કાયદાઓનો રાષ્ટ્રીય ઐક્ય માટે ઉપયોગ કરવામાં આવેલો છે. પની લગભગ બધી વરીષ્ઠ કોર્ટોના ન્યાયના ચૂકાદાઓની ભૂમિકા રોમન ાઓ બની ગયા છે. છેવટે ઇ. સ. ૧૮૦૪ માં નેપોલીયને ફ્રાન્સના દાનો સંગ્રહ બનાવ્યો જેને "Code Napolian" કહેવામાં આવે છે. સંગ્રહમાં ફ્રાન્સના જુના રીતરિવાજો તથા રોમન કાયદાના સિદ્ધાંતોનું મિશ્રણ કરવામાં આવેલું છે. આ સંગ્રહની અસર હોલેન્ડ, ઈટલી, સ્પેઈન, જર્મનીમાં પણ થએલી હતી. માત્ર ઈંગ્લેન્ડમાં રોમન કાયદાની અસર એ તેવા પ્રમાણમાં થયેલી ન હતી. છતાં પણ રોમન કાયદાઓના ર્શોના અનુકરણનો ત્યાં અભાવ ન હતો. આમ આધુનિક રાજ્યના વાહક કાયદાના ધોરણોનું ઘડતર પ્રાચીન રોમન સામ્રાજ્યે આપેલ દાઓના આદર્શ ઉપર રચાયેલું છે.

### તરરાષ્ટ્રીય કાયદો

સ્વતંત્ર રાજ્યો વચ્ચેના એકબીજાના સંબંધને લગતા કાયદાને

આંતરરાષ્ટ્રીય કાયદો કહેવામાં આવે છે. આજે સ્વતંત્ર રાજ્યોની સંખ્યા લગભગ ૭૫ જેટલી છે. રાજ્યના કાયદા પાછળ તે કાયદાઓનું ઉલ્લંઘન થાય તો તે બળથી પાલન કરાવવાની રાજ્ય પાસે સત્તા રહે છે, પણ આંતરરાષ્ટ્રીય કાયદાનું ઉલ્લંઘન થાય તો તે મરજી વિરુદ્ધ પાલન કરાવે તેવી હજી સુધી કોઈપણ સંસ્થા પાસે સત્તા નથી. આંતરરાષ્ટ્રીય કાયદાનો અમલ સ્વેચ્છાએ અને મરજીયાત થાય છે. ગત મહાયુદ્ધ પછી એમ થતું હતું કે લીગ ઓફ નેશન્સ યાને રાષ્ટ્રસંઘ આ ફરજ અદા કરશે. પણ જોઇએ છીએ તો રાષ્ટ્રસંઘ તદ્દન નિર્માલ્ય સંસ્થા નિવડેલી છે. આમ હોવા છતાં પણ અમુક રૂઢીઓ અને પ્રથાઓ આંતરરાષ્ટ્રીય સંબંધ પરત્વે ઉદ્દભવેલ છે, જેનો બધાં રાજ્યો પોતાના સ્વાર્થોને હરકત ન આવે ત્યાંસુધી અમલ કરવા પ્રયાસો કરે છે. પ્રાચીન સમયમાં બધા દેશોમાં વિદેશીઓ પ્રત્યેના વર્તાવ માટે અમુક નિયત ધોરણ રાખવામાં આવતું. હિંદમાં ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પાટલીપુત્રમાં વિદેશીઓની સંભાળ રાખનારૂં એક ખાસ ખાતું હતું. આ ખાતું બન્ને બાબતોનું ધ્યાન રાખતું. વિદેશીઓની હિલચાલ તથા તેને જોઇએ તે મદદ કરવા માટે દેખરેખ રાખવામાં આવતી. પ્રાચીન નગરરાજ્યોમાં પણ આવાં ખાતાંઓ જોવામાં આવે છે. આ ખાતાંના અધિકારીને Proxenoi કહેવામાં આવતા. કોઈ પણ દેશ વચ્ચે જો ધાર્મિક અને સંસ્કારાત્મક મળતાપણું હોય તો તે દેશના રહેવાસીઓને સારી સગવડતા મળતી. મહાભારતમાં તો આંતરરાજ્યો વચ્ચેના સંબંધનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવેલો છે. પ્રાચીન ગ્રીકશહેરોમાં ડેલ્ફીમાં Amphietyonic League નામની સંસ્થા હતી જેણે યુદ્ધ અને શાંતિના સમય માટે ગ્રીસ માટે કાયદાઓ ઘડયા હતા. રોમમાં Jus jentium એ રોમન લોકોએ વિદેશીઓ જોડે કેવી રીતે વર્તન ચલાવવું તે બાબતનો કાયદો હતો. મધ્યયુગમાં પોપ અને તેની સંસ્થા આંતરરાષ્ટ્રીય સંબંધની વ્યવસ્થા કરતી.

મધ્યયુગથી માંડી આધુનિક યુગની શરૂઆત સુધીમાં આંતરરાષ્ટ્રીય

કાયદાને પડતો મૂકવામાં આવ્યો હતો. આંતરરાષ્ટ્રીય કાયદાઓ પાછળ બળ ન હતું. ઉપરાંત યુરોપીય રાજ્યો પૂર્વના દેશોમાં પગપેસારો કરવા લાગ્યાં અને તેમની વેપારવાણિજ્યની હરિફાઇએ આંતરરાષ્ટ્રીય કાયદાને થોડો વખત સગવડતા પૂરતો અભરાઇએ ચડાવ્યો હતો. આધુનિક યુગની શરૂઆતમાં યુરોપના કોઇપણ રાજ્યે પૂર્વના દેશોની પ્રજા કે તેની દુર્દશા માટે આંતરરાજ્યના કાયદાના હિસાબે દરકાર સેવી નથી પણ ફાવે તેવું મનસ્વી વર્તન ચલાવી માત્ર આર્થિક પ્રાપ્તિઓ અને આત્મસ્વાર્થ પૂરતું જ લક્ષ આપેલ છે.

## હયુગો ગ્રોશીયસ ( Hugo Grotius )

રેફર્મેશન પછી પોપની સત્તા નબળી પડતાં યુરોપનાં રાજ્યો પરથી તેની લાગવગ ઓછી થવા લાગી, અને યુરોપમાં આંતરરાજ્યના કાયદા જેવી કોઈ વસ્તુ રહી નહિ. યુદ્ધો ઘણીજ ભયંકર રીતે થવા લાગ્યાં અને માણસો પ્રત્યેની નિર્દયતાનો કોઇ પાર રહ્યો નહિ. આવા સંજોગો વચ્ચે હોલેન્ડના ધારાશાસ્ત્રી હયુગો ગ્રોશીયસે (ઇ. સ. ૧૫૮૩-૧૬૪૩) જુનાં દફતરો અને દાખલાઓ શોધી આંતરરાષ્ટ્રીય કાયદાઓનો સંગ્રહ કર્યો. આ સંગ્રહનું નામ " The Laws of War and peace " ( યુદ્ધ અને શાંતિના કાયદા ) હતું. આ સંગ્રહ વીસ વર્ષના અંતિમ પ્રયાસોનું પરિણામ હતું, અને તે ઈ. સ. ૧૬૨૫ માં બહાર પડયો હતો. આજસુધી પણ આંતરરાષ્ટ્રીય કાયદા માટે આ પુસ્તક આધારરૂપ ગણવામાં આવે છે.

ગ્રોશીયસે રાજ્યની સર્વોપરી સત્તાનો સિદ્ધાંત આંતરરાષ્ટ્રવાદના ઉદ્દેશોને અસંગત છે તેમ જણાવેલું છે. ગમે તેટલી પ્રજા હોય અગર ગમે તેટલું ક્ષેત્રફળ હોય પણ આંતરરાષ્ટ્રીય કાયદો બધાને સમાન રીતે લાગુ થવો જોઇએ તેમ ગ્રોશીયસે જણાવ્યું.

આંતરરાષ્ટ્રીય કાયદાને બળથી અમલમાં મૂકનારી આજે કોઈ સંસ્થા નથી. યુરોપમાં આંતરરાષ્ટ્રીય કાયદાનો કરૂણ દેંજ કોઇ દિવસ ન થવા પામ્યો

હોય તેવો આજે જોવામાં આવે છે. આંતરરાષ્ટ્રીય કાયદાને બદલે જંગલનો કાયદો યુરોપમાં આજે લાગુ થતો હોય તેમ જણાય છે.

## આંતરરાષ્ટ્રીય કાયદાના વિભાગો

આંતરરાષ્ટ્રીય સંબંધમાં યુદ્ધ અને શાંતિ એ મહત્વની વસ્તુઓ છે. એટલે આંતરરાષ્ટ્રીય કાયદાના બે મોટા વિભાગો તે યુદ્ધ સમયના કાયદા અને શાંતિ સમયના કાયદા છે. પણ બધા દેશો યુદ્ધમાં જોડાતા નથી એટલે તટસ્થ દેશોના કાયદા એ ત્રીજો મહત્વનો વિભાગ રહે છે. યુદ્ધ કરતા દેશોને Belligerent ( બેલીજરન્ટ ) દેશો કહેવામાં આવે છે, જ્યારે તટસ્થ દેશોને Neutral ( ન્યુટ્રલ ) દેશો કહેવામાં આવે છે. યુદ્ધ થતાં તટસ્થ દેશોને પોતાની તટસ્થતા જાળવવા માટે ખાસ ફરજો અને જવાબદારીઓ રહે છે.

શાંતિના સમયમાં બધા દેશો વચ્ચેનો સંબંધ અનેક પ્રકારનો હોઈ આંતરરાષ્ટ્રીય કાયદા ઘણા જ મોટા અને વિશાળ પ્રમાણમાં રહે છે.

આંતરરાષ્ટ્રીય કાયદા ઘડનારાઓએ યુદ્ધના કાયદાઓ ઘડવા માટે પ્રયત્નો કરેલા છે, પરંતુ લડાઇમાં ઉતરેલા દેશોના સંબંધની વ્યાખ્યા અને ઉલ્લેખ કરવો લગભગ અશક્ય બનેલો છે. લડાઈમાં જેમ સાધનો અને શસ્ત્રો ભયંકર તેમ માણસોની ખુવારી વધુ અને લડાઇનો અંત વધુ જલદીથી આવે છે. આજે જે વિજળીક વેગે લડાઇઓ થાય છે તેનું કારણ શસ્ત્રોની ભયંકરતા અને યંત્રોની ઝડપ છે. લડાઈ થાય ત્યારે ધિક્કાર, ક્રોધ, ઇર્ષ્યા અને વેરવૃત્તિ અંતિમ અંશે પહોંચે છે અને પરિણામે નિર્દયતા, નિર્ઘૃણતા, અને અમાનુષી વર્તન સહજ થઈ પડે છે. આજે યુદ્ધમાં માત્ર લશ્કરી અને ફોજી વસ્તુઓ ઉપર જ ગોળાબારી કરવાની છૂટ છે. સાધારણ પ્રજાજનો ઉપર બોમ્બ વરસાવવાની અને તેમાંય ગેસ બોમ્બનો ઉપયોગ કરવાની મના છે.

જ્યારે બીજા દેશો લડાઈમાં સામેલ થાય છે ત્યારે તટસ્થ રાજ્યોને પોતાની તટસ્થતા જાળવવા માટે અમુક નિયમો પાળવાના રહે છે. લડાઈ

કરતાં રાજ્યો તટસ્થ રાજ્યો પ્રત્યે હંમેશાં શંકાની નજરે જુએ છે, અને તેમાંય તટસ્થ દેશો ક્રમભાગ્યે નાના હોય તો તો તેમની ઘણી કફોડી દશા થઈ પડે છે તે આપણે ગત યુદ્ધમાં અને આ યુદ્ધમાં જોઈ શક્યા છીએ. આંતરરાષ્ટ્રવાદનો અંચળો ઓઢી નીતિ અને પ્રમાણિકતાનો ડોળ અને દંભ કરતા દેશોએ પણ જરૂર પડ્યે તટસ્થ દેશોને છેહ આપેલ છે.

૧૯૨૦ માં પેરીસની શાંતિ પરિષદે તટસ્થતાના કાયદાની ઠીક ચોખવટ કરેલી છે અને આંતરરાષ્ટ્રીય કાયદાઓને વ્યવસ્થિત કરેલા છે. આ પરિષદ્‌માંથી જગપ્રસિદ્ધ રાષ્ટ્રસંઘ જન્મે છે.

## પ્રકરણ ૮ મું

## રાજ્યપ્રવૃત્તિ અને રાજ્યધર્મ

### રાજ્યપ્રવૃત્તિ

જેમ પ્રજાને કર આપવાનું, રાજ્યના ધારાઓનું પાલન કરવાનું, અને રાજ્ય પ્રત્યે વફાદાર રહેવાનું રહે છે, તેમ રાજ્યને પણ પ્રજાના જાનમાલનું રક્ષણ કરવું, તેના હિતોનો વિકાસ કરવો, અને તેને સલામત રાખવા માટે અમુક ફરજો બજાવવી પડે છે. આજના યુગમાં રાજ્યપ્રવૃત્તિના વિકાસને અંગે રાજ્યમાં કરવેરા અને ખર્ચનું પ્રમાણ વધેલું છે. અનેક રાજ્યપ્રવૃત્તિઓની અવસ્થામાંથી પસાર થઇને યુરોપનું આધુનિક રાજ્ય બનેલું છે. યુરોપમાં રાજ્યપ્રવૃત્તિની અવસ્થાઓ નીચે પ્રમાણે રહેલી છે.

### (૧) ૧૬ મી સદી સુધીની પ્રવૃત્તિ

મધ્યયુગમાં રાજ્યપ્રવૃત્તિ માત્ર આંતરિક અને બાહ્ય રક્ષણ, ન્યાય, જાહેર સલામતી, અને સુવ્યવસ્થા પૂરતી રહેતી. જમીનદારશાહીની પદ્ધતિને લઇને રાજ્યને બીજી કેટલીક પ્રવૃત્તિઓ કરવી પડતી નહિ. આ રીતે જમીન-દારશાહી રાજ્યને લાભકારક હતી. રાજ્ય માટે લશ્કરો પૂરાં પાડવાં તે ઉમરાવોનો મુખ્ય ધર્મ હતો. ઘણીવાર આ ધર્મ બજાવવામાં ઉમરાવો દગો પણ આપતા, આથી કરીને રાજાઓએ ધર્મની સંસ્થા અને પ્રજાની મદદ વડે પોતાની સત્તા મજબૂત અને નિયત બનાવી હતી. ગામડાંઓ અને શહેરોમાં સ્થાનિકતંત્ર માટે પ્રજા પોતે ધ્યાન રાખતી અને રાજાને કર ઉઘરાવી દેવામાં તથા લશ્કરમાં સૈનિકો પૂરા પાડવા મદદ કરતી. ચલણ, માપ, તોલ, વેપાર, અને વાણિજ્ય રાજ્યધર્મની બહારની વસ્તુઓ હતી. સામાજીક જીવનમાં રીત રિવાજો અને રૂઢીઓ ઘણી પ્રબળ સત્તા ભોગવતી. રાજ્ય પ્રત્યે પ્રજાને વફાદારી અને ભક્તિ સારી રહેતી.

મધ્યયુગના અંતમાં રાજ્યધર્મ વિસ્તૃત થવા લાગ્યો અને રાજ્યમાં મધ્યસ્થ સત્તાની હકુમત વધવા લાગી. રાજાઓ ખેતીવાડી, વેપાર, ઉદ્યોગ વગેરે વસ્તુઓ ઉપર દેખરેખ રાખવા લાગ્યા. ઉમરાવોની જમીનો એ પણ રાજ્યસત્તાના વર્તુલમાં આવવા માંડી. ઈ. સ. ૧૦૮૬માં વીલીયમ કોન્કરરે જમીનની માપણી કરી હતી, અને જમીનમાં ખુંટા નાખી તેની સરહદો નક્કી કરવામાં આવી હતી. વેપારીમંડળો પાસેથી સત્તા ખુંચવી લેવામાં આવી અને તે સત્તા રાજ્ય ચલાવવા માંડયું. પરિણામે ભાવતાલ વગેરે રાજ્ય તરફથી બહાર પડવા લાગ્યા. આ વખત સુધીમાં મજૂરીના દર નક્કી કરવા બાબતમાં રાજ્યના પ્રયત્નો સફળ નીવડ્યા હતા.

## (૨) ઇ. સ. ૧૬૦૦–૧૭૭૫

સોળમી સદીથી અઢારમી સદીના અંત સુધીમાં તો રાજ્યપ્રવૃત્તિના ક્ષેત્રમાં ઘણા સૂચક ફેરફારો થવા પામેલા છે. બૌદ્ધિક પુનરુત્થાન અને ધાર્મિક સુધારાના યુગમાં રાજાઓની સત્તા આપખુદ બનવા લાગી હતી. રાજ્યસત્તાના વર્તુલમાં ધર્મ અને નીતિનો પણ સમાવેશ થઇ ચૂક્યો હતો. વેપારવાણિજ્ય રાજ્યની સીધી દેખરેખ અને આશ્રય નીચે આવ્યાં. લશ્કરી જરૂરિયાત પ્રમાણે ઉદ્યોગ અને વ્યાપારની વ્યવસ્થા કરવામાં આવતી. આર્થિક શોષણનીતિ સંસ્થાનો આવતાં સત્તર અને અઢારમી સદીમાં અપનાવવામાં આવી. ખેતીવાડી, ઉદ્યોગ, કારખાનાંઓ, સોનું તથા રૂપું, મજુરીના દરો, વહાણો અને યુદ્ધ જહાજોનું બાંધકામ વગેરે રાજ્યની સીધી દેખરેખ નીચે આવે છે. આ બધી વસ્તુઓ રાજ્ય સત્તા નીચે લેતાં પહેલાં રાજાઓએ પ્રજાનાં મન જીતી લઈ તેઓ પાસેથી આ સત્તા લઈ લેતાં તેમનાં મનને આઘાત ન થાય તેવી નીતિ ગ્રહણ કરી હતી. માણસોને એમ સમજાવવામાં આવ્યું કે જમીનદારશાહીના હક્કોનો સામનો કરવામાં રાજા અને પ્રજા બન્નેનાં હિતો સમાયેલાં હતાં. આ નીતિથી મધ્યમ વર્ગને ફાયદો પણ થયો હતો. આ સાથે આ સમયની રાજકીય ફિલસુફીના સિદ્ધાંતો જે રાજાની એકહથ્થુ સત્તાની તરફેણ

કરતા હતા તેને લઇને રાજાની આપખુદ સત્તાના વિકાસ માટે બૌદ્ધિક ભૂમિકા પણ તૈયાર થઇ ચુકી હતી. રાષ્ટ્રીય અને સ્વદેશાભિમાનની લાગણી વડે રાજ્યસત્તા વીંટળાઇ ગઇ. આ વખતમાં "રાજા કોઇ દિવસ ખોટું કરે નહિ," "રાજા રાજ્યના પિતા છે," "રાજા પ્રજાના ભલા માટે આપખુદ સત્તા વાપરી શકે છે" વગેરે સિદ્ધાંતોનો ઉદ્ભવ બતાવી આપે છે કે રાજાની આપખુદ સત્તા લોકપ્રિયતા મેળવવા સફળ બનેલી હતી.

છેવટે અઢારમી સદીના અંતમાં રાજાની આપખુદ રાજ્યનીતિ સામે અસંતોષ શરૂ થાય છે. કેટલાક ધર્મસુધારકો માણસોના કુદરતી, જન્મસિદ્ધ, અને પ્રાથમિક ધાર્મિક હક્કો બાબત ચળવળ શરૂ કરે છે. જ્યારે બીજી તરફથી કેટલાક સાહસિક વેપારીઓ વેપાર વાણિજ્યમાં રાજ્યની ડખલગીરી ન હોવી જોઇએ તેવી માગણી કરે છે.

(૩) ૧૭૭૬–૧૮૫૦

અઢારમી સદીના મધ્યમાં ફ્રાન્સમાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદ શરૂ થયો, અને આ વ્યક્તિસ્વાતંત્ર્યવાદીઓ જે Physiocrats (ફીઝીયોક્રેટસ) કહેવાતા તેમણે એવો મત ફેલાવ્યો કે રાજ્યે માણસોની વ્યક્તિગત બાબતોમાં ડખલ ન કરવી જોઇએ, અને વેપાર વાણિજ્યમાં દરેક માણસને કોઇપણ જાતનું સાહસ ખેડવા સંપૂર્ણ છૂટ હોવી જોઇએ. આદમસ્મીથે વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતને જોર આપ્યું. તેમાં એમ કહેવામાં આવતું કે જો દરેક મનુષ્ય પોતાનું હિત બરાબર સમજી લે તો જગતમાંથી કેટલીક નાહકની મુશ્કેલીઓ આપોઆપ દૂર થાય. દરેક રાજ્ય પોતાના પ્રજાજનોને આર્થિક ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપે તો પૈસા વધે અને દેશ ઘણો જ સમૃદ્ધ અને સુખી બને. આ સિદ્ધાંત લગભગ સો વર્ષ સુધી વિકસ્યો. ઈંગ્લેન્ડમાં આ મતના તરફદારીઓને Philosophical Radicals ( ફિલોસોફીકલ રેડીકલ્સ ) કહેવામાં આવતા, અને આ મતમાં મીલ, બેન્થામ, રીકાર્ડો વગેરે ઘણા જાણીતા માણસો હતા જેમણે આ મતનું પ્રતિપાદન કરવા ઉત્તમ કોટિનાં પુસ્તકો લખેલાં છે.

સમય જતાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદમાં રહેલ અવ્યવહારિકતાનું માણસોને ભાન થવા લાગ્યું. કારખાનાંઓ, મીલો, અને મજૂરલત્તાઓમાં રહેતા મજૂરોની ગરીબાઈ અને કફોડી દશા એ મોટો પ્રશ્ન થઈ પડયો હતો. વ્યક્તિવાદ આવા કિસ્સાઓમાં નકામો હતો તેમ માણસોને થયું. ગરીબ માણસોનો ઉત્કર્ષ કેમ કરવો તે બાબત ગંભીર વિચાર થવા લાગ્યો. આ સમયમાં જોઇન્ટ સ્ટોક કમ્પનીઓ અને સંસ્થાપિત મંડળીઓનો ઉદ્‌ભવ થાય છે. રાજ્યે મોટા વેપારીઓ અને મુડીદારોના હિતોને આશ્રય આપ્યો, પણ ગરીબ મજૂરવર્ગ માટે કાંઇ પણ પગલાં લીધાં નહિ. મજૂરો પાસેથી મુડીવાદીઓ તથા ઉદ્યોગપતિઓ ઘણું કામ લેતા હતા. છેવટે ઈ. સ. ૧૮૩૪માં દરેક કારખાનાંની તપાસ કરવા માટે તથા સ્ત્રીઓ અને બાળકોની મજૂરીના કલાકો માટે નિયમો કરવામાં આવ્યા. આમ હોવા છતાં પણ વ્યક્તિસ્વાતંત્ર્યવાદનો સિદ્ધાંત તદન મરી ગયો ન હતો.

## (૪) ઈ. સ. ૧૮૫૦ પછીનો સમય

૧૮૫૦ના અનુભવોએ વ્યક્તિવાદને મરણતોલ ફટકો માર્યો. કારખાનાની તપાસ કરતાં ત્યાં અસહ્ય વસ્તુઓ અસ્તિત્વમાં હોવાનું જણાયું, મજૂરવર્ગના લોહીનું સારૂં શોષણ થતું હોય તેમ જણાયું. આ સમયમાં સામાજિક જાગૃતિ પણ જોવામાં આવે છે. મુડીવાદીઓની અનિયન્ત્રિત નફાખોરીનાં અનિષ્ટ પરિણામો એટલાં બધાં વધી ગયાં હતાં કે માણસોને રાજ્યની ડખલગીરીની જરૂરીયાત જણાઇ. સ્ટેનલી જેવન્સે 'State in Relation to Labour' નામનું પુસ્તક લખ્યું જેમાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદનું ખંડન કરતાં જણાવ્યું કે પ્રજા સમગ્રના આર્થિક હિત માટે તેમજ શ્રમજીવીઓના કલ્યાણ માટે મજૂરી ઉપરની દેખરેખ રાજ્યસત્તા નીચે રહેવી જોઇએ. દરમ્યાનમાં મતાધિકારના સુધારાઓ, જેઈલના સુધારાઓ, અને ગુલામી નાબુદ થયેલ હોવાથી રાજ્યપ્રવૃત્તિમાં પ્રગતિ થવા પામી હતી. જંતુશાસ્ત્રની શોધખોળથી જાહેર આરોગ્ય માટે રાજ્યે પગલાં લેવા માંડયાં. ફેકટરી ઍક્ટ પસાર થતાં

કારખાનાંઓ માટે ધારાધોરણો તથા સામયિક તપાસ કરવાનું રાજ્યે નક્કી કર્યું. મજૂરોને મજૂરમંડળો સ્થાપવા દેવા માટે પરવાનગી આપવામાં આવી. આમ રાજ્યપ્રવૃત્તિમાં અનેકગણો વધારો થતાં તેને પહોંચી વળવા માટે રાજ્યમાં નોકરોની સંખ્યા પણ વધે છે. નોકરોની સંખ્યા વધતાં નોકરીયાતો માટે ધારાધોરણો અને તેમની લાયકાત માટેના નિયમો પણ રાજ્યને કરવાની જરૂર પડે છે. વીસમી સદી સુધી પહોંચતા સુધીમાં જોઇએ છીએ તો વ્યક્તિસ્વાતંત્ર્યવાદ વિલીન થતો જણાય છે.

## (૫) ૧૯૧૪ના વિશ્વયુધ્ધનો સમય

ગત વિશ્વયુદ્ધનો સમય એ ઉત્પાદનની પ્રવૃત્તિઓનાં સંયુક્ત સંચાલનમાં અસાધારણ પ્રયોગો માટે પ્રસિદ્ધ છે. ભાવની અનિયન્ત્રિત હરિફાઇઓને બદલે બધા ઉદ્યોગો પર રાજ્યનો અંકુશ મૂકી દેવામાં આવે છે. બધાં કારખાનાંઓ ગવર્મેન્ટ અંકુશ નીચે આવે છે. યુદ્ધને અંગે દરેક વસ્તુ ઉપર રાજ્યની દેખરેખ રાખવામાં આવી. ૧૯ મી સદીમાં બ્રિટનમાં ઔદ્યોગિક જીવન વધતાં ખેતીવાડીનો વિકાસ ઘણો ઘટી જાય છે. પણ લડાઇને અંગે ફરી પાછું ખેતીવાડી ઉપર લક્ષ આપવામાં આવ્યું. વિગ્રહના સમયમાં બેકારી જતી રહે છે, કારણ કે બધે કારખાનાંઓને ઘણું કામ કરવાનું રહે છે અને દરેક માણસને રાજ્યમાં કે લશ્કરમાં નોકરી મળી રહે છે.

યુદ્ધ દરમ્યાન મજૂરો અને બેકારીનો પ્રશ્ન અદૃશ્ય થયો હતો પણ લડાઈ પછી આ પ્રશ્ન ફરી પાછો વધુ ભયંકર સ્વરૂપમાં ફાટી નીકળે છે.

## (૬) ૧૯૧૮-૧૯૪૦

લડાઈ પછીના સમયમાં મજૂરવાદ વધુ બળવાન બને છે. રશિઆમાં ઝારશાહીનો અંત આવતાં અને સામ્યવાદી રાજ્યની સ્થાપના થતાં, આ વાદને નવું જોશ મળે છે. ગત યુદ્ધ પછી યુરોપમાં સામ્યવાદ અને રાષ્ટ્રીય સમાજવાદ એવા બે મતો નીકળે છે જે પછીથી ઘણું જ જોર પકડે છે. આ મતોવાળા દેશમાં

સરમુખત્યારીવાળાં રાજતંત્રોની સ્થાપના થાય છે. રશિયા, ઇટલી, જર્મની, સ્પેઇન, તુર્કસ્તાન વગેરેમાં સરમુખત્યારીવાળાં તંત્રો થયાં અને આ રાજ્યોમાં રાજ્યપ્રવૃત્તિનું ક્ષેત્ર એટલું બધું વધી જાય છે કે રાજ્યપ્રવૃત્તિના ક્ષેત્રમાં શું નથી આવતું તે વિચાર થઇ પડે છે. સરમુખત્યારી આવતાં વ્યક્તિવાદનો મૃત્યુઘંટ વાગી ચૂકયો હતો. આજે ફરીથી ૧૯૩૯ નું યુદ્ધ જામેલ છે જેમાં રાજ્યપ્રવૃત્તિનું ક્ષેત્ર અનેકગણું વધી જવા પામેલ છે. ઇંગ્લેન્ડની પ્રજાએ છેલ્લાં ૭૦૦ વર્ષથી રાજ્ય પાસેથી મેળવેલી બધી છૂટછાટો ફરી પાછી રાજ્યને સુપ્રત કરી દીધી છે. આજે ફેસીસ્ટ રાજ્યોમાં માણસ જન્મે ત્યાંથી મરે ત્યાં સુધીની તેની બધી પ્રવૃત્તિઓ રાજ્યસત્તાના અંકુશ નીચે રહે છે. ટુંકામાં રાજ્યસત્તાની પ્રવૃત્તિનું ક્ષેત્ર કોઈ દિવસ નહિ તેટલું આજે વિશાળ બનેલ છે.

## આધુનિક રાજયના ધર્મો

સમાજવાદી આદર્શોથી તથા વિજ્ઞાનની શોધખોળોથી ભરપૂર એવા આજના યંત્રયુગમાં રાજ્યના ધર્મોની સરહદ એટલી બધી વધી ગયેલ છે કે તેનું પૃથક્કરણ કરવું મુશ્કેલ છે. આજે રાજ્યના ધર્મોના વર્તુલમાં મનુષ્યજીવનના વ્યક્તિગત અને સામાજિક દરેક વિષયનો સમાવેશ થાય છે. આજના જમાનામાં આ બે ધર્મો વચ્ચે એટલો બધો સંબંધ વધી ગયેલ છે કે તે બે વચ્ચે તફાવત પાડવો ઘણો મુશ્કેલ છે. ઉપરાંત મનુષ્યજીવન એ અનેક કાર્યો અને કૃત્યોની એકતામાંથી ઉદ્‌ભવતું હોવાથી આ ફરજોના આર્થિક, સામાજિક, અને ધાર્મિક તેવા વિભાગો પણ બહુ વાસ્તવિક લાગતા નથી.

## મુખ્ય ધર્મો

(૧) બાહ્ય સંરક્ષણ, સમગ્ર દેશના સંરક્ષણ માટે લશ્કર, ફોજ વગેરે રાખવામાં આવે છે,

(૨) આંતરિક રક્ષણ, માણસની જાનમાલની સલામતી માટે તથા આંતરિક વ્યવસ્થા માટે પણ ફોજ રાખવાની જરૂર પડે છે,
(૩) ગુન્હાની વ્યાખ્યા અને તેની સજા,
(૪) દિવાની રાહે આપવાનો ન્યાય,
(૫) અપકૃત્યો અને દેવાંઓ માટે જવાબદારીની હદ નક્કી કરવી,
(૬) કરારોના ધારાઓ નક્કી કરવા,
(૭) સ્થાવર જંગમ મિલકતના ફેરબદલા માટે વ્યવસ્થા કરવી,
(૮) નાગરિકોના હક્ક અને ફરજો તથા નાગરિકો વચ્ચેના સંબંધ માટેના કાયદા,
(૯) વ્યવહારનાં સાધનો રાખવાં અને તેનું પોષણ કરવું,
(૧૦) પરદેશો સાથેનો સંબંધ,
(૧૧) રાજ્યધર્મોનું પાલન થાય તેટલા માટે કરવેરા નાખવા અને જરૂર પડે તો દેશમાં કે પરદેશમાંથી લોન લેવી.

ઉપર જણાવેલા રાજધર્મોમાં જુદા જુદા દેશોના સામાજીક અને આર્થિક સંજોગો પ્રમાણે ફેરફારો રહે છે.

## મરજિયાત ધર્મો

રાજ્યના મરજિયાત આર્થિક ધર્મોમાં માલનું ઉત્પાદન, વહેંચણ, ખપત, ફેરબદલો વગેરેનું ધોરણ બાંધવું, ઔદ્યોગિક સંસ્થાઓ અને કારખાનાંઓના નિયમો કરવા, વસ્તી પ્રમાણનું ધોરણ બાંધવું, રાજ્યની નોકરી તથા નોકરીયાતો માટે નિયમો કરવા, અને આર્થિક યોજનાઓ તૈયાર કરવી વગેરેનો સમાવેશ થાય છે; જ્યારે સામાજીક અને ધાર્મિક ફરજોમાં ગૃહજીવન, કેળવણી, શોધખોળ તથા જ્ઞાનની વ્યવસ્થા, જાહેર આરોગ્ય, અને ધર્મ ( Religion )નો સમાવેશ થાય છે.

### (૧) ઉત્પાદન અને તેના નિયમો

આજના સમયમાં અનિયન્ત્રિત હરિફાઈના સિદ્ધાંતે ઉત્પાદન કરવું અશક્ય છે. દરેક રાજ્યમાં ઉત્પાદન માટેના નિયમો અને ઉદ્દેશો જુદા જુદા રહે છે. કારખાનાના કાયદા, ટેરીફ, મજૂરીના કલાકો તથા દર, મજૂરોના સંરક્ષણ માટેના ધારાઓ, મજૂરોને કામ કરતાં ઈજા થાય તો તેને આપવાની રાહતના નિયમો, નુકસાનકારક તથા ભયંકર ગણાતી ચીજોના વેપારો ઉપર દેખરેખ, વેપારી લોન અને નાણાં ઉછીનાં આપવાં, ઔદ્યોગિક શોધખોળો વગેરે. આ વિષયોનો રાજ્યના ધર્મોમાં આજે સમાવેશ થાય છે. આજે રાજ્ય વધુ પડતા ઉત્પાદનના પ્રશ્ન ઉપર પણ ધ્યાન આપી રહેલ છે.

### (૨) ખપત

અર્થશાસ્ત્ર પ્રમાણે ખપત એ આબાદી માટે સૌથી જરૂરી વસ્તુ છે, અને દરેક રાજ્યે ખપત વધારવા માટે નિયમો કરવા જોઈએ. જીવનમાં સાધારણ સુખ સગવડતા મેળવવા માટે વસ્તુઓના વધુ ઉત્પાદનની જરૂર પડે છે, અને એ જરૂરમાં ઉત્પાદન અને ખપત-બન્નેનો સમાવેશ થાય છે. રાજ્યના ખપતના નિયમનમાં દવાઓ, દવાખાનાંઓ, વૈદકીય સલાહ, ખાધા-ખોરાકીની ચીજો, પાણી, જાહેર આરોગ્ય માટે દેખરેખ અને ગરીબ બાળકોની કેળવણી તથા આનંદ, રમતગમત, અને વિહારનાં સાધનો પ્રજાને આપવાં તે રાજ્યનો ધર્મ છે.

### (૪) મિલ્કતની-વહેંચણ

પ્રજામાં મિલ્કતની યોગ્ય વહેંચણી થવી જોઈએ તેવા આદર્શને અંગ્રેજીમાં Distribution કહેવામાં આવે છે. આજના યુગમાં રશિયા સિવાયનાં રાજ્યો પાસે બેકારીના પ્રશ્નનો કેમ નિવેડો લાવવો તે મહાન પ્રશ્ન બન્યો છે. બેકારી અને ગરીબી એ મિલ્કતની અસમાન વહેંચણનું પરિણામ છે એટલે મિલ્કતની યોગ્ય વહેંચણ ન થવા પામે ત્યાંસુધી ગરીબી અને બેકારી એ બન્ને કૂટ પ્રશ્નો છે. મજૂરીના દરો નક્કી કરવા ટ્રેઈડ બોર્ડોની

નિમણુક કરેલ છે. દરેક માણસને પ્રાથમિક જ્ઞાન અને દરેક માણસને પેટ પૂરતો રોટલો મળે તે આજના યુગની પ્રાથમિક માગણીઓ છે. આજે આ માગણીઓને પહોંચી વળવા માટે મુડીવાદી દેશો અનેક જાતની યોજનાઓ કરે છે જેમાં વૃદ્ધ તથા અપંગને પેન્શનો, ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો, ગરીબને આર્થિક મદદ, મજૂરીના કલાકો ઓછા કરવા, લેબર એક્સચેન્જ બ્યુરોની સ્થાપના, મજૂરવર્ગ માટે શાળાઓ તથા રાહતો વગેરેનો સમાવેશ થાય છે.

(૪) ચલણ તથા હૂંડીયામણ

રાજ્યમાં ચલણ તથા હૂંડીયામણની સ્થિરતા એ ખાસ આવશ્યક વસ્તુ છે. આજકાલ ચલણમાં ભાવ ફેર કરવાથી મોટાં દેવાંઓમાં ઘટાડો કરવામાં આવે છે. ગતયુદ્ધ પછી નાણાં અને હૂંડીયામણમાં સ્થિરતા રાખવા માટે ઘણી ગૂંચવણો ઉભી થવા પામી છે. પણ એક વસ્તુ સ્પષ્ટ થયેલ છે કે આ બાબતમાં રાજ્ય ગમે તેટલું જોરદાર અને બળવાન હોય તો પણ એકલું કાંઈ કરી શકવા અશકત છે. પરદેશ સાથેનું હૂંડીયામણ આંતરરાષ્ટ્રીય હોવા છતાં આંતરિક આર્થિક સ્થિરતા તે રાજ્યની દેખરેખનો વિષય બને છે.

(૫) ઔદ્યોગિક સંસ્થાઓ

આધુનિક રાજ્યને વેપાર અને વાણિજ્યના વિકાસથી ઉદ્‌ભવતી ગૂંચવણો એ મુંઝવતો પ્રશ્ન થઇ પડેલ છે. ખાનગી ઔદ્યોગિક સાહસ પર કેટલો અંકુશ રાખવો તે પણ રાજ્યનો પ્રશ્ન રહે છે. લશ્કરી અગર શાંતિના કારણે રાજ્ય હથિયારોની બનાવટ તથા તેના વેપાર પર અંકુશ મૂકે છે. રાજ્ય ઔદ્યોગિક ઝગડાઓની સ્થાપિત કોર્ટોમાં પતાવટ કરી શકે છે. આંતરરાષ્ટ્રીય બ્યાપારી હરિફાઇ માટે નિકાસ અને ઉત્પાદનના આંકડાઓ તૈયાર કરાવવા એ આધુનિક રાજ્યનો આવશ્યક ધર્મ બની ગયેલ છે.

(૬) વસ્તીપ્રમાણ

દરેક રાજ્યમાં પ્રજાસંખ્યા અને તેની ગણતરી તે જરૂરી વસ્તુ છે.

રાજ્યમાં લશ્કરી જરૂરિયાત અગર તો આર્થિક સ્થિતિ પ્રમાણે વસ્તીપ્રમાણુ વધારવા કે ઘટાડવાની જરૂર રહે છે. આ કારણોથી રાજ્ય ઘણી વખત પોતાની હદમાં બહારના પરદેશીઓને રહેવા દેવાનો પ્રતિબંધ કરી શકે છે. આધુનિક જર્મની તથા ઈટાલીએ પ્રજાસંખ્યામાં ઘણો વધારો કરેલ છે, કારણુ કે તેને પ્રજાની લશ્કરી કારણુ માટે જરૂરિયાત હતી. ફ્રાન્સના આધુનિક પરાજ્ય માટે વસ્તી પ્રમાણુનો ઘટાડો તે એક કારણુ ગણાય છે. આજે પ્રજનન શાસ્ત્ર ( Eugenics )ના નિયમો પ્રમાણે રાજ્ય પ્રજાની શારીરિક સ્થિતિમાં સુધારો કરી શકે છે. જ્યાં ઉત્પાદન થોડું હોય છે, આર્થિક સ્થિતિ નબળી હોય છે, અને ઉત્પાદનના પ્રમાણુમાં વસ્તીપ્રમાણુ ઘણું હોય છે ત્યાં હંમેશાં વસ્તીપ્રમાણુમાં ઘટાડો કરવાની જરૂર રહે છે.

## (૭) રાજકીય સમાજવાદ ( State Socialism )

રાજ્ય જ્યારે તેનાં ખાતાંઓ દ્વારા પ્રજાને સગવડતા આપવા ખાતર અમુક ઉદ્યોગો હાથ ધરે, અથવા વેપાર કરે ત્યારે તેને રાજકીય સમાજવાદ કહેવામાં આવે છે. આ વસ્તુ સાથે ઘણાને ભય રહે છે કે રાજ્ય જો આમ વેપાર કરવા લાગે તો પ્રજા ઉપર નવા પ્રકારનો જુલ્મ શરૂ થાય છે, પણુ જો આવાં ખાતાંઓ પર લોકસંસ્થાઓનો અંકુશ હોય તો પછી આ ભય રાખવાને કારણુ રહેતું નથી.

## (૮) આર્થિક યોજના ( Planned Economy )

આર્થિક યોજના એ આજે ઘણી લોકપ્રિય વસ્તુ બનેલ છે. આજે ઉત્પાદન અને ખપત બેઉ એટલાં બધાં અસમાન થઇ ગએલ છે કે આને અંગે મુડીવાદી દેશોમાં આર્થિક અરાજકતા ખૂબ વધી ગયેલ છે. એક તરફથી વધુ પડતા ઉત્પાદનથી વધારાના માલનો નાશ કરવાની જરૂર પડે છે, હજારો ટન કોફી બાળી નાખવામાં આવે છે, કપાસ સડવા દેવામાં આવે છે, ઘઉં દરીયામાં નાખી દેવામાં આવે છે, જ્યારે બીજી તરફથી અનેક માણુસોને પેટ પૂરતું અન્ન મળતું નથી અને અંગ ઢાંકવા પૂરતાં વસ્ત્રો મળતાં નથી. આ

કારણે દેશના જરૂરી ઉત્પાદન, ખપત, અને ઉદ્યોગોની યોગ્ય વ્યવસ્થા કરી દરેક માણસને તેની જરૂરિયાત પ્રમાણે વસ્તુઓ મળી શકે તેવી યોજનાની જરૂર રહે છે.

(૯) કૌટુમ્બિક સંબંધ

કુટુમ્બની સંસ્થા એ રાજ્યથી પણ પુરાતન છે. ઉંઘાં બસો વર્ષ દરમ્યાન ધર્મનો કાબુ જતાં આ સંસ્થાના હકો પર રાજ્યે તરાપ મારેલ છે. લગ્ન, વારસો તથા મિલ્કતના હકો પર રાજ્યે અંકુશ મૂકેલ છે. રાજ્યે કુટુમ્બબહારના સામાજીક સંબંધો પર પણ અંકુશ મૂકેલ છે. રાજ્ય દરેક વ્યક્તિ અને સંસ્થાને સંરક્ષણ આપે છે. આત્મઘાત એ ગુન્હો ગણાય છે. પરંતુ આત્મઘાત કરવા પ્રેરતી આર્થિક અને સામાજીક રચનાને સુધારવાનું કામ ઘણાં થોડાં રાજ્યોએ વ્યવહારમાં મૂકેલ છે.

(૧૦) કેળવણી

દરેક રાજ્યમાં દરેક માણસને જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સમાન તક મળવી જોઇએ. ગરીબીની જેમ અજ્ઞાન એ પણ અનિચ્છનીય વસ્તુ છે, માટે બન્નેને દૂર કરવાં એ રાજ્યનો પ્રાથમિક ધર્મ છે. આજે યુરોપના ઘણા દેશોમાં કેળવણી ફરજીયાત બનાવવામાં આવે છે અને કેળવણી ઉપર ખૂબ જ ધ્યાન આપવામાં આવે છે. ઇટલી અને જર્મનીએ તેની પ્રજાનું નવસર્જન કરવા માટે પ્રથમ કેળવણી ઉપર લક્ષ આપેલ છે. હિંદ જેવડા વિશાળ દેશમાં બ્રિટનની કલ્યાણકારી છાયામાં આજે ૮૦% જેટલી પ્રજા તદ્દન અજ્ઞાન છે, બાકીના ૨૦% માં પ્રાથમિક જ્ઞાન અને કોલેજ કેળવણી પામેલાનો સમાવેશ થાય છે.

(૧) જાહેર આરોગ્ય

વિજ્ઞાનની શોધખોળ થતાં જાહેર જનતાની સુખાકારી તથા આરોગ્ય માટે રાજ્યની ફરજમાં અનેકગણો વધારો થયેલ છે. સ્વચ્છતા, દૂધ, ખોરાક

વગેરે ચીજો પર દેખરેખ, બત્તી, રસ્તાઓ, પાણી, દવાખાનાંઓ, ચેપીરોગો સામેનાં પગલાંઓ લેવાનું વગેરે ઘણું કામ રાજ્યને શિરે રહે છે.

### આધુનિક રાજ્યમાં નાગરિકતાના હક્કો

રાજ્યસત્તા વિસ્તૃત બનતાં માણસોના હક્કો અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય બન્ને સંકુચિત બનેલાં છે. પ્રજાતંત્રવાદી દેશમાં સ્વરાજ્યના હક્કો એ રાજ્યની ભૂમિકા બને છે. રાજ્ય તરફથી જળવાતું સ્વાસ્થ્ય, સલામતી, સુલેહ, અને શાંતિને અંગે પ્રજામાં એક જાતની સ્વતંત્રતાનું વાતાવરણ ઉભું થાય છે. આધુનિક નાગરિકતાના હક્કોમાં આજે મિલ્કતની અસમાન વહેંચણને અંગે ઉભી થતી આર્થિક મુશ્કેલીઓ દૂર કરવાની માગણીનો પણ સમાવેશ થાય છે. પ્રજાના હક્કો તથા રાજ્યસત્તાનાં વર્તુલો અમુક સમયે નક્કી થવાં જોઇએ, કેમકે આજે રાજ્યની સત્તાનો વિસ્તાર વધતો જ જાય છે. બહુધા સામાજીક તથા ધાર્મિક રીતરિવાજો અને પ્રથાઓમાં રાજ્યની ડખલગીરી હોતી નથી પણ આ રીતરિવાજો રાજ્યની પદ્ધતિ કે ભલાના વિરોધી હોય અગર તો સમાજમાં અનિષ્ટરૂપ હોય તો રાજ્યે ડખલગીરી કરવી ઘટે.

મનુષ્યવ્યક્તિત્વના વિકાસ માટે સ્વતંત્રતા આવશ્યક હોવાથી નાગરિક સ્વતંત્રતા સચવાઇ રહે તેટલા માટે અમુક સંસ્થાઓ અને મંડળો પણ ઉભાં કરવામાં આવેલાં હોય છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં કુટુમ્બ, ધર્મ, જાન, માલ, મિલકત, વચાર, વાણી, વ્યાપારી સાહસ, મંડળો સ્થાપવાની સ્વતંત્રતા વગેરેનો સમાવેશ થાય છે.

### (૧) વ્યક્તિજીવનની સ્વતંત્રતા

વ્યક્તિગત સ્વાતંત્ર્ય એ સામાજીક પ્રગતિનું મૂળ છે. વધુમાં વધું સુખપ્રાપ્તિ એ દરેક મનુષ્યના જીવનનો સ્વાભાવિક ઉદ્દેશ હોવાથી રાજ્યે દરેક મનુષ્યને બને તેટલું શક્ય સુખ અને સગવડના આપવા પ્રયત્નો કરવા

ઘટે. આ સુખ સગવડતા આપવા માટે સ્વતંત્રતા પણ આપવી ઘટે, અ
આ સ્વતંત્રતા માટે ગુલામી, ભાડુતી મજૂરી, અને મનસ્વી ધરપકડ વગે
નાબૂદ થવાં જોઇએ, તેમજ વિશુદ્ધ ન્યાય મળે તેવી બધાને ખાત્રી હોવ
જોઇએ. કેમ રહેવું, શું પહેરવું, અને શું ખાવું તે બાબતમાં રાજ્ય નિયં
કરતું નથી, જો કે જનસુખાકારીને નુકસાનકારક કેફી તથા બીજી ખરા
ખાદ્ય વસ્તુઓનો રાજ્યે પ્રતિબંધ કરવો જોઇએ. દરેક માણસને સંસ્કારિત
મેળવવા સમાન તક આપવી જોઇએ.

## (૨) કૌટુમ્બિક સ્વાતંત્ર્ય

દરેક દેશમાં કૌટુમ્બિક રિવાજો સામાજીક સંસ્થાને ખૂબ અસર કરે છે. રાજ્યસત્તા કૌટુમ્બિક હક્કોના માત્ર પરિઘને જ અડકે છે. કૌટુમ્બિક વ્યવસ્થા દરેક દેશ અને જાતોમાં જુદી જુદી રહે છે. આજે રાજ્ય માનવતાને નામે અને કેટલાંક બીજાં ઉપયોગી કારણોને અંગે કૌટુમ્બિક જીવનને પણ વ્યવસ્થિત રાખે છે. લગ્ન જે કૌટુમ્બિક વસ્તુ છે તે આજે રાજ્યસત્તા નીચે આવેલી છે. એક સ્ત્રીપદ્ધતિ, બહુસ્ત્રી પદ્ધતિ વગેરે પાછળ કાયદાની સંમતિ રહે છે. આજે માણસ ધાર્મિક ક્રિયા વગર લગ્ન માત્ર રજીસ્ટ્રેશનથી પણ કરાવી શકે છે. કુટુમ્બમાં વારસો એ વસ્તુ પણ રાજ્યના અંકુશ નીચે રહે છે. રાજ્યના ધારાધોરણ પ્રમાણે દીકરી, સ્ત્રી, માતા, પુત્ર, ભાઇઓ વચ્ચે મિલ્કતની વહેંચણ થાય છે. રશિયામાં તો બાળકોની દરકાર, કેળવણી, અને ઉછેર એ પણ રાજ્યનો વિષય બનેલ છે.

## (૩) ધાર્મિક સ્વાતંત્ર્ય

માણસ જાત ઉપર પ્રાથમિક અવસ્થાથી જ ધર્મની અસર શરૂ થયેલી છે, એટલે માનવજીવનમાં ધર્મ એ કાંઈ સાધારણ ભાગ ભજવતો નથી. આજે બધા દેશોમાં ધાર્મિક સહિષ્ણુતા જાળવવામાં આવે છે. આગળ ધર્મને માટે લડાઇઓ થતી તથા મોટી કત્લો ચલાવવામાં આવતી. આજે ધર્મનો પંજો મનુષ્ય માનસ ઉપર ઘણો ઢીલો પડ્યો છે. વિજ્ઞાનયુગની

શરૂઆતથી ધર્મનો લોપ અને ધર્મમાં માણસોને અશ્રદ્ધા ઉભી થવા લાગે છે અને પરિણામે ધર્મનું બળ ઘણું ઘટી જાય છે. સામ્યવાદ ધર્મને મુડીવાદની સહચરી ગણે છે, એટલે સામ્યવાદી રશિયામાં આજે રાજ્યે ધર્મને રૂખસદ આપેલ છે. રશિયા સિવાય ઘણા ખરા રાજ્યમાં ધર્મ માટે માણસોને સંપૂર્ણ છૂટછાટ રહે છે. ધર્મ પછી બીજો વિષય એ ધર્મને લગતી નીતિનો છે. રાજ્ય માણસોને બંદુકના સંગીનના ભયથી કેટલી હદ સુધી નીતિ પળાવી શકે તે વિચારવા જેવો પ્રશ્ન છે, છતાં સામાજીક વ્યવસ્થા પૂરતી રાજ્યસત્તા આ નીતિ પળાવવા પ્રયત્નો કરે છે, પણ નીતિ અને અનીતિ એ વ્યકિતગત પ્રશ્નો બને છે. અંતર ( Conscience ) એ માણસની પોતાની જ વસ્તુ છે, તેના પર હજુ સુધી કોઈ ભયથી રાજ્ય કરી શકતું નથી. આજે રાજ્ય જુગાર, ચોરી, દારૂ, અને વેશ્યાઓની પદ્ધતિને નાબુદ કરવા પગલાં લે છે, પણ તે બહુ સફળ નીવડ્યાં હોય તેમ જણાતું નથી. અપકાર, નિર્દયતા, ગરીબી, અજ્ઞાન એ હજુ સુધી કોઈ પણ રાજ્યના કાયદામાં ગુન્હાઓ બની શકેલ નથી.

### (૪) વિચાર અને વાણીસ્વાતંત્ર્ય

વિચાર અને વાણીસ્વાતંત્ર્ય એ પ્રજાતંત્રવાદી યુગનો મહાન અધિકાર ગણાય છે. મુદ્રણસ્વાતંત્ર્યનો પણ આમાં સમાવેશ થાય છે. માણસને પોતાના ગમે તેવા વિચારો બીજાની બદનક્ષી ન કરે તેવી રીતે દર્શાવવા છૂટ રહે છે. પ્રજાતંત્રવાદી રાજ્યોમાં રાજ્યકર્તા બહુમતિ પક્ષ સામે કોઈ પણ માણસ તેની નીતિ માટે ગમે તેવી ટીકા કરી શકે છે. પણ એપક્ષી રાજ્યો જ્યાં સરમુખત્યારી હોય છે ત્યાં વિચાર તથા વાણીસ્વાતંત્ર્ય તથા રાજ્યકર્તા પક્ષ વિરૂદ્ધની ટીકા સામે કડક પ્રતિબંધો રહે છે.

### (૫) સાહસ ખેડવાનું સ્વાતંત્ર્ય

ઘણે ભાગે મુડીવાદી રાજ્યોમાં માણસોને બીજાના હકોને નુકસાન કર્યા વગર કાંઈ પણ સાહસ ખેડવા છૂટ હોય છે. આવા સાહસ પર પ્રતિબંધ

ત્યારે જ આવે છે કે જેથી સામાન્યરીતે માણસોના જાન, માલ, તથા ભવિષ્યને નુકસાન થવાનો સંભવ હોય.

(૬) મંડળો સ્થાપવાનો હક્ક

માણસોને સંસ્કારોની આપ લે કરવા તથા તેમનાં ઐહિક હિતોનો વિકાસ સાધવા માટે મંડળો સ્થાપવાનો સંપૂર્ણ હક્ક રહે છે. આ હક્ક વિચાર અને વાણીસ્વાતંત્ર્યના હક્કને મળતો છે. આવાં મંડળો પાસે વ્યક્તિગત સ્વાતંત્ર્ય પર તરાપ મારે અગર તો ખોટું દબાણ લાવે તેવી સત્તા હોય તો તે સત્તા વિવાદાસ્પદ રહે છે. દાખલા તરીકે મજૂરોને પોતાનાં દુઃખો દર્શાવવા માટે બીજું કોઈ સાધન ન હોય ત્યારે તેને મજૂરમંડળ દ્વારા આ દુઃખો રજૂ કરવાનું અગર તો હડતાળ પર જવાનું સાધન રહે છે. હડતાળ બે પ્રકારની રહે છે, એક સામાન્ય અને બીજી સાર્વત્રિક. સાર્વત્રિક હડતાળમાં બધા મજૂરો તથા મજૂરમંડળો સહાનુભૂતિથી હડતાળ પર જાય છે. જ્યારે સામાન્ય હડતાળમાં અમુક ખાતાના મજૂરો જ હડતાળ પાડે છે. બ્રિટન તથા હિંદમાં સામાન્ય હડતાળ કાયદેસર ગણાય છે, પણ સાર્વત્રિક હડતાળ ગેરકાયદેસર છે. બ્રિટનમાં મજૂરો તથા હડતાળના ઝઘડાઓનું સમાધાન કરવા માટે ઈ. સ. ૧૯૦૯ અને ૧૯૧૮ ના કાયદાઓથી ટ્રેઈડબૉર્ડની સ્થાપના કરવામાં આવેલ છે, જે મજૂરોને ઓછામાં ઓછા આપવાના દરો નક્કી કરે છે. મજૂરમંડળોના ઝઘડાઓની પતાવટ બ્રિટનમાં વ્હીટલી કાઉન્સીલ કરે છે. જો બન્ને પક્ષો આ વ્હીટલી કાઉન્સીલને લવાદ તરીકે કબૂલ રાખે તો પંચનો ફેંસલો છેવટનો રહે છે, તેમ ન થાય તો બન્ને પક્ષોના પોતાના હક્કો કાયમ રહે છે.

(૭) મિલ્કતનું સ્વાતંત્ર્ય

મિલ્કતના હક્કો જગતમાં જુદા જુદા સમયે અને સંજોગોમાં ફરતા આવ્યા છે. પ્રાથમિક મનુષ્યના સમાજમાં ખાનગી મિલ્કતની પદ્ધતિ બહુ ગર્ભિત રીતે જોવામાં આવે છે. જેમજેમ મનુષ્યજીવનની આર્થિક ભૂમિકાનો

વિકાસ થવા માંડ્યો, તેમતેમ ખાનગી મિલ્કતની સંસ્થાનો ઉદ્ભવ થવા લાગ્યો. વેપાર વાણિજ્યના વિકાસ અને વિનિમય પદ્ધતિની શરૂઆત થતાં મિલ્કતમાં વધારો થવા લાગ્યો. કેટલાક એમ પણ માને છે કે મિલ્કત એ વસ્તુ ઉપરનો કબજો નહિ પણ માત્ર હક્ક છે. વ્યક્તિસ્વાતંત્ર્યવાદના યુગમાં ખાનગી મિલ્કતના હક્કો ઘણા જ ગૂંચવણ ભરેલા બન્યા હતા. કહેવાય છે કે અર્વાચીન રાજ્યે ખાનગી મિલ્કત ઉપરની દેખરેખના હક્કો પ્રાથમિક સમાજ પાસેથી મેળવ્યા છે. ખાનગી મિલ્કતની સહીસલામતી રાજ્યરક્ષણને આભારી છે. આજે મિલ્કતનું વસીયતનામું, વારસો, વહેંચણુ, ફેરબદલો, બક્ષીસ વગેરેના કાયદાઓ ખાનગી મિલ્કતની વ્યવસ્થાના ધારાઓ છે. ચલણુ, હુંડિયામણુ તથા ભાવફેરના નિયમો તથા કરવેરા વગેરે મિલ્કતની જાહેર વ્યવસ્થા તથા ફેરબદલા માટેના નિયમો છે. રાજ્ય આ હક્કોમાં નવા સંજોગો પ્રમાણે ફેરફારો કરે છે. આજે રાજ્ય પોતાના સર્વોપરી હક્કોથી ( Right of eminent domain ) કોઈ પણ ખાનગી મિલ્કત જાહેર હિત માટે ખરીદી શકે છે.

સમાજવાદ અને સામ્યવાદની ઉત્પત્તિ મિલ્કતની અસમાન વહેંચણુમાંથી થયેલ છે. સમાજવાદ અને સામ્યવાદ દરેક મિલ્કતને રાજ્યની મિલ્કત ગણે છે, એટલે સામ્યવાદી રાજ્યમાં ખાનગી મિલ્કતનો અભાવ રહે છે. આજે આ પ્રયોગ માત્ર રશિયામાં જ થઈ રહ્યો છે. જ્યારે બીજા સમાજવાદી દેશોમાં વધુ પડતી મિલ્કત ઉપર અમુક અંકુશો મૂકવામાં આવેલ હોય છે. મિલ્કતની યોગ્યતા અને લાયકાત પ્રમાણેની વહેંચણુ એ આજના યુગનો કૂટ પ્રશ્ન છે. મિલ્કત મેળવવી અને તે સાચવવી એ માણસની સ્વાભાવિક ( Possessory Instinct ) કબજો મેળવવાની વૃત્તિનું પરિણામ છે. આ વૃત્તિમાં સુધારો કરવો અગર નવો ચીલો પાડવો એ રાજ્ય માટે સૌથી, દુષ્કર કાર્ય છે.

## પ્રકરણ ૯ મું

## રાજકારણના શાસ્ત્રીય સિદ્ધાંતો

### રાજકીય સિધ્ધાંતો ( Political Theories )

યુરોપમાં રાજકારણ એ ફિલસુફીનો વિભાગ ગણી તત્ત્વચિંતકોએ રાજકારણને શાસ્ત્રીય સ્વરૂપ આપી તેના સિદ્ધાંતો રચેલ છે. યુરોપીય રાજકારણની આ લાક્ષણિકતા છે. યુરોપના તત્ત્વચિંતકોએ તથા વિદ્વાન પુરૂષોએ માત્ર વિચારો અને લખાણોથી રાજકીય વિપ્લવો ઉભા કર્યા છે. પૂર્વમાં આમ બનવા પામેલ નથી. યુરોપના ઘણાખરા રાજદ્વારી ફેરફારો એ સમય અને સંજોગોનું પરિણામ હતું. છતાં પણ આ ફેરફારોનાં કારણો તપાસશું તો તેના પર રાજકીય સિદ્ધાંતોની ઘણી જ અસર થવા પામેલ છે. રાજકીય સિદ્ધાંતો તે સમયનું પ્રતિબિંબ હોવાથી, તેમજ રાજકીય બનાવો તથા વૃત્તિઓના પરિણામરૂપ હોવાથી, અને કેટલાંક રાજ્યો રાજકીય આદર્શો રજુ કરતાં હોવાથી આ સિદ્ધાંતો વિષે થોડી ઘણી માહિતી આવશ્યક બને છે. રાજકીય સિદ્ધાંતોની યુરોપના ઇતિહાસ પર થોડી ઘણી અસર થયેલ નથી. વોલ્ટેર, રૂસો, અને ડીડેરેટના રાજકીય વિચારો ફ્રાન્સના મહાન વિપ્લવનું કારણ ગણાય છે. કાર્લ માર્ક્સના સામ્યવાદી સિદ્ધાંત સિવાય રશિયામાં ગમે તેટલો જુલ્મ હોત તો પણ ત્યાં સામ્યવાદી બળવો ન થઈ શકત. રાજકીય સિદ્ધાંતો બે પ્રકારના છે. પ્રથમમાં રાજ્યની ઉત્પત્તિ, અંત, અને ઉદ્દેશનો ઉલ્લેખ થાય છે, જ્યારે બીજામાં રાજ્યવહીવટના પ્રશ્નો જેવા કે ધારાસભાનું બંધારણ, ન્યાયખાતું, મતાધિકાર વગેરે પ્રશ્નોની છણાવટ થાય છે.

### પ્રાચીન અને મધ્યયુગના સિધ્ધાંતો : પ્લેટો

રાજકારણના આદિ વિચારક તરીકે મહર્ષિ પ્લેટોનું નામ પ્રસિદ્ધ છે. પ્લેટો ઈ. સ. પૂ. ૪૨૭–૩૪૭માં ગ્રીસમાં થઈ ગયા. પ્લેટો પછી તેના

શિષ્ય એરીસ્ટોટલે બધી જાતનાં શાસ્ત્રો સંબંધી વિચારો કરેલ છે. પણ પ્રસિદ્ધ તત્ત્વચિંતક પ્લેટોએ જે વિચારો અને સત્યો શોધ્યાં છે તે આજદિન સુધી અમર રહ્યાં છે. પ્લેટોએ શહેરીજીવનની ઘણી પ્રશંસા કરેલ છે. શહેરને માનવજીવનની સંસ્કૃતિ સંઘરવાનું સરસ સાધન ગણવામાં આવ્યું છે. પ્લેટોએ નગરરાજ્યના સિદ્ધાંતનો પણ ઉલ્લેખ કર્યો છે. શહેર એ સમાજ અને સામાજીક કલ્યાણનું પ્રતીક છે તેમ પ્લેટો માને છે. શરીરનો દરેક અવયવ સ્વતંત્ર રીતે કાબુ બહાર કામ કરે અને શરીરની જેવી સ્થિતિ થાય તે દષ્ટાંત પ્લેટોએ વ્યક્તિજીવનની શહેરીજીવન સાથે સરખામણી કરતાં આપેલ છે. પ્લેટોના પ્રસિદ્ધ પુસ્તક 'The Republic' (પ્રજાસત્તાક)માં પ્લેટોએ એક આદર્શ નગરની વ્યવસ્થા કેવી હોવી જોઇએ તેનો ખ્યાલ આપેલ છે. પ્લેટોના મંતવ્ય પ્રમાણે આ નગરના રાજ્યકર્તા એવા હોવા જોઇએ કે તત્ત્વજ્ઞાન, ત્યાગ, અને નિઃસ્વાર્થ ભાવનાથી રાજ્ય ચલાવી શકે. રાજ્યની હદ શહેરના સીમાડા સુધી રહે, રાજ્યની બધી મિલ્કતનો ભોગવટો તમામ પ્રજા સરખે હીસ્સે કરી શકે, કોઈ પણ પ્રજાજન પાસે ખાનગી અગર અંગત મિલ્કત ન હોઇ શકે, રાજ્ય પ્રજાનાં સુખ, સગવડતા, તથા તેના બાળકોની કેળવણી માટે સંપૂર્ણ ધ્યાન આપે અને બદલામાં પ્રજા રાજ્યને સંપૂર્ણ સહકાર આપે અને રાજ્ય માટે લશ્કરી મદદ કરે તેમ પ્લેટો માને છે. પ્લેટો પ્રજાતંત્રવાદને હલકી કોટીનું રાજ્ય અને નબળું તંત્ર માને છે. પ્લેટો પ્રજાનો મોટો ભાગ જે અસંસ્કૃત, અજ્ઞાત, અને સંકુચિત હોય છે તેના હાથમાં રાજ્યસત્તા સોંપવાની વિરૂદ્ધ રહે છે. પ્લેટોને સામાન્ય પ્રજાવાદ તરફ ઘૃણા થઈ ગઈ હતી, કારણ કે જે પ્રજાવાદ સોક્રેટીસ જેવા સંત પુરૂષને તેના વિચારો માટે મારી નાખવાનું કૃત્ય વાજબી ગણે છે ત્યાં વિચારની ઉદારતા, ચારિત્ર્યની ઉત્કૃષ્ટતા અને ભાવનાની નિઃસ્વાર્થતા હોઈ શકે તે અસંભવિત્ છે તેમ તેને થઇ ગયું હતું. પ્લેટો નાગરિકોનાં સુખ-સગવડતા માટે શુદ્રોની જેમ ગુલામીની સંસ્થાને આવશ્યક વસ્તુ ગણતો. હિંદની જેમ વર્ણાશ્રમધર્મના અભાવે હલકી જાતનું કાર્ય જે શુદ્રોને કરવાનું

હતું તે બધું ગુલામોદ્વારા કરવાની જરૂરીઆત હોઇ પ્લેટોએ ગુલામીને પણ આવશ્યક ગણેલ છે. આજના યુગમાં આ વસ્તુ આશ્ચર્યજનક લાગે પણ તે વખતમાં ગુલામી એ સ્વાભાવિક વસ્તુ થઈ પડેલ હતી એટલે પ્લેટો જેવા મહાન વિચારકની વિચારસરણીમાંથી તે સરકી ગયેલ છે. પ્લેટોના પ્રજાસત્તાકમાં કૌટુમ્બિક જીવનને ઉડાડી દેવામાં આવે છે. કુટુમ્બને બદલે વ્યક્તિનેજ સમાજનો સીધો ઘટક બનાવી દીધેલ છે. કુટુમ્બને સમાજનું પ્રાથમિક ઐક્ય બનાવવાથી માણસને કૌટુમ્બિક ભાવનાની જાળમાંથી મુક્ત થવું ઘણુંજ દુસ્કર છે. પણ જો પહેલેથીજ માણસને કુટુમ્બભાવનાથી અલિપ્ત રાખવામાં આવે તો માણસ વધુ નિઃસ્વાર્થ રહી શકે છે અને તેનો જીવનઉદ્દેશ ઘણો વિશાળ બની શકે છે. કુટુમ્બભાવના મનુષ્યને નિસ્વાર્થ બનાવવામાં ઘણા અંતરાયરૂપ રહે છે. ટુંકામાં કહીએ તો પ્લેટોના પ્રજાસત્તાકમાં 'વસુધૈવ કુટુમ્બકમ્' એ આદર્શવાદી સિદ્ધાંતનું પ્રતિપાદન થયેલ છે. વર્ગવિહીનતા એ આ વાદનું લાક્ષણિક સ્વરૂપ છે. ગરીબ અને તવંગર જેવા ભેદો પ્લેટો પાસે હતા નહિ. પ્લેટોના આદર્શવાદ ઉપરથી કહેવાય છે કે સામ્યવાદના પ્રણેતા કાર્લ માર્કસે ઘણા સિદ્ધાંતો અપનાવ્યા હતા.

### એરીસ્ટોટલ (ઈ. સ. પૂ. ૩૮૪-૩૨૨)

એરીસ્ટોટલ એ પ્લેટોનો શિષ્ય હતો, છતાં તેના ગુરૂ કરતાં જુદા દૃષ્ટિકોણથી રાજકારણના પ્રશ્નો છણે છે. પ્લેટોએ જેમ "Republic" નામનું પુસ્તક લખ્યું તેમ એરીસ્ટોટલે "Politics" (રાજકારણ) નામનું પુસ્તક લખેલ છે. આ પુસ્તકમાં રાજકારણના આદર્શો અને સિદ્ધાંતો ઉપરાંત રાજ્યના જુદા જુદા સમયે થયેલ વિકાસની અવસ્થાઓની તલસ્પર્શી ચર્ચા કરવામાં આવેલ છે. આ સિવાય એરીસ્ટોટલે એક બીજું મહાન પુસ્તક લખ્યું હતું જેનો માત્ર થોડો ભાગ હાથ આવેલ છે, અને આ ભાગ જે હાથ આવેલ છે તેમાં ગ્રીસનાં નગરરાજ્યોના તંત્રોના તેમજ બીજા

દેશોના રાજ્યોના દાખલાઓ આપી ઉંડો અભ્યાસપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવેલ છે. એરીસ્ટોટલનું "રાજકારણ" એ તેના ઘણા ઉંડા અને પાકટ અભ્યાસનું પરિણામ હતું. શહેરની ઉત્પત્તિ સંબંધમાં એરીસ્ટોટલ કહે છે કે માણસ એ પ્રથમથી જ રાજકીય પ્રાણી ( Political animal ) છે, જે હંમેશાં બીજાં પ્રાણીઓની જેમ સમૂહમાં જ રહી શકે છે. રાજ્યના વિકાસનાં ત્રણ સ્વરૂપો વિષે એરીસ્ટોટલે લંબાણપૂર્વક ચર્ચા કરેલ છે. એરીસ્ટોટલના મત પ્રમાણે રાજતંત્રમાં રાજાશાહી, ઉમરાવશાહી, અને પ્રજાતંત્રશાહી એ ત્રણેનું મિશ્રણ હોવું જોઈએ. ઈંગ્લેન્ડમાં આ ત્રણેનું મિશ્રણ હોવાથી ત્યાંનું રાજતંત્ર વધુ સ્થાયી નિવડેલ છે. એરીસ્ટોટલના આદર્શનગરમાં ૫૦૦૦ માણસોથી વધુ સંખ્યા ન હતી. આ નગરમાં વર્ગભેદ આજે ફેસીસ્ટ રાજ્યોમાં છે તેમ રાખવા દેવામાં આવ્યો હતો, અને રાજતંત્ર એ સાધારણ પ્રકારનું પ્રજાતંત્રવાદી રાજ્ય હતું. એરીસ્ટોટલ લાંબો વખત આથેન્સમાં રહ્યો પણ ત્યાંનો પ્રજાતંત્રવાદ તેને ગમ્યો નહિ. પ્લેટોની જેમ તે પણ માનતો કે કેવળ પ્રજાશાહીમાં આંતરિક વિખવાદો અને વર્ગભેદો ઘણા રહેતા હોવાથી તે નબળું તંત્ર છે. પ્લેટોની જેમ એરીસ્ટોટલ પણ ગુલામીની સંસ્થાને આવશ્યક માને છે. પ્લેટો અને એરીસ્ટોટલ આજસુધી પણ રાજકારણના પ્રખર વિચારકો તરીકે અમર છે અને તેનું સ્થાન લે તેવા પુરૂષોને જગતે જન્માવવા બાકી છે.

## હિંદુ રાજકારણ અને તેના સિધ્ધાંતો

હિંદુ રાજકારણના વિચારો યુરોપીય વિચારો કરતાં જુદી જ ભૂમિકા પર રચાયેલ છે. હિંદમાં યુરોપના જેવા રાજકીય વિપ્લવો થયા નથી, યુરોપની જેમ રાજાઓનો પ્રજાએ શિરચ્છેદ કર્યો નથી, કે રાજાઓને પ્રજાએ સુળીએ ચડાવ્યા નથી. આનું કારણ એ છે કે હિંદમાં પ્રથમથી જ જીવનનું ધ્યેય આર્થિક અને ઐહિક સુખની પ્રાપ્તિ કરતાં આધ્યાત્મિક કલ્યાણની પ્રાપ્તિ

તરફ સવિશેષ ઢળે છે. હિંદમાં માણસો સ્વભાવે નસીબવાદી હોવાથી ગરીબી, આર્થિક વિટંબણાઓ, અને રાજકીય આપત્તિઓને ઇશ્વિરજન્ય વસ્તુઓ તરીકે અપનાવી લીધી છે. હિંદમાં વ્યક્તિગત સુખ કરતાં સામાજીક અગર તો જુથના સુખ તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે. હિંદમાં સમાજ એટલે માત્ર ભેગાં મળેલાં સ્ત્રી પુરૂષોની સંસ્થા નથી, પણ સમાજ એ જીવનનું મધ્યબિંદુ બને છે, જે તેના દરેક વિભાગને પોતાના કાર્યસંચાલન માટે માર્ગસૂચન કરે છે, અને જેમાં સમાજ સમસ્તની સેવાના પ્રમાણમાં વ્યક્તિને સ્થાન મળે છે. આને અંગે જ હિંદમાં યુરોપ જેવા રાજકીય વિચારો ઉદ્‌ભવ્યા નથી.

વર્ણવ્યવસ્થા

હિંદુઓ આનુવંશિક સંસ્કારો અને વર્તનમાં ખૂબ માનતા. સમાજની ક્રમબદ્ધ વ્યવસ્થા માટે હિંદુ સમાજના ચાર મુખ્ય વિભાગો કરવામાં આવેલા હતા જેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્રનો સમાવેશ થાય છે. આ ચાર વર્ણની વ્યવસ્થાને વર્ણાશ્રમધર્મ વ્યવસ્થા કહેવામાં આવે છે. આ ચાર વર્ણમાં સૌથી મોખરે બ્રાહ્મણો હતા. ઋગ્વેદના પુરૂષસુક્તમાં બ્રાહ્મણો વિરાટપુરૂષના મુખમાંથી, ક્ષત્રિયો બાહુમાંથી, વૈશ્યો ઉરસ્‌માંથી, અને શુદ્રો પગમાંથી ઉદ્‌ભવ્યા છે તેવો ઉલ્લેખ છે. વિરાટ પુરૂષના મુખમાંથી ઉદ્‌ભવેલા બ્રાહ્મણોને ફાળે વાણીને લગતું તમામ કાર્ય આવી પડ્યું. સમાજની બૌદ્ધિક જરૂરિયાતો પૂરૂં પાડવાનું કાર્ય બ્રાહ્મણોનું હતું, એટલે બ્રાહ્મણો વેદ અને દરેક વિદ્યાનો અભ્યાસ કરતા, અને વિદ્યાનો ફેલાવો પણ કરતા. વિદ્યાભ્યાસંગી જીવનને અંગે ધનસંચય ન થતાં જીવનનિર્વાહ માટે સમાજના અન્ય વર્ગો તેનું પોષણ કરતા. બ્રાહ્મણજીવનનો ઉદ્દેશ ધનસંચય નહિ પણ જ્ઞાન, માન, અને મોક્ષ મેળવવાનો રહેતો. ટુંકામાં કહીએ તો સમાજના શરીરમાં બ્રાહ્મણો મગજનું સ્થાન ભોગવતા. સમાજની આધ્યાત્મિક અને બૌદ્ધિક ઉન્નતિ માટેના બ્રાહ્મણોના આ કર્તવ્ય માટે બ્રાહ્મણોને રાજ્યના કરવેરામાંથી મુક્ત રાખવામાં આવતા.

બ્રાહ્મણ પછી બીજો વર્ગ ક્ષત્રિયોનો છે. ક્ષત્રિયોના શિરે સમાજનું રક્ષણ કરવાની જવાબદારી રહેતી. ક્ષત્રિયોને યુદ્ધ કરી પ્રજાનું પાલન કરવાનું રહેતું. શરૂઆતમાં બ્રાહ્મણ તથા ક્ષત્રિયો વચ્ચે સરસાઈ માટે હરિફાઇ થયેલ હોવાનું જોવામાં આવે છે, પણ આ હરિફાઇમાં બ્રાહ્મણો છેવટે વિજયી નીવડે છે. ક્ષત્રિયવર્ગમાંથી જ રાજાઓ ચૂંટવામાં આવતા, કારણ કે રાજાનું મુખ્ય કામ પાલન કરવાનું હતું, અને પાલન યુદ્ધ અને લડાઈ વગર તે વખતમાં ન થઈ શકતું એટલે આ રાજ્યસંચાલન તથા રાજ્યવ્યવસ્થાનું કામ બ્રાહ્મણો કરતાં ક્ષત્રિયોને સોંપવામાં આવેલ છે.

ત્રીજો વર્ગ તે વૈશ્યોનો છે. સમાજમાં વ્યાપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વૈશ્યોને સોંપવામાં આવતી. જ્યારે આ સિવાય શ્રમજીવીઓનું હલકું કાર્ય તથા દાસત્વ શુદ્રોને કરવાનું રહેતું. દરેક વર્ણને પોતાના વર્તુલમાં રહી સંપૂર્ણ વિકાસ સાધવાનો અને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ પ્રાપ્ત કરવાનો હક્ક રહેતો.

આ વર્ણવ્યવસ્થાની હિંદુ રાજકારણ ઉપર જબ્બર અસર થયેલ છે. આ વ્યવસ્થાને અંગે સામાજીક અરાજકતા બિલકુલ ન રહેતી. દરેક માણસને જન્મતાંની સાથે તેનું કાર્ય, જીવન, અને શ્રેણી નક્કી થઈ જતાં. જો કે આ વ્યવસ્થાથી કોઇ પણ વ્યક્તિને અન્યાય ન થતો તેમ નહિ, પણ સમાજની પ્રાથમિક અવસ્થામાં આવી જાતની વ્યવસ્થા સમાજની ભૂમિકા વધુ સ્થાયી બનાવવા માટે જરૂરી હતી તેમ કહેવામાં આવે છે. આ વ્યવસ્થા સામે જૈન અને બૌદ્ધધર્મમાં અસંતોષ ઉઠાવવામાં આવેલ છે. જૈન તીર્થંકરો બધા ક્ષત્રિયવર્ગમાંથી આવે છે. પરંતુ આથી કરીને વર્ણાશ્રમધર્મ વ્યવસ્થાને આંચ આવી નહિ. મહાભારત અને શુક્રનીતિસાર બન્નેમાં જણાવવામાં આવે છે કે જન્મ નહિ પણ ચારિત્ર્ય અને કૃત્યો એજ વર્ણવિભાગની રચનાની ભૂમિકા છે.

### હિંદુ રાજ્ય અને સમાજ

સમાજની વર્ણવ્યવસ્થાનું બરાબર પાલન કરવા માટે એક સર્વોપરી

સંસ્થાની જરૂર હતી, અને તે સંસ્થા તે રાજ્ય બને છે. આમ રાજ્યનો ઉદ્ભવ શિસ્ત, વ્યવસ્થા, અને શાંતિ જાળવવાના ઉદ્દેશમાંથી ઉદ્ભવે છે. રાજ્ય એ સામાજીક વ્યવસ્થા બનાવતી સંસ્થા નથી, પણ રાજ્ય એ સમાજનો જ એક વિભાગ છે.

રાજ્યના ઉદ્ભવ બાબતમાં મહાભારતના શાંતિપર્વમાં મત્સ્ય ન્યાયનો ઉલ્લેખ કરતાં જણાવવામાં આવેલ છે કે " એક વખત એવો હતો કે જ્યારે માણસો રાજ્ય વગર રહેતાં હતાં. પરંતુ આથી તેઓ મોટું માછલું નાનાં માછલાંને ગળી જાય તેવી સ્થિતિ અનુભવવા લાગ્યાં. આથી કરીને છેવટે માણસોએ મળીને એવું નક્કી કર્યું કે જેઓ સમાજ વિરૂદ્ધ કાંઇ પણ ગુન્હો કરે તેને સમાજમાંથી હાંકી મૂકવા. આ પછી રાજ્યની સ્થાપના કરવામાં આવી." આ સિવાય એક બીજા શ્લોકમાં પણ જણાવવામાં આવેલ છે કે " શરૂઆતમાં રાજા કે રાજ્યસત્તા જેવું કશું ન હતું. માણસોને સજા કરનારા કે રંજાડનારા કોઈ ન હતા. માણસો પોતે ધર્મની મદદ વડે રાજ્ય કરતાં. પરંતુ પાપ અને દુષ્ટતાને અંગે આ વસ્તુ લાંબો કાળ ન ચાલી. માણસોને નાશ અને અવ્યવસ્થામાંથી બચાવવા માટે ઇશ્વરે રાજ્ય અને દંડ-નીતિનું સર્જન કર્યું." આ સંબોધનો ઉપરથી માલુમ પડે છે કે પ્રાથમિક સામાજીક સ્થિતિને વ્યવસ્થિત કરવા માટે રાજ્યની જરૂર પડે છે.

### હિંદુ રાજા

પ્રાચીન સમયમાં ટોળીના સરદાર તે રાજા થતાં રાજ્યના અધિકારી પણ રાજા બને છે. હિંદુ રાજકારણમાં રાજાની ઉત્પત્તિ પણ રાજ્યની જેમ દૈવી અને રાજાની સત્તા પણ ઇશ્વરદત્ત સત્તા છે તેમ માનવામાં આવે છે. રાજા પોતાની સત્તા ઇશ્વર પાસેથી મેળવે છે. જગત એ ઇશ્વરી સત્તાનું પ્રતીક છે અને તેના સંચાલક એ ઇશ્વરના જ પ્રતિનિધિ છે તેમ માનવામાં આવતું. જ્યારે આર્યલોકો શરૂઆતમાં હિંદમાં આવ્યા ત્યારે તેઓમાં લોકોની બનેલી એક સભા રાજ્ય ચલાવવામાં મદદ કરતી, પણ સમય જતાં આ બધી

સત્તા રાજાના હાથમાં કેન્દ્રિત કરવાની જરૂરિયાત ઉભી થાય છે. ઐતરીય બ્રાહ્મણમાં રાજાની સંસ્થાનો ઉદ્ભવ લશ્કરી જરૂરિયાતમાંથી થયો છે અને તેની સત્તા એ પ્રજાકીય સંમતિ પર અવલંબે છે તેવો ઉલ્લેખ છે. પણ તૈત્તરીય બ્રાહ્મણમાં રાજાની દૈવી અને ઇશ્વરદત્ત સત્તાના સિદ્ધાંતનો ઉલ્લેખ થાય છે. રાજા એ સર્વોપરી સત્તા હોવાથી પ્રજાએ તેને સપૂર્ણ વફાદાર રહેવું તે પ્રજાનો ધર્મ છે, અને પ્રજાનું સંપૂર્ણ સંરક્ષણ કરવું એ રાજાનો સર્વોપરી ધર્મ છે. રાજાને જે જે સત્તા સોંપવામાં આવે છે તે પ્રજાહિત માટે છે અને રાજા એ પ્રજાહિતના સંભાળનારા સાચા સેવક છે તેમ શુક્રનીતિ-સારનો પ્રધાનસૂર છે. જે રાજા પ્રજાનું પીડન કરે છે, પ્રજાનું હિત સંભાળતા નથી, પોતાની મરજી પડે તેમ ગેરવર્તન ચલાવે છે, અને પ્રજાના પૈસા પોતાના ભોગવિલાસમાં જ ખર્ચે છે તેઓ રાજા થવા લાયક નથી તેમ મહાભારત, મનુસ્મૃતિ, અને શુક્રનીતિ પુકારીને કહે છે.

### હિન્દુ રાજાની ફરજો

વર્ણાશ્રમધર્મની વ્યવસ્થાને તદ્રૂપ જાળવી રાખવી, ધર્મનું પરિપાલન કરવું, અને પ્રજાના જાનમાલનું સંરક્ષણ કરવું એ રાજાની મુખ્ય ફરજો છે. હિંદમાં ધર્મ એ ઘણો વ્યાપક શબ્દ છે. ધર્મમાં કુદરતનો કાયદો, મનુષ્યની ફરજો, જીવનની ઉન્નતિ, અને છેવટનો મોક્ષ એ બધાનો સમન્વય થાય છે. ધર્મ એ સર્વસત્તાવાન ઈશ્વરી ઇચ્છાનું સ્વરૂપ છે, અને તેનું પાલન એ રાજા અને પ્રજા બન્ને માટે આવશ્યક રહે છે. ધર્મ એ માત્ર ધાર્મિક ક્રિયા નથી પણ જીવનનો મુખ્ય ઉદ્દેશ, જીવનનો મહત્વનો ક્રમ, અને જીવનની સાર્થકતા છે.

રાજાને અધર્મ તથા અન્યાય અટકાવવા માટે દણ્ડનીતિ ગ્રહણ કરવી પડે છે. દણ્ડ અને બળ વગર રાજ્યશાસન ચાલી શકતું નથી. રાજાએ હમેશાં પ્રજાવર્ગને સંતોષીને તેની સલાહ અનુસાર રાજ્ય ચલાવવાનું રહે — પ્રાચીન સમયમાં રાજ્યમાં સુમન્તો અને પ્રધાનો ઘણા રાજ્યને [illegible]

પ્રધાનો બહુધા કોઇપણ વર્ગમાથી આવી શકતા પ્રધાનોની સલાહ પ્રમાણે રાજાને વર્તવાનુ રહેતુ આ ઉપરાત પ્રજાના ઐહિક અને આર્થિક સુખ માટે પણ રાજા તરફથી દેખરેખ રાખવામા આવતી રાજાને કર નાખવાનો અધિકાર હતો, અને ખેતીની ઉપજનો માત્ર છઠ્ઠો ભાગ રાજાઓ લઇ શકતા. આ સિવાય રાજાની સવારથી સાજ સુધીની અનેક ફરજોનો કૌટિલ્ય અર્થશાસ્ત્ર, મહાભારત, મનુસ્મૃતિ અને બીજા ધર્મશાસ્ત્રોમા ઘણો ઝીણવટભર્યો ઉલ્લેખ કરવામા આવેલ છે

## હિન્દુ રાજ્યનું સ્વરૂપ

હિન્દુ રાજ્યનીતિમા માત્ર એકજ પ્રકારનું રાજ્ય જોવામા આવે છે, અને તે માત્ર રાજસત્તાક રાજ્ય છે યુરોપમા છે તેમ પ્રજાશાહી, ઉમરાવશાહી, સરમુખત્યારશાહી જેવા રાજ્યોના સ્વરૂપો હિંદમા ઉદ્ભવ્યાં નથી હિંદના ઉત્તર પશ્ચિમ વિભાગમા કેટલાક રાજા વગરના રાજ્યો હતા તેમ ગ્રીક ઇતિહાસકારોનુ કહેવુ થાય છે આ સિવાય બૌદ્ધકાળમા લિચ્છવીનુ પ્રજાતંત્ર હોવાનુ કહેવામા આવે છે પરંતુ પ્રજાતંત્રના સિદ્ધાંતોનો કોઈ પણ રાજનીતિ ઉપર લખાયેલ પુસ્તકમા શાસ્ત્રીય રીતે ઉલ્લેખ થયેલો જોવામા આવતો નથી રાજા વગર રાજ્ય હોઈ શકે નહિ તેવી પ્રાથમિક માન્યતા રહે છે, અને રાજાઓના ધર્મો એવા કડક રાખવામા આવ્યા હતા કે રાજાઓને આપખુદ રીતે વર્તન ચલાવવુ પણ મુશ્કેલ રહેતુ હિંદમા સ્ટુઅર્ટ અને બુરબોન રાજાઓના જેવુ વર્તન એ હડહડતો અધર્મ ગણાતો એટલે રાજાનું તંત્ર હમેશા પ્રજાની સંમતિ પ્રમાણે અને પ્રજાની ઇચ્છા પ્રમાણે જ ચાલતુ પ્રાચીન હિંદમા રાજ્યના સાત અંગ અને તે રાજા, મંત્રી, મિત્ર, ભંડાર, પ્રજા, દુર્ગ, અને સેના હતા આમાથી કોઈ પણ અંગનો વિકાર થાય તો રાજ્ય વીનાશ કહેવાતો હિંદુ ધર્મશાસ્ત્રો અને સ્મૃતિકારોએ રાજાનું જીવન નિયત કરેલ છે, તેના મર્યાદાઓ કરેલ છે, અને એવુ બનાવેલ છે કે પ્રજાને રાજાશાહી માટે કદાપિ પ્રાચીન સમયમા ઘૃણા ઉપજી નથી. શ્રીકૃષ્ણ

અને રામ બન્ને રાજાઓ, પરંતુ આજે બન્ને દેવ તરીકે પૂજાય છે. તેમાંય શ્રીરામનું રાજા તરીકેનું આદર્શજીવન આજ સુધી પણ પંકાય છે. હિંદમાં ધર્મ પ્રમાણે વર્તતા રાજાઓ હંમેશાં દેવ તરીકે પૂજાયા છે. રાજ્યમાં પ્રધાનમંડળ, ન્યાયખાતું, લશ્કરીખાતું, અનુચરો, પ્રતિનિધિઓ, એલચીઓ, સ્થાનિકતંત્ર વગેરે તેના વિભાગો હતા. ન્યાયખાતામાં હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તથા પ્રાચીન રૂઢીઓ પ્રમાણે ન્યાય આપવામાં આવતો. લશ્કરખાતામાં ઘણા વિભાગો હતા. હયદળ, પાયદળ, ગજદળ તે મુખ્ય દળો હતાં. યુદ્ધ માટે રણક્ષેત્રમાં કેમ લડવું તે બાબતમાં પણ હિંદુ રાજ્યનીતિએ સિદ્ધાંતો ઘડ્યા છે.

પ્રાચીન હિંદમાં રાજ્યનું કદ બહુ મોટું ન હતું, અને પ્રજાસંખ્યા પણ બહુ વિશાળ ન હતી. ગામડું એ સ્થાનિક તંત્રનું એકમ ગણાતું. રાજ્યોના મહારાજ્ય, સામ્રાજ્ય, ભોરાજ્ય, અધિરાજ્ય વગેરે પ્રકારો રહેતા. શુક્રનીતિ પ્રમાણે સામન્ત, માન્ડલીક, રાજા, મહારાજા, સ્વરાટ, સમ્રાટ, અને વિરાટ તેમ રાજાઓના રાજ્યની ઉપજ પ્રમાણે વિભાગો રહેતા. પ્રાચીન હિંદમાં અનેક નાનાં રાજ્યો રહેતાં, અને તે રાજ્યો વચ્ચે સામ્રાજ્ય મેળવી ચક્રવર્તિ થવા માટે માંહોમાંહે ભીષણ યુદ્ધ થતાં અને સામ્રાજ્ય મેળવવા માટે અશ્વમેધયજ્ઞ કરવાની પ્રથા હતી. હિંદનાં રાજ્યનીતિ ઉપર લખાયેલાં બધાં પુસ્તકોમાં પરોક્ષી રાજ્ય ઉપર ક્યારે હલ્લો કરવો, ખંડીયારાજાને અધિપતિ રાજ્ય નીચેથી ક્યારે નીકળી જવું વગેરે વસ્તુઓનો ઉલ્લેખ કરવામાં આવેલ છે. મહારાજ્ય નીચેનાં ખંડીયારાજ્યો પરવાનગી વગર કીલ્લા ન બાંધી શકતાં, અધિકારી ન નીમી શકતાં, હાથીઓ ન રાખી શકતાં, [illegible] ન કરી શકતાં અને જ્યારે બોલાવે ત્યારે લશ્કરી મદદ માટે તેઓને [illegible] કરવું પડે

રાજ્યનીતિમાં મુત્સદ્દીગીરી ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું. યુદ્ધ કરતાં માત્ર મુત્સદ્દીગીરી, સમાધાનવૃત્તિથી તથા શાંતિથી દેશો જીતી લેવાય તે વધુ ઉત્તમ ગણાતું. પણ આવા પ્રસંગો તો ભાગ્યે જ બનતા.

### હિંદુ રાજ્યનીતિ ઉપરના ગ્રંથો

હિંદમાં રાજ્યનીતિ એ એક શાસ્ત્ર અને કળા બન્ને હતી. રાજ્યનીતિ ઉપર જ હિંદમાં કેટલાંક પુસ્તકો લખાયેલ છે જેમાં કૌટલ્યનું અર્થશાસ્ત્ર, કામંદકીય નીતિસાર, શુક્રનીતિસાર, બાર્હસ્પત્ય સુત્ર, રાજનીતિ, પ્રકાશ, નીલકંઠ નીતિમયુખ, અને નીતિવાક્યામૃત વગેરે આજે હાથ આવી શકે છે. આ સિવાય રાજ્યનીતિ ઉપર દરેક ધર્મશાસ્ત્ર અને ધર્મસૂત્રમાં પણ વિવરણ કરવામાં આવે છે. આવાં ધર્મશાસ્ત્રોમાં મનુસ્મૃતિ, ગૌતમધર્મશાસ્ત્ર, આપસ્તમ્બધર્મસૂત્ર, બૌદ્ધાયનધર્મશાસ્ત્ર, કૌશિકસૂત્ર, નારદસ્મૃતિ, ધર્મશાસ્ત્રસંગ્રહ, કૌશિક સુત્ર, વશિષ્ઠ ધર્મસૂત્ર વગેરે અનેક ગ્રંથો છે. આ સિવાય રાજ્યનીતિ બાબતમાં પુરાણો, વીર ચરિત કાવ્યો, તથા સંસ્કૃત સાહિત્યના અન્ય ગ્રંથોમાં છુટાછવાયા ઉલ્લેખ જોવામાં આવે છે.

### હિન્દુ રાજ્યનીતિની પડતી

હિંદમાં અત્યાર સુધીમાં ત્રણ વખત સાર્વભૌમ સત્તા સ્થપાયેલ છે, જેમાં ચંદ્રગુપ્ત તથા સમુદ્રગુપ્ત પ્રસિદ્ધ સમ્રાટો થઈ ગયા. હિંદમાં બુદ્ધ સમય પછી મુસ્લીમ આક્રમણના કાળ સુધી આવતાં હિંદની વર્ણવ્યવસ્થામાં અનેક જાતની વિભિન્નતાની શરૂઆત થઇ ચૂકી હતી. સમાજના ચાર વર્ણોના અનેક વિભાગો થઈ ગયા હતા. જાતોની સંખ્યા પણ વધી ગઈ હતી. નાનાં રાજ્યો અસંખ્ય થઈ પડ્યાં, અને તેઓએ નિરંતર યુદ્ધ કરીને સમ્રાટો અને મહારાજાઓ બનવાના કોડમાં હિંદને છિન્નભિન્ન કરી દીધું. બ્રાહ્મણોના બૌદ્ધિક વિષયોના ઇજારો ચાલુ રહ્યો નહિ, અને હિંદમાં એકજાતનું અકલ્પ્ય છૂટાછવાયાપણું દાખલ થઈ ગયું. ઉપરાંત બહારના વિદેશી આક્રમણો પણ આવવા લાગ્યાં. હિંદમાં યુદ્ધ કરનાર માત્ર ક્ષત્રિય વર્ગ હતો. પરંતુ તે

આંતરિક તકરારોથી છિન્નભિન્ન થઈ ગયો હતો. તેઓ બહારનાં આક્રમણો રોકી શક્યા નહિ. વ્યક્તિગત સુખ, વ્યક્તિના રાજકીય અધિકારો, અને વ્યક્તિના ઐહિક જીવન ઉપર હિંદમાં કદાપિ લક્ષ અપાયું નથી. પરિણામે હિંદમાં પ્લેટો, એરીસ્ટોટલ, કે રૂસો અને વોલ્ટેરના જેવા રાજકીય વિચારો જન્મ્યા નહિ. ધર્મ અને આધ્યાત્મવાદમાં ગરકાવ થયેલ હિંદમાં રાષ્ટ્રભાવનાનો સદંતર અભાવ હતો. હિંદની આ પરિસ્થિતિનો બહારના વિદેશીઓએ સારો લાભ ઉઠાવ્યો. હિંદ જેવડા ખંડમાં માણસોને જલદી એકત્ર થવું એ પણ કઠિન હતું. પરિણામે વિદેશીઓનાં કોઈ વખત મુઠ્ઠીભર માણસો પણ હિંદમાં વિજયી નીવડેલ છે. અને છેવટે બ્રિટિશ આગમન પછી તો હિંદમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ ફરી વળતાં હિંદમાં રાજકીય વિચારો પશ્ચિમ રાજકારણના ધોરણે કરવામાં આવે છે. બ્રિટિશ લોકોના લાંબા વખતથી નભેલા સાર્વભૌમત્વને અંગે હિંદમાં ઘણાં વર્ષે રાષ્ટ્રીય સંહતિની ભાવનાની જાગૃતિ થયેલ છે.

### યાહુદીઓનો રાજકીય સિધ્ધાંત

પ્રાચીન યાહુદીઓએ પણ રાજ્યની ઉત્પત્તિ સંબંધમાં વિચારો કરેલ છે. બાઈબલના જુના ટેસ્ટામેન્ટમાં જેહોવાહ અને યાહુદીઓ વચ્ચે થયેલા રાજકીય કરારની વાત આવે છે. યાહુદીઓએ અમુક ધર્મગુરૂને રાજા તરીકે માનેલા છે. કરારનો વિચાર પ્રથમ આંહિ જોવામાં આવે છે, પણ તે તદ્દન પ્રાથમિક અવસ્થામાં છે. હિંદુઓની જેમ યાહુદીઓએ પણ જીવનમાં ધાર્મિક બાજુ પર વિશેષ ધ્યાન આપેલ છે.

### મધ્યયુગના સિદ્ધાંતો

મધ્યયુગના ઘણાખરા ચિંતકોએ રાજા અને પ્રજાનો સંબંધ ઇશ્વર અને જગતના સંબંધના અન્વેષણમાંથી તારવી કાઢેલ હોય તેમ જણાય છે. બીજી કોઈ પણ બાબત કરતાં આ યુગના વિચારકોએ રાજ્ય અને દેવળની સંસ્થા ઉપર વધુ વિચાર કરેલ છે. રાજ્ય કે ધર્મની સત્તા અગર તો રાજા

કે પોપની સત્તા વધુ ચડીયાતી હોવી જોઇએ, જગતનાં બધાં માણસોનું એક જ રાજ્ય બનાવી શકાય કે કેમ, પ્રજાનો રાજ્ય પ્રત્યેનો ધર્મ શું હતો વગેરે આ વખતના વિચારકોના મુખ્ય પ્રશ્નો હતા. ૧૮ તથા ૧૯મી સદીમાં જે રાજકીય સિદ્ધાંતો ઘડાયા તે બધાનાં બીજો આ મધ્યયુગના વિચારોમાં જોવામાં આવે છે. આ ઉપરાંત સામાજીક કરાર, રાજ્યની સર્વોપરી સત્તા, રાજાની ઇશ્વિરદત્ત સત્તા વગેરે વિચારો મધ્યયુગના ચિંતકોના ચિંતન બહાર ન હતા. માત્ર તે શરૂઆતની છુટી છવાયેલ વિચાર અવસ્થામાં જોવામાં આવે છે.

## કેથોલિક ધર્મની અસર

મધ્યયુગના ચિંતનમાં રાજકારણને ધર્મ અને નીતિનો વિષય ગણવામાં આવે છે, એટલે આ વખતના ચિંતકોએ ખ્રિસ્તીધર્મ અને દેવળને મનુષ્ય-જીવનના બધા પ્રશ્નોનો ઉકેલ કરનારી સંસ્થા ગણાવેલ છે. વિશ્વરાજ્યના સિદ્ધાંતોના ઉદ્‌ભવમાં ખ્રિસ્તીધર્મની ખૂબ અસર જોવામાં આવેલ છે. રોમને ઇશ્વિરનું શહેર ( Civitas Dei ) અને જગતનું મધ્યબિન્દુ માનવામાં આવતું. સેઈન્ટ ઑગસ્ટાઇને તેના પુસ્તકમાં એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો કે ઇતિહાસ એ ઇશ્વિરના કાયદાનો આવિર્ભાવ છે, માટે ઇશ્વિરની સત્તા નીચે જગતમાં એક જ રાજ્ય હોવું જોઇએ. આ સિદ્ધાંતની અસર રોમનરાજ્ય ઉપર પણ થવા પામી હતી.

રાજા અને પોપ વચ્ચે સત્તા માટે હરીફાઈ ચાલ્યા પછી રાજકારણના વિચારકોમાં બે પક્ષો પડી ગયા. એક પક્ષ એવો હતો જે એમ માનતો કે ધર્મ એ રાજ્ય કરતાં વધુ વિશાળ અને ઉત્તમ સંસ્થા છે, માટે રાજ્યે ધર્મની સંસ્થાને તાબે રહેવું જોઇએ. આ વિવાદમાં પોપ અને બીજા ઘણા ધર્મગુરૂઓ ભાગ લેતા અને દલીલો અજમાવતા કે તેઓ ઇશ્વરના સીધા વારસદારો છે. બીજો પક્ષ હતો તે રાજ્યને સર્વોપરી સત્તા માનતો. પણ આ વખતે ધર્મગુરૂઓનું જોર ઘણું હતું એટલે બીજો પક્ષ ઘણો નબળો

રહેતો. ઇટલીના પ્રસિદ્ધ કવિ દાંતેએ "De Monerchia" નામના પુસ્તકમાં આ બન્ને પક્ષો વચ્ચેનો રસ્તો કાઢ્યો છે, પણ દાંતે ધર્મગુરૂઓની સત્તા કરતાં રાજ્યસત્તામાં સવિશેષ માને છે, આ પછી સેન્ટ થોમસ એક્વીનાસે (ઇ. સ. ૧૨૨૭–૧૨૭૪) એવો મત દર્શાવ્યો કે રાજા પાસે સર્વોપરી સત્તા રહે તે ખરૂં, પણ તે સત્તા ઉપર પ્રજાકીય અંકુશ રાખવો જોઇએ. રાજાએ ઇશ્વર અને કુદરતના કાયદાનું પાલન કરવું જોઇએ અને પ્રજાની સંમતિથી રાજ્ય ચલાવવું જોઇએ.

આ પછી મધ્યયુગમાં રાજ્યની સર્વોપરી સત્તાના સિદ્ધાંતને અનુમોદન આપનાર માર્સી ગેલીઓ નામનો ઇતિહાસકાર હતો. વ્યવસ્થા, શાંતી, અને ન્યાય માટે બધી સત્તા રાજા પાસે હોવી જોઇએ તેવા મતનું પ્રતિપાદન કરતું જે પુસ્તક માર્સી ગેલીઓએ લખ્યું તેનું નામ 'Defensor Pacis' છે. આ પુસ્તક રાજ્યકર્તાઓમાં એટલું બધું લોકપ્રિય બન્યું હતું કે આ પુસ્તક વાંચવાનો રોમન દેવળે પ્રતિબંધ કર્યો હતો.

દેવળની સત્તાને ઓછી કરનારામાં ઇંગ્લેન્ડના પહેલા એડવર્ડ અને ફ્રાન્સના ચોથા ફિલીપ્સ હતા. તેઓએ દેવળની સત્તા ઉપર તરાપ મારીને ઘણી ઘટાડી દીધી હતી. ૧૪ અને ૧૫મી સદીમાં ખ્રિસ્તીધર્મનું આખા જગતમાં એક ખ્રિસ્તી રાજ્ય સ્થાપવાનું જે સ્વપ્ન હતું તે તદ્દન પડી ભાંગ્યું હતું.

### ધાર્મિક સુધારા (Reformation)ના સમયના સિદ્ધાંતો

પોપની સત્તા સામે માર્ટીન લ્યુથરે શરૂ કરેલ વિરોધને રેફર્મેશન કહેવામાં આવે છે. આ સમયમાં જે સિદ્ધાંતો ઉદ્‌ભવ્યા છે તેમાં ખાસ કરીને ધર્મ અને પોપની સત્તાને ઉખેડી પાડવા માટેના પ્રયત્નો થયેલા જણાય છે. ઈ. સ. ૧૪૬૯–૧૫૨૭માં ફ્લોરેન્સમાં મેકીયાવેલી નામે ચાણક્ય સમો એક મહાન મુત્સદ્દી થઇ ગયો તેણે 'Prince' (રાજા) નામનું એક પુસ્તક

લખેલ છે. આ પુસ્તકમાં રાજાના ધર્મો બાબત તથા વ્યવસ્થા અને શાંતિ માટે રાજ્યસત્તાની જરૂરીઆતનો ઉલ્લેખ કરવામાં આવેલ છે. આમાં રાજાની અનિયન્ત્રિત અને સર્વોપરી સત્તા માટે ભાર મૂકવામાં આવે છે. સર્વોપરી સત્તા જમાવવા માટે રાજ્ય ગમે તે પગલાં લઈ શકે છે તેવી મેકીયાવેલીની માન્યતા હતી. મેકીયાવેલી પોતે ફ્લોરેન્સમાં રાજ્યમંત્રી હતો અને મુત્સદ્દીગીરીમાં એક્કો હતો, ત્યાં સુધી કે રાજદ્વારી રમત અને નિર્બળ ખટપટ માટે Machiavellianism તેવો શબ્દ પણ બની ચૂક્યો હતો. ચાણક્યના અર્થશાસ્ત્રની જેમ મેકીયાવેલીએ રાજાની સત્તાની ખૂબ પ્રશંસા કરી છે. મેકીયાવેલી કહે છે કે કાયદાઓ અને નીતિનાં ધોરણો એ સામાન્ય માણસો માટે છે. જેને રાજ્ય ભોગવવું છે તેના માટે આ બધાં નકામાં છે, રાજ્યવહીવટની સફળતા તથા પરદેશનીતિ માટે નીતિને એક કોરે મૂકી શકાય, કોઈ પણ માણસને જેલમાં મોકલી શકાય, કોઈ પણ સંધિ કે સુલેહનો ભંગ કરી શકાય અને મિત્ર સાથે પણ લડી શકાય. ટુંકામાં કોઈપણ વસ્તુ સારી કે ખરાબ રાજ્ય ચલાવવામાં સફળતા આપતી હોય તો તે ગ્રહણ કરવામાં હરકત ન હોવી જોઇએ તેવો મેકીયાવેલીનો મત હતો.

પ્રોટેસ્ટન્ટના સુધારાઓએ મેકીયાવેલીના સિદ્ધાંતોને સહાય આપી. રેફર્મેશનના સમયથી આધુનિક રાજ્યની શરૂઆત થાય છે. કેથોલીક અને પ્રોટેસ્ટન્ટ વચ્ચેના ધાર્મિક ઝઘડાઓએ રાજાઓની સત્તા મજબૂત બનાવી હતી, અને કાલ્વીન તથા લ્યુથરે રાજાઓની સત્તા મજબૂત બનાવવા માટે ખુલ્લી રીતે સહાય કરી હતી.

### સર થોમસ મોરનો આદર્શવાદ

ઈંગ્લેન્ડમાં સર થોમસ મોરે (ઇ. સ. ૧૪૭૮–૧૫૩૮) પ્લેટોના સિદ્ધાંતો પરથી એક આદર્શ રાજ્યની કલ્પના ઘડી કાઢેલ છે. થોમસ મોરે તેના સમયની ગરીબાઈ, ધર્મગુરૂઓની આળસ અને અનાચારો તથા ભિખારીઓની સ્થિતિનું વર્ણન કરેલ છે. થોમસ મોરે દરિયા વચ્ચે યુટોપીયા

નામનો ટાપુ કલ્પ્યો છે, જ્યાં માણસોનું સામાજીક તથા રાજકીય જીવન સંપૂર્ણ વિકાસ પામેલ છે, જ્યાં માણસો કોઈ પણ ધર્મ પાળી શકે છે, અને જ્યાં મોતની સજા નાબૂદ કરવામાં આવેલ છે.

થોમસ મોરનો સિદ્ધાંત લગભગ આજના સામ્યવાદને મળતો આવે છે. કારણ કે થોમસ મોરના આદર્શ ટાપુમાં બધાં માણસોને ખોરાક અને કપડાં જરૂરિયાત પ્રમાણે આપવામાં આવતાં, અને દરેક માણસ પાસેથી તેની શક્તિ અનુસાર કામ લેવામાં આવતું. ખેતી અને જરૂરી ઉદ્યોગો સિવાય બીજી મજૂરીનો ત્યાં અભાવ હતો. માણસોને જમવા માટે સર્વ-સામાન્ય એક રસોડું હતું. રાજ્યમાં લશ્કર માત્ર આત્મરક્ષણ પૂરતું જ રાખવામાં આવ્યું હતું. દરેક સશક્ત માણસને કામ તો કરવાનું જ રહેતું, અને બધા માણસોને જોઈતો આરામ અને વિશ્રામ પણ આપવામાં આવતાં. દરેક શહેરમાં મોટા રસ્તાઓ અને બગીચાઓ રહેતા. દરેક શહેરમાં સાર્વજનિક દવાખાનાંઓ હતાં જે માંદા માણસોની માવજત કરતાં. મોજ-શોખની વસ્તુઓના ઉત્પાદન ઉપર ખૂબ અંકુશ રાખવામાં આવતો. મોરના આદર્શવાદમાં વ્યક્તિગત સ્વાતંત્ર્યને સ્થાન નથી. થોમસ મોરની આદર્શવાદી કલ્પનાએ આજના વિચારકો ઉપર ઘણી જ મોટી અસર કરેલ છે. આ વિચારો આજસુધી ચાલ્યા આવે છે. આ પછી આવી જ વાતો કહેનારાઓમાં એચ. જી. વેલ્સ તથા ઓલેક્ સ્ટેપલડનનાં નામો આવે છે. આ બધા ઉપર સર થોમસના વિચારોની ખૂબ જ અસર થયેલ છે, ત્યાં સુધી કે કાર્લમાર્કસે તેના સામ્યવાદ માટેના ઘણા સિદ્ધાંતો થોમસ મોરમાંથી લીધા હતા. પ્લેટો પછી કોઈ પણ આદર્શવાદ જગતના ગળે ઉતર્યો હોય તો તે સર થોમસ મોરનો યુટોપીયન આદર્શવાદ છે.

**રાજાની ઈશ્વરદત્ત સત્તા**

રાજાઓની સત્તા ઈશ્વરે મુકરર કરેલ છે તે સિદ્ધાંતનો ઉદ્ભવ ઘણા જૂના અને લાંબા કાળનો છે. આ સિદ્ધાંત પ્રાચીન ગ્રીસ અને રોમમાં

અને હિંદમાં તો આજદિન સુધી પ્રચલિત છે. રેફર્મેશન યુગ પછી રાજાઓની સત્તા દિનપ્રતિદિન ઓછી થવા લાગી, એટલે રાજાઓએ પોતાની સત્તાની ભૂમિકા વધુ મજબૂત બનાવવા માટે ધર્મ અને બાઇબલનાં વચનોનો ઉપયોગ કર્યો. આ સિદ્ધાંત ઇશ્વરી સત્તા ઉપરથી ઉતરી આવેલ છે. ઇશ્વર જેમ આ વિશ્વનું સંચાલન કરે છે અને તેની સત્તાને સર્વ જગત આધીન રહે છે, તેમ ઇશ્વરે બનાવેલ વસ્તુઓ સર્વોત્તમ કક્ષાએ પહોંચેલ મનુષ્ય ઉપર આધિપત્ય ભોગવનાર પણ આ ઇશ્વરી સત્તાનો વારસદાર છે તેવું આ સિદ્ધાંતનું મંતવ્ય છે. ઇંગ્લેન્ડમાં પહેલા જેમ્સ તથા પહેલા ચાર્લ્સે રાજાની સત્તા સર્વોપરી છે, રાજા કાંઈ પણ કરી શકે છે, સર્વ પ્રજા તેના હુકમોને આધીન રહેવી જોઇએ, અને રાજાઓ ઇશ્વરી સત્તાના સીધા વારસદારો છે તેવી માગણી કરી. રોબર્ટ ફીલ્મરે (ઈ. સ. ૧૬૫૩)માં "Patriarcha" નામનું એક પુસ્તક આ સિદ્ધાંતને લગતું લખ્યું હતું. ફ્રાન્સમાં લુઈ ૧૪ માના જુલ્મીતંત્રને મદદરૂપ થવા માટે બુસે નામના માણસે પણ એવી મતલબનું પુસ્તક લખ્યું કે રાજા એ રાજ્ય હતા, રાજાની ઇચ્છા તે સર્વોપરી હતી, અને રાજાની ઇચ્છામાં પ્રજાની ઇચ્છાનો સમાવેશ થઈ જાય છે.

આ સિદ્ધાંત યુરોપમાં બહુ લાંબો નભ્યો નહિ. જે રાજાઓએ આ સિદ્ધાંતને વળગી રહેવા મમતા બતાવી તેઓએ પોતાનો અને કુટુમ્બ સુદ્ધાંનો નાશ નોતર્યો. આજે પ્રજાકીય યુગમાં આ સિદ્ધાંત મશ્કરીરૂપ બની ગયેલ છે, કારણ કે આજના રાજ્યના સિદ્ધાંતોમાં પ્રજાકીય સ્વાતંત્ર્ય અને સમાનતા એ વધુ સબળ તત્ત્વો છે.

### સામાજીક કરારનો સિધ્ધાંત ( Social Contract Theory )

સામાજીક કરારના સિદ્ધાંત વિષે પ્રાચીન, મધ્યયુગના અને ઘણા અર્વાચીન તત્ત્વવેત્તાઓએ લંબાણપૂર્વક લખેલ છે. તેઓએ આ સિદ્ધાંતને રાજ્યની ઐતિહાસિક ઉત્પત્તિ માટે માન્ય રાખેલ છે એટલું જ નહિ પણ રાજ્યજ્ઞાને

વ્યક્તિના સંબંધની તેને ભૂમિકા બનાવેલ છે. આ સિદ્ધાંતના ત્રણ મુખ્ય પ્રતિપાદકો છે જે હોબ્સ, જહોનલોક અને રૂસો છે. રાજ્યની ઉત્પત્તિ પહેલાં સમાજની અવસ્થા, આ અવસ્થાના નિયમો, રાજ્યનો ઉદ્ભવ, રાજ્યવહીવટ માટેના કરારો, અને વર્ગવિહીનતા વગેરે આ બધા મતોનાં સામાન્ય તત્ત્વો છે. આ સિદ્ધાંતનું પ્રથમ પ્રતિપાદન કરનાર હોબ્સ છે.

## હોબ્સ ( ઈ. સ. ૧૫૮૬–૧૬૭૯ )

સામાજીક કરારનો સિદ્ધાંત હોબ્સે યુરોપભરમાં પ્રસિદ્ધ કર્યો. હોબ્સે આ સિદ્ધાંતનો ફેલાવો રોબર્ટ ફીલ્મરના રાજાની ઇશ્વરદત્ત સત્તાના સિદ્ધાંતને તોડી પાડવા કર્યો હતો. સામાજીક કરારનો હોબ્સનો સિદ્ધાંત જો કે રાજાની સત્તાને મદદરૂપ હતો, પણ આ સત્તા ઈશ્વિરદત્ત છે એ વાતને હોબ્સે હસી કાઢેલ છે. હોબ્સે જે પુસ્તકમાં પોતાનો સિદ્ધાંત પ્રતિપાદીત કરેલ છે તેનું નામ Leviathan ( લેવીયાથન ) છે. આ પુસ્તક હોબ્સે ઈ. સ. ૧૬૫૧માં લખ્યું હતું. આ પુસ્તક તે હોબ્સના સમયનું માત્ર પ્રતિબિંબ જ છે. જ્યારે રાઉન્ડ હેડસ અને પ્યુરીટનોને રાજાની સત્તાને ઉથલાવી નાખવી હતી, અને મિલ્ટન તથા હેરીંગ્ટનને મર્યાદિત રાજાસત્તાક તંત્ર જોઈતું હતું ત્યારે હોબ્સે આ મત રજુ કરેલ છે.

હોબ્સ પ્રમાણે રાજ્યની ઉત્પત્તિ પહેલાંનું મનુષ્યજીવન તદ્દન અવ્યવસ્થિત હોવાથી ઘણી અરાજકતા, અંધાધુંધી, અને મુશ્કેલીઓ ઉભી થયેલ હતી. આ મુશ્કેલીઓમાંથી બચવા માટે માણસોએ પોતામાંથી એક ઉપરી અગર સરદારની ચૂંટણી કરી તેને રાજ્ય ચલાવવા માટે સત્તા સોંપી. પ્રજાએ કરેલો આ કરાર કાયમી અને રદ ન થઈ શકે તેવો હતો એટલે રાજાની સત્તા પ્રજા ન લઈ શકે કે રદ કરી શકે, અને પ્રજાએ રાજાના હુકમો શિરોમાન્ય રાખવા જોઈએ.

આમ આ મંતવ્ય પ્રમાણે હોબ્સના સામાજીક કરારના સિદ્ધાંતમાં કેવળ રાજાશાહીને અનુમોદન આપેલ છે. રાજાની કેવળ સત્તા એ ઈશ્વરદત્ત

સત્તા નથી, પણ એ તો સામાજીક કરારનું પરિણામ છે તેમ હોબ્સનું માનવું હતું. રાજા કદાપિ ખોટું કરે નહિ એ આ સિદ્ધાંતમાંથી પ્રધાનસૂર ઉઠયો. રાજા પોતાની મરજી પ્રમાણે પ્રધાનો ચૂંટી શકે અને તેને રજા આપી શકે. રાજાની સત્તા એક અને અવિભાજ્ય હતી તેવો હોબ્સનો વિચાર હતો. ખરૂં જોતાં આ સિદ્ધાંત સ્ટુઅર્ટ રાજાઓના જુલ્મીતંત્રના બચાવરૂપે જ આગળ કરવામાં આવ્યો હતો.

હોબ્સે તેના સિદ્ધાંતમાં રાજ્ય અને રાજતંત્ર વચ્ચે કાંઇ તફાવત રાખ્યો જ નથી. રાજ્યના સ્વરૂપમાં ફેરફાર કર્યા વગર રાજતંત્રમાં ફેરફાર થઈ શકે એ વાત તેને સ્પષ્ટ સમજાઈ હતી નહિ. હોબ્સના સિદ્ધાંત સામે ઘણી ટીકાઓ કરવામાં આવેલ છે. માણસોનું ભય પર સ્થાપિત થયેલ માનસ, નેતાઓની સ્વાર્થબાજી, ખોટી પ્રશંસા અને ખુશામતખોરી તથા હરીફાઈનું હોબ્સે ખરા સ્વરૂપમાં આલેખન કરેલ છે, તેમજ અવ્યવસ્થિત ટોળાવાદી માનસની હોબ્સે ખરી કિંમત આંકી છે.

## લોક ( ઈ. સ. ૧૬૩૨-૧૭૦૪ )

સર જહોનલોક એ ઇંગ્લેન્ડનો ઘણો જ સમર્થ તત્ત્વવેત્તા ગણાય છે. હોબ્સ પછી લગભગ ત્રીસ વર્ષે હોબ્સના સિદ્ધાંતનું લોકે ખંડન કરેલ છે, અને ઈ. સ. ૧૬૮૮ને યથાર્થ ઠરાવનારૂં મંતવ્ય રજુ કરી સામાજીક કરારના સિદ્ધાંતને જુદી દૃષ્ટિએ જુએ છે. લોકની માન્યતા એવી હતી કે જો પ્રજાએ શરૂઆતમાં રાજાની ચૂંટણી કરતાં પહેલાં તેની સાથે કરાર કર્યો હોય તો તેની અમુક શરતો હોવી જોઇએ, અને તે શરતોનું બરાબર પાલન થતું હોય તો જ રાજાની સત્તા માન્ય રહે, પણ તે શરતોનું પાલન ન થાય તો પ્રજા રાજાની સત્તા પાછી લઈ શકે છે, એટલે જુલ્મી રાજતંત્ર હોય તો પ્રજા તેને દૂર કરી શકે છે તેવું લોકનું મંતવ્ય હતું. રાજ્યની ઉત્પત્તિ પહેલાં લોક પ્રમાણે માણસો પાસે અમુક સ્વાભાવિક અને કુદરતી હકો હતા જે હકોની ફેરબદલી થઈ શકે નહિ. પ્યુરીટનવાદમાં

વ્યક્તિના ઈશ્વર પ્રત્યેના ધર્મ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. લૉકે જણાવ્યું કે રાજા પ્રજાના હક્કો ઉપર તરાપ મારે તે વસ્તુ અયોગ્ય અને અન્યાયી કહેવાય. લૉક જણાવે છે કે રાજ્ય ઉત્પત્તિ પહેલાંના સમયમાં માણસો હૉબ્સ જણાવે છે તેમ દુઃખી નહિ હતાં પણ મિલ્કત તથા બીજા કેટલાક સમાન હક્કો ભોગવતા હતા. પણ આ રાજ્યવિહીન પરિસ્થિતિમાં કાયદાનું બરાબર પાલન ન થઈ શકતું. સર્વાનુમતે પસાર થયેલા ઠરાવોનું પણ પાલન યથાસ્થિત ન થતું. આમ આ સ્થિતિ સંતોષપૂર્વક માણસોને ન લાગતાં રાજ્ય સંસ્થા બનાવી અને બધી સત્તા રાજાને સોંપવામાં આવી.

રાજાએ પ્રજાની સંમતિથી અને તેની ઇચ્છા મુજબ રાજ્ય કરવાનું હતું. પણ જો રાજા પ્રજાએ સોંપેલ બધી સત્તા પોતાના સુખ સામર્થ્ય માટે ખર્ચે, અગર તો રાજ્યના કાયદાઓનું બરાબર પાલન ન કરે, અથવા પ્રજાના હિત વિરુદ્ધ વર્તન ચલાવે તો રાજાને જે કાર્ય પ્રજાએ સોંપ્યું હોય તે કાર્ય પ્રજા ખુશીથી પાછું લઇ શકે છે.

જેમ સામ્રાજ્યવાદ એ હૉબ્સના વિચારોનો ફણગો હતો તેમ સ્વાભાવિક અધિકારોની માગણી એ લૉકના વિચારોનું પરિણામ હતું. ખાનગી મિલ્કત અને વાણી તથા વિચારસ્વાતંત્ર્યને પ્રાથમિક હક્કો માનવામાં આવે છે. લૉકનો સિદ્ધાંત એ સામાજીક કરારના વિકાસમાં ઘણી જ મહત્વની સંયોગી કડી છે.

### રૂસો ( ઈ. સ. ૧૭૧૨–૧૭૭૮ )

સામાજીક કરાર માટે જો કોઈએ વધુમાં વધુ જોરદાર અને ભારપૂર્વક દલીલો કરી હોય, પ્રજાતંત્રવાદી વિચારોનો ફેલાવો કર્યો હોય, અને ફ્રાન્સના મહાન વિપ્લવની બૌદ્ધિક ભૂમિકા રચી હોય તો તે ફ્રાન્સના મહાન સાહિત્યકાર અને તત્ત્વચિંતક રૂસો છે. રૂસો તેના લખાણની સંપૂર્ણ અસર જોઇ શક્યો

ન હતો. ફ્રેન્ચ વિપ્લવનો ધૂંધવાતો અગ્નિ તે જોઈ શક્યો પણ તેની સમગ્રભક્ષી જ્વાલાઓ તે જોઈ શક્યો ન હતો.

રૂસોએ સામાજીક કરારનો સિદ્ધાંત તેના પ્રસિદ્ધ પુસ્તક 'Contrat Social'માં કરેલ છે. આ પુસ્તકનું ભાષાન્તર રૂસોના જીવનમાં જ ઘણી ભાષાઓમાં થઈ ચૂક્યું હતું. આ પુસ્તકનો મુખ્ય સ્વર તેના શરૂના વાક્યમાં જ જોઇ શકાય છે "Man is born free, but now found everywhere in Chains" (મનુષ્ય જન્મથી જ સ્વતંત્ર છે, પણ આજે તો તે બધે જંજીરોમાં જકડાયેલ દેખાય છે). રૂસોના સામાજીક કરારના સિદ્ધાંતમાં સંપૂર્ણ અને સીધા પ્રજાતંત્રવાદની ભૂમિકાનું પ્રતિપાદન કરેલ છે. રૂસોએ ઘણી જ જોરદાર અને સરળ ભાષામાં પ્રજાની સર્વોપરી સત્તા,' માણસોની સમાનતા, અને સામાન્ય ઇચ્છાના સિદ્ધાંતની વાત કરેલ છે. વોલ્ટેરની જેમ રૂસોએ પણ ધર્મના સિદ્ધાંતો, ધર્માચાર્યોનાં વર્તનો તથા ધર્મના વ્હેમો ઉપર આકરા કટાક્ષો કરેલ છે.

રૂસોના સામાજીક કરારમાં રાજ્યની ઉત્પત્તિ પહેલાંના સમાજમાં સાદાઈ, સુખ, અને શાંતિ હતાં તેમ કલ્પેલ છે. પણ આ સ્થિતિ જેમ જેમ માણસો સંસ્કૃત બનતાં ગયાં, અને પ્રજામાં વધારો થતો ગયો તેમ અશક્ય થવા માંડી. એરીસ્ટોટલની જેમ રૂસોનું પણ માનવું હતું કે વધુ પડતી પ્રજા રાજ્ય માટે આદર્શ વસ્તુ ન હતી. આમ થતાં પ્રજાને સામાન્ય રીતે રાજકીય વ્યવસ્થા કરવાની જરૂર પડી, અને તેમ થતાં રાજ્ય ઉદ્ભવે છે. રાજ્ય થયું એટલે માણસોએ તેના સ્વાભાવિક અને જન્મસિદ્ધ હક્કો ઉપરથી હાથ ઉઠાવી લીધો તેમ ન હતું, કારણ કે તેમ કરવું એ લગભગ અશક્ય હતું. રૂસો જે સામાજીક કરારનો સિદ્ધાંત રજુ કરે છે તે બેવડો છે. પ્રથમ કરાર રાજ્ય બનાવવાનો અને બીજો તે તંત્ર ચલાવવા બાબતનો છે. રાજ્યમાં છેવટની સત્તા હંમેશાં પ્રજા પાસે જ રહે છે, એટલે તેઓને તંત્ર ખરાબ હોય તો તે બદલાવવા માટે સંપૂર્ણ હક્ક રહે છે. પ્રજા હંમેશાં સામાન્ય

ઇચ્છા પ્રમાણે વર્તે છે એટલે આ સામાન્ય ઇચ્છા તે સર્વોપરી સત્તા છે રાજતંત્રની સત્તામાં રૂસોને કોઈ પણ અંકુશો ન ખપતા, કારણ કે રાજ્ય એ માણસોએ પોતાની બનાવેલ વસ્તુ છે તેમ તે માનતો રાજાની સર્વોપરી સત્તાના મૂળ પ્રજાની સર્વસામાન્ય ઇચ્છામાં રહે છે, એટલે રાજતંત્ર પ્રજાની સામાન્ય ઇચ્છાની સામે કદાપિ થઇ શકે નહિ.

રૂસોના સામાજીક કરારના સ્વરૂપમાં રાજ્ય અને રાજતંત્ર વચ્ચે સ્પષ્ટ તફાવત રાખવામાં આવેલ છે, જેમાં રાજ્ય એ પહેલા અને રાજતંત્ર એ બીજા કરારનું પરિણામ છે પ્રજાને રાજ્ય કે રાજતંત્ર સુધારવા માટે સંપૂર્ણ અધિકાર છે પ્રજાની સામાન્ય ઇચ્છા પ્રમાણે રાજ્ય અને રાજતંત્રમાં ફેરફાર કરવાની સત્તા પ્રજાની છે તેવા સિદ્ધાંતનું રૂસો પ્રથમવાર પ્રતિપાદન કરે છે

રૂસોના આ સિદ્ધાંત સામે ઘણી ટીકાઓ કરવામાં આવે છે રૂસો સામાજીક કરારને એક ઐતિહાસિક પ્રસંગ આલેખે છે, જ્યારે વસ્તુત ભૂતકાળમાં આવો પ્રસંગ કોઈ બનવા પામેલ નથી માણસને સંસ્કૃતિની પ્રાથમિક અવસ્થામાં આવા કરાર વિષે કઈ જ્ઞાન ન હતુ કુટુમ્બ, ગોત્ર, જુથ, અને જાત એ માણસોની સ્વાભાવિક સહતિવૃત્તિના પરિણામો છે રૂસો આ કરારની ભૂમિકામાં વ્યક્તિને જે મહત્ત્વ આપે છે તે પણ યોગ્ય નથી તેમ કહેવામાં આવે છે સમાજમાં વ્યક્તિનું મહત્ત્વ માત્ર ૧૮ મી સદીમાં બહાર આવે છે આજના પ્રગતિમાન પ્રજાવાદી તંત્રોમાં પણ રાજ્ય અને રાજતંત્ર એ હમેશા પસંદગી કે કરારની વસ્તુ રહેતી નથી રૂસોએ લઘુમતીના પ્રશ્ન તરફ આ કરારમાં બિનકુલ લક્ષ આપેલ નથી રૂસોએ પ્રજાના બધા હક્કો પ્રજાની સર્વોપરી સત્તામાં સમાવી દીધા છે

રૂસોએ રાજ્યમાં અને રાજ્ય ઉત્પત્તિ પહેલાના સમયમાં પણ માણસની સમાનતા માટે ભારપૂર્વક દલીલ કરેલ છે ઉપરાંત સામાન્ય ઇ સર્વોપરીપણું એ રૂસોના સિદ્ધાંતની લાક્ષણિકતા છે આધુનિક મતાધિકાર એ રૂસોના સિદ્ધાંતનુ પરિણામ હોવાનું મનાય

સ્વાભાવિક અધિકારોના સિદ્ધાંતે ૧૮ મી સદી અને તે પછીના રાજ્ય-ઘડતરમાં ઘણી અસર કરેલ છે. આ સ્વાભાવિક હક્કો તે પ્રાથમિક હક્કો (Fundamental Rights) છે. આજે પણ દરેક સ્વતંત્ર પ્રજાના રાજ્યબંધારણમાં શરૂઆતમાં આમુખમાં જ પ્રાથમિક હક્કોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

રૂસોના રાજકીય વિચારો ફ્રાન્સમાં નહીં પણ આખા યુરોપમાં ફેલાઈ ગયા હતા. રૂસો ઉપરાંત વોલ્ટેર અને ડીડોરેટનાં લખાણો પણ ફ્રાન્સની રાજકીય ક્રાન્તિ માટે ઘણા જવાબદાર છે. ફ્રાન્સમાં આ લખાણો અને સિદ્ધાંતોને અંગે સ્વાતંત્ર્ય, સમાનતા, અને ભ્રાતૃભાવ એ ઘરગથ્થુ શબ્દો થઈ પડ્યા હતા. ફ્રાન્સની રાજકીય ક્રાન્તિ અને એ ક્રાન્તિકારોનું યુરોપના રાજકારણમાં કાયમનું સ્થાન રહી ગયેલ છે, જેમાં રૂસોનું નામ મોખરે આવે છે.

### બળનો સિધ્ધાંત

એક એવો પણ સિદ્ધાંત છે જે 'બળીયાના બે ભાગ' એ લોકોક્તિમાં માને છે. આ સિદ્ધાંતમાં માનવામાં આવે છે કે રાજ્યનો ઉદ્‌ભવ બળવાન પ્રજાએ કે જાતે નબળી પ્રજા કે જાત ઉપર મેળવેલ વિજયનું પારણામ છે. આ વસ્તુ ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય લાગે તો પણ તે અર્ધ સત્ય છે, કારણકે રાજ્ય જેમ વિજયથી ઉદ્‌ભવે છે તેમ સ્વેચ્છાના જોડાણથી પણ ઉદ્‌ભવે છે. પ્રાથમિક દબાણ વિજયના પરિણામરૂપ હોય તો પણ રાજ્યમાં દબાણ કે બળ કરતાં સમાધાન વૃત્તિ અને સમજુતીના પરિણામે તે વિશેષ ચાલે છે. રાજ્ય ઉદ્‌ભવ્યા પછી આ બળનો સિદ્ધાંત બરાબર લાગુ થાય છે, પણ રાજ્યના પ્રાથમિક ઉદ્‌ભવ માટે આ સિદ્ધાંત બંધબેસતો આવતો નથી. પણ મનુષ્યની લડાયકવૃત્તિના સ્વાભાવિક પરિણામે યુદ્ધ અને તેમાં મળેલા વિજયથી રાજ્યની ઉત્પતિ થયાનું માનવામાં આવે તે કલ્પના અસ્વાભાવિક તો ન જ ગણાય.

## જીવન્તતાનો સિદ્ધાંત ( Organismic Theory )

બળના જેવો જ બીજો સિદ્ધાંત "રાજ્ય એ જીવન્ત વસ્તુ છે" એ છે. એરીસ્ટોટલનો રાજ્યની ઉત્પત્તિ બાબતનો મત લગભગ આવો જ છે. મધ્ય-યુગના પ્લેટોના અનુગામી વિચારકોએ રાજ્યને જીવન્ત વસ્તુ ધારેલ છે. રાજ્ય એ શરીર છે, અને તેમાં મસ્તક, હૃદય, હાથ, પગ વગેરે જેવા અવયવો રહે છે. હિંદુ રાજકારણમાં વર્ણાશ્રમ વ્યવસ્થા આ સિદ્ધાંતનું જ પરિણામ હોય તેમ લાગે છે. ૧૯ મી સદીમાં વનસ્પતિશાસ્ત્રનો ઉદ્ભવ થતાં હર્બર્ટ સ્પેન્સર જેવા વિચારકોએ જૂના વિચારોને ફરી તાજા કર્યા. જેમ રાજ્યને શરીર સાથે સરખાવ્યું, તેમ માણસોને શરીરનાં રક્તકણોની સાથે સરખાવવામાં આવે છે. શરીરની જેમ રાજ્યનો જન્મ થાય છે, વિકસે છે, યુવાન બને છે, અને વૃદ્ધ થયા પછી તેનો અંત આવે છે. શરીરમાં જેમ રોગ લાગુ પડે, અને તે ઉપચારોથી મટી જાય છે તેમ રાજ્યમાં પણ બનવા પામે છે. જેમ જીવનમાં અનેક ઉથલપાથલો થાય છે તેમ રાજ્યમાં પણ ઉથલપાથલો થાય છે. આ જીવન્તતાનો સિદ્ધાંત અંશતઃ જીવન રચનાને મળતો આવે છે. પણ આ સિદ્ધાંતમાં ગમે તેમ હોય પણ જીવન્ત વસ્તુ તે માત્ર ઉદાહરણ કે રૂપક રૂપે છે, તેને બહુ દુર ખેંચી જવાથી પછી સમાજ અને રાજ્ય વચ્ચે તફાવત રહેતો નથી. રાજ્ય એ જીવન્ત વસ્તુ તરીકે માત્ર રૂપક સ્વરૂપે છે. તેના પરથી વાસ્તવિક સ્થિતિ ન કલ્પી શકાય. રાજ્ય બાબત આધુનિક મત એવો છે કે રાજ્ય એ સ્વેચ્છાએ મળેલાં માણસો કે જુથેનો સમૂહ છે, જેમાં માણસોના જીવન અને ઉદ્દેશ રાજ્ય કરતાં જુદાં રહે છે. રાજ્યમાં ફેરફારો થાય પણ તેથી કરીને રાજ્યનાં બાલ, યુવા, અને વૃદ્ધા તેવી અવસ્થાઓ કલ્પવી એ નિરર્થક કલ્પનાનો અતિરેક છે તેમ માનવામાં આવે છે.

## સત્તાનું વિભાગીકરણ: મોન્ટેસ્કયુ

રાજકીય વિચારોને સરહદના પ્રતિબંધો નડતા નથી, અને દરિયા ઓળંગવા તેને મુશ્કેલ નીવડતા નથી. આ વસ્તુ આપણને હોબ્સ અને લૉક

એ બન્નેના રાજકીય વિચારો બાબતમાં જોવામાં આવે છે. કારણ કે બન્ને અંગ્રેજો હોવા છતાં બન્નેના વિચારોની અસર યુરોપના બધા દેશોમાં થઈ હતી. ઈ. સ. ૧૬૮૮ પછીનું જે બ્રિટિશ બંધારણ સ્થપાયું તેનો એક ફ્રેન્ચ માણસ જબરજસ્ત પ્રશંસક થઈ ગયો, જેનુ નામ મોન્ટેસ્કયુ હતું. તે ઇ. સ. ૧૬૮૯–૧૭૫૫ માં થઈ ગયો, અને તેની કીર્તિ તેના જીવન સમયમાં તો ઘણી હતી, પણ મૃત્યુ પછી તે બમણી થવા પામી હતી. એરીસ્ટોટલની પદ્ધતિ પ્રમાણે તેને તેના સમયનાં તથા ભૂતકાળનાં રાજ્યો અને રાજતંત્રોનો તુલનાત્મક અભ્યાસ કરી ઉલ્લેખ કર્યો છે. પ્રાચીન સામાજીક સંસ્થાના અભ્યાસીઓમાં મોન્ટેસ્કયુનું નામ પ્રથમ આવે છે. મોન્ટેસ્કયુએ જુદી જુદી સંસ્થાઓનો આંતરસંબંધ જણાવી આ સંસ્થાઓના ઉદ્ભવમાં સંજોગો અને સમય જે ભાગ ભજવે છે તે જોતાં આ સંસ્થાઓના અંધ અનુકરણની અવાસ્તવિકતા પ્રત્યે અંગુલિનિર્દેશ કર્યો હતો. પ્રજાસત્તાક, જુલ્મીતંત્ર, પ્રજાતંત્રવાદ, અને બીજાં રાજતંત્રો અમુક સંજોગોવશાત્ સારાં કે ખરાબ થયેલ છે. ગ્રીસમાં રાજાશાહી અનુકૂળ ન થઈ, તેવી જ રીતે ઈંગ્લેન્ડ કે ફ્રાન્સમાં પ્રજાસત્તાક ફાવ્યાં નહિ. મોન્ટેસ્કયુને પ્રાચીન પ્રજાવાદી રાજ્ય સંસ્થા પ્રત્યે પક્ષપાત હતો, અને તેટલા માટે ગ્રીસનાં સ્વદેશાભિમાન, જાહેર હિંમત, ત્યાગ, અને નિસ્વાર્થભાવના માટે તેને ઘણી પ્રશંસા કરેલ છે. તેણે જણાવ્યું કે પ્રજામાં સ્વમાન, શિસ્ત, અને ફરજની ભાવના હોય તો તે રાજ્યકર્તાને રાજ્યના સ્થાયીતંત્ર માટે ઘણી જ ઉપયોગી નીવડે છે. મોન્ટેસ્કયુએ જે સિદ્ધાંત આપેલ છે તે સત્તાના વિભાગીકરણ ( Separation of powers )નો છે. આ સિદ્ધાંતની ચર્ચા તેને " Esprit des Lois " ( કાયદાના સિદ્ધાંત ) નામના તેના પુસ્તકમાં કરેલ છે. મોન્ટેસ્કયુને ઈંગ્લેન્ડના બંધારણ માટે ઘણું માન હતું. તે થોડાં વર્ષો ઈંગ્લેન્ડમાં પણ રહ્યો હતો અને તેને ત્યાંના તંત્રનો ઘણો જ ઊંડો અભ્યાસ પણ કર્યો હતો. ઈંગ્લેન્ડમાં કાયદાના અમલના ત્રણ વિભાગો હતા. પ્રથમ કાયદા બનાવવાનો વિભાગ ( ધારામંડળ ) કાયદાનો અમલ કરાવનારો વિભાગ ( પ્રધાન મંડળ ) - ૨

ત્રીજો વિભાગ ( ન્યાયખાતું ) જેને સદરહુ કાયદા પ્રમાણે ન્યાય આપવાનો હતો. આ ત્રણે વિભાગો એક બીજાથી સ્વતંત્ર હતા. મોન્ટેસ્ક્યુને આ વસ્તુ ખૂબ જ પસંદ પડી હતી, અને બ્રિટનના બંધારણની સફળતાની મુખ્ય ચાવી આ સત્તાનું વિભાગીકરણ હતું તેમ તે માનતો. ઉપરાંત જ્યુરીની મદદવડે ચાલતા મુકર્દમાઓ, ઉમરાવ તથા આમની સભાઓ, તેમજ હેબીયસ કોરપસ એકટ વગેરેથી પ્રજાસ્વાતંત્ર્યનું સારું રક્ષણ થતું હતું, અને રાજ્ય-સત્તા ઉપર અંકુશો પણ ઠીક રહેતા હતા તેમ તે ધારતો હતો.

મોન્ટેસ્ક્યુ જે મહત્તા અને સફળતા બ્રિટિશ બંધારણને આપે છે તે ખરી રીતે અસ્તિત્વમાં ન હતી. મોન્ટેસ્ક્યુએ તો માત્ર બ્રિટિશ બંધારણની ઉપરછલી વસ્તુઓનો અભ્યાસ કર્યો હતો. આવી ભૂલ કરનાર માત્ર મોન્ટેસ્ક્યુ એકજ ન હતો. ઈંગ્લેન્ડમાં બ્લેક સ્ટોન ( ઈ. સ. ૧૭૬૫–૬૯ ) નામે એક પ્રસિદ્ધ કાયદાશાસ્ત્રી થયો તેને ઈંગ્લેન્ડના કાયદા પર વિવેચન કરતું એક પુસ્તક લખ્યું છે, જેમાં તેણે મોન્ટેસ્ક્યુ જેવી જ ભૂલ કરી છે, અને જણાવ્યું છે કે કારોબારી, ધારાકીય, અને ન્યાયવિષયક સત્તાનું જુદાપણું એ બ્રિટિશતંત્રના બંધારણની મુખ્ય ચાવી છે: આ બન્ને જણાએ બ્રિટિશ બંધારણનો વાસ્તવિક અમલ કેમ થતો હતો તે જોયું ન હતું, પણ માત્ર બંધારણના કાયદાનો જ અભ્યાસ કર્યો હતો. તેઓને ખ્યાલ ન હતો કે બ્રિટિશતંત્રમાં પ્રધાનમંડળ અને કેબીનેટ પાસે ત્રણે પ્રકારની સત્તા કેન્દ્રિત બની હતી, તેઓને ખ્યાલ ન હતો કે પ્રધાનમંડળ પાસે સરમુખત્યારી જેવી સત્તા હતી, માત્ર તેઓ બ્રિટિશ બંધારણના બાહ્ય ચળકાટથી મુગ્ધ થયા હતા.

જો કે સત્તાના વિભાગીકરણનો સિદ્ધાંત આવી ભૂલભરેલ માન્યતામાંથી જન્મ્યો હતો, છતાં પણ રાજકારણના ઇતિહાસ ઉપર તેની ઘણી અસર થવા પામેલ છે. અમેરીકાનું બંધારણ પ્રથમવાર ઇ. સ. ૧૭૮૭ માં ઘડવામાં આવ્યું ત્યારે આ સિદ્ધાંતનાં ઘણાં તત્ત્વો લેવામાં આવ્યાં હતાં, ફ્રાન્સમાં

વિપ્લવ પછી જ્યારે અનેક બંધારણો અ
આવતા હતા ત્યારે આ સત્તાના વિભાગીક
કરવામાં આવ્યાં હતાં. પરંતુ ૧૯ મી સદી
કેટલો અવ્યવહારૂ હતો તે પુરવાર કરી આપેલ
કારોબારી થઇ એ આ સિદ્ધાંતના ખંડન
કારોબારી, ધારાકીય, અને ન્યાયવિષયક ખાતાં
ત્યાંના તંત્રમાં એકજાતના સંવાદની ખામી જણા
પ્રતિકાર રૂપે ત્યાં અમુક પ્રણાલીકાઓ ( Usage

## સર્વોપરીસત્તાનો સિધ્ધાંત ( Doctrine of

આજ સુધી કોઇ પણ સિદ્ધાંતે જો મનુષ્યમા
પ્રબળ અસર કરી હોય તો તે સર્વોપરીસત્તાનો સિદ્ધા
પ્રથમ પ્રતિપાદન જીન બોડીને ( ૧૫૩૦–૧૫૯૬ )માં
આ સિદ્ધાંતની ચર્ચા તેના પ્રસિદ્ધ પુસ્તક " La
કરેલ છે. આ સિદ્ધાંત એ યુરોપમાં તે વખતમાં થ
પુનરૂત્થાન તથા પ્લેટોના અભ્યાસનું પરિણામ હતું.
મજબૂત રાજતંત્રની જરૂર હતી. સ્થાનિક ખટ
ગેરવ્યવસ્થા ફ્રાન્સમાં એટલાં બધાં વધી પડ્યાં હતાં
તંત્રની ખાસ આવશ્યકતા ઉપસ્થિત થયેલ હતી. રૂ
અનુમોદન આપેલ છે, પણ તેણે સર્વોપરીપણું પ્રજા

## જહોન ઑસ્ટીન ( ઈ. સ. ૧૭

ઓસ્ટીન એ ૧૯ મી સદ
સત્તાક હોય કે રાજાસત્તાક પણ
હતો. ઑસ્ટીન પોતે અંગ્રેજ હો
ઇતિહાસના અભ્યાસનું પરિણામ

આ સિદ્ધાંતમાં સર્વોપરી સત્તાની સાર્વત્રિકતા, અવિચ્છિન્નતા, અભેદ્યતા, અને કાયમીપણું એમ પાંચ તત્ત્વો જોવામાં આવે છે. સર્વોપરી સત્તાની એવી જાતની વ્યાખ્યા આપવામાં આવે છે કે સર્વોપરી સત્તા એટલે રાજ્યની પ્રજા અને પ્રજાની બધી સંસ્થાઓ ઉપરની મૂળગત, કેવળ, અને અમર્યાદ સત્તા. સર્વોપરી સત્તા ભોગવતું રાજ્ય આંતરિક રીતે જેટલું સ્વતંત્ર છે તેવી જ રીતે પરદેશનીતિમાં પણ સ્વતંત્ર રહે છે. હિંદનાં દેશી રાજ્યો એ સર્વોપરી સત્તા ભોગવતાં રાજ્યો નથી, કારણ કે પરદેશનાં રાજ્યો સાથે તેમને સ્વતંત્ર રીતે વ્યવહાર રાખવાનો અગર તો સંધિ, કરાર, લડાઈ કે સુલેહ જાહેર કરવાનો અધિકાર નથી. સર્વોપરી સત્તાનાં લક્ષણોની સમીક્ષા કરતાં આ સિદ્ધાંતની વ્યાવહારિકતા સમજી શકાય છે.

(૧) પ્રથમ તો કોઇ પણ રાજ્યને પોતાના કાયદા અને હુકમો પરત્વે મર્યાદિત સત્તા રહે છે, કારણ કે જગતમાં અમુક રાજ્યના કાયદા અને હુકમો બીજાં સ્વતંત્ર રાજ્યો માન્ય રાખવા માટે બંધાયેલ નથી. પરદેશનીતિ પરત્વે દરેક રાજ્યે આંતરરાષ્ટ્રીય કાયદાઓને પણ માન આપવાનું રહે છે. આજે કોઈ પણ રાજ્ય તેને કરેલ સંધિ, સુલેહ, કે કરાર બીજા સ્વતંત્ર રાજ્ય પર ફરજીયાત રીતે લાદી શકે નહિ. એટલે રાજ્યની સર્વોપરી સત્તા એ માત્ર રાજ્યની હદમાં રહેતી પ્રજા ઉપર ભોગવાતી સત્તા છે.

(૨) સત્તાના સાર્વભૌમત્વની સાર્વત્રિકતા માટે પણ એનો એ વાંધો રહે છે. કોઈ પણ રાજ્ય આજે વિશ્વનીય સત્તા ભોગવતું રાજ્ય નથી. બીજાં સ્વતંત્ર અને સમાન દરજ્જાવાળાં રાજ્યોના અસ્તિત્વથી રાજ્યની સાર્વત્રિકતા ઉપર મર્યાદા આવે છે. યુરોપમાં શરૂઆતમાં આ વસ્તુની પાછળ થોડોક ઇતિહાસ જોવામાં આવે છે. સાર્વત્રિક સત્તા એટલે રાજ્યની બહાર દરેક દેશમાં ચાલતી સત્તા. દાખલા તરીકે ચીનમાં રહેતા અંગ્રેજો ચીનના નહિ પણ અંગ્રેજી કાયદાઓનું પાલન કરવા બંધાયેલા હતા. આ ઉપરથી યુરોપની

વિપ્લવ પછી જ્યારે અનેક બંધારણો અને તંત્રોના અખતરા કરવામાં આવતા હતા ત્યારે આ સત્તાના વિભાગીકરણના સિદ્ધાંતનાં તત્ત્વો મહત્ત્વ કરવામાં આવ્યાં હતાં. પરંતુ ૧૯ મી સદીના અનુભવોએ આ સિદ્ધાંત કેટલો અવ્યવહારૂ હતો તે પુરવાર કરી આપેલ છે. બ્રિટિશતંત્રમાં પાર્લામેન્ટરી કારોબારી થઇ એ આ સિદ્ધાંતના ખંડનરૂપ જ છે. અમેરીકામાં પણ કારોબારી, ધારાકીય, અને ન્યાયવિષયક ખાતાંઓ જુદાં અને સ્વતંત્ર કરવાથી ત્યાંના તંત્રમાં એકજાતના સંવાદની ખામી જણાવા લાગી, પણ આ ખામીના પ્રતિકાર રૂપે ત્યાં અમુક પ્રણાલીકાઓ ( Usages ) પાડવામાં આવી હતી.

## સર્વોપરીસત્તાનો સિધ્ધાંત ( Doctrine of Sovereignty )

આજ સુધી કોઇ પણ સિદ્ધાંતે જો મનુષ્યમાનસ ઉપર વધુમાં વધુ પ્રબળ અસર કરી હોય તો તે સર્વોપરીસત્તાનો સિદ્ધાંત છે. આ સિદ્ધાંતનું પ્રથમ પ્રતિપાદન જીન બોડીને ( ૧૫૩૦–૧૫૯૬ )માં કર્યું હતું. જીન બોડીને આ સિદ્ધાંતની ચર્ચા તેના પ્રસિદ્ધ પુસ્તક " La Republique "માં કરેલ છે. આ સિદ્ધાંત એ યુરોપમાં તે વખતમાં થયેલ બૌદ્ધિક જીવનના પુનરૂત્થાન તથા પ્લેટોના અભ્યાસનું પરિણામ હતું. ફ્રાન્સમાં શાંતિ માટે મજબુત રાજતંત્રની જરૂર હતી. સ્થાનિક ખટપટો, બળવાઓ, અને ગેરવ્યવસ્થા ફ્રાન્સમાં એટલાં બધાં વધી પડ્યાં હતાં કે ત્યાં અમુક એકહથ્થુ તંત્રની ખાસ આવશ્યકતા ઉપસ્થિત થયેલ હતી. રૂસોએ પણ આ મતને અનુમોદન આપેલ છે, પણ તેણે સર્વોપરીપણું પ્રજામાં હોવાનું માનેલ છે.

### જહોન ઑસ્ટીન ( ઈ. સ. ૧૭૯૦–૧૮૫૦ )

ઓસ્ટીન એ ૧૯ મી સદીનો પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી હતો. રાજ્ય પ્રજાસત્તાક હોય કે રાજાસત્તાક પણ સર્વોપરી સત્તા રાજ્યની છે તેવો તેનો મત હતો. ઑસ્ટીન પોતે અંગ્રેજ હોવાથી આ સિદ્ધાંત અંગ્રેજી બંધારણ અને ઇતિહાસના અભ્યાસનું પરિણામ છે અને તેનો સિદ્ધાંત બહુધા અંગ્રેજી રહેલ છે.

આ સિદ્ધાંતમાં સર્વોપરી સત્તાની સાર્વત્રિકતા, અવિચ્છિન્નતા, અભેદ્યતા, અને કાયમીપણું એમ પાંચ તત્ત્વો જોવામાં આવે છે. સર્વોપરી સત્તાની એવી જાતની વ્યાખ્યા આપવામાં આવે છે કે સર્વોપરી સત્તા એટલે રાજ્યની પ્રજા અને પ્રજાની બધી સંસ્થાઓ ઉપરની મૂળગત, કેવળ, અને અમર્યાદ સત્તા. સર્વોપરી સત્તા ભોગવતું રાજ્ય આંતરિક રીતે જેટલું સ્વતંત્ર છે તેવી જ રીતે પરદેશનીતિમાં પણ સ્વતંત્ર રહે છે. હિંદનાં દેશી રાજ્યો એ સર્વોપરી સત્તા ભોગવતાં રાજ્યો નથી, કારણ કે પરદેશનાં રાજ્યો સાથે તેમને સ્વતંત્ર રીતે વ્યવહાર રાખવાનો અગર તો સંધિ, કરાર, લડાઈ કે સુલેહ જાહેર કરવાનો અધિકાર નથી. સર્વોપરી સત્તાનાં લક્ષણોની સમીક્ષા કરતાં આ સિદ્ધાંતની વ્યાવહારિકતા સમજી શકાય છે.

(૧) પ્રથમ તો કોઈ પણ રાજ્યને પોતાના કાયદા અને હુકમો પરત્વે મર્યાદિત સત્તા રહે છે, કારણ કે જગતમાં અમુક રાજ્યના કાયદા અને હુકમો બીજાં સ્વતંત્ર રાજ્યો માન્ય રાખવા માટે બંધાયેલ નથી. પરદેશનીતિ પરત્વે દરેક રાજ્યે આંતરરાષ્ટ્રીય કાયદાઓને પણ માન આપવાનું રહે છે. આજે કોઈ પણ રાજ્ય તેને કરેલ સંધિ, સુલેહ, કે કરાર બીજા સ્વતંત્ર રાજ્ય પર ફરજીયાત રીતે લાદી શકે નહિ. એટલે રાજ્યની સર્વોપરી સત્તા એ માત્ર રાજ્યની હદમાં રહેતી પ્રજા ઉપર ભોગવાતી સત્તા છે.

(૨) સત્તાના સાર્વભૌમત્વની સાર્વત્રિકતા માટે પણ એનો એ વાંધો રહે છે. કોઈ પણ રાજ્ય આજે વિશ્વનીય સત્તા ભોગવતું રાજ્ય નથી. બીજાં સ્વતંત્ર અને સમાન દરજ્જાવાળાં રાજ્યોના અસ્તિત્વથી રાજ્યની સાર્વત્રિકતા ઉપર મર્યાદા આવે છે. યુરોપમાં શરૂઆતમાં આ વસ્તુની પાછળ થોડોક ઇતિહાસ જોવામાં આવે છે. સાર્વત્રિક સત્તા એટલે રાજ્યની બહાર દરેક દેશમાં ચાલતી સત્તા. દાખલા તરીકે ચીનમાં રહેતા અંગ્રેજો ચીનના નહિ પણ અંગ્રેજી કાયદાઓનું પાલન કરવા બંધાયેલા હતા. આ ઉપરથી યુરોપની

પ્રજાએ એશીયામાં રહેતા યુરોપીયનો ઉપર યુરોપના કાયદાની સત્તા ચાલવી જોઈએ તેવી માગણી કરી હતી. પણ એશીયાની પ્રજાએ આ વાત કબૂલ રાખી હતી નહિ. આવા હક્કો હવે માત્ર રાજ્યના એલચી, પ્રધાનો અને પ્રતિનિધિઓ જે બીજા દેશોમાં રાજકીય સંબંધ માટે રહેતા હોય તેમને મળે છે. ઉપરાંત રાજ્યના દરેક કાયદા રાજ્યમાં પણ બધાને લાગુ થઈ શકતા નથી. જૂના ધારાઓ સમય પ્રમાણે નકામા થતા જાય તેમ નવા ધારાઓ ઘડવા માટે માગણી કરવામાં આવે છે.

(૩) રાજ્યની સર્વોપરી સત્તાની અવિચ્છિન્નતા પણ શંકાસ્પદ વસ્તુ છે. સત્તાની અવિચ્છિન્નતા કાયમ માટે ચાલુ રહેતી નથી. જ્યારે એક રાજ્ય બીજા રાજ્યથી જીતાઈ જાય ત્યારે સર્વોપરી સત્તા વિચ્છિન્ન બને છે.

(૪) સર્વોપરીસત્તાની અવિચ્છિન્નતા અને સાર્વત્રિકતાની જેમ કાયમીપણું એ પણ અશક્ય વસ્તુ છે. રાજ્ય કે રાજ્યતંત્ર એ કાંઈ કાયમી વસ્તુ રહેતી નથી. રાજ્યના સ્વરૂપમાં સમય પ્રમાણે ફેરફારો થયા જ કરે છે.

(૫) આ પછી છેલ્લું લક્ષણ એ અભેદ્યતાનું છે. આ લક્ષણ પણ બંધબેસતું આવતું નથી. જે રાજ્યમાં સમૂહતંત્ર હોય છે ત્યાં સર્વોપરી સત્તા વિભાજીત રહે છે. એકતંત્રાધીન રાજ્યબંધારણમાં પણ રાજ્યસત્તા ઘણીવાર વિભાજીત રહે છે.

સર્વોપરી સત્તાનાં આ બધાં લક્ષણો તપાસ્યા પછી એમ માનવાનું થાય કે આ બધા સર્વોપરીપણાના કાયદાવિષયક ગુણો છે. આ બાબતમાં આધુનિક બંધારણોના મહાન અભ્યાસી એ વી. ડાયસી કહે છે કે દરેક રાજ્યમાં એક એવી સંસ્થા રહે છે કે જે કાયદેસર રીતે સર્વોપરી સત્તા ભોગવે છે. બ્રિટનમાં કીંગ-ઈન-પાર્લામેન્ટ એ કાયદેસરની સર્વોપરી સત્તા છે. આંહિ પણ હકીકત સંપૂર્ણ રીતે ગળે ઉતરે તેમ નથી. કાયદેસર સર્વોપરી-પણાનો સિદ્ધાંત અમેરીકાના સંયુક્ત રાજ્યોને લાગુ થતો નથી. કારણ કે

ત્યાં એવું બંધારણ રહે છે કે જ્યાં અમુક કલમોમાં તો ફેરફારો લગભગ અશક્ય બને છે. પ્રજાતંત્રવાદના વિકાસ સાથે કીંગ-ઇન-પાર્લામેન્ટની સર્વોપરી સત્તા પણ શંકિત બને છે. કારણ કે પાર્લામેન્ટની બહુમતી પાછળ મતદાર મંડળો અને પ્રજા રહે છે. અમુક ધારો પસાર કરવા માટે પાર્લામેન્ટની સત્તા પ્રજામત ઉપર અવલંબે છે.

સર હેન્રી મેઈનના મંતવ્ય પ્રમાણે સર્વોપરી સત્તા રાજ્યમાં સંપૂર્ણપણે જોવામાં આવતી નથી. ઘણીવાર દેશની રૂઢી અને પ્રથાઓ એટલી બળવાન રહે છે કે રાજ્યને તેને નમતું આપવું પડે છે. ખાસ કરીને આ વસ્તુ પશ્ચિમ કરતાં પૂર્વનાં રાજ્યોમાં સવિશેષ જોવામાં આવે છે.

પ્રો. હેરોલ્ડ લાસ્કીએ સર્વોપરીપણાના સિદ્ધાંત વિરૂદ્ધ ઘણું વિવેચન કરેલ છે. આજના બંધારણવાદીઓએ સર્વોપરીપણાના કેટલાક વિભાગો કરેલ છે, અને તેમાં આંતરિક સર્વોપરીસત્તા, બાહ્ય સર્વોપરી સત્તા, સંપૂર્ણ સર્વોપરીસત્તા, અને મર્યાદિત સર્વોપરીસત્તાનો સમાવેશ થાય છે. પરંતુ આવા વિભાગોથી સર્વોપરીપણાનો અર્થ માત્ર રાજકીય સત્તા થઇ જાય છે. આજે સંપૂર્ણ પ્રજાતંત્રવાદી રાજ્યોમાં છેવટની સર્વોપરી સત્તા પ્રજા પાસે રહે છે. મર્યાદિત રાજસત્તાક રાજ્યોમાં પણ આજે આ સર્વોપરીપણું છેવટે તો પ્રજાની સર્વસામાન્ય ઇચ્છામાં જ સમાયેલ રહે છે. સમાજવાદી રાજ્યોમાં આ સત્તા વધુ ઉગ્ર સ્વરૂપમાં રહે છે તેમ જોવામાં આવે છે.

### સત્તાના કેવલત્વનો સિદ્ધાંત ( Doctrine of Absolutism )

આ સિદ્ધાંતની ઉત્પત્તિ પ્લેટો અને એરીસ્ટોટલનાં લખાણોમાંથી થયેલ છે. તેમના અભિપ્રાય મુજબ રાજ્ય એ સ્વાયત્ત અને સંપૂર્ણ સંસ્થા છે, અને તેમાં રહીને જ માણસ સારું જીવન ગાળી શકે છે તથા જીવનના ઉન્નત આદર્શોને સાધી શકે છે. આ વિચારમાંથી કેવલત્વનો સિદ્ધાંત જ[illegible] છે, જે રાજ્યને સર્વસત્તાવાન અને સર્વશક્તિમાન સંસ્થા ગણાવે છે

ગણુમાં એ રાજ્યને સંપૂર્ણરીતે વફાદાર રહેવું અને રાજ્યના કાયદાનું સંપૂર્ણરીતે પાલન કરવું વગેરે વસ્તુઓ જણાવવામાં આવેલ છે આ સિદ્ધાંતમાં પ્રજાથી બનતું રાજ્ય એ પ્રજા કરતા જુદી જ સંસ્થા છે, રાજ્યને ઇચ્છા, અધિકાર, હિતો, હક્કો અને નીતિ હોય છે, જે પ્રજા કરતા જુદી જ રહે છે, અને રાજ્ય એ તમામ સંસ્કૃતિ અને પ્રગતિનું મૂળ છે તેમ જણાવવામાં આવેલ છે

કેન્ટ

આ સિદ્ધાંતના ઉત્પાદક જર્મન તત્ત્વવેત્તા ઇમેન્યુઅલ કેન્ટ છે. કેન્ટ પ્રમાણે રાજ્ય એ સર્વશક્તિમાન સંસ્થા છે, જે કદાપિ ભૂલ કરતી જ નથી, અને રાજ્યની બધી સત્તા ઈશ્વરદત્ત સત્તા છે. કેન્ટને બળવા અને વિપ્લવો સામે અત્યંત ધિક્કાર હતો રાજ્યસત્તા લાયકાતવાળા માણસોના હાથમાં ન હોય તો પણ રાજ્ય સામે થવાનો કે તેમાં શંકા લાવવાનો પ્રજાને અધિકાર નથી તેમ તે માનતો

હેગલ

કેન્ટે શરૂ કરેલ આ સિદ્ધાંત હેગલની ફિલસુફીમાં સંપૂર્ણતાને પામે છે કેન્ટ પછી હેગલ એ જર્મનીનો મહાન તત્ત્વવેત્તા હતો. હેગલે આ સિદ્ધાંત એવી સમૃદ્ધ અને અધ્યાત્મવાદી ભાષામાં લખેલ છે કે તે સાધારણ વાચનથી સમજી શકાય તેમ નથી હેગલનો કેવલત્વ સત્તાનો સિદ્ધાંત પ્લેટો, એરીસ્ટોટલ, અને કેન્ટના લખાણોમાંથી ઉદ્‌ભવ્યો હતો આ સિદ્ધાંત પ્રમાણે રાજ્ય એ મનુષ્યજીવનની દરેક વ્યવસ્થાનું સર્જક હતું, અને સ્વાતંત્ર્ય, સલામતી, અને પ્રગતિ એ બધું પ્રજા રાજ્યમાં રહીને જ ભોગવી શકે કાયદો, નીતિ, અને ધર્મ તથા દરેક સામાજીક સંસ્થાના મૂળ રાજ્યના અસ્તિત્વમાં સમાયેલ છે રાજ્ય વિના સારૂં વ્યવસ્થિત સામાજીક જીવન અશક્ય છે, અને રાજ્યનું વ્યક્તિત્વ અને ઇચ્છા એ પ્રજાના કરતાં જુદાં જ છે. રાજ્યની

ઈચ્છા દરેક પ્રજાજનની ઈચ્છાનો સરવાળો છે તેમ માનવું ભૂલભરેલ હતું. રાજ્ય એ પરમાત્મા સ્વરૂપ છે, જેમાં વ્યક્તિગત જીવાત્માને સ્વતંત્ર અસ્તિત્વ હોય, પણ છેવટે તો તેને વિશ્વનીય શક્તિમાં મળ્યા વગર છૂટકો જ નથી. રાજ્યની સત્તા સંપૂર્ણ હોવી જોઇએ, અને રાજ્ય ચલાવનારને રાજ્યના હિત ખાતર ગમે તે કરવાની છૂટ રહેવી જોઇએ. રાજ્યમાં જ મનુષ્યજીવનની સલામતીનાં મૂળ હોવાથી કોઇ પણ માણસ રાજ્ય સામે થઈ શકે જ નહિ. રાજ્ય એ સાધારણ નીતિથી પર રહે છે, રાજ્ય એ બધા પક્ષોનું સત્ત્વ છે, અને રાજ્ય એ પોતાની વિરૂદ્ધ કદાપી થઈ શકતું જ નથી. રાજ્ય પોતાની સત્તાનું ક્ષેત્ર ગમે તેટલું વિસ્તૃત કરી શકે છે. લડાઈના સમયની જેમ શાંતિના સમયમાં પણ રાજ્યને મનુષ્યજીવનની ગમે તે પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવાની છૂટ હોય છે. મનુષ્યજીવનના નૈતિક અને ઐહિક સુખ માટે શું કરવું તે બાબતમાં વિચાર અને ગોઠવણ કરવાનો રાજ્યને સંપૂર્ણ અધિકાર છે. વ્યક્તિના બધા હક્કો રાજ્યમાંથી ઉદ્‌ભવે છે, એટલે રાજ્ય સામે વ્યક્તિને થવાનો હક્ક નથી. ટુંકામાં રાજ્ય એ પ્રજાની સમગ્ર શક્તિનું પ્રતિનિધિત્વ ભોગવે છે. ટુંકામાં હેગલનું રાજ્ય એટલે ઈશ્વરી રાજ્ય જેમાં સાધારણ મનુષ્યોને ઈશ્વરી કાનુનોની સામે થવા હક્ક નથી. હેગલ પ્રમાણે "Es ist der Gang Gottes in der welt das der Staat ist." [રાજ્ય એ ઈશ્વરનું પૃથ્વી પર દેખાતું સ્વરૂપ છે. રાજ્ય એ ઈશ્વરી ઈચ્છા છે, જેનું સ્વરૂપ આ જગતની રાજકીય વ્યવસ્થામાં પરિણમ્યું છે તેમ જણાય છે.] આ સિદ્ધાંતની જર્મનીમાં એટલી બધી અસર થવા પામી હતી કે ગતમહાયુદ્ધ એ આવા સિદ્ધાંતોનું પરિણામ હતું તેમ કેટલાક વિચારકો માને છે. આજે પણ જર્મનીમાં જે ઝનુની સ્વદેશાભિમાન, તીવ્ર રાષ્ટ્રપ્રેમ અને અપ્રતીમ રાજ્યભક્તિ જોવામાં આવે છે તે જગાડનારા પુરૂષો કેન્ટલ, હેગલ, નિત્સે, ટ્રીટ્સ્ક અને બર્ન હાર્ડી હતા. ઇંગ્લેન્ડમાં આ સિદ્ધાંતને અનુમોદન આપનારાઓમાં બ્રેડલે, ગ્રીન, વીલીયમ વૉલેસ, અને બોસાંકે હતા.

હેગલના કેવલત્વવાદ સામે ઘણું વિવેચન થવા પામેલ છે. રાજકીય દષ્ટિએ હેગલનો મત ઘણી ખામીઓથી ભરપૂર છે. રાજ્યની પાછળ રહેલ સત્તામાં ઘણે ભાગે અમુક પક્ષની ઇચ્છા અને ઉદ્દેશો હોય છે. આધુનિક સમયમાં દરેક પ્રજામાં અનેક જુદી જુદી પ્રજાઓ, વિભાગો, અને વર્ગો રહે છે, અને તેમાં બધાંનાં આર્થિક, રાજકીય, અને ઐહિક તથા આધ્યાત્મિક હિતો પણ જુદાં જુદાં રહે છે. આ વર્ગોમાંથી અમુકની ઇચ્છા અને હિત ઉપર રાજ્યસત્તા સ્થાપિત થયેલ હોય છે. હેગલનું રાજ્ય બધાં હિતોનું સંરક્ષક અને સત્તાવાહક બને છે. આ સિદ્ધાંતમાં નાના વર્ગો તથા લઘુમતીઓને સ્થાન નથી.

આ સિવાય હેગલના રાજ્યમાં મનુષ્યવ્યક્તિત્વના વિકાસનો અવરોધ થવા પામે છે. આ રાજ્યમાં રાષ્ટ્રાભિમાન એટલું તીવ્ર બને છે કે રાજ્ય આ દેશાભિમાનને અંગે ઘણીવાર આક્રમણકારી લડાઇઓ અને જંગ આદરે છે. આધુનિક સમયમાં જ્યાં રાજ્યો આર્થિક, વ્યાપારી, અને સંસ્કારાત્મક સંબંધોથી સંકળાયેલાં રહે છે ત્યાં એક રાજ્ય બીજાં રાજ્યો સાથે અતડું રહી શકે નહિ. માણસોની સારી ખરાબ વૃત્તિની જેમ રાજ્યને પણ ચોરી, લૂંટફાટ, અને બળજબરી વગેરે દુર્ગુણો લાગુ પડે છે. ઇતિહાસ–પ્રાચીન અને અર્વાચીન–આનાં મોજુદ દષ્ટાંતો છે. એક વર્ગના નૈતિક જીવન અને વ્યક્તિના નૈતિક જીવનમાં ફેરફારો હોય તો પણ, કોઈ પણ રાજ્ય આજે નીતિના ધોરણોથી તદ્દન ઉપરવટ જઈ શકે તેમ નથી. જો રાજ્યો વચ્ચેના સંબંધમાં રાજ્ય નીતિથી પર જઈ શકતું હોય તો પણ રાજ્ય અને પ્રજા વચ્ચેના સંબંધમાં રાજ્યનીતિથી પર છે તેમ કહેવું વાસ્તવિક નથી. ઘણા રાજ્યના કેવલત્વવાદને સમાજવાદનું મૂળ કહે છે. પણ સમાજવાદ એ માણસોની વ્યાવહારિક જરૂરિયાતોનું પરિણામ છે. રાષ્ટ્રાભિમાન માટે કૃત્રિમ સિદ્ધાંતો ઉભા કરવાની જરૂર રહેતી નથી. ઉલટું રાજ્યમાં નૈતિક ધોરણો અને રાજ્યની ફરજોની ચોખવટ થવાથી પ્રજામાં સલામતીની ભાવના સવિશેષ રહે છે. પ્રજાના બનેલા રાજ્યને પ્રજાથી જુદું પાડી જે રીતે

અલગ સંસ્થા બનાવવામાં આવે છે તે વસ્તુ ઉંધે રસ્તે દોરનારી છે એટલું જ નહિ પણ ભયંકર પરિણામોથી ભરપૂર છે. જો રાજ્યના ગેરવર્તન અને સત્તાના દુરૂપયોગ માટે પ્રજાને તે સત્તા સામે આંગળી ઉંચકવાની પણ સત્તા ન હોય તો રાજ્યમાં જુલ્મ અને સ્વાર્થ ઘણા પ્રમાણમાં વધે તે સ્વાભાવિક છે. રાજ્ય પ્રત્યે આવી અંધશ્રદ્ધા અને અંધભક્તિ માટે આધુનિક સમયના બધા વિવેચકોએ તેની સખ્ત ટીકા કરેલ છે. પણ આ સિદ્ધાંત જર્મનીમાં તો ઘણો લોકપ્રિય બનેલ છે.

## પ્રાથમિક હક્કોના સિધ્ધાંત (Doctrine of Fundamental Rights)

પ્રાથમિક હક્કોનો સિદ્ધાંત એ ફ્રેન્ચ વિપ્લવ જેટલો જૂનો છે. ફ્રેન્ચ વિપ્લવના સમયમાં માણસોના પ્રાથમિક એટલે સ્વાભાવિક હક્કો ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો. જ્યાં રાજાસત્તાક તંત્ર ચાલતું હતું ત્યાં ઘણા વિચારકોએ માણસોના સ્વાભાવિક હક્કો જાહેર કરવા માટે માગણી પણ કરી હતી. હેરીંગ્ટને ( ઈ. સ. ૧૬૧૧–૭૭ ) પ્રથમ તેના "Oceana" નામના પુસ્તકમાં રાજાની સર્વોપરીસત્તા પ્રજાના પ્રાથમિક હક્કોથી મર્યાદિત થવી જોઈએ તેવા વિચારો દર્શાવ્યા છે. રાજ્યની સ્થિરતા એ પ્રજાને આપેલા તેના હક્કોની બાંહેધરી ઉપર અવલંબે છે તેમ તે માનતો. ઈંગ્લેન્ડમાં ઇ. સ. ૧૬૮૮ના બળવા પછી Declaration of Rights ની ચળવળ તે આ હક્કો માટે જ હતી.

જ્યારે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસનું બંધારણ ઘડાયું ત્યારે પ્રથમવાર તેના આમુખમાં આ હક્કોની રીતસર જાહેરાત કરવામાં આવી. ફ્રાન્સમાં બળવા પછી પણ આ હક્કોનો બંધારણમાં સમાવેશ કરવામાં આવ્યો હતો અને તેને મનુષ્યના સ્વાભાવિક અધિકારો તરીકે ઓળખવામાં આવતા. આ હક્કોના ચાર વિભાગો છે.

(૧) રાજકીય હક્કો—જેમાં મતાધિકાર તથા રાજ્યતંત્રની રચના તથા તેના પરના અંકુશ વગેરેનો સમાવેશ થાય છે,

(૨) ધાર્મિક હક્કો—જેમાં ધાર્મિક સહિષ્ણુતા બાબતના અધિકારો આવે છે,
(૩) વ્યક્તિગત સ્વાતંત્ર્યના હક્કો—જેમાં મરજીમાં આવે તેમ કોઈને પકડી શકાય નહિ, જ્યુરીની મદદ વડે કેસ ચલાવવો, આત્મરક્ષણ તથા કાયદા પાસે બધા સમાન છે તે સિદ્ધાંતનો સમાવેશ થાય છે,
(૪) મિલ્કતના હક્કો—જેમાં કર ઉઘરાવવાની સત્તા પર અંકુશ, અને મિલ્કતની સ્વતંત્ર માલીકીના હક્કોનો સમાવેશ થાય છે,

આ સ્વાભાવિક હક્કોનો ઉદ્‌ભવ કરનારા પ્રસંગો જુદા જુદા દેશોમાં જુદા જુદા હતા. ફ્રાન્સમાં રાજસત્તા ચલાવનારાના મનસ્વીપણા તથા જમીનદારશાહીને લઇને આ પ્રાથમિક હક્કોની ચળવળ ઉભી થવા પામી હતી. અમેરીકામાં જઈ વસેલા અંગ્રેજોએ બીજા હક્કો અબાધિત રીતે ભોગવતા હતા માટે રાજકીય અને કાયદાના હક્કોની માગણી કરી. ફ્રાન્સનો દાખલો લઇને ઇટલી, બેલ્જીયમ, સ્પેઈન અને જર્મનીના બંધારણમાં આવા હક્કોનો પ્રથમ ઉલ્લેખ કરવામાં આવેલ છે.

### વ્યક્તિસ્વાતંત્ર્યવાદ ( Laissez Fair Theory )

૧૮ મી સદીની અંતમાં એક નવો સિદ્ધાંત પ્રતિપાદિત થતો જોવામાં આવે છે જેને વ્યકિતસ્વાતંત્ર્યવાદ કહેવામાં આવે છે. આ સિદ્ધાંતના ઉત્પાદકોને Physiocrats ( ફીઝીયોક્રેટસ ) કહેવામાં આવે છે. આ સિદ્ધાંતમાં વ્યક્તિને સૌથી વધુ મહત્વની વસ્તુ ગણવામાં આવે છે. જ્યારે સામાજીક અને રાજકીય સંસ્થાઓ વ્યકિતના વિકાસમાં શું સહાય આપે છે તેટલા પુરતી જ તેની ઉપયોગીતા છે તેમ જણાવવામાં આવે છે.

### જહોન સ્ટુઅર્ટ મીલ

આધુનિક સમયમાં જહોન સ્ટુઅર્ટ મીલે વ્યકિતવાદની મજબૂત તરફેણ કરેલ છે. મીલે આ સિદ્ધાંત તેના "Essay on Liberty" નામના પુસ્તકમાં જણાવેલ છે. તેમાં તે માને છે કે રાજ્યમાં વધુમાં વધુ માણસોને

વધુમાં વધુ સુખ સગવડતાઓ મળવાં જોઇએ. રાજ્યનો ઉદ્દેશ વ્યકિતના સંપૂર્ણ વિકાસ માટે છે એટલે રાજ્યસત્તાનો અનિયન્ત્રિત વિસ્તાર એ એક મહાન અનિષ્ટ છે. સમાજનાં હિતો તરફ દુર્લક્ષ્ય રાખી માત્ર પોતાનો જ સ્વાર્થ સાધનારા થોડા સ્વાર્થીઓને અંકુશમાં રાખવા પુરતો જ રાજ્યનો કાયદો છે તેમ તે માને છે. પ્રજાતંત્રવાદી રાજ્યને પણ વ્યકિતવિકાસમાં આડે આવવાનો અધિકાર નથી તેમ મીલ માને છે. રાજ્ય કેટલી હદ સુધી દરેક જણની વ્યકિતગત સ્વતંત્રતાનું સંરક્ષણ કરી શકે તે રાજ્યની ઉપયોગીતાનું માપ છે. આ સિદ્ધાંત અંતિમ બંધારણવાદ તથા કેવલતત્ત્વવાદના પ્રત્યાઘાતરૂપે જન્મેલ છે. આ સિદ્ધાંતને આદમ સ્મીથે તેના ' Wealth of Nations ' નામના પુસ્તકમાં ઘણું અનુમોદન આપેલ છે અને આર્થિક વ્યકિતવાદ ઉપર ભાર મૂકેલ છે.

## હર્બર્ટ સ્પેન્સર ( ઇ. સ. ૧૮૨૦-૧૯૦૩ )

હર્બર્ટ સ્પેન્સરે વ્યકિતસ્વાતંત્ર્યની તરફેણમાં ઘણું કહેલ છે. ગરીબોને મદદ, બેકારોને સહાય, મફત કેળવણી વગેરે રાજ્યની પ્રવૃત્તિ તરફ સ્પેન્સરને ધિક્કાર હતો, કારણ કે આવી પ્રવૃત્તિઓ " Natural Selection " ( સ્વાભાવિક પસંદગી ) અને " Survival of the fittest " ( યોગ્યને જીવવાના અધિકારો )ના સિદ્ધાંતોની વિરૂદ્ધ હતી તેમ તે માનતો. હર્બર્ટ સ્પેન્સર પ્રાણીગુણધર્મશાસ્ત્ર (Science of Biology)ના નામે રાજ્યના વિસ્તાર પર સખ્ત અંકુશ મૂકવાની હીમાયત કરતો હતો. સ્પેન્સરનો વ્યકિતવાદ મીલ કરતાં ઘણો ઉગ્ર છે. મીલ રાજ્યના અમુક ધર્મોને આવશ્યક માને છે. જો રાજ્યમાં માણસનો બૌદ્ધિક, માનસિક, શારીરિક, અને આધ્યાત્મિક વિકાસ સારી રીતે થતો હોય તો રાજ્યની વ્યકિતસ્વાતંત્ર્ય સામેની પ્રવૃત્તિ વિરૂદ્ધ મીલને બહુ વાંધો ન હતો.

આજે આ બધા વિચારો જૂના થઇ ગયેલ છે. વ્યકિતસ્વાતંત્ર્યનો યુગ

૧૯૧૮ સુધી ચાલે છે. આ સિદ્ધાંતથી સમાન્તરે વિરૂદ્ધ જતો બીજો સિદ્ધાંત સમાજવાદનો છે, જેમાં સમાજ માત્રને જ ઉપયોગી વસ્તુ ગણવામાં આવેલ છે. વ્યક્તિવાદનો પ્રત્યાઘાત સમાજવાદ અને સામ્યવાદ છે. ૧૯૧૮ પછીના રાષ્ટ્રીય સમાજવાદમાં વ્યક્તિવાદને જરા પણ સ્થાન નથી. આજના સમયમાં જ્યાં સરમુખત્યારીવાળાં ફેસીસ્ટ તંત્રો છે ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્યને જરા પણ સ્થાન રહ્યું નથી. આજે દેશ અને સમાજ એ વ્યક્તિ કરતાં વધુ ઉપયોગી સંસ્થા ગણવામાં આવે છે. આ બધા સિદ્ધાંતો અને મતો યુરોપીય રાજકારણના ક્ષેત્રમાં સુંદર અને સ્થિતિસ્થાપક ભૂમિકા તરીકે રહે છે. રાજકારણના ક્ષેત્રમાં યુરોપીય વિચારકોનો ફાળો ઘણો ઉપકારક નીવડયો છે તેમ કહીએ તો અસ્થાને નથી.

## પ્રકરણ ૧૦ મું

## રાજ્યનાં સ્વરૂપો

રાજ્યનાં સ્વરૂપોના જુદા જુદા મથાળા હેઠળ ઘણા વિભાગો થઇ શકે છે. એરીસ્ટોટલે રાજ્યમાં સત્તા ધરાવનારાની સંખ્યા પ્રમાણે રાજ્યનાં સ્વરૂપો જુદાં પાડેલ છે. રાજ્યની છેવટની સત્તા એક માણસના હાથમાં, થોડા માણસોના હાથમા અગર તો ઘણાના હાથમાં રહી શકે છે, અને તે સત્તા ધરાવનારા માણસોના પ્રમાણમાં રાજ્યના રાજાશાહી, ઉમરાવશાહી, અને પ્રજાશાહી તેવા વિભાગો પાડી શકાય છે. પરંતુ એરીસ્ટોટલે પાડેલા રાજ્યના વિભાગો આજે ચાલી શકે તેમ નથી. કારણ કે આજે રાજ્યસંસ્થામાં ઘણા ફેરફારો અને ગુંચવાડાઓ ઉભા થવા પામેલ છે. છેવટની સત્તા કોના હાથમાં રહે તે સિદ્ધાંત પ્રમાણે રાજ્યના આજે મુખ્યત્વે કરીને બે વિભાગો રહે છે અને તે આપખુદ અને લોકપ્રિય તંત્ર છે. આપખુદ તંત્રમાં રાજાશાહી, સરમુખત્યારી, ઉમરાવશાહી વગેરે જોવામાં આવે છે. જ્યારે લોકપ્રિય તંત્રોમાં મર્યાદિત રાજાશાહી, પ્રજાતંત્રવાદ, તથા પ્રજાસત્તાક રાજ્યો છે. ઘણી વખત સરમુખત્યારીનું તંત્ર પણ પ્રજામાં લોકપ્રિય બને છે. આજે રાજ્યનાં મુખ્ય ત્રણ સ્વરૂપો જોવામાં આવે છે અને તે રાજાશાહી, પ્રજાશાહી, અને સરમુખત્યારી છે.

### રાજાશાહીના પ્રકારો

રાજા રાજ્યસત્તા કેવી રીતે પ્રાપ્ત કરે છે તે હિસાબે રાજાશાહીના બે પ્રકારો રહે છે, અને તે આનુવંશિક અને ચૂંટાયેલ રાજાશાહી છે.

### (૧) આનુવંશિક રાજાશાહી ( Hereditary Monarchy )

ઉત્તરોત્તર પેઢી દર પેઢીથી માત્ર જન્મના અકસ્માતથી રાજા...

તેને આનુવંશિક રાજાશાહી કહેવામાં આવે છે. આનુવંશિક રાજાશાહીમાં મોટો ગેરફાયદો એ રહે છે કે એક રાજા સારી રીતે રાજ્ય ચલાવી શકે, પણ તેનો પુત્ર તેવો જ સારો થશે અગર તો તેવી જ સારી રીતે રાજ્ય ચલાવશે તેની ખાત્રી રહેતી નથી. વારસામાં મળેલ રાજ્યસત્તાની વારસદારને બહુ કિંમત રહેતી નથી, જેથી બહુધા રાજ્યસત્તાનો પ્રજાકલ્યાણ માટે સદુપયોગ થવાને બદલે તેનો રાજાના અંગત મોજશોખ અને વિલાસો માટે ઉપયોગ થવાનો મોટો ભય રહે છે.

## (૨) ચૂંટાયેલ રાજાશાહી

આનુવંશિક રાજાશાહી એટલા લાંબા સમયથી પ્રચલિત છે કે રાજા ચૂંટાયેલ હોઈ શકે તે વાત જરા આશ્ચર્ય પમાડે છે. પરંતુ ઇતિહાસ તપાસશું તો આવા અનેક દાખલાઓ મળી આવે છે. પ્રાચીન રોમમાં રાજાઓની ચૂંટણી થતી. મધ્યયુગમાં પણ આ પ્રથા અસ્વાભાવિક ન હતી. પોલેન્ડમાં પણ આવી પદ્ધતિ હતી. જ્યારે રાજાઓની ચૂંટવાની પદ્ધતિમાં રાજાઓને માત્ર એક જ કુટુમ્બમાંથી ચૂંટવા જોઇએ તેવો ફેરફાર કરવામાં આવ્યો ત્યારે સમય જતાં આ પદ્ધતિ ઉત્તરોત્તર સત્તાની બની ગઈ. અગાઉ બેલ્જીયમ અને બાલ્કન પ્રદેશનાં કેટલાંક રાજ્યોમાં પ્રથમ રાજાની ચૂંટણી થતી, અને પછી તે પદ્ધતિ ઉત્તરોત્તર ચાલી આવતી. આમ હોવા છતાં પ્રજા રાજા પાસેથી રાજ્ય ચલાવવાની લાયકાત માગતી. નોર્વેમાં ઈ. સ. ૧૯૦૫ માં રાજાની ચૂંટણી કરવામાં આવી હતી. સર્વીયામાં પણ ઈ. સ. ૧૯૦૩ માં રાજાનું ખૂન થતાં બીજા રાજા માટે ચૂંટણી કરવામાં આવી હતી. પરંતુ રાજાઓની ચૂંટણી કરવાના પ્રસંગો હાલના સમયમાં અપવાદ-રૂપે જ ક્વચિત્ જોવામાં આવે છે. રાજાઓને ચૂંટવાની પ્રથા ચાલુ રહે તો આજે જે રાજાશાહીમાં કેટલાંક અનિષ્ટો દાખલ થયાં છે તે તુરત નાબુદ થઈ શકે. આજના સરમુખત્યારો લગભગ ચૂંટાયેલા રાજા જેવી જ સત્તાઓ ભોગવે છે.

ઉપરના બન્ને પ્રકારો રાજ્યસત્તા કેવી રીતે પ્રાપ્ત થાય છે તે રીતના

છે. પરંતુ રાજ્યસત્તા કેટલા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે તે જોતાં રાજાશાહીના બે વધુ પ્રકારો છે, અને તે કેવળ રાજાશાહી અને મર્યાદિત રાજાશાહી છે.

**(૩) કેવળ રાજાશાહી** ( Absolute Monarchy )

કેવળ રાજાશાહીમાં રાજ્યની સર્વસત્તા રાજામાં કેન્દ્રિત થાય છે. રાજા પોતેજ સર્વોપરી સત્તા ભોગવે છે. રાજાની આ સત્તામાં કોઈની ડખલગીરી કે બીજો જરા પણ અંકુશ રહેતો નથી. રાજાની ઇચ્છા તે કાયદો તે સિદ્ધાંતે રાજ્ય ચાલે છે. આ તંત્રમાં રાજ્ય, રાજા, અને રાજતંત્ર બધું એકજ રહે છે. ફ્રાન્સના ૧૪મા લુઈનુ ગર્વભર્યું વાક્ય "L'etat C'est Moi" ( હુંજ રાજ્ય છું ) એ કેવળ રાજાશાહીનું લાક્ષણિક સ્વરૂપ બતાવે છે. શરૂઆતમાં રાજાશાહી કેવળ સ્વરૂપેજ જોવામાં આવે છે. મર્યાદિત રાજાશાહી તો થોડા સૈકાથી શરૂ થયેલ છે. ગતમહાયુદ્ધ પછી યુરોપમાં કેવળ રાજાશાહીનો સદંતર નાશ થયેલ છે. જર્મની, ઑસ્ટ્રીયા, રશિયા, સ્પેઇન વગેરેમાથી કેવળ રાજાશાહી નાબુદ કરી પ્રજાસત્તા કરાજ્યો સ્થાપવામાં આવેલ છે. આજે યુરોપમાં હજુ પણ ગ્રેટબ્રિટન, બેલ્જીયમ, સ્વીડન, ડેનમાર્ક, હંગરી, યુગોસ્લાવીયા, ઇટલી, રૂમાનીયામાં રાજાશાહી જોવામાં આવે છે, પણ તે મર્યાદિત સ્વરૂપમા છે. પૂર્વના દેશોમાં હજુ પણ રાજાશાહી તેના તે પ્રાચીન સ્વરૂપમાં જોવામાં આવે છ. પશ્ચિમ પ્રજાતંત્રવાદના પૂરજોશ સામે કેવળ રાજાશાહી ટકી શકી નથી. એશિયામાં પ્રજાની રાજકીય પરિસ્થિતિ એવી છે કે હજુ જોઇએ તે પ્રમાણમાં રાજકીય શિક્ષણ તથા જાગૃતિનો અભાવ હોવાથી રાજાશાહીનું સ્વરૂપ હજુ તેના તે સ્વરૂપમાં ઘણીવાર જોવામાં આવે છે. ચીન વગેરે દેશોમાં પ્રજાવાદી તંત્રો દાખલ થયાં છે, પણ હજુ જોઇએ તે પ્રમાણમાં આ તંત્રો પ્રજામાં લોકપ્રિય બન્યાં નથી. પૂર્વની પ્રજા માટે કલ્યાણકારી આપખુદી અત્યારના સંજોગોમાં વધુ અનુકૂળ થઈ શકે તેમ જણાય છે.

### (૪) મર્યાદિત રાજાશાહી

રાજાશાહીમાં સૌથી સલામત અને વધુ વખત ટકી શકે તેવું સ્વરૂપ તે મર્યાદિત રાજાશાહીનું છે. મર્યાદિત રાજાશાહીમાં રાજાની સત્તા સર્વોપરી રહેતી નથી, પણ મર્યાદિત રહે છે. આ મર્યાદા કાં તો લેખીત બંધારણથી અગર તો બીનલેખીત બંધારણીય પ્રથાથી મૂકવામાં આવેલ હોય છે. મર્યાદિત રાજાશાહી એ જો કે પ્રજાતંત્રવાદનો જ પ્રકાર છે, છતાં પણ તે વધુ સ્થાયી તંત્ર રહે છે. કારણ કે આ તંત્રમાં પ્રજાવાદ, રાજાશાહી, અને સરમુખત્યારી તેમ ત્રણેનો સમાવેશ થાય છે. ઇંગ્લેન્ડ એ મર્યાદિત રાજાશાહીનો નમૂનો છે. યુરોપમાં ઘણા વિપ્લવો થયા, ઘણાં રાજતંત્રો બદલાયાં, એક વખત તો ફ્રેન્ચ વિપ્લવની અસર એટલી બધી થયેલ હતી કે ઇંગ્લેન્ડમાં પણ રાજાશાહી ભયમાં આવી પડી હતી, છતાં પણ ઇંગ્લેન્ડે આજે સેંકડો વર્ષો થયાં પોતાનુ બધારણુ અનેક રાજકીય ફેરફારો વચ્ચે જાળવી રાખેલ છે. કારણુ માત્ર એ છે કે ઇગ્લેન્ડની પ્રજા સ્વભાવે સ્થિતિચૂસ્ત છે એટલું જ નહિ પણ ત્યાંનું બંધારણુ એવુ સ્થિતિસ્થાપક છે કે ત્યાં કોઇ પણ જાતના ફેરફારો શકય બને છે, અને એથી પ્રજાને સંતોષ થઇ શકે છે. આજે યુરોપમાં રાજાશાહી રાખીને પણ ઇગ્લન્ડમાં માણસો વધુમાં વધુ સ્વતંત્રતા ભોગવે છે.

મર્યાદિત રાજાશાહીમાં બંધારણુ ઘડાતી વખતે રાજાની સત્તા ઉપર મર્યાદાઓ મૂકવામાં આવે છે, અને આ મર્યાદાઓ પ્રજાએ અમુક ભોગે મેળવેલ હોય છે, જેથી તેનું ચૂસ્ત પાલન કરવામાં આવે છે. રાજા જ્યારે ગાદીએ આવે છે ત્યારે આ મર્યાદાને માન આપવા સોગંદ લેવા પડે છે. કોઈ વખત પ્રગતિમાન રાજાઓ પોતે જાતે જ કોઇ પણ જાતના દબાણુ વગર પ્રજાને આવા હકો આપે છે. પરંતુ આવું તો ક્વચિત્ જ બનવા પામે છે. પ્રાંશયાનું ઈ. સ. ૧૮૫૦નું તથા ઇટલીનું બંધારણુ પ્રજાએ નહિ પણ રાજાએ સ્થાપિત કરેલ બધારણુ છે.

મર્યાદિત રાજાશાહીમાં રાજા એ ચૂંટાએલ નહિ પણ આનુવંશિક સત્તા

ભોગવનાર રહે છે. આ તંત્રમાં પ્રધાનો તથા અમલદારો પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ હોય છે અને તેઓ રાજ્યનીતિ માટે પ્રજાને જવાબદાર રહે છે. રાજા માત્ર રાજ્યના નામના વડા (Titulary Head) રહે છે. રાજાના તમામ હક્કો તથા હિતો કાયદાથી અંકિત તથા મર્યાદિત બનેલ હોય છે. રાજાનું અંગત ખર્ચ પણ પ્રજા જ નક્કી કરે છે, અને પ્રજાને કાયદા ઘડવાની સંપૂર્ણ સત્તા રહે છે. પ્રજાએ ઘડેલા કાયદાને રાજાએ માન આપવુંજ જોઇએ. જો કે રાજાની સંમતિ વગર કોઈ પણ ઠરાવ અગર કાયદો પસાર થઈ શકે નહિ, પરંતુ તેથી રાજા ઠીક પડે તેમ કાયદા નામંજૂર કરી શકતા નથી. આ તંત્રમાં રાજા રાજ્ય કરે છે, પણ રાજતંત્ર કોઈ બીજા ચલાવે છે. રાજાની સલાહ લેવામાં આવે, રાજા સૂચના આપી શકે, પણ છેવટનો અંતિમ નિર્ણય તો પ્રધાનો જ કરી શકે છે. રાજાને પ્રજાના ચૂંટાયેલા પ્રધાનોની સલાહ માન્ય કરવી જ પડે છે, અને પ્રજાઅવાજને પૂરેપૂરૂં માન આપવું પડે છે. આ તંત્રમાં પ્રજાઅવાજને માન હોવાથી અને પ્રજાજાગૃતિ સતેજ રહેવાથી પ્રજાને રાજતંત્રમાં ભાગ લેવાનું મન થાય છે. મર્યાદિત રાજાશાહીમાં રાજાની સ્થિતિ માત્ર આભૂષણ સમાન રહે છે. આ તંત્ર એક જ એવું છે કે તેમાં રાજાશાહી હોવા છતાં રાજાશાહીના સૌથી મોટા અનિષ્ટ આપખુદીનો અભાવ રહે છે.

## રાજાશાહીની તરફેણમાં

રાજાશાહી એ સૌથી પ્રાચીન, પ્રચલિત, સરળ, અને સ્વાભાવિક તંત્ર છે. ઇતિહાસના અનુભવથી ખાત્રી પામેલ તંત્ર રાજાશાહી છે. રાજાશાહીમાં રાજા પોતે પોતાના ધર્મો બરાબર સમજે તો રાજા પ્રજા વચ્ચેનો સંબંધ સરસ રીતે જળવાઈ રહે, અને રાજાઓ આજના સરમુખત્યારો જેવું જ કામ કરી શકે. રાજાશાહી એ સ્વાભાવિક તંત્ર ગણાય છે. ઝડપ, બળ, અને સાદાઈ એ આ તંત્રના મુખ્ય ગુણો છે. રાજા પોતે કોઇને જવાબદારી ન હોવાથી મંત્રણાઓ, સભાઓ, અને ઠરાવો પસાર કરવામાં જે પ્રજાવાદમાં સમયવ્યય

અને વિલંબ થાય છે તેનો આ તંત્રમાં અભાવ જોવામાં આવે છે. તાત્કાલિ સંચાલન કરવાની કાર્યવાહક શક્તિનો રાજા ધારે તો ઘણો જ સદુપયોગ કરી શકે તેમ છે. આ તંત્રમાં રાજા પ્રજા તથા રાજ્યહિત માટે સારામ સારા અમલદારો રોકી શકે છે, અને તેઓ સંતોષ ન આપે તો તુરત બીજા બદલાવી શકે છે. આ વસ્તુ પ્રજાતંત્રવાદી રાજ્યોને આટલી સુલભ નથી. રાજા પોતે પક્ષાપક્ષથી પર હોઇને અમુક વસ્તુઓનું નિષ્પક્ષ નિરીક્ષણ કરી શકે છે. ૧૮ મી સદીમાં થયેલા ડેવીડ હ્યુમ નામના અંગ્રેજ ફિલ્સુ તથા ઇતિહાસકારે રાજાશાહીની તરફેણમાં ખૂબ લખેલ છે. તેઓ જણાવે છે કે "Though all kinds of Government be improved on in modern times, yet monarchical Government seems to have made the greatest advance to perfection. It may now be affirmed of civilized monarchies, what was formerly said of republics alone, that they are a Government of laws not of men. They are found Susceptible of order, method, and Constancy to a surprising degree. Property is there secure; industry i encouraged; arts flourish and the prince lives among his subjects like a father among his Children." (આધુનિક સમયમાં બધી જાતનાં રાજતંત્રો સુધારવામાં આવે તો પણ રાજાશાહીએ સંપૂર્ણતા મેળવવા માટે ખૂબ જ પ્રયત્નો કરેલ છે. જેમ આગળ પ્રજાસત્તાકનું કહેવામાં આવતું તેમ આજે સુધરેલ રાજાશાહીનું કહી શકાય કે રાજાશાહી એ એક માણસનું નહિ પણ કાયદાનું રાજ્ય છે. તેમાં સુવ્યવસ્થા અને સુઘડ સંચાલન સરસ રીતે થઈ શકે છે, તેમાં મિલ્કત સલામત રહે છે, ઉદ્યોગને પ્રોત્સાહન મળે છે, કલાનો વિકાસ થઇ શકે છે, અને રાજા પોતે બાળકોમાં પિતાની જેમ પ્રજામાં રહે છે.) આ બધી વસ્તુઓ રાજાશાહીમાં અશક્ય છે તેમ નહી. માત્ર રાજા પોતાના રાજા તરીકેના ધર્મો અને પ્રજા પ્રત્યેની

જવાબદારી સમજે તો રાજાશાહીમાં વધુમાં વધુ માણસોનું હિત સાધી શકાય તેવું તંત્ર છે. સામાન્ય પ્રજા કે રાજદ્વારી આંટીઘુંટી અને બંધારણની ગૂંચવણોથી અજ્ઞાત હોય છે તેને રાજાશાહી જેવું સરળ, સાદું, અને અનુકુળ તંત્ર એકેય લાગતું નથી. રૂમો જેવા પ્રજાતંત્રવાદના પ્રણેતા પણ રાજાશાહીમાં તદ્દન ફાયદા નથી તેમ નથી કહેતા. યુરોપમાં બીજા બધા દેશો કરતાં જર્મનીમાં રાજાશાહી અને કેવળ સત્તા માટે ખૂબ લખાયું છે. જર્મન ઇતિહાસકાર ટ્રિત્સકે રાજાશાહીની તરફેણમાં ખૂબ લખ્યું છે. તે કહે છે કે રાજાશાહી એ પ્રજાતંત્રવાદ કરતાં વધુ ચઢીયાતું તંત્ર છે. "It is an ancient experience that monarchy presents more perfectly than anyother form of Government a tangible express'on of political power and national unity. Hence its marvellous appeal to the average understanding and to natural reason. It is clear that well ordered monarchy can guarantee a much higher degree of freedom than democracy to its subjects. Further more it is possible for a monarch from the height of his exalted position to see further than ordinary mortals who survey only a narrow sphere of practical life and whose limitations are revealed by their wellnigh incredible prejudices. Finally monarchy is a Government by men of action rat'er than of the brainless power called public opinion" [ સૌથી જુનો અનુભવ છે કે રાજાશાહી એ બીજાં બધાં તંત્રો કરતાં વધુ સંપૂર્ણ રીતે રાજકીય સત્તા તથા રાષ્ટ્રીય ઐક્યને વ્યક્ત કરી શકે છે. આથી જ તેની સામાન્ય સમજણ તથા બુદ્ધિ પર અદ્ભુત અસર થાય છે. પ્રજાતંત્ર કરતાં સુવ્યવસ્થિત રાજાશાહી પ્રજાને

વધુ સ્વતંત્રતા આપી શકે છે. રાજા પોતે પોતાની ઉન્નત સ્થિતિને લઈને સામાન્ય માણસો જેનું વ્યવહારિક જીવનનું ક્ષેત્ર સાંકડું હોય છે, અને ન સમજી શકાય તેવા પૂર્વગ્રહોથી જેની મર્યાદાઓ વ્યક્ત થાય છે તેના કરતાં વધુ દૂર દૃષ્ટિ ફેંકી શકે છે. ઉપરાંત રાજાશાહી એ બુદ્ધિહીન પ્રજામત કરતાં કાર્ય કરી શકે તેવા શક્તિમાન માણસોનું રાજ્ય છે.]

હિંદ પાસે તો રામરાજ્ય એ આદર્શ રાજાશાહીનું તંત્ર છે. હિંદમાં રાજાની ફરજો એ ધર્મશાસ્ત્રના આદેશો છે. હિંદમાં જગતમાં ન જોવામાં આવે તેવાં ઉત્કૃષ્ટ પ્રકારનાં રાજસત્તાક તંત્રો થઈ ગયાં છે. પરંતુ આ તંત્રો તથા ઉપર જણાવ્યા ફાયદાઓ ત્યારે જ શક્ય બને કે રાજાઓ પોતાની ફરજો અદા કરે, પ્રજાહિત તરફ પૂરતું લક્ષ્ય આપે, અને અંગત વિલાસો અને મોજશોખ નાબૂદ કરે.

### રાજાશાહીની વિરૂધ્ધમાં

રાજાશાહી એ સરસ તંત્ર હોય તો પછી આજે જગતમાંથી તે નાબૂદ કેમ થવા લાગ્યું છે તે મોટો પ્રશ્ન રહે છે. આનાં કારણો શોધતાં રાજાશાહીની વિરૂદ્ધમાં ઘણું કહેવાનું મળે છે. સર્વસત્તા એક બિનજવાબદાર માણસના હાથમાં કેન્દ્રિત થાય ત્યારે તેનો સદુપયોગ કરતાં ઘણીવાર દુરૂપયોગ થવાનો વધુ સંભવ રહે છે. સારૂં શું અને ખરાબ શું તેના સીધા નિર્ણયો રાજા પોતે જ કરે છે, અને આ નિર્ણયો સદા ખરા જ હોય છે તે માનવાને કારણ નથી. ઇતિહાસ અનુમોદન આપે છે કે ઘણા રાજાઓએ આ સત્તાનો ઉપયોગ પ્રજાહિત કરતાં આત્મહિત અને આનંદ માટે વધુ કરેલ છે. રાજા પોતે સદુપયોગ કરવા ઇચ્છે તો પણ ઘણીવાર તેની આજુબાજુ એવા સ્વાર્થીઓ અને ખુશામતખોરોનું મંડળ જામે છે કે રાજાને પોતાને સાચું અને ખોટું તે વચ્ચે નિર્ણય કરવો મુશ્કેલ થઇ પડે છે. રાજા સર્વસત્તાનું કેન્દ્ર હોવાથી તમામ અધિકારીઓ રાજાને જ જવાબદાર રહે છે. આમ હોય ત્યારે તેઓ પ્રજાહિત માટે બહુ દરકાર સેવે નહિ તે અસ્વાભાવિક

નથી. સત્તા કેન્દ્રિત થવાથી સમય જતાં પ્રજાનો તમામ વર્ગ મધ્યસ્થ સત્તાની ખુશામત કરતાં શીખી જાય છે. આમ હોવા છતા પણ દલીલ ખાતર માનવામાં આવે છે કે રાજ્યસત્તાનો કદાપિ દુરૂપયોગ કરવામાં ન આવે, સારા કાયદાઓ ઘડવામાં આવે અને તેનું પાલન થાય, બધા માણસોને ચોકખો ન્યાય મળે, અને જાહેર પ્રજાના પૈસાનો પ્રજાના હિત ખાતર વ્યય થાય–ટુંકામાં રાજાશાહીના બધા ફાયદાઓ પ્રજાને મળે, છતાં પણ રાજાશાહીને આદર્શ તંત્ર ગણવું કે કેમ એ મોટો પ્રશ્ન રહે છે. જે રાજ્ય પ્રજાના પ્રેમ અને સદ્ભાવ ઉપર સ્થપાયેલ નથી, જ્યાં પ્રજામાં જાહેર વસ્તુઓમાં રસ ઉત્પન્ન થતો નથી, જ્યાં પ્રજામાં સ્વતંત્ર નાગરિકતાનો અભાવ હોય છે તે તંત્ર ભાગ્યેજ આદર્શ ગણી શકાય. સ્વતંત્ર નાગરિકતાના અભાવે રાજ્યમાં આપખુદી જન્મે અને તેની સાથે રાજાશાહીનાં તમામ અનિષ્ટો ઉતરી પડે.

લૉર્ડ બ્રુહામ કહે છે કે "The tendency of all monarchy is towards despotism and its evils, and a monarchy that provides no checks, that is pure monarchy has enormous defects, even if it should not degenerate into an oriental despotism. It leaves too great a scope to the sovereign's interests or passions, benefits the people veay little by the alliance he always forms with the nobles, gives facilities to humour his ambition by wars, allows reckless extravagane of every kind, encourages habits of costly ostentation and of pride towards inferiors, and begets a spirit of fawning and tuckling towards those in authority." [ દરેક રાજાશાહીતંત્રની વૃત્તિ હંમેશાં જુલ્મીપણા અને તેનાં અનિષ્ટો તરફ રહે છે, અને જો રાજાશાહી તંત્ર ઉપર અંકુશ ન હોય–એટલે કેવળ સ્વરૂપમાં હોય અને પૌર્વાત્યોના

જુલ્મીતંત્ર જેવું ન બને તો પણ તેમાં ઘણી ખામીઓ રહે છે. તેમાં રાજાઓનાં અંગત હિતો પાર પાડવા માટે નવું તક રહે છે, ઉમરાવો સાથેના તેના જોડાણને અંગે પ્રજાને તેમાંથી ઘણો જ ઓછો ફાયદો મળે છે, તેની મહત્વાકાંક્ષાઓને સાધવા તથા લડાઇઓ વગેરે કરવા માટે તેને તક મળે છે, બેફામ મોજશોખ ઉડાવવા માટે ખર્ચાઓ થઈ છે, દેખાવો અને ખોટા ભભકા કરવાની ટેવ પડી જાય છે, અને સત્તાધિકારીઓની ખુશામત કરવાનું સહજ શિક્ષણ મળે છે.]

એક જ માણસના હાથમાં જ્યારે અંકુશ વિના બધી સત્તા ભેગી થાય ત્યારે તેની આજુબાજુના માણસોને પોતાનો સ્વાર્થ સાધવાનો અવકાશ રહે છે. રાજા પોતે રાજ્યનાં તમામ ખાતાંઓ તરફ ઝીણવટથી તો લક્ષ આપી શકે નહિ, અને જે અધિકારીઓને આ ખાતાંઓ સુપ્રત થયાં હોય તે બધા પર પ્રજાકીય અંકુશ રહે નહિ એટલે તેમાં બિનજવાબદારી અને આપખુદી એકદમ આવી જાય છે. રૂસો જેનો રાજાશાહી પ્રત્યેનો અણગમો જાણીતો છે તે કહે છે કે રાજાશાહી એવું યંત્ર છે કે જેમાં બધાં ચક્રો એક છેડા તરફ જ ફરે છે, અને તે છેડો પ્રજાહિતનો નથી રહેતો. રાજાશાહીમાં મોટામાં મોટી ખામી એ છે કે તેમાં પ્રજાનો અવાજ કદાપિ ઉપર આવતો જ નથી. ઘણીવાર સ્વાર્થસાધુઓ, ખુશામતખોરો અને હલકી ખટપટ કરનારાઓને અનુકૂળ ક્ષેત્ર મળી જાય છે, અને રાજદ્વારી વાતાવરણ ઘણું જ મલિન બનાવી દેવામાં આવે છે.

ક્રમભાગ્યે અત્યાર સુધીનો રાજાશાહીનો ઇતિહાસ તપાસીએ છીએ તો સારા, શાણા, મહેનતુ, સાદા અને પ્રજાહિતનું સંપૂર્ણ પાલન કરી શકે તેવા તથા પ્રજાનું ધન પ્રજા માટે જ વાપરે તેવા રાજવીઓની સંખ્યા ઘણી જુજ મળે છે. મોજશોખ, વિલાસ, ભોગ, બેફામ ખર્ચાઓ, ખોટા ભભકાઓ, અને ઉડાઉગીરીમાં પ્રજાના પૈસાનું પાણી કરતા રાજવીઓની સંખ્યા ઘણી જોવામાં આવે છે. આજ કારણે યુરોપીય પ્રજાએ કેવળ રાજાશાહીને યુરોપ-

માંથી દેશવટો આપેલ છે, આજ કારણે યુરોપના ઘણા રાજવીઓ રાજપાટ વિના રખડતા થયા છે, આજ કારણે યુરોપના કેટલાક રાજવીઓએ તેના રાજમુગુટો અને મસ્તકો ગુમાવ્યાં છે. હિન્દના રાજવીઓ માટે યુરોપના ઇતિહાસના આ કરૂણ પ્રસંગો જરૂર બોધપ્રદ ગણી શકાય.

**ઉમરાવશાહી ( Aristocracy )**

ઉમરાવશાહી એ રાજાશાહીમાંથી ફુટેલો ફણગો છે. શરૂઆતમાં રાજાને મદદ કરનારા માણસોમાં ખાસ કરીને ઉમરાવો જ હતા. રાજાની સત્તાની જમાવટ સાથે ઉમરાવોની સત્તા પણ મજબૂત બનતી. ઉમરાવશાહીના પણ ઘણા પ્રકારો છે. કુટુમ્બની ઉમરાવશાહી, ધનની ઉમરાવશાહી, શિક્ષણ અને સંસ્કૃતિની ઉમરાવશાહી, લશ્કરી ઉમરાવશાહી, અને ધર્મગુરૂઓની ઉમરાવ-શાહી. ઉમરાવશાહી એ એવો વર્ગ છે કે જે સાધારણથી ઉપરનો વર્ગ છે, પછી તે ગમે તે ક્ષેત્રમાં હોય–ધન, ધર્મ કે શિક્ષણ. પણ સ્વાભાવિક રીતે ઉમરાવશાહીનો વર્ગ એ આર્થિક ભૂમિકા ઉપર રચાયેલો ભેદ છે. ઉમરાવો એ ધનિક જમીનદારો હતા, જેઓ રાજાની સ્વાભાવિક રીતે તરફેણ કરનારા અને મદદગારો હતા. ઉમરાવો એ રાજા અને સામાન્ય જનતા વચ્ચેનો વર્ગ છે. જ્યારે અમીર કે ઉમરાવવર્ગથી રાજ્ય ચાલે ત્યારે તે રાજતંત્રને ઉમરાવશાહી કહેવામાં આવે છે. પ્રજાની ઇચ્છા એવી હોય છે કે પ્રજાના સારામાં સારા અને શાણામાં શાણા માણસોના હાથમાં રાજ્યસત્તા હોય તો સારૂં, અને ઉમરાવવર્ગ જો આવા શાણા અને સરસ માણસોને આપી શકે તો તેનું રાજતંત્ર અલબત્ત સૌથી ઉત્તમ ગણાવું જોઇએ. પરંતુ ઉમરાવ પદ માત્ર જન્મ કે ધનથી જ પ્રાપ્ય હોય તો પછી તેનો કાંઈ અર્થ રહેતો નથી. એરીસ્ટોટલે ઉમરાવશાહીનું રાજતંત્ર એટલે સારામાં સારા માણસોનું રાજતંત્ર તેમ વ્યાખ્યા આપેલ છે.

સારા માણસો એટલે ખૂબ સંસ્કૃત હોય, ખૂબ કેળવણી પામેલા હોય, જેઓ અનુભવી હોય, પ્રમાણિક હોય, અને બીજા કરતાં આર્િ

સામાજીક સ્થિતિમાં ચડીઆતા હોય. આવા માણસોની સંખ્યા હંમેશાં ઘણીજ ઓછી હોય છે. એટલે ઉમરાવશાહી એવા પ્રકારનું તંત્ર બને છે કે જેમાં અમુક થોડા માણસોનો બનેલો લઘુમતીવર્ગ રાજ્યસત્તા ભોગવે છે. ઉમરાવશાહીનું રાજતંત્ર આગળના સમયમાં ઘણું પ્રચલિત હતું. ઘણાં બહારથી દેખાતાં રાજાસત્તાક રાજ્યો અંદરખાને ઉમરાવશાહીવાળાં હતાં. ઉમરાવશાહીના આ વખતમાં બે પ્રકારો હતા. એકમાં ઉમરાવો પ્રજાથી આર્થિક ભેદોને લઇને એવા જુદા પડી ગયા હતા કે ઉમરાવો સિવાય તેમાં બીજો કોઈ દાખલ ન થઈ શકતો, જ્યારે બીજા પ્રકારમાં પ્રજામાંથી કોઈપણ વર્ગનો માણસ આ વર્ગમાં દાખલ થઈ શકતો. પ્રથમ પ્રકાર તે આનુવંશિક ઉમરાવશાહીનો છે, જ્યારે બીજામાં પૈસા, શિક્ષણ અને સામાજીક સ્થિતિ ધ્યાનમાં લઇ તેને ઉમરાવનું સ્થાન મળે છે. ઈંગ્લેન્ડમાં આજે આ બન્ને પ્રકારની ઉમરાવશાહી જોવામાં આવે છે.

ઉમરાવશાહીમાં પ્રજાનો અમુક વર્ગ રાજ્ય કરવા સર્જાયેલ છે તેમ માની લેવામાં આવે છે. ઉમરાવશાહી એ હમેશાં સ્થિતિચૂસ્ત તંત્ર રહે છે. ઉમરાવશાહીમાં લાંબા સમયથી સ્થાપિત થયેલ રૂઢીઓ તથા પ્રથાઓને માન આપવામાં આવે છે. ઉમરાવશાહી જ્યાં પ્રજાવાદ તથા રાજાશાહી સાથે સંબંધ ધરાવે છે ત્યાં પ્રજા કે રાજાની કોઇ પણ પ્રકારની ઉદ્દામવૃત્તિ ઉપર અંકુશ સમાન રહે છે. રાજાની કેવળ સત્તા સામે બંડ ઉઠાવનાર પ્રથમ ઉમરાવો હતા. આથી કરીને રાજાને પ્રજાને પડખે લેવી પડી હતી, અને આમ પ્રજાએ રાજાને મદદ કરવા બદલ અમુક હક્કો પણ મેળવવા માંડ્યા. ઉમરાવશાહીની તરફેણમાં કહેવામાં આવે છે કે ઘણા અશિક્ષિત અને રાજદ્વારી બાબતોથી બિનઅનુભવી માણસોના હાથમાં રાજતંત્ર જાય તેના કરતાં થોડા બુદ્ધિશાળી અને રાજનીતિજ્ઞ તથા કુશળ માણસો રાજસત્તા ભોગવે તે વધુ ઇચ્છવા યોગ્ય છે. કાર્લાઇલ તો કહે છે કે " It is the everlasting privilege of the fools to be governed by the wise " [ મૂર્ખાઓ ઉપર ડાહ્યા માણસો રાજ કરે તે મૂર્ખાઓનો સનાતન

અધિકાર છે.] જ્હોન સ્ટુઅર્ટ મીલ જણાવે છે કે "The Governments which have been remarkable for sustained mental ability and vigour in the conduct of affairs have generally been aristocracies." [માનસિક શકિત અને શૌર્યની રાજદ્વારી બાબતોના લાંબા સંચાલન માટે જાણીતા રાજ્ય તરીકે ઉમરાવશાહી પ્રસિદ્ધ છે.] સર હેન્રી મેઇન ઉમરાવશાહીનો બચાવ કરતાં જણાવે છે કે રાજ્યની નોકરી માટે શકિતશાળી માણસો સાધારણ વર્ગ કરતાં મુત્સદ્દી અને રાજકારણના અનુભવવાળા કુટુમ્બોમાંથી વધુ મળે છે. ઈંગ્લેન્ડમાં નાનો પીટ જો અર્લ ઑફ ચેથામને બદલે કોઈ વેપારીને ત્યાં જન્મ્યો હોત તો સફળ મુત્સદ્દી ન થઈ શકયો હોત. કોઈ પણ પ્રજામાં એક એવો વર્ગ હોય છે જેને દેશને સમૃદ્ધ કરવામાં પોતાનો સ્વાર્થ હોય, જેઓ સાધારણ ખટપટ અને આર્થિક લાલચોથી અલિપ્ત રહી શકે, જેઓ દેશની રાજકીય અને સામાજીક પ્રણાલિકાઓનું પ્રતિનિધિત્વ જાળવી શકે તેમ હોય, અને બીજી રીતે ગમે તેવા હોય તો પણ રાજ્ય કુશળતાથી ચલાવી શકે તેમ હોય તો તેવા વર્ગને રાજ્યસત્તા સોંપવામાં હરકત ન હોય તે સ્વાભાવિક છે.

પરંતુ ઉમરાવશાહીની વિરૂદ્ધમાં ઘણું કહેવાનું રહે છે. માત્ર જન્મના કારણથી અને અમુક મિલ્કત તથા ધન મળવાથી માણસમાં બુદ્ધિ ખીલી ઉઠે છે અગર તો રાજ્ય ચલાવવાની લાયકાત આવી જાય છે તેમ માનવાને કારણ નથી, ઉમરાવોની આનુવંશિક સ્થિતિને બદલે તેઓની ચૂંટણી થતી હોય તો તેના વિરૂદ્ધ કોઇને કહેવા જેવું રહેતું નથી. ટુંકામાં પ્રજાના સારામાં સારા, હોંશિયાર, પ્રમાણિક અને બુદ્ધિશાળી માણસો પ્રજાહિત માટે રાજ્ય ચલાવે તે રાજતંત્રના સફળ સંચાલન માટે ખાસ આવશ્યક વસ્તુ છે. પ્રખ્યાત ઇતિહાસકાર જેફરસન કહે છે કે "There is a natural aristocracy founded on talent and virtue which destined to govern all societies and all [illegible]

and the best Government is that which provides most efficiently for the purity of the choosing of these natural aristocracies and their introduction into the Government." [ બુદ્ધિ અને ગુણોની ભૂમિકા ઉપર સ્થાપિત થયેલ એક ઉમરાવશાહી છે જે બધાં તંત્રો અને બધા સમાજ ઉપર રાજ્ય ચલાવવા સર્જાયેલ રહે છે. અને સૌથી સરસ રાજ્ય એ છે કે જેમાં સારામાં સારા અને યોગ્ય માણસોને શોધી કાઢવા રાજ્ય ઉત્તમ તકો આપી શકે. ] રાજ્ય-સંચાલન માટે સારા અને યોગ્ય માણસો શોધી કાઢવા એજ ઘણી મુશ્કેલી છે. પૈસા અને જમીનના પાયા ઉપર સ્થાપિત થયેલ કૃત્રિમ ઉમરાવશાહી માટે પ્રજાને ઘણો અણગમો રહે છે. પ્રજામાંથી રાજ્ય કરવા માટે માણસોની પસંદગીનું ધોરણ અમુક ધનવાન માણસો અને તેના કુટુમ્બીજનો તથા વારસદારોને રાજ્ય કરવાની સત્તા આપવાથી બંધાતું નથી, કારણ કે મુત્સદ્દીગીરી અને પ્રમાણિકતા એ એવા ગુણો છે કે જે બધાને વારસામાં મળી શકતા નથી. અબ્રાહામ લીંકન, હિટલર, મુસોલીની, લેનીન, અને સ્ટેલીન બધા સામાન્ય અને ગરીબવર્ગમાંથી આવતા માણસો આજે જગતના સફળ અને બુદ્ધિશાળી મુત્સદ્દીઓ ગણાય છે. ઉમરાવશાહી આજે માત્ર ઇગ્લેન્ડ સિવાય ક્યાંય જોવામાં આવતી નથી. ત્યાં પણ તેની સત્તા ઉપર ઘણા અંકુશો મૂકવામાં આવેલ છે, અને આમની સભા સર્વોપરી સત્તા ભોગવે છે. ઉમરાવશાહીનું તંત્ર હંમેશાં રૂઢીચુસ્ત અને પ્રગતિ વિરોધક રહે છે. આજે ઘણા મુડીવાદી ગણ્જોમાં ઉમરાવો નથી હોતા તો ત્યાં ઉમરાવો જેવી સત્તા ભોગવતા ધનાઢ્ય વેપારીઓ હોય છે.

### ધનાઢ્યશાહી ( Plutocracy )

પ્રાચીન ગ્રીક લોકો ઉમરાવશાહી અને ધનાઢ્યશાહી વચ્ચે બરાબર તફાવત રાખતા. ધનાઢ્યશાહી એ થોડા ધનિકોનું રાજ્ય છે, જેમાં ધનાઢ્યો પોતાના હિતો માટે રાજ્ય કરે છે. પણ આ તફાવત ધનાઢ્યો જે જમીનદારો

ન હતા તેને માટેનો હતો. આજના સમયમાં મુડીવાદી પ્રજાતંત્રમાં ઘણા-ખરા રાજ્યકર્તાઓ ધનાઢ્યો અને લક્ષ્મીનંદનો રહે છે. ઈંગ્લેન્ડ અને અમેરીકા આના ખાસ દાખલાઓ છે. જ્યારે તદ્દન થોડા માણસોના હાથમાં રાજ્યસત્તા રહે ત્યારે તેને Oligarchy કહેવામાં આવે છે. ધર્મશાહી ( Theocracy ) એટલે જ્યાં ધર્મગુરૂઓ રાજ્ય ચલાવે છે. આ રાજ્યપદ્ધતિ આગળના પ્રાચીનયુગનો અવશેષ છે. આજે માત્ર ચીનમાં તથા ઈટલીમાં આવાં રાજ્યો છે. ચીનનું ટીબેટ જ્યાં દલાઈ લામા જે સૌથી વડા ધર્મગુરૂ છે તે રાજ્ય કરે છે, અને ઈટલીના વેટીકન નગરમાં પોપની સત્તા ચાલે છે.

## (૨) પ્રજાતંત્રવાદ ( Democracy )

**પ્રજાતંત્રવાદની વ્યાખ્યા**

પ્રજાતંત્રવાદના રાજકીય, આર્થિક, અને સામાજીક તેવા ત્રણ વિભાગો પાડવામાં આવે છે. પરંતુ બહુધા આ ત્રણેનું જ્યારે સંમિશ્રણ થાય ત્યારે જ ખરૂં પ્રજાવાદી રાજતંત્ર બને છે. પ્રજાવાદી તંત્ર એવું રાજતંત્ર છે કે જેમાં સર્વોપરીસત્તા રાજા પાસે નહિ પણ પ્રજા પાસે રહે છે, એટલે કે પ્રજાવાદી તંત્ર એ લોકોથી બનેલું અને લોકોએ નિયુક્ત કરેલું લોકોનું શાસન છે. પ્રાચીન ગ્રીક લોકો પ્રજાતંત્રને ઘણા માણસોનું રાજતંત્ર કહેતા. પ્રો. સીલી કહે છે કે જેમાં દરેક માણસનો ફાળો હોય તેવા તંત્રનું નામ પ્રજાતંત્ર છે. જાણીતા બંધારણશાસ્ત્રી ડાયસી કહે છે કે જેમાં પ્રજાનો મોટો ભાગ રાજ્ય કરે તેને પ્રજાવાદી તંત્ર કહેવાય. લોર્ડ બ્રાઇસ જેનો પ્રજાવાદીતંત્રનો અભ્યાસ ઘણો બહોળો હતો તે એમ વ્યાખ્યા આપે છે કે પ્રજાતંત્ર એવું રાજ્ય છે કે જેમાં પ્રજાનો એક વર્ગ કે અમુક વર્ગને નહિ પણ સમગ્ર પ્રજાને

પ્રમુખ અબ્રાહામ લીંકન હતા, જે કહે છે કે પ્રજાવાદી તંત્ર એટલે પ્રજાથી બનેલું, પ્રજાથી ચાલતું, પ્રજા માટેનું રાજતંત્ર. આ બધી વ્યાખ્યાઓના મતભેદો કોરે મૂકી સરળતાથી કહીએ તો પ્રજાવાદી તંત્ર એટલે પ્રજાની બહુમતી પ્રમાણે પ્રજાથી ચાલતું રાજતંત્ર.

## પ્રજાતંત્રવાદના પ્રકારો

પ્રજાતંત્રવાદ રાજકીય, સામાજીક અગર તો બન્નેના મિશ્રિત સ્વરૂપે હોઇ શકે છે. સામાજીક સંસ્થામાં જ્યારે પ્રજાતંત્રવાદનું ધોરણ અખત્યાર કરવામાં આવે ત્યારે તેને " Social Democracy " (સામાજીક પ્રજાવાદ) કહેવામાં આવે છે, જ્યારે તે રાજતંત્રમાં દાખલ કરવામાં આવે ત્યારે તેને " Political Democracy " ( રાજકીય પ્રજાતંત્રવાદ ) કહેવામાં આવે છે. જો કે આ બન્ને પ્રકારો એકબીજાના કાર્યકારણ રૂપ રહે છે, છતાં પણ આ ભેદ આધુનિક પ્રજાતંત્રવાદ માટે આવશ્યક છે.

## રાજકીય પ્રજાતંત્રવાદ

રાજકીય પ્રજાતંત્રવાદના પણ બે પ્રકારો રહે છે જેમાં પ્રથમ સીધી રીતનું ( Direct ) અને બીજું પ્રતિનિધિત્વવાળું ( Representative ) પ્રજાતંત્ર હોય છે. સીધી રીતમાં રાજ્યની ઇચ્છા પ્રજા સમગ્રને ભેગી કરી જાણવામાં આવે છે. આમાં પ્રજાના કોઈપણ પ્રતિનિધિઓનો અભાવ હોય છે. પ્રજા સમગ્ર મળીને દરેક બાબતના સીધા નિર્ણયો ઘડે છે, અને રાજ્ય-વહીવટ ચલાવે છે. પ્રાચીન ગ્રીક સીટીસ્ટેટ ( નગરરાજ્યો ) તથા આથેન્સમાં પણ આવી રીતે રાજતંત્ર ચાલતું. આવી જાતની પદ્ધતિ જ્યાં પ્રજાની સંખ્યા ઘણી થોડી હોય, તથા ભૌગોલિક સરળતા હોય તો જ વ્યવહારૂ બને છે. આજના શહેરનું પ્રમાણ અને પ્રજાની સંખ્યા જોતાં આ રીત અને પદ્ધતિ તદન અશક્ય અને અસ્થાને છે. આજે માત્ર સ્વીટ્ઝર્લૅન્ડના ચાર નાના પરગણામાં આ રીત હજુ સુધી ચાલુ છે. આજે તો પ્રતિનિધિત્વવાળું

પ્રજાતંત્ર એટલે જે તંત્ર ચલાવવા :પ્રજાએ પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢેલા હોય છે તે વધુ સગવડતાવાળું તંત્ર જણાય છે. આ તંત્રમાં ઘણા પક્ષો રહે છે અને બહુમતી ભોગવતો પક્ષ રાજતંત્ર ચલાવે છે. રાજકીય પ્રજાતંત્રવાદ એવા પ્રકારનું પ્રજાતંત્ર છે જેમાં રાજ્યના યોગ્ય લાયકાતવાળા નાગરિકોના મોટા ભાગની ઇચ્છાની બહુમતી પ્રમાણે રાજ્ય ચાલે છે. યોગ્ય નાગરિકોની ઇચ્છા કેવી રીતે અને કઈ સંસ્થાઓ દ્વારા અસર કરી શકે તે જાણવું આવશ્યક છે. પ્રજાતંત્રવાદે ખોળી કાઢેલ સંસ્થાઓ માટે હજુ પણ પ્રજાને જોઈએ તેવો સંતોષ નથી, છતાં પણ (૧) લોક પ્રતિનિધિત્વ, (૨) પ્રજાકીય સાર્વભૌમત્વ (૩) બહુમતી પ્રમાણે નિર્ણયો (૪) વિશાળ મતાધિકાર (૫) મતપત્રકો (૬) સામયિક ચૂંટણી (૭) લોકસભાના સભ્યોનાં ભથ્થાં (૮) વાણીસ્વાતંત્ર્ય (૯) લોકપ્રિય કાર્યવાહી (૧૦) સ્થાનિક સ્વરાજ્ય વગેરે જરૂરી વસ્તુઓ છે.

## લોકપ્રતિનિધિત્વ

કાયદા ઘડનારી સભામાં પ્રજાનું પ્રતિનિધિત્વ એ લોકશાસન તંત્રની મુખ્ય ભૂમિકા છે. પરંતુ આ પ્રતિનિધિત્વની યોજના પરત્વે ઘણી જ મુશ્કેલીઓ અને મતભેદો રહેલા છે. આજે પ્રતિનિધિઓ ચૂંટવાની પદ્ધતિઓ ઘણી જ જૂની રીત પ્રમાણે અને ખામીઓથી ભરપૂર છે. આજે લોકશાસન-વાળા દેશોમાં જે પદ્ધતિઓ ચાલુ છે તે જોતાં તેમાં બહુમતી પક્ષ પાસે ઘણી સત્તાઓ રહે છે. પ્રજાનાં હિતો જાળવી શકે તથા તેનું રક્ષણ કરી શકે તેવા પ્રતિનિધિઓનો પણ સ્વાભાવિક રીતે અભાવ રહે છે. પક્ષ પદ્ધતિને અંગે પક્ષો પ્રજાના તમામ વર્ગ માટે ધ્યાન આપતા નથી.

પ્રતિનિધિત્વના અનેક પ્રકારો હોય છે. ક્યાંય ભૌગોલિક રીતે તો ક્યાંય જાતો પ્રમાણે, તો ક્યાંય ધંધા પ્રમાણે પ્રતિનિધિત્વ આપવામાં આવે છે. મત આપવા માટે મતદાર મંડળો ઉભાં કરવામાં આવે છે, અને પોતાના ઉદ્દેશો પ્રજા સમક્ષ જાહેર કરે છે. ચૂંટણીના િ

આવેલા મતદારોની સંખ્યા પ્રમાણે જ પ્રતિનિધિત્વ મળવું મુશ્કેલ છે. તેમજ ચૂંટણીમાં દરેક વિભાગ કે મંડળને સંપૂર્ણ સંતોષ મળવો મુશ્કેલ છે.

## પ્રજાકીય સાર્વભૌમત્વ

પ્રજાકીય સાર્વભૌમત્વમાં પ્રજાના પ્રતિનિધિઓ નવા કાયદા અગર તો જૂના કાયદામાં ફેરફાર કરવાની સપૂર્ણ સત્તા ધરાવે છે, ઉપરાંત રાજતંત્ર પ્રજાની ઇચ્છાને આધીન રહે છે, પ્રજાના ઉત્કર્ષ માટે પોતાનાથી બનતું કરે છે, અને પ્રજાનું પીઠબળ ખોઈ બેસે એટલે રાજીનામું આપી દે છે. રાજ્યનું સાર્વભૌમત્વ પ્રજાના સાર્વભૌમત્વમાં ઉદ્દભવે છે. જેમ રાજ્યમાં લોકશાસન તંત્ર વધુ પ્રચારમાં તેમ રાજ્યપ્રવૃત્તિના વિકાસનું ક્ષેત્ર વધુ વિશાળ રહે છે. રાજ્યમાં લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી ધારાસભાઓ રહે છે, જે લોકોની ઇચ્છા પ્રમાણે રાજતંત્ર ચલાવે છે અને કાયદાઓ ઘડે છે. રાજ્યના તમામ અધિકારીઓ તથા ખાતાંઓ ઉપર લોક પ્રતિનિધિ સભાનો અંકુશ રહે છે. રાજ્યમાં છેવટના બધા ફેરફારો કરવાની સર્વોપરી સત્તા પ્રજાના હાથમાં રહે તેને પ્રજાકીય સાર્વભૌમત્વ કહેવામાં આવે છે.

## બહુમતી

લોકપ્રતિનિધિસભામાં દરેક પક્ષ અને મતદારને પ્રતિનિધિત્વ આપવામાં આવે છે તે ખરૂં, પણ પ્રતિનિધિ સભાના ઠરાવો તો બહુમતીના નિર્ણય પ્રમાણે જ થાય છે. લોકપ્રતિનિધિઓની બહુમતી પ્રમાણે કાયદાઓ ઘડવામાં આવે છે. અમેરીકાની જેમ ઘણીવાર ખાસ જરૂરી કાયદાઓ કેવળ બહુમતી અગર તો $\frac{2}{3}$ અગર $\frac{3}{4}$ ની બહુમતીથી પસાર કરવામાં આવે છે. મધ્યયુગી પોલેન્ડમાં તો એવી પદ્ધતિ હતી કે એક પણ સભ્ય જો વિરૂદ્ધ પડે તો કાયદો પસાર થઈ શકે નહિ. જગતમાં દરેક માણસના વિચારો, અભિપ્રાયો, અને કાર્યો સમાન હોતાં નથી, એટલે સર્વાનુમતે જ કાયદા પસાર કરવાની પદ્ધતિ પ્રગતિ વિઘાતક રહે છે. એટલે બહુમતીથી પ્રશ્નોનો નિકાલ લાવવો એ એક જ વસ્તુ વધુમાં વધુ વ્યવહારૂ અને શકય છે.

બહુમતીનો અર્થ એ થાય છે કે દરેક મતદારનો મત અને મત આપવાની શકિત સમાન છે, અને તેથી વિચાર તથા નિર્ણયની પરિપક્વતા મતોના વધુ પ્રમાણમાં રહેલ છે. ઘણી વખત લઘુમતી પક્ષ પણ ખરો હોય છે. પણ લઘુમતીએ પોતાનો અભિપ્રાય પ્રજાને વધુમાં વધુ શ્રેયસ્કર છે તેમ પ્રચારકાર્ય કરી સમજાવવું, અને વધુમાં વધુ સભ્યોનો ટેકો મેળવવો તેજ રસ્તો તેને માટે શકય છે. ઘણી વખત લઘુમતીઓને આર્થિક અને રાજકીય તથા ધાર્મિક સલામતીઓ આપવામાં આવેલ હોય છે. આ સલામતીઓ દ્વારા લઘુમતી હિતોનું સંરક્ષણ થાય છે. જે પ્રદેશોમાં સંસ્કૃતિ અને જાતિના ભેદો ઉપર લઘુમતી અને બહુમતી રચાયેલ હોય છે ત્યાં આ પ્રશ્ન ઘણો વિકટ થઈ પડે છે. રાજ્ય બંધારણમાં લઘુમતીઓને સલામતી આપી આ પ્રશ્નોનો તોડ લાવવામાં આવે છે. લઘુમતીઓ ભૌગોલિક રીતે પથરાયેલ હોય ત્યાં સ્થાનિક સ્વરાજ્ય એ આ પ્રશ્નનો સરસ તોડ લાવી શકે છે. લઘુમતીએ બહુમતી નિર્ણયોને માન આપવું જ જોઇએ અગર તો તેમ ન થાય તો રાષ્ટ્રીય પ્રગતિ લગભગ અશકય બને છે. આજે હિંદમાં લઘુમતી પ્રશ્ન ઘણો જ અટપટો બનાવવામાં આવ્યો છે. પોતાના સ્વાર્થ માટે કેટલીક લઘુમતીઓ જણાવે છે કે હિંદને લોકશાસનતંત્ર અનુકૂળ નથી. પણ લોકશાસનવાદ હિંદને અનુકૂળ ન હોય તો પછી માત્ર અનુકૂળતંત્ર રહ્યું સરમુખત્યારી, અને સરમુખત્યારીમાં તો પછી લઘુમતી બહુમતીના પ્રશ્નોને સ્થાન રહેતું નથી, કારણ કે સરમુખત્યારીમાં તો એકમતી જ રહે છે.

### પક્ષપધ્ધતિ

લોકશાસનતંત્રમાં પક્ષપદ્ધતિ એ બહુમતી તથા લોક સાર્વભૌમત્વનું અંગ છે. પ્રતિનિધિત્વવાળું લોકશાસનતંત્ર પ્રજામાંથી વ્યવસ્થિત બનેલ રાજકીય પક્ષો સિવાય અશકય છે. પક્ષો દ્વારા પ્રજામાં પક્ષનેતાઓના વિચારોનો પ્રચાર થાય છે, અને પ્રજાની મુશ્કેલીઓ તથા જરૂરીઆતો શું છે તે જાણી શકાય છે. લોકશાસનતંત્રનું મુખ્ય તત્ત્વ એ છે કે દરેક પક્ષ વચ્ચે મતભેદ

હોય છતાં પણ તે પ્રજાઉત્કર્ષ વચ્ચે આડો આવતો નથી. પક્ષો વચ્ચે તિરસ્કાર અને કડવાશ તે અસંગત વસ્તુ છે. પક્ષોમાં જે પક્ષ લોક પ્રતિનિધિ-સભામાં બહુમતી ધરાવતો હોય તે રાજ્યસત્તા ભોગવે છે. બહુમતી પક્ષ સામે બીજા પક્ષો રાજતંત્ર તથા તેની રાજકીય નીતિ સામે સખ્તમાં સખ્ત ટીકાઓ કરે છે. જ્યારે રાજ્યકર્તા પક્ષ પોતાની બહુમતી ખોઇ બેસે ત્યારે તેને રાજ્યસત્તા છોડી દેવી પડે છે. સરમુખત્યારીવાળા તંત્રોમાં એક જ પક્ષ રહે છે અને તે સત્તા ચલાવે છે. બીજા પક્ષોનું આમાં અસ્તિત્વ પણ હોતું નથી.

## મતાધિકાર

પ્રજાવાદી બહુમતી શાસનમાં પુખ્ત ઉમરના બધા માણસોને મત આપવાનો અધિકાર રહે છે. જ્યાં સુધી મતાધિકાર બરાબર રીતે અપાયેલ ન હોય ત્યાં સુધી લઘુમતી અને બહુમતી એ પ્રશ્નો નિરર્થક છે. સાર્વત્રિક મતાધિકારનો મુખ્ય ઉદ્દેશ એ છે કે દરેક પુખ્ત વયનો માણસ રાજકીય પ્રશ્નો તથા ઠરાવોમાં રસ લેતો થાય અને કાંઇક ફાળો આપી શકે. પ્રજાના દરેક પક્ષ અને વિભાગમાં સૌને પોતાના પ્રશ્નો તથા મુશ્કેલીઓ હોય છે અને તે પ્રમાણે તેઓ દરેક કાયદા અને ધારાઓ સમજી શકે છે. સાર્વત્રિક મતાધિકારને કેટલાક લોકો અજ્ઞાન અને અવિચારને મદદ રૂપ છે તેમ માને છે. પરંતુ પ્રજાના જુદા જુદા પક્ષો અને હિતોને સમજવા માટે આમ કર્યા સિવાય છુટકો જ નથી.

આજે યુરોપમાં ઘણાખરા દેશોમાં સ્ત્રીઓને પણ મતાધિકાર આપવામાં આવેલ છે. એક વખત એવો હતો જ્યારે કહેવામાં આવતું કે સ્ત્રીઓ પુરૂષોના મતોનું આછું પ્રતિબિંબ રહેશે એટલે કે પુરૂષોના મતો બેવડાશે. પણ આજે સ્ત્રીઓએ રાજકારણમાં સક્રિય ભાગ લેવા માંડયો છે. એટલે આ વસ્તુ તદ્દન ખરી પડી નથી. સ્ત્રીમતાધિકાર થયા પછી કેટલાક ઘરગથ્થુ અને સામાજીક પ્રશ્નોની જાહેરમાં સારી રીતે ચર્ચાઓ કરવામાં આવે છે.

ગરીબ તથા બેરોજગાર માણસોને પણ તેમના સંરક્ષણ માટે અભિપ્રાયો દર્શાવવા માટે મતો હોવા જોઇએ. લખતાં વાંચતાં ન આવડે તે લોકોને મત આપવા બાબતમાં મતભેદ રહે છે. એક પક્ષ એમ કહે છે કે બિન-શિક્ષિતો જે પોતાનાં હિતો શિક્ષિતોની જેમ જ સારી રીતે સમજી શકે છે તેઓને ભણવા પુરતા સંજોગો ન મળ્યા એટલે તેમને મતાધિકાર ન આપવો તે વ્યાજબી નથી. જ્યારે બીજો પક્ષ કહે છે કે અજ્ઞાન એ ગુન્હો છે. અજ્ઞાન મતદારોનો અનેક જાતનો ગેરલાભ લેવાય છે, એટલે મતદારો કેળવાયેલા હોય તો પોતાના હક્કો વધુ સારી રીતે સમજી શકે છે, માટે અમુક પ્રાથમિક શિક્ષણ પામેલા માણસોને જ મતાધિકાર આપવો જોઇએ.

### મતપત્રકો

આજે જે રીતે સમાજની રચના થયેલ છે તે જોતાં મતપત્રકો દ્વારા મતો જાહેર કરવાની પદ્ધતિ આવશ્યક છે. મતપત્રકો દ્વારા મતદાર પોતાનો વ્યક્તિગત મત ખાનગી રીતે અને સ્વતંત્રતા પૂર્વક કોઇની લાગવગની અસર વિના જાહેર કરી શકે છે. જો કે મતપત્રકોથી ચૂંટણીનાં લાંચ, રૂશ્વત વગેરે અનિષ્ટો દૂર થતાં નથી, પણ હાલની ચાલુ પરિસ્થિતિમાં સ્વતંત્ર રીતે મત દર્શાવવા માટે મતપત્રકો વધુ સહાયકારક છે તેમ માનવામાં આવે છે.

### સામયિક ચૂંટણી

દરેક લોકસભા કે રાજસભાના અસ્તિત્વ માટે અમુક સમય નક્કી થયેલ હોય છે. ક્યાંય પાંચ વર્ષો હોય છે તો ક્યાંય ત્રણ વર્ષ રહે છે. પ્રજામત અવગણીને આ મુદતમાં વધારો કરવો તે તદ્દન ગેરવ્યાજબી છે. પ્રજાનો મત, લોકપ્રિયતા, અને યોગ્ય અભિપ્રાયો તથા જરૂરિયાતો જાણવા માટે ધારા-સભાઓના સભ્યોની સામયિક ચૂંટણી જરૂરી છે. ચૂંટણીમાં પ્રજાને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાના રહે છે અને એવા પ્રતિનિધિઓ ચૂંટવાના રહે છે કે જે દેશના રાજતંત્રની જવાબદારી સ્હેલાઈથી અદા કરી શકે.

## પ્રતિનિધિઓને પગાર તથા ભાડું ભથ્થું

લોકપ્રતિનિધિઓ જે ચૂંટાઇને આવે તે સાધારણ આર્થિક ઉદ્દેશોથી પર રહે અને પોતાનું કાર્ય નિરપેક્ષ રીતે કરી શકે તેટલા માટે તેમને ભાડું ભથ્થું આપવાની જરૂર રહે છે. સ્વાભાવિક રીતે બધા માણસો પ્રજાહિતના કાર્ય માટે પોતાનો સમય અને પૈસાનો ભોગ આપવા તૈયાર ન હોય તે સ્વાભાવિક છે, માટે ભાડુંભથ્થું તથા પગાર આપવાથી પ્રતિનિધિઓ તેમના કાર્ય માટે વધુ જવાબદાર અને ધ્યાનશીલ રહે છે. કેટલાક એમ પણ કહે છે કે ભાડુંભથ્થું તથા પગાર આપવાથી રાજકારણમાં ધંધાદારી તત્ત્વો દાખલ થાય છે અને પ્રતિનિધિઓ રાજકારણ અને લોકસેવાનો ઉન્નત આદર્શ ભૂલી જાય છે. પણ આ આદર્શ જે પૈસેટકે સુખી હોય અને જેને પુરસદ હોય તેને જ પરવડે. સાધારણ સ્થિતિના માણસોને તે મુશ્કેલી રૂપ લાગે અને તેઓને લોકસેવાની તક આપવા માટે તેમના ભોગ અને ત્યાગ બદલ સાધારણ સર્વમાન્ય વળતર મળતું હોય તો ગેરવ્યાજબી નથી.

### વિચાર તથા વાણીસ્વાતંત્ર્ય

વિચાર અને વાણીસ્વાતંત્ર્ય એ લોકશાસન તંત્રની મુખ્ય ચાવી છે. દરેક માણસ પોતાનો વ્યક્તિગત અભિપ્રાય અને વિચાર નિડર રીતે જાહેર કરી શકે એ સ્વાતંત્ર્ય ખાસ ઇચ્છવા યોગ્ય છે. આમ થવાથી માણસને બૌદ્ધિક ગુંગળામણ થતી નથી. દરેક વિષય ઉપર છૂટથી વિવેચન થવાથી લોકસભામાં ખરી વસ્તુઓ બહાર આવે છે, અને પ્રતિનિધિઓને તેની જાણ થાય છે. જાહેર વિવેચન પ્રજાનું ધ્યાન ખેંચે છે, અને છૂટથી વાદવિવાદ તથા વિવેચન કરવાથી એક જાતનો જાહેર મત કેળવાય છે.

આજે દરેક લોકશાસનવાદી તંત્રમાં આ સ્વાતંત્ર્ય છૂટથી ભોગવાય છે, અને કોઈ પણ સુધારો કરતાં પહેલાં એક નિષ્ણાતોની તપાસ સમિતિ નિમવામાં આવે છે, જે સમિતિ તપાસ કરી વસ્તુઓનો સ્ફોટ પ્રજા તથા

લોકસભા સમક્ષ કરે છે; અને પ્રજાને તે સુધારાથી થવાના ફેરફારોનો સંપૂર્ણ ખ્યાલ મળે છે; અને પરિણામે જ્યારે સભામાં આ પ્રશ્ન રજુ થાય ત્યારે દરેક સભ્ય તે સ્હેલાઇથી સમજી શકે એટલું જ નહિ, તે પસાર કરવામાં વધુ મદદરૂપ પણ થઈ શકે છે. લોકશાસનવાદમાં રાજ્યકર્તા પક્ષ વિરૂદ્ધ ગમે તે પક્ષ ટીકા કરી શકે છે પણ સરમુખત્યારીવાળાં રાજ્યમાં આવી ટીકા અસહ્ય થઈ પડે છે, એટલે પ્રતિપક્ષના વિચાર અને વાણીસ્વાતંત્ર્ય ઉપર કડક પ્રતિબંધ મૂકવામાં આવે છે.

## લોકપ્રિય કારોબારી

કારોબારીના બંધારણ તથા તેના અસ્તિત્વમાં પ્રજામતનો બહોળો ટેકો હોય છે. કારોબારીમાં આવતા ઘણાખરા સભ્યો અનુભવી અને પ્રજામતની કસોટીએ ચડેલા માણસો હોવા જોઇએ. જેના હાથમાં પ્રજાનું ભવિષ્ય સોંપવાનું હોય છે એટલે તે માણસોની નિમણુકમાં પ્રજાને સટ્ટો ખેલવાનું મન થતું નથી. પ્રજાતંત્રવાદમાં કારોબારી લોકસભામાં બહુમતી ભોગવતા પક્ષમાંથી હંમેશાં આવે છે, અને કારોબારી પ્રજાની જાહેર ઇચ્છાનું સત્ત્વ બને છે. કારોબારી મંડળને પ્રજાનો વિશ્વાસ ખોઈ બેસે એટલે તુરત રાજીનામું આપી ખસી જવું પડે છે. કારોબારી મંડળમાંથી એક સભ્ય મુખ્ય પ્રધાન બને છે. કેટલાક તંત્રોમાં જ્યાં પ્રમુખવાદી પ્રજાતંત્રવાદ હોય ત્યાં પ્રમુખની ચૂંટણી કરવામાં આવે છે, અને પ્રમુખ પોતે લોકસભાનો વિશ્વાસ ધરાવતા હોય તેવા સભ્યોની કારોબારી મંડળમાં ચૂંટણી કરે છે. કારોબારી તંત્રમાં ફેરફારો કરવાની સત્તા પ્રજાના હાથમાં રહે છે અને તે પ્રજાતંત્રવાદની મુખ્ય ચાવી છે.

## સ્થાનિક સ્વરાજ્ય

આજની સંસ્કૃતિ અને સુધારા સાથે પ્રગતિ રાખવા માટે મધ્યસ્થ, પ્રાન્તીય, અને સ્થાનિક તંત્રમાં ફેરફારો કરવા ઘટે છે. મધ્યસ્થતંત્ર સ્થાનિક

વહીવટ પ્રજાના ચૂંટાયેલા સભ્યોના બનેલ સ્થાનિક મંડળને સોંપી આપે છે, જે બધો સ્થાનિક વહીવટ કરે છે અને પ્રજાહિત સાધે છે.

### સામાજીક પ્રજાતંત્રવાદ

જેમ રાજકીય પ્રજાતંત્રવાદ હોય છે તેમ તેનાથી પણ વિશાળ અને વધુ મજબૂત પાયા પર રચાયેલ સામાજીક પ્રજાતંત્રવાદ છે. આ પ્રજાતંત્ર-વાદ માણસોના રીતરિવાજો, ટેવો તથા સામાજીક અને આર્થિક સંજોગો ઉપર સ્થાપિત થયેલ રહે છે. ઘણા તો ત્યાં સુધી કહે છે કે પ્રજાતંત્રવાદનો પાયો સામાજીક પરિસ્થિતિ પર રચાયેલ છે. આજે જંગલી જાતોમાં પણ કેટલાક રીતરિવાજો અને ધોરણો જોતાં સામાજીક પ્રજાતંત્રવાદ શક્ય બને છે. હિંદમાં વર્ણાશ્રમ ધર્મ વ્યવસ્થા એ એક જાતના સામાજીક પ્રજાતંત્રવાદનું સ્વરૂપ છે તેમ કહી શકાય. સામાજીક પ્રજાતંત્રવાદની સંસ્થાના ચોક્ખા વિભાગો પાડવા મુશ્કેલ છે, પણ તેના સત્વરૂપે ત્રણ વસ્તુઓ ગણાવી શકાય અને તે સ્વતંત્રતા, સમાનતા, અને કેળવણી છે.

### સ્વતંત્રતા

કુદરતના નિયમો પ્રમાણે સ્વતંત્રતા તે પ્રાણીમાત્રનો જન્મસિદ્ધ હક્ક છે. પણ સ્વતંત્રતા એ શબ્દનો અર્થ સાંબંધિક રહે છે, ઘણી વાર તો તે નકારાત્મક પણ રહે છે. સ્વતંત્રતાની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે, પણ સ્વાભાવિક રીતે પ્રતિબંધનો અભાવ એટલે સ્વાતંત્ર્ય તેમ કહેવામાં આવે છે. પરંતુ સ્વતંત્રતાને હંમેશાં મર્યાદા રહે છે અને સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદતા થતો નથી એ ધ્યાનમાં રાખવું ઘટે. કોઈ પણ વસ્તુ નિયમબદ્ધ અને ધોરણ-સર થાય એટલે તેની સ્વતંત્રતાને અમુક મર્યાદા બંધાય છે. સમાજ એ એક નિયમો અને ધોરણોવાળી મોટી સંસ્થા છે. સમાજમાં સ્વતંત્રતા ભોગવવા માટે સમાજના બંધારણના નિયમોનું પાલન કરવું જોઈએ છીએ. રાજ્ય એ સમાજનો જ વિભાગ છે, અને રાજ્યમાં કાયદા અને નિયમોનું ચૂસ્ત પાલન કરવામાં આવે છે, અને એ પાલનમાં માણસોની સાર્વત્રિક

સ્વતંત્રતા સમાયેલ રહે છે. રાજતંત્ર પ્રજાતંત્રવાદી અને જવાબદાર હોય છતાં પણ રાજતંત્રની સત્તાને અમુક હદ રહે છે, કારણ કે સંપૂર્ણ રાજસત્તાની સામે બીજો મહત્વનો પ્રશ્ન ઉભો થાય છે, અને તે વ્યક્તિગત સ્વાતંત્ર્યનો છે.

## વ્યક્તિસ્વાતંત્ર્ય

વ્યક્તિસ્વાતંત્ર્યના પ્રસિદ્ધ હિમાયતી જ્હોન સ્ટુઅર્ટ મીલ તેના "Essay on Liberty" (સ્વાતંત્ર્ય ઉપરનો નિબંધ) નામના પુસ્તકમાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર ઘણો જ ભાર મૂકેલ છે, પણ સાથે જણાવેલ છે કે માણસોના મતભેદો તથા જુદી જુદી રીતે રહેવાની અને વર્તવાની પ્રથાઓ માટે સહિષ્ણુતા દરેક માણસે કેળવવી જોઇએ. મનુષ્યજીવન વિચાર અને વ્યક્તિગત સ્વાતંત્ર્યના વાતાવરણમાં જ વિકસે છે, અને વિચારો અને અભિપ્રાયોની અસહિષ્ણુતાથી સ્વાતંત્ર્યના મૂળગત સિદ્ધાંતને ખૂબ નુકસાન પહોંચે છે. સ્વતંત્રતાનો અર્થ એ નથી કે જેઓ શારીરિક રીતે વધુ બળવાન હોય તે નબળાઓની સ્વતંત્રતા ઝુંટવી લે, અને જેઓ વધુ બુદ્ધિશાળી અને પ્રજ્ઞાવાન હોય તે પોતાની બુદ્ધિ અને પ્રજ્ઞાનો પોતાના જ સ્વાર્થ માટે દુરૂપયોગ કરે. દરેક પ્રજાજન બીજાના અધિકારોને નુકસાન પહોંચાડયા વિના પોતાનો વિકાસ અને હિત સાધી શકે તેને વ્યક્તિગત સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે. વ્યક્તિને સમાજ સામે કેટલું સ્વાતંત્ર્ય મળવું જોઇએ તે આજના રાજકારણનો કૂટ પ્રશ્ન છે. આજે રાજ્ય વ્યક્તિગત સ્વાતંત્ર્ય કરતાં સમાજના સ્વાતંત્ર્ય ઉપર વધુ ભાર મૂકે છે. પરંતુ રાજ્યમાં દરેક પ્રજાજનને જીવનના દરેક ક્ષેત્રમાં સ્વવિકાસ માટે સમાન તક મળી શકતી હોય તો પછી રાજ્ય વ્યક્તિગત સ્વાતંત્ર્ય ઉપર ગમે તેટલો કાપ મૂકે તેની હરકત નથી. વ્યક્તિ કરતાં સમાજના મોટા ભાગનું હિત જળવાય એ વધુ ઇચ્છનીય છે એ ધોરણે રાજકીય ફિલ્સુફીના સિદ્ધાંતો ઘડવામાં આવેલ છે. વ્યક્તિગત સ્વાતંત્ર્ય ઉપરાંત સ્વતંત્રતાના બીજા પ્રકારોમાં પ્રજાકીય સ્વાતંત્ર્ય, નાગરિક સ્વાતંત્ર્ય, રાજકીય સ્વાતંત્ર્ય, આર્થિક સ્વાતંત્ર્ય, અને ધાર્મિક સ્વાતંત્ર્ય વગેરે છે.

## પ્રજાકીય સ્વાતંત્ર્ય

પ્રજાકીય સ્વાતંત્ર્ય વ્યક્તિસ્વાતંત્ર્ય કરતાં જુદું છે. પ્રજા સમગ્ર વ્યક્તિગત સ્વાતંત્ર્ય ઉપરાંત કેટલાક સમાનતા અને સ્વાતંત્ર્યના હકો ભોગવે છે. પ્રજા જ્યારે બહારની ડખલગીરી સિવાય પોતાનું રાજતંત્ર ચલાવે, મરજી પ્રમાણે પરદેશનીતિ રાખી શકે, અગર તો સુલેહ, શાંતિ, કે યુદ્ધ કરી શકે તેને પ્રજાકીય સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે. દાખલા તરીકે હિંદમાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય છે, પણ પ્રજાકીય સ્વાતંત્ર્યનો અભાવ છે તેમ કહી શકાય.

## નાગરિક સ્વાતંત્ર્ય

પ્રજામાં સાચી નાગરિકતા અને નાગરિક તરીકેની જવાબદારી ઉત્પન્ન કરવા માટે અમુક વસ્તુઓની ખાસ જરૂર રહે છે, અને તે સ્વાતંત્ર્ય અને સમાનતા છે. જ્યારે દરેક પ્રજાજનને વાણી, વિચાર, અને માન્યતાની છૂટ રહે છે, ખાનગી મિલકતની સલામતી હોય છે, કાયદા પાસે બધાને સમાન ગણવામાં આવે છે, અને શારીરિક બંધનોનો અભાવ હોય છે, ત્યારે સાચું નાગરિક સ્વાતંત્ર્ય વિકસે છે. નાગરિક તરીકેની જવાબદારી કેળવવા માટે પ્રજાને સ્થાનિક તંત્રનો વહીવટ સોંપવામાં આવે છે.

## રાજકીય સ્વાતંત્ર્ય

દરેક માણસ જ્યારે રાજતંત્રમાં ભાગ લઇ શકે અને રાજ્યસંચાલનમાં કોઈ પણ જાતના પ્રતિબંધ વગર પોતાનો સ્વયં ફાળો આપી શકે તેને રાજકીય સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે. આનો અર્થ એ થાય કે દરેક માણસ રાજકીય બાબતોમાં સંપૂર્ણ છૂટથી ભાગ લઇ શકે છે. પ્રો. હેરોલ્ડ લાસ્કી જણાવે છે કે " He must be able without hindrance to add his special experiance to the general sum of experience. He must find no business that are not general barriers in the way of success to positions of liberty. He must be able to express his opinion and to associate with

others for the same purpose. [ તે પોતાનો અનુભવ સાર્વજનિક અનુભવમાં ઉમેરી શકે છે. તેને સ્વાતંત્ર્યનાં સ્થાનો મેળવવામાં સર્વસાધારણ પ્રતિબંધ સિવાયનો બીજો પ્રતિબંધ નથી. તે પોતે પોતાનો સાચો અભિપ્રાય આપી શકે છે અને તેટલા માટે બીજા સાથે છૂટથી પરિચય સાધી શકે છે.]

## આર્થિક સ્વાતંત્ર્ય

આર્થિક સ્વાતંત્ર્યમાં દરેક માણસ પોતાની મરજી પ્રમાણે પોતાની આર્થિક ઉન્નતિ સાધી શકે છે. પ્રજાજનને રાજ્ય સમાન આર્થિક વર્તાવ અને આર્થિક શોષણમાંથી મુક્તિ ન આપી શકે તો તે આર્થિક સ્વાતંત્ર્ય ભોગવી શકે નહિ. આર્થિક સ્વાતંત્ર્યમાં અંગત મુડી અને તેનો ઠીક પડે તેમ ઉપયોગ કરવાના અધિકારો ઉપરાંત મિલ્કત મેળવવી, તેનો ફેરબદલો કરવો, અને વારસા બાબતના સ્વાતંત્ર્યનો પણ સમાવેશ થાય છે. આર્થિક સ્વાતંત્ર્ય પ્રજાતંત્રવાદી ફેસીસ્ટ, અને સામ્યવાદી રાજ્યોમાં જુદી જુદી દૃષ્ટિએ ભોગવાય છે. સામ્યવાદી રાજ્યમાં મુડીવાદનો નાશ હોવાથી, મુડીવાદી રાજ્યોમાં જે આર્થિક અને મિલ્કતના પ્રશ્નો ઉદ્ભવે છે તેનો ત્યાં અભાવ રહે છે.

## ધાર્મિક સ્વાતંત્ર્ય

આજના યુગમાં જ્યારે વિજ્ઞાનના પ્રચારથી ધર્મનો લોપ થતો જોવામાં આવે છે ત્યારે ધાર્મિક સ્વાતંત્ર્ય ઉપર કોઈ બહુ લક્ષ આપતુ નથી. પણ આગળના મધ્યયુગી તથા પ્રાચીન સમયમાં જ્યારે ધર્મ માટે લડાઈઓ કરવામાં આવતી, ત્યારે ધાર્મિક સ્વાતંત્ર્ય એ માણસોનો અણમૂલ અધિકાર હતો તેમ માનવામાં આવતુ. આજે રશિયા સિવાય જગતના બધા દેશોમાં ધાર્મિક સ્વાતંત્ર્ય આપવામાં આવેલ છે. રશિયામાં ધર્મને મુડીવાદનો સહાયકારક મિત્ર ગણવાથી ધર્મનો નાશ કરવામાં આવેલ છે. દેખીતી રીતે માણસો વખતે ધર્મ ન પાળે અગર તો ધાર્મિક ક્રિયાઓ ન કરે.

માણસને જગતનો ઉદ્દેશ, તેની સંચાલન ક્રિયા, તેનો નિયામક, ઉપરાંત જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુ જેવી વસ્તુઓના પ્રશ્નોનો સહજ તોડ કાઢવા કાંઈક આધ્યાત્મિક આશ્રયની જરૂરતો પડે છે જ. આટલા પૂરતી ધર્મની આવશ્યકતા રહે છે. ચાલુ પ્રચલિત ધાર્મિક ક્રિયાઓ અને અંધશ્રદ્ધાનાં અનિષ્ટો દૂર કરવામાં આવે તો ધાર્મિક સ્વાતંત્ર્ય ભોગવવામાં કોઈ પણ જાતની હરકત નથી તેમ આજના સુધારકો પણ માને છે. પણ આજે જીવનકલહ અને ભરણપોષણ તથા રોટીનો પ્રશ્ન એટલો બધો તીવ્ર બન્યો છે કે આજે બહુ ઓછાને ધાર્મિક સ્વાતંત્ર્યની પડી છે.

આજે કેટલાક રાજકારણના અભ્યાસીઓ માને છે કે વ્યક્તિગત સ્વતંત્રતાના વિચારો સમાનતાની ભાવનાના વિરોધી છે. એક માણસને પોતાના જીવનમાં તેના સંજોગોનો વ્યક્તિગત લાભ લેવા સ્વાતંત્ર્ય આપવામાં આવે, અને પરિણામે તેની પાસે ઘણું ધન એકઠું થાય, જેથી તે બીજા વર્ગનું સદાને માટે શોષણ કરે અને તેને આશ્રિત રાખે તે અયુક્ત ગણાય તેમ માનવામાં આવે છે. માટે દરેક બાબતમાં સ્વાતંત્ર્ય અમુક હદમાં રહે તો જ તેની સારી અસર થાય છે. આજે સમૂહવાદના યુગમાં અંગત સ્વાતંત્ર્ય ઉપર રાજ્ય તરફથી કાપ મૂકવામાં આવે છે, પણ સાથે સાથે તે જાહેર પ્રજાના હિત માટે સારામાં સારી બાંહેધરી આપે છે.

**સમાનતા**

સમાનતાનો સિદ્ધાંત એ પ્રજાતંત્રવાદની જન્મભૂમિ છે. સમાનતા એ રાજકારણની ફિલસૂફીનો અંતિમ ઉદ્દેશ છે. સમાનતા એ શબ્દ ઉચ્ચારવો જેટલો સ્હેલો છે તેટલો જ કાર્યમાં મૂકવો કઠિન છે. જ્યારે કુદરતમાં જ અસમાનતા આપણને સાર્વત્રિક દેખાય છે, ત્યારે અસમાનતા એ સ્વાભાવિક વસ્તુ થઈ પડે છે, અને સમાનતા કેળવવી અગર તો કાર્યમાં મૂકવી એ ઘણી જ અસામાન્ય અને ખાસ કરીને રાજકારણમાં કાર્યમાં મૂકવી તે અસાધારણ વસ્તુ લાગે છે સમાનતા એ પ્રજાતંત્રવાદનું મૂળ ગણાય છે. સમાનતા

બાબતમાં પ્રો. હેરોલ્ડ લાસ્કી કહે છે કે "The basis of democratic development is the demand for equality, the demand that the system of power be erected upon the similarities and not the differences between men. Of the permanence of this demand there can be no doubt; at the very dawn of political science Aristotle insisted that its denial was the main cause of revolutions. Just as the history of the state can perhaps be most effectively written in terms of the expanding claims of the common man upon the results of its efforts so the development of the realization of equality is the clue to the problem of democracy." [ સમાનતાની માગણી એ પ્રજાતંત્રવાદના વિકાસની ભૂમિકા છે. એ માગણી જે રાજ્યસત્તાની પદ્ધતિનું ચણતર માણસો વચ્ચેના ભેદો નહિ પણ સામ્ય ઉપર થતું જોઇએ તેમ માગે છે. આ માગણી ઘણા લાંબા કાળથી કાયમ માટે ચાલી આવે છે તેમાં સંદેહ નથી. રાજકારણશાસ્ત્રના ઉદયકાળમાં એરીસ્ટોટલે જણાવ્યું કે સમાનતાની માગણી નકારવી તે વિપ્લવોનું મુખ્ય કારણ છે. જેવી રીતે રાજ્યનો ઇતિહાસ રાજ્યના પ્રયત્નોના પરિણામ ઉપર સામાન્ય માણસની વિસ્તૃત માગણીઓથી થતી અસરથી ઘડી શકાય છે તેવી રીતે સમાનતાની પ્રાપ્તિનો વિકાસ એ પ્રજાતંત્રવાદના પ્રશ્નની મુખ્ય ચાવી છે. ] પ્રજાવાદી સમાનતાનો મંત્ર આપનાર ફ્રાન્સના પ્રસિદ્ધ પુરુષો રુસો તથા વોલ્ટેર હતા. તેમને પ્રજાતંત્રવાદને રાજકીય, આર્થિક, ધારાકીય, અને સામાજીક સમાનતાનું સંરક્ષણ કરનારી સંસ્થા છે તેમ કહેલ છે. આજે પ્રજાતંત્રવાદીરાજ્યોમાં સમાનતાના સિદ્ધાંતનો જે કરુણ ફેજ થયો છે તેને લઇને જ પ્રજાતંત્રવાદમાંથી માણસોની શ્રદ્ધા ઉડી જવા પામેલ છે.

આજના પ્રજાતંત્રવાદી રાજ્યોમાં થોડે ઘણે અંશે રાજકીય અને

ધારાકીય સમાનતા જોવામાં આવે છે. રાજકીય સમાનતામાં ખાસ કરીને સાર્વત્રિક મતાધિકાર અને રાજકારણમાં ભાગ લેવાની સમાન તકનો સમાવેશ થાય છે. ધારાકીય સમાનતામાં કાયદો બધાને સમાન ગણે છે, પણ કાયદાની સમાનતા પાછળ ખીસાની સદ્ધરતા કેટલી જોઈએ છીએ તેનો ભાગ્યેજ ઉપરછલી દૃષ્ટિએ ખ્યાલ આવે. સામાજીક ક્ષેત્રમાં બધાને સમાનહક્કો હોય તેને સામાજીક સમાનતા કહેવામાં આવે છે. સમાનતાના આ બધા પ્રકારો આજના પ્રજાતંત્રવાદી રાજ્યોમાં જોવામાં આવે છે. નથી જોવામાં આવતી માત્ર આર્થિક સમાનતા. ઉલટાનું આજના પ્રજાતંત્રવાદી રાજ્યોમાં આર્થિક અસામ્ય ઘણા જ ખરાબ સ્વરૂપમાં જોવામાં આવે છે. જગતના ઘણા ખરા અનિષ્ટોનું મૂળ આર્થિક અસમાનતા છે. જ્યાંસુધી આ દૂર ન થાય ત્યાંસુધી પ્રજાતંત્રવાદ તેના મૂળગત સિદ્ધાંતોથી ઘણો પાછળ રહે છે. આજે પ્રજાતંત્રવાદી દેશોમાં મજૂરો અને માલીકોનો પ્રશ્ન ઘણો જ ઉગ્ર બન્યો છે. આજના મજૂરો પ્રાચીન ગ્રીસના ગુલામો કરતાં વધુ સારા નથી. વર્ગભેદ અને વર્ગ-શોષણ આજે ઘણા જ કિલષ્ટ સ્વરૂપમાં જોવામાં આવે છે. એકબાજુ ધનનું જમા થવું, અને બીજી તરફ ગરીબી અને ભૂખમરો. આજનું પ્રજાતંત્ર માત્ર મુડીદારોનો સ્વાર્થ સાધવાનું સગવડતાભર્યું યંત્ર હોય તેવું બની ગયેલ છે. આજે મોટામાં મોટું પ્રજાવાદી તંત્ર હોય તો તે અમેરીકા છે અને અમેરીકાની આધુનિક પરિસ્થિતિ જોશું તો રાજતંત્ર ચલાવનારા પક્ષમાં માત્ર પૈસાની લાગવગવાળા જ ફાવે છે. ઘણા તો એમ પણ કહે છે કે પૈસા હોય તો રાજતંત્ર પણ ખરીદી શકાય છે. અમેરીકાના ધનાઢ્યો આજે જાહેર અભિપ્રાયો ઉપર અખબારો દ્વારા અંકુશ ચલાવે છે. આજે કોઈપણ દેશમાં આર્થિક અસમાનતા વિશાળમાં વિશાળ સ્વરૂપમાં જોવી હોય તો તે અમેરીકા છે, અને અમેરીકા એ પ્રજાતંત્રની જન્મભૂમિ છે.

શારીરિક અને બૌદ્ધિક અસમાનતા જલદીથી દૂર થઈ શકે તેમ નથી, પણ આર્થિક અસમાનતા દૂર કરવી તે માણસોના હાથની વાત છે. આને માણસો આર્થિક સંકડામણો અને તેને લઈને બીજી મુશ્કેલીઓ ભોગવતાં

હોય તો તેને માટે કોઈ નહિ પણ આર્થિક રચના જ જવાબદાર છે. આજે આર્થિક સમાનતાનું ધોરણ માત્ર રશિયા સિવાય બીજે કોઈ પણ રાજ્યમાં દાખલ થયું નથી. સિદ્ધાંત તરીકે બધા આ વસ્તુનો તુરત સ્વીકાર કરે છે, પણ જ્યારે અમલમાં મૂકવાની વાત આવે ત્યારે પોતાનો સ્વાર્થ છોડવો બહુ જ કઠિન થઈ પડે છે. આજે વધુ પડતા ધનસંચય ઉપર અંકુશ મૂકવા માટે પ્રજાતંત્રવાદી રાજ્યોમાં આવકવેરો, મરણવેરો, સુપરટેક્સ, લડાઈના નફાઓ ઉપરના કરો વગેરે નાખવામાં આવે છે. આજે રાજ્યો બીજું ન કરે તો કાંઈ નહિ પણ મિલ્કત અને મુડીનું અમુક ધોરણ બાંધી ઉપરાંતની મુડી રાજ્યે પ્રજાહિત માટે લઈ લેવી જોઇએ તેવો પ્રબંધ કરવાની જરૂર છે. આથી કરીને વ્યક્તિગત સ્વાતંત્ર્ય ઉપર ત્રાપ આવે છે તે ખરૂં, પણ સમાનતા અને સ્વતંત્રતા એ બેઉ સહચારી વસ્તુ નથી તે ખ્યાલ રાખવો ઘટે.

## કેળવણી

જીવનના કોઈ પણ ક્ષેત્રમાં સફળ કામ કરવા માટે જેમ સામાન્ય શિક્ષણ અને કેળવણીની જરૂર રહે છે, તેવી જ રીતે પ્રજામાં નાગરિકતા અને સ્વતંત્રતા તથા સમાનતાના ગુણો કેળવવા માટે તથા પ્રજા તરીકેના ધર્મો અદા કરવા માટે પ્રજામાં રાજકીય કેળવણીની જરૂર રહે છે. સાંકળમાં કોઇ પણ કડી નબળી હોય તો સાંકળનું બળ નિર્બળ રહે છે, તેમ રાજ્યસંચાલનમાં અશિક્ષિત પ્રજાજનો રાજ્યના બળમાં હાનીરૂપ ગણાય છે.

આધુનિક રાજ્યના ધર્મો માણસોના બધા હિતોની સંભાળ લે છે. એટલે આ ધર્મો બરાબર અમલમાં ત્યારે જ આવી શકે કે જ્યારે બધા પ્રજાજનો રાજ્યના તંત્રમાં રસ લઇ શકવાની શક્તિ ધરાવતા હોય. માણસોને રાજતંત્રમાં રસ લેતા કરવા માટે રાષ્ટ્રીયભાવના પેદા કરે તેવી કેળવણીની ખાસ જરૂર રહે છે. માત્ર લખતાં વાંચતાં આવડે તે બસ નથી. અગાઉ કેળવણીનો ઉદ્દેશ માત્ર માણસોના સંસ્કારોનો વિકાસ અને જ્ઞાન આપવાનો—

હતો. આજે તો આ જ્ઞાન આધુનિક રાજ્ય અને સમાજની સ્થિતિને અનુસરીને અપાવું જોઇએ તેમ માનવામાં આવે છે. સમાજ શિક્ષિત હોય તો રાજ્યધુરાના વાહકો સત્તાનો દુરૂપયોગ કરી શકતા નથી. અમુક વ્યક્તિ કે પક્ષ કે કોમ કરતાં પ્રજા સમગ્રનું કલ્યાણ સાધી શકે તેવા સંસ્કારો ફેલાવતી કેળવણીની વધુ જરૂર રહે છે. ઉપરાંત કેળવણી એવી પણ હોવી જોઇએ કે જેમાં દરેક માણસને પોતાનો વિકાસ સાધવા તક મળે, અને દેશ પ્રત્યે જે ફરજો અદા કરવાની છે તે ફરજો સમજી શકે તેટલું જ્ઞાન મળે. પ્રજાજનો પોતાના હક્કો, હિતો, ફરજો, અને ધર્મો સમજવા જેટલા અજ્ઞાન રહે તેનાથી બીજો કોઈ પણ વધુ ભયંકર ગુન્હો નથી.

રાજતંત્રમાં સક્રિય ભાગ લેવાથી પ્રજાને તેના પ્રશ્નો એકદમ સમજાવા માંડે છે. આવા સક્રિય ભાગથી પ્રજામાં નાગરિકતાના જે ગુણો જોઇએ તે આવે છે. લૉર્ડ બ્રાઇસ કહે છે કે "Habit of self Government is the best training for democratic government in a nation." [ સ્વરાજ્ય એ પ્રજાવાદી તંત્ર માટે ઉત્તમ કેળવણી છે. ] રાજ્યતંત્રમાં પણ જ્યાં સુધી પ્રજા પોતાના ઉપર લાદેલ જવાબદારી સમજવા પૂરતી અને તે સફળ રીતે ચલાવવા જેટલી તૈયાર ન હોય તો પછી લોકપ્રિય તંત્રો બરાબર ચલાવવાં મુશ્કેલ પડે છે. બર્ક કહે છે કે પ્રજાનું મોટું સંરક્ષણ તે તેની કેળવણી છે. હિંદ જેવા વિશાળ પ્રદેશમાં જ્યાં કેળવણીની ખાસ જરૂર છે ત્યાં ૮૦% પ્રજા તદ્દન અજ્ઞાન અને અભણ છે. હિંદને પ્રજાતંત્ર પહેલાં કેળવણી આપવી ખાસ જરૂરી છે.

આમ બધી રીતે આપણે જોશું તો સામાજીક પ્રજાતંત્રવાદ રાજકીય પ્રજાતંત્રવાદના ઘડતરમાં બળવાન ફાળો આપે છે. પણ જ્યાં સામાજીક પ્રજાવાદ અને પ્રજામાં યોગ્ય કેળવણીનો અભાવ હોય એટલે ત્યાં પ્રજાવાદી તંત્ર દાખલ ન કરવું જોઇએ તેમ ન કહી શકાય. ઉલટાનું પ્રજાવાદી તંત્ર એક વાર દાખલ થયા પછી સ્વતંત્રતાને અંગે અમુક પ્રજાકીય સંસ્થાઓ

અને પ્રજાકીય લક્ષણો આપોઆપ વિકસે છે. પ્રજાતંત્રવાદ દાખલ કરવા અમુક સાનુકૂળ સંજોગોની રાહ જોવાની નથી. પ્રજાતંત્ર દાખલ થયા પછી તેનો સંપૂર્ણ વિકાસ થાય તેવાં પગલાં લેવાં જોઈએ. સામાજીક પ્રજાવાદ એ રાજકીય પ્રજાતંત્ર વિના ટકી શકે નહિ. એક સવાલ એ ઉભો થાય છે કે જો આમ હોય તો પછી પ્રજાતંત્રમાં આર્થિક મુશ્કેલીઓ અને સામાજીક અસામ્ય કેમ ઉભાં થાય છે? આના જવાબમાં એમ કહી શકાય કે પ્રજાવાદ માત્ર રાજ્યના બાહ્યસ્વરૂપમાંથી જન્મતો નથી. પ્રજાનું પ્રજાવાદી માનસ ન થાય ત્યાંસુધી બાહ્યસ્વરૂપો નકામાં છે. સામાજીક હિતોનો વિકાસ સાધનારી સંસ્થાઓ પણ પ્રજાવાદી રાજકીય સંસ્થાઓને આભારી છે. મુડીવાદી રાજ્યોમાં રાજકીય પ્રજાતંત્રની સંસ્થાઓ ઘણીવાર વિકૃત સ્વરૂપમાં જોવામાં આવે છે તે ખરૂં, છતાં પણ અહીં સામાજીક અને આર્થિક સંસ્થાઓનું અસ્તિત્વ પ્રજાવાદી રાજકીય સંસ્થાઓને આભારી રહે છે તેમ કહી શકાય. હિંદમાં પ્રજાવાદી તંત્ર માટે કહેવામાં આવે છે કે હિંદમાં પ્રજાવાદી તંત્ર માટે જે સામાજીક અને આર્થિક સંસ્થાઓની જરૂર રહે છે તેનો અભાવ છે. એમ કહેવામાં આવે છે કે બ્રિટન, અમેરીકા અને બીજા દેશોમાં જે સ્વાતંત્ર્ય, સમાનતા, અને શિક્ષણ જોવામાં આવે છે તે ત્યાંની પ્રજાના કોઈ લાક્ષણિક ગુણોનું પરિણામ છે. પણ વાસ્તવિક રીતે આમ નથી. ઇંગ્લેન્ડ અને અમેરીકા વગેરે દેશોમાં જે પ્રજાતંત્રવાદી લક્ષણો પ્રજામાં જોવામાં આવે છે તે લાંબા સમયના પ્રજાતંત્રવાદના અસ્તિત્વનું કારણ છે. આર્થિક અને સામાજીક અસમાનતા આજે જે જોવામાં આવે છે તે પ્રજાવાદી તંત્રોએ પ્રજા સ્વાતંત્ર્યના સંપૂર્ણ ગુણોને પચાવેલ નથી તેનું પરિણામ છે. રાજકીય પ્રજાતંત્ર સામાજીક સંજોગો ઉપર ઘણો જ આધાર રાખે છે. સુઘડ પ્રજાતંત્રની જરૂર રહે છે તેમ પ્રજાતંત્રના વિકાસ માટે પ્રજામાં કેળવણી, શિક્ષણ, સમાનતા અને સ્વાતંત્ર્યના વિકાસની જરૂર રહે છે.

### પ્રજાતંત્રવાદની તરફેણમાં

એમ કહેવામાં આવે છે કે રાજતંત્રોનાં બધાં સ્વરૂપોમાં પ્રજાશાસન

તંત્ર એ સૌથી અનુકૂળ અને બધાને સંતોષી શકે તેવું તંત્ર છે. છતાં પણ આજે પ્રજાતંત્રવાદ ઘસાઇ જવા લાગ્યો છે તેનું એ કારણ છે કે તે ખામીઓથી મુક્ત નથી. પણ મનુષ્યોને હજુ સુધી સર્વાંગ સંપૂર્ણ રાજતંત્ર મળ્યું નથી. દરેક તંત્રમાં કાંઈ ને કાંઈ ખામી તો રહે છે જ. કાગળ ઉપર ઘણાં આદર્શ રાજતંત્રોનાં સ્વરૂપો ઘડવામાં આવેલ છે, પણ તેને કાર્યમાં મૂકવામાં આવતાં તેની ખામીઓ જણાઈ આવે છે. ઘણીવાર તો રાજતંત્ર બધી રીતે સરસ હોય પણ તેને અમલમાં મૂકવા માટે અનેક ખોડખાંપણથી ભરેલો માનવ-સ્વભાવ તૈયાર નથી હોતો. માણસ જાતનો સ્વભાવ જોતાં તેને એક પણ રાજતંત્ર કાયમને માટે સંતોષી શકે તેમ લાગતું નથી, એટલે રાજ્ય સ્વરૂપોના ફાયદા અને ગેરફાયદાઓ તુલનાત્મક રીતે જોવાથી જ બરાબર સમજી શકાય છે. પ્રજાતંત્રવાદની તરફેણ કરનારાઓ માને છે કે મનુષ્ય સ્વભાવ ખામીઓથી ભરેલો છે તે બરાબર, પણ શિક્ષણ, કેળવણી, અને સ્વતંત્રતાથી તેમાં ફેરફાર થઈ શકે છે. આજે પ્રજાતંત્રવાદનું સ્વરૂપ ગમે તે હોય, ઇગ્લેન્ડની જેમ મર્યાદિત રાજાશાહી હોય કે પછી રશિયાની જેમ સરમુખત્યારી હોય, પણ રાજતંત્રમાં સર્વોપરીસત્તા પ્રજા પાસે હોવી જોઇએ, અને રાજતંત્ર મુખ્યત્વે કરીને પ્રજાહિત માટે જ હોવું જોઇએ તે સિદ્ધાંત કબૂલ કર્યા વિના છૂટકો જ નથી. માત્ર આ હિત અને સિદ્ધાંત કેમ કાર્યમાં મૂકવાં તેની રીત અને પ્રણાલિકામાં ફેરફાર થાય તે સ્વાભાવિક છે. દેશનાં આબોહવા, પ્રજાની કેળવણી, દેશની રૂઢીઓ, પ્રથાઓ, આર્થિક વૃત્તિઓ ઉપર રાજ્યના સ્વરૂપનો પણ આધાર રહે છે. રાજ્ય એ સ્વાભાવિક વિકાસ છે. પ્રજાતંત્ર અનુકૂળ થવા માટે પ્રથમ કેળવણી અને રાજકીય શિક્ષણની આવશ્યકતા રહે છે. અજ્ઞાન પ્રજામાં પ્રજાતંત્ર દાખલ કરવું નિરર્થક છે. પણ આનો અર્થ એ નહિ કે અજ્ઞાન પ્રજા પ્રજા-સ્વાતંત્ર્ય માટે લાયક નથી. ઉલટાનું પ્રજાસ્વાતંત્ર્ય મળે એટલે પ્રજા આપમેળે જ કેળવાય છે અને શિક્ષણ મેળવવા પ્રયત્નો કરે છે. આ પરસ્પર સત્ય છે.

પ્રજાતંત્રવાદ ઉપર ઘણા આક્ષેપો કરવામાં આવે છે જે બહુધા ઉપર-

છેલી દૃષ્ટિનું પરિણામ હોય છે. કોઈ પણ રાજતંત્રની સફળતા તે તંત્ર પ્રજાહિત કેટલે દરજ્જે સાધી શકે છે તેના પર અવલંબે છે. રાજ્ય પ્રજા-હિત માટે પ્રજાની સંમતિથી થવું જોઇએ તે સિદ્ધાંતે પ્રજાતંત્રવાદ સૌથી ચડીઆતો રહે છે. પ્રજા જેને પ્રતિનિધિ ચૂંટે છે તે સ્વાભાવિક રીતે પ્રજા-કલ્યાણ કરવા પ્રેરાય છે.

ટુંકામાં પ્રથમ થતી ચૂંટણી અને પ્રજાહિત તથા પ્રજા પ્રત્યેની પ્રતિ-નિધિઓની જવાબદારી પ્રજાવાદીતંત્રને સૌથી લોકપ્રિય તંત્ર બનાવે છે. જ્હોન્ સ્ટુઅર્ટ મીલ પ્રજાતંત્રવાદનો બચાવ કરતાં કહે છે કે "The whole people or some numerous portion of them exercise the governing power through deputies periodically elected by themselves." [સમગ્ર પ્રજા કે તેનો મોટો ભાગ પોતાના ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા રાજ્ય ચલાવે છે.]

પ્રજાશાસનતંત્રમાં છેવટની બધી સત્તા પ્રજામાં સ્થાપિત થયેલ હોવાથી પ્રજા પોતે જ સાર્વભૌમ સત્તા ભોગવનાર સંસ્થા બને છે. પ્રજાશાસનતંત્ર એ આર્થિક, સામાજીક, અને સર્જન જૂના રાજકીય અન્યાયો દૂર કરવા સૌથી વધુ અનુકૂળ તંત્ર છે. આ તંત્રમાં પ્રજાના વ્યકિતગત હક્કો અને હિતો સલામત રહે છે એટલું જ નહિ પણ પ્રજાસમગ્રની આબાદી અને સમૃદ્ધિ પણ વધે છે. આ તંત્રમાં પ્રજામાં એક જાતના સ્વદેશાભિમાન તથા અસ્મિતાની લાગણી વધે છે. સામાન્ય લોકો પણ રાજકારણમાં ભાગ લેતા થાય છે, અને સમૂહ અને સંહતિથી જાહેર કામ કેમ કરવું તેનું પ્રજાને સરસ શિક્ષણ મળે છે. સમાજના દરેક વિભાગનું ધ્યેય જાળવવા, ઉત્કર્ષ સાધવા અને તેની શકિતઓનો વિકાસ કરવા માટે તથા દરેકની સુખ સગવડતા જાળવી શકાય તેટલા માટે આ તંત્રમાં સંપૂર્ણ ધ્યાન આપવામાં આવે છે. આ તંત્ર લોકપ્રિય બને છે તેનું કારણ આ જ છે. આ તંત્રમાં આપખુદી ચાલવાનો અવકાશ રહેતો નથી. દરેક માણસ એકબીજા સ્વતંત્ર રીતે વર્તન કરી શકે

છે. રાજ્યના અધિકારીઓ માને છે કે તેઓ પ્રજાના ઉપરી નથી પણ સેવકો છે. જે રાજ્યો પ્રજાની સંમતિ તથા સમાનતાના સિદ્ધાંતે ચાલતાં હોય છે ત્યાં જલદીથી રાજકીય વિપ્લવો થતા નથી. કારણ કે પ્રજા પોતે જ રાજતંત્રમાં ભાગ લેતી હોવાથી પોતાના તંત્ર માટે ગમે તેવું ચાલતું હોય તો પણ એક જાતનો મૂળગત સંતોષ બંધાઈ જાય છે. ઉચ્ચ પ્રકારની નાગરિકતા કેળવવા માટે પ્રજાશાસનતંત્ર એ સારૂં અને બધાને અનુકૂળ આવે તેવું તંત્ર ગણાય છે. આ તંત્રમાં પ્રજાના બૌદ્ધિક, નૈતિક, અને રાજકીય ગુણોના ધોરણમાં વૃદ્ધિ થાય છે, અને પ્રજાના બધા વર્ગોને સલામતી, ખાત્રી, અને ન્યાય મળી શકે છે, અને વ્યવસ્થા, શાંતિ, તથા પ્રગતિ શક્ય બને છે. પ્રજાવાદીતંત્રની પરદેશનીતિ હંમેશાં વધુ શાંતિપ્રિય રહે છે. સ્વાભાવિક રીતે પ્રજાતંત્રવાદ યુદ્ધ, અરાજકતા, આક્રમણ અને અશાંતિથી વિરૂદ્ધ રહે છે.

## પ્રજાતંત્રવાદની વિરૂદ્ધમાં

પ્રજાશાસન તંત્ર એ લોકપ્રિય તંત્ર છે તે ખરૂં પરંતુ આજે કદાપિ નહિ તેવો ભય પ્રજાવાદ ઉપર ઝઝુમી રહ્યો છે તેનું કારણ પ્રજાતંત્રવાદના દોષો અને ખામીઓ છે. ફ્રેન્ચ વિપ્લવ થયો ત્યારથી અત્યાર સુધીમાં પ્રજાતંત્રવાદની તરફેણમાં અને વિરૂદ્ધમાં ઘણું લખાયું છે. પ્રાચીન સમયમાં પ્રજાશાસન તંત્રની વિરૂદ્ધ લખનારાઓ સોક્રેટીસ અને એરીસ્ટોટલ બન્ને હતા. સોક્રેટીસ પ્રમાણે તો પ્રજાશાસન તંત્ર એટલે બિનજવાબદાર, અશિક્ષિત, અને અસંસ્કારી ટોળાનું રાજ્ય. સોક્રેટીસને આવા વિચારો માટે પોતાનું જીવનસુદ્ધાં આપવું પડ્યું હતું. એરીસ્ટોટલે પ્રજાશાસન તંત્રને ઘણી જ હલકી કોટિનું અને રાજ્યનું વિકૃત સ્વરૂપ છે તેમ કહેલ છે. આ તંત્રમાં ગુણ કરતાં માત્ર સંખ્યા ઉપર વધુ વજન આપવામાં આવે છે. પ્રજાના ટોળાની બહુમતી એ હંમેશાં કાંઈ સત્ય અને બુદ્ધિમતાનું માપ રજુ કરતું નથી. ઘણી વખત કુશળ, હોંશીયાર, પ્રમાણિક, અને બુદ્ધિશાળી તથા શકિતશાળી માણસોને પ્રજાતંત્રમાં બહાર આવવાને તક પણ મળતી નથી. રાજતંત્રના

સંચાલનમાં દરેક માણસને સમાન માનવાનો સિદ્ધાંત જ ભૂલભરેલો છે. રાજતંત્ર તથા રાજદ્વારી બાબતો માટે ઘણીવાર જે લોકો ખાસ જ્ઞાન, અનુભવ, અને કેળવણી ધરાવતા હોય છે તેવા માણસોની પ્રજાતંત્રવાદમાં બરાબર કદર થઈ શકતી નથી, ઉલટાના ધાંધલખોર માણસોને વધુ ક્ષેત્ર મળે છે. પ્રજાતંત્રમાં અમુક મિલ્કત ધરાવતા માણસોને જ પ્રતિનિધિ બનવાના અધિકારો હોય છે તે સામે ઘણું કહેવામાં આવેલ છે.

પ્રજાતંત્રવાદની મુખ્ય ખામી તો એ છે કે તેમાં પ્રજાની જવાબદારીનું પાલન થવા માટે યોગ્ય સાધનોનો અભાવ રહે છે. અધિકારીઓ પ્રજાને જવાબદાર રહેવાથી તેઓ સારૂં કામ કરે છે તે માન્યતા પણ ભૂલભરેલી છે. અધિકારીઓ તથા પ્રતિનિધિઓ લાંબો સમય ટકી શકે તો વધુ સારૂં કામ કરી શકે તે આપણા ખાનગી વ્યવહારથી પણ સાબીત થાય છે. પ્રજાશાસન તંત્રની મોટી ખામી તો એ છે કે આ તંત્રમાં મુડીવાદીઓને પોતાનો સ્વાર્થ સાધવા પુષ્કળ ક્ષેત્ર મળે છે. સમાનતા, સ્વતંત્રતા, અને ભ્રાતૃભાવના બ્હાના હેઠળ અમુક પક્ષો પોતાનો સ્વાર્થ સાધવા જાહેર પ્રજાના પૈસાનો દુર્વ્યય કરે છે. પક્ષાપક્ષીથી એક જાતની કાયમી ફાટફુટ ઘર કરી બેસે છે. સૌથી મોટો આક્ષેપ આ તંત્ર સામે વિલંબનો છે. મત લેવા, અભિપ્રાય માટે ભાષણો, ચર્ચાઓ, વિવાદો, સંમતિ, તથા ઠરાવો વગેરે થતાં એક વસ્તુનો નિકાલ લાવતાં ઘણો સમય વ્યતિત થાય છે. ઉપરાંત રાજ્ય સંચાલનું કાર્ય એટલુ બધુ મોટું, વિશાળ, અને ગૂચવણ ભરેલુ બને છે કે તેમાં પ્રજાના પૈસાનો મોટો ભોગ જોઈએ છીએ.

પ્રજાતંત્રવાદ સામે આધુનિક ટીકાકારો તથા વિવેચકોમાં ખાસ કરીને સર હેન્રી મેઇન, ઈ. ડબ્લ્યુ. એચ. લેકી, હેનરીશ ટ્રિટસ, અને લોર્ડ બ્રાઇસ છે. સર હેન્રી મેઇન લોકશાસનવાદના પ્રખર અભ્યાસી અને હિંદમાં કાયદાશાસ્ત્રીઓના જાણીતા છે. તેઓ પ્રજાશાસનતંત્ર માટે કહે છે કે "It affords little support for the

assumption that it has an indefinitely long future before it. Experience tends to show that it is a form of Government characterised by great fragility and that since its appearance in the world, all forms of Governments have become more insecure than they were before. Popular Governments have been repeatedly overturned by mobs and armies in combination; of all forms of Government they seem least likely to cope successfully with the greatest of all irreconcilables the nationalists; they imply a breaking up of political power into morsels and the giving to each person an infinitesimally small portion; they rest upon universal suffrage which is the natural basis of tyranny; they are unfavourable to intellectual progress and the advance of scientific truth; they lack stability; and they are Governments of the ignorant and unintelligent. Of all the forms of Government democracy is by far the most dofficult and deficient." [ આ તંત્ર લાંબુ ચાલી શકે તેમ વિચારવા માટે બહુ ઓછાં કારણો છે. અનુભવથી એટલું પુરવાર થાય છે કે પ્રજાશાસન તંત્ર એ એવા પ્રકારનું તંત્ર છે કે તે ઘણું જ નબળું અને તકલાદી છે, અને જ્યારથી જગતમાં આ તંત્ર આવ્યું છે ત્યારથી બધાં તંત્રોની સલામતી જોખમમાં આવી પડેલ છે. લોકપ્રિય તંત્રોનો ઘણીવાર ટોળાંઓ અને લશ્કરો મળીને નાશ કરે છે. આ તંત્ર બીજા કોઈ પણ તંત્ર કરતાં રાષ્ટ્રવાદીઓને તો સંતોષી શકતું જ નથી. આ તંત્રમાં સત્તાના ઝીણામાં ઝીણા ટુકડા કરવામાં આવે છે અને દરેક ટુકડો માણસોને આપવામાં આવે છે તેમ કહેવામાં આવે છે; તે

સાર્વત્રિક મતાધિકાર ઉપર સ્થાપિત થયેલ છે જે વસ્તુ જુલ્મની સ્વાભાવિક ભૂમિકા બને છે; તેમાં બૌદ્ધિક પ્રગતિ અને વૈજ્ઞાનિક સત્યને પ્રોત્સાહન મળતું નથી, તેમાં સ્થિરતાનો અભાવ રહે છે; અને તે અજ્ઞાન અને બુદ્ધિહીન માણસોનું રાજ્તંત્ર છે. બધાં રાજ્તંત્રો કરતાં પ્રજાશાસનતંત્ર એ સૌથી મુશ્કેલ અને ખોડખાંપણ ભરેલું તંત્ર છે.] સર હેન્રી મેઇન પ્રમાણે પ્રજાશાહીમાં રહેલી મુશ્કેલીઓ એટલી બધી વધી પડી છે કે આજના વિશાળ સમાજમાં તે લાંબો કાળ સફળતાપૂર્વક ચાલી શકશે નહિ, સિવાય કે તેમાં બહારનાં અમુક નુકસાનકારક બળો કામ કરતાં હોય. પ્રાચીન સમયમાં પણ પ્રજાતંત્રોનો નાશ આર્થિક અસામ્ય અને વર્ગભેદને લઇને થયો હતો. આજે પણ મુડીવાદી પ્રજાશાસનતંત્રમાં આર્થિક સ્થિતિ એટલી બધી અવ્યવસ્થિત બનેલ છે કે સમાનતાના સિદ્ધાંતે રચાયેલ પ્રજાતંત્રવાદનું સફળ સંચાલન કરવું મુશ્કેલ છે. પ્રજાતંત્રવાદમાં જ્યારે મુડીવાદ જોરદાર બને ત્યારે પ્રજાના નીચલા થરને જોઇએ તેવો ન્યાય મળે નહિ, અને તેમના અસંતોષમાંથી પ્રજાતંત્ર સામે બળવો ફાટી નીકળે છે. પ્રજાતંત્રવાદમાં બધી તર મુડીદારો ખાઈ જાય છે તે આક્ષેપમાં તથ્ય હોય તેમ જણાય છે.

## ડબલ્યુ ઇ. એચ. લેકી

લેકી નામના ઇતિહાસકારે તેના "Liberty and democracy" નામના પુસ્તકમાં પ્રજાશાસન તંત્ર ઉપર ઘણા આકરા પ્રહારો કર્યા છે. તે કહે છે કે "Democracy is a misnomer. In all democracies it is the political leaders that assume control of the party organisation, while populace becomes estranged from the policy of the political parties. The parties become levers of particular private interests dominated by money. Once a leader is secure in his position, he

plays upon the masses for his own ends. The press is controlled with a view to the manipulation of public opinion; passions, prejudices, and sentiments are appealed to. Political democracy is eventually reduced to the privilege of voting and even that for only one of the two artificially created parties and its candidates. The voters get no freedom except that of unconditional obedience and cease to have an effect till the time of the next general election. Public opinion ceases to have any influence on Government in the interim period between two elections. Consequently legislatures degenerate in all democracies. The Government's sense of responsibility is weakened in all democracies; curruption so long as it involves no direct personal loss to the leaders is freely tolerated. Under the domination of parties politics are subordinated to professionalism, money making, curruption, pandering to the masse and other gross evils." [ પ્રજાતંત્રવાદ એ નામ જ ખોટું છે. દરે પ્રજાવાદી રાજ્યમાં રાજકીય નેતાઓના હાથમાં પક્ષ વ્યવસ્થાનો કાબૂ હાથમાં રહે છે, જ્યારે પ્રજા આ પક્ષોની નીતિથી છૂટી પડી જાય છે. પક્ષો એ અંગત હિતો સાચવનારાં તંત્રો બને છે. એક વખત નેતા પોતાની સ્થિતિ માટે સલામત બને છે કે તુરત પ્રજા ઉપર પોતાનો સ્વાર્થ સાધવા રમત શરૂ કરે છે. અખબારોનો પણ અમુક જાહેર મત કેળવવા માટે ઉપયોગ કરવામાં આવે છે, અને પૂર્વગ્રહો તથા લાગણીઓને ઉશ્કેરવામાં આવે છે પરિણામે પ્રજાતંત્રવાદ માત્ર મત આપવાના અધિકારમાં પરિણમે છે અને તે પણ માત્ર અમુક કૃત્રિમ રીતે બનાવેલા પક્ષના ઉમેદવારો માટે જ. મત

દારોને બિનશરતી રીતે ઉમેદવારોને મત આપવાની ફરજ પડે છે અને બીજી ચૂંટણી ન થાય ત્યાં સુધી તેને કાંઇ લાગવગ રહેતી નથી. બે ચૂંટણી વચ્ચેના સમયમાં જાહેરમતની રાજ્યનીતિ પર જરા પણ અસર થતી નથી. પરિણામે ધારામંડળોનું પતન થાય છે. રાજતંત્રની જવાબદારીની ભાવના નબળી પડે છે, લાંચ જ્યાં સુધી નેતાઓની નેતાગીરીને ન અડકે ત્યાં સુધી સહન કરવામાં આવે છે, અને પક્ષોના જોરને અંગે રાજકારણમાં ધંધાદારી-પણું, પૈસા કમાવા, રૂશ્વત, અને પ્રજાની ખોટી ખુશામત વગેરે ઘણાં અનિષ્ટ તત્વો દાખલ થાય છે.] લેકીની આ ટીકા સામે એટલું તો જરૂર કહી શકાય કે પ્રજાશાસનતંત્રની ખામીઓ જે બતાવવામાં આવે છે તે વાસ્તવિક છે, પરંતુ તે ખામીઓ પ્રજાશાસનતંત્રે ઉભી કરેલી ખામીઓ નથી. આ ખામીઓ તો પ્રજાતંત્રની સમાન્તરે તેનું અસ્તિત્વ ભોગવે છે. સર હેન્રી મેઇન તથા લેકી પ્રજાશાસનતંત્રને અજ્ઞાન, અશિક્ષિત, અને અયોગ્ય માણસોનું રાજ્ય કહે છે. પરંતુ આ વસ્તુ તે સંપૂર્ણ સત્ય નથી. દાખલા તરીકે ઇંગ્લેન્ડમાં જ પીટ, ફોકસ, બર્ક, ગ્લેડસ્ટન, બોનરલો, એસ્કવીથ, બાલ્ડવીન વગેરે બુદ્ધિમાન માણસો પ્રજાશાસનતંત્રને મોખરે આવી ગયેલ છે અને તેમનાં તંત્રોને અયોગ્ય અને અજ્ઞાનોનું તંત્ર કહેવું તે સાહસભર્યું તો છેજ.

## હેનરીશ ટ્રીટસ ( Henrich Treitschke )

પ્રજાતંત્રવાદનો આધુનિક ટીકાકાર અને રાજાશાહીનો અંધ ભક્ત ટ્રીટસ એ જર્મનીનો પ્રખ્યાત ઇતિહાસકાર છે. ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, અને અમેરીકાની પ્રજાશાહી માટે ટ્રીટસને જરા પણ માન ન હતું. ફ્રાન્સ માટે તો તે કહેતો કે ફ્રાન્સની પ્રજાશાહી એટલે મુઠ્ઠીભર ધનાઢયો અને લક્ષ્મીનંદનોના આર્થિક હિત માટેનું રાજતંત્ર. પ્રજાતંત્રમાં સમાનતા અને બહુમતીના સિદ્ધાંતો જે જોવામાં આવે છે તે અસ્વાભાવિક છે એટલુ જ નહિ પણ પ્રજાને ભરમાવનાર છે. આ તંત્ર અનુભવેથી ઘણું જ અસ્થિર અને અલ્પજીવી નીવડયુ છે. આ તંત્રમાં બુદ્ધિમાન, સંસ્કારી, અને પ્રમાણિક માણસો બહાર આવવાને

ખટપટી, ધાંધલખોર, અને ધમાલીઆ માણસો જ બહાર આવે છે. રાજ્ય-સંચાલનમાં પ્રજાના પૈસાનો જે વ્યય થાય છે, પ્રજા ઉપર જે કરભાર વધે છે તેના પ્રમાણમાં રાજતંત્રમાં સરળતા અને સલુકાઈ મળતી નથી. ચૂંટણી વખતે જે લાંચ, રૂશ્વત, અને પૈસાની બરબાદી થાય છે તે જોતાં તો આ તંત્રમાં માત્ર પૈસાદાર અને લાગવગવાળા લોકો જ ચૂંટાઈ આવે તેવી વ્યવસ્થા રહે છે.

ટ્રીટસના આવી જાતના અભિપ્રાયને આજે બહુ મહત્વ અપાતું નથી. છતાં પણ એક વાત તેના વિવેચનમાં સ્પષ્ટ છે કે પ્રજાતંત્રનો ગરીબ કરતાં પૈસાદાર માણસો વધુ લાભ ઉઠાવી શકે છે. ગરીબ માણસ બુદ્ધિશાળી હોય, રાજકારણનું સરસ જ્ઞાન ધરાવતો હોય, પણ જ્યાં તેને પોતાની બુદ્ધિ અને હોશિયારી બહાર બતાવવા તક જ ન મળે ત્યારે તે નકામાં નીવડે છે. પ્રજાતંત્રવાદ તેના સંચાલન માટે સમય અને ધન બન્નેનો પૂરો ભોગ માગે છે તે ટીકા તદ્દન અસ્થાને નથી.

### લોર્ડ બ્રાઈસ ( Lord Bryce )

પ્રજાતંત્રવાદના ટીકાકારોમાં જો કોઇનો અભિપ્રાય સર્વમાન્ય હોય તો તે લોર્ડ બ્રાઈસનો છે. લોર્ડ બ્રાઈસનો પ્રજાતંત્રવાદનો અભ્યાસ વિપુલ હતો. તેણે પ્રજાતંત્રના ફાયદા તથા ગેરફાયદા બન્નેનો વિચારપૂર્વક અભ્યાસ કરી પૂર્વગ્રહ વિનાનાં અનુમાનો બાંધેલાં છે. લોર્ડ બ્રાઇસે જગતનાં ૭ મોટાં પ્રજાતંત્રોનો અભ્યાસ કરી તેની ખામીઓનાં કારણો નીચે પ્રમાણે દર્શાવેલ છે:—

(૧) વહીવટી અને ધારામંડળોમાં પૈસાની લાગવગ,

(૨) રાજકારણને ધંધો લઈ બેસવાની વૃત્તિ,

(૩) ખર્ચાળ રાજ્યવહીવટ,

(૪) સમાનતાના સિદ્ધાંતનું પરિવર્તન અને વહીવટી કુશળતા સમજવાનો અભાવ,

(૫) પક્ષપદ્ધતિની વધુ પડતી અસર,

(૬) ધારા ઘડનારાઓ અને અધિકારી વર્ગની મત મેળવવા માટેની વિનિમય વૃત્તિ.

ઉપરની પ્રથમ ત્રણ ખામીઓ તો લગભગ બધાં રાજતંત્રો પછી તે રાજાશાહી હોય કે પ્રજાશાહી તેમાં જોવામાં આવે છે. જ્યારે છેલ્લી ત્રણ ખામીઓ એ માત્ર પ્રજાશાસન તંત્રમાં જ જોવામાં આવે છે. પ્રજાતંત્રવાદનાં મુખ્ય બે ભયસ્થાનો છે. તેમાં પ્રથમ એ કે જેના હાથમાં રાજ્યસત્તા આવે તે પોતાના સ્વાર્થ માટે તેનો ઉપયોગ ન કરે તેની ખાત્રીનો અભાવ, અને બીજું ધાંધલીઆ માણસો ખોટી રીતે પ્રચારકાર્ય કરી લોકલાગણી ઉશ્કેરી પોતાના સ્વાર્થ માટે અસત્યોનો ફેલાવો કરે છે તે; એ બન્ને ભયસ્થાનો ખોટાં નથી. આજે પ્રજાતંત્રમાં ઘણી વખત સાધારણ કક્ષાના માણસો પ્રચાર દ્વારા પોતાની સત્તા જમાવી રાખે છે અને પ્રજાને લાંબો સમય છેતરી પણ શકે છે.

## વિવેચન

પ્રજાતંત્રવાદ આજે ઘણી જ કટોકટીની પળોમાંથી પસાર થઈ રહેલ છે. પ્રજાતંત્રવાદને આજે ઘણા જૂનું અને પાંગળું તંત્ર કહે છે તેનાં કારણો વાસ્તવિક નથી એમ નહિ. પણ અનિષ્ટો જોવા બેસીએ તો દરેક તંત્રમાંથી મળી શકે છે. આપણે માત્ર એટલું જ જોવાનું રહે છે કે જે તંત્ર પ્રજાનું વધુમાં વધુ હિત સાચવી શકે તે સારામાં સારૂં તંત્ર છે. પછી તે રાજાશાહી હોય, પ્રજાતંત્રવાદ હોય, સમાજવાદ હોય, સામ્યવાદ હોય, કે સરમુખત્યારી હોય. આજના પ્રજાતંત્રવાદ સામે ઘણું કહેવામાં આવે છે પણ તે બધામાં બે વસ્તુઓ ખાસ ધરવામાં આવે છે, અને તે રાજ્યસત્તા જેને સોંપી

તેવા સારા નેતાઓ અને પ્રતિનિધિઓ મેળવવાની મુશ્કેલી અને બીજું પક્ષપદ્ધતિ છે. પ્રજાવતી રાજ્યધુરા સંભાળી શકે તેવા નેતાઓની ચૂંટણી કરવામાં પ્રજાને મુશ્કેલી પડે છે તે વાત તદ્દન સાચી છે. કારણ કે ઘણી વખત આ તંત્રમાં હલકી કક્ષાના માણસો માત્ર પ્રચારકાર્યથી બહાર આવે છે અને પોતાના સારા આર્થિક સંજોગોનો લાભ લે છે. પ્રતિનિધિઓ અને નેતાઓ પછી બીજો પ્રશ્ન નોકરીઆતોનો રહે છે. રાજ્યવહીવટ માટે યુવાન, પ્રમાણિક, અને કુશળ માણસો નોકરીમાં મળી શકે તે પણ એક મોટો પ્રશ્ન રહે છે. હવે જો કે પરીક્ષા લીધા પછી નોકરીઆતો દાખલ કરવાની પદ્ધતિ ઘણી જગ્યાએ દાખલ થયેલ છે એટલે તે બાબત બહુ કહેવા જેવું નથી.

પક્ષપદ્ધતિ માટે ઘણું કહેવામાં આવે છે. જાહેરમત કેળવવા માટે આ પદ્ધતિની જરૂર છે. પ્રજાશાસનતંત્ર આ સિવાય ચાલી શકતું નથી, કારણ કે આર્થિક સમાનતા કરવામાં આવે તો પણ રાજ્યની વહીવટી બાબતોમાં તો માણસોના વિચારોમાં મતભેદો રહેવાના જ. મતભેદ થતાં પક્ષો થયા વગર રહે નહિ. પક્ષપદ્ધતિની ઉપયોગીતામાં ફેરફારો કરવાથી તેનાં કેટલાંક અનિષ્ટો દૂર થાય છે. પક્ષમાત્ર એક જ હેતુસર રચવામાં આવે અને તે હેતુ સરી જાય એટલે તુરત જ પક્ષને વિખેરી નાખવામાં આવે;તો પક્ષોનાં કેટલાંક અનિષ્ટો દૂર થાય. જે પક્ષો સિદ્ધાંત નહિ પણ સત્તા મેળવવા ખાતર જ બહાર પડતા હોય તેને અટકાવવા જોઇએ. અનેક જાતના પક્ષોથી જ્યારે માણસો કંટાળે છે ત્યારે પછી એકપક્ષી રાજ્ય કરી દેવામાં આવે છે જેને સરમુખત્યારી કહેવામાં આવે છે. સરમુખત્યારી એ લોકશાસન તંત્રનો ટુંકો રસ્તો ( Short cut ) છે. ગતમહાયુદ્ધ પછી પ્રજાતંત્રવાદ યુરોપમાં હડધૂત થવા લાગે છે, અને તેને બદલે સરમુખત્યારીવાળું તંત્ર વધુ પ્રચારમાં આવવા માંડે છે. આજનું યુદ્ધ એ પ્રજાતંત્રવાદ માટે જીવન-મરણનો સવાલ છે. પ્રજાતંત્રવાદનો અખતરો આજના યંત્રયુગમાં બરાબર સફળ થતો હોય તેમ લાગતું નથી. પ્રજાતંત્રવાદને વધુ કાળ જીવવું હશે તો આર્થિક અસમાનતા દૂર કરવી પડશે, સમાજવાદનું ધોરણ સ્વીકારવું પડશે,

અને આમ અને ઉમરાવોના ભેદો દૂર કરવા પડશે. નહિતર આજના પ્રજાતંત્રવાદમાંથી લશ્કરવાદ ઉભો થશે અગર તો તે સરમુખત્યારીમાં પરિણમશે.

## (૩) સરમુખત્યારી ( Dictatorship )

### સરમુખત્યારી

સરમુખત્યારીવાળું રાજતંત્ર એટલે જે તંત્રમાં સરમુખત્યાર સર્વોપરી સત્તા ભોગવે છે. પ્રજાસત્તાકતંત્રમાં જેમ પ્રમુખ હોય છે, તેમ સરમુખત્યારીવાળાં રાજ્યતંત્રમાં છેવટની બધી સત્તા સરમુખત્યારો પાસે રહે છે. રાજાશાહી તથા સરમુખત્યારી વચ્ચે તફાવત માત્ર એટલો જ રહે છે કે સરમુખત્યાર હંમેશાં પ્રજાહિત ખાતર જ રાજ્ય કરતા હોય છે. સરમુખત્યારી એ રાજકારણમાં નવો પ્રયોગ નથી. આગળના સમયમાં ઘણા પ્રકારની સરમુખત્યારી અસ્તિત્વમાં હતી. આજે સરમુખત્યારીવાળા રાજતંત્ર પ્રત્યે આશ્ચર્યની ભાવનાથી જોવામાં આવે છે, કારણ કે આધુનિક રાજકારણના સિદ્ધાંતો એવી રીતે સ્થપાયેલા જોવામાં આવે છે કે જેમાં કોઇ પણ પ્રકારની લોકપ્રતિનિધિસભા ( પાર્લામેન્ટ )ની રાજ્ય ચલાવવામાં આવશ્યકતા રહે છે તેમ માનવામાં આવે છે. આધુનિક રાજકારણના સિદ્ધાંતો જે પાર્લામેન્ટરીવાદ ઉપર રચાયેલા જોવામાં આવે છે તે આજે નવા સ્થપાયેલા સરમુખસારીવાળા રાજતંત્રમાં બરાબર બંધબેસતા આવતા નથી.

આજે સરમુખસારીવાળાં તંત્રો રશિયા, જર્મની, ઇટલી, સ્પેઇન, તુર્કસ્તાન વગેરે દેશોમાં જોવામાં આવે છે. આ સિવાય હાલ હંગરી ફ્રાન્સ, રૂમાનીયા, યુગોસ્લાવીયા વગેરે દેશોએ પણ આ જાતનું તંત્ર દાખલ કરેલ હોવાનું માલુમ પડેલ છે. આજના યુરોપમાં ફેસીસ્ટ તંત્ર તરફ વધુ વલણ જોવામાં આવે છે. વખતે આ જાતનું તંત્ર આખાય યુરોપમાં પ્રચલિત બને.

### સરમુખત્યારીમાં પાર્લામેન્ટ

જ્યાં જ્યાં કોઇ પણ પ્રકારની સરમુખત્યારી અસ્તિત્વમાં હોય છે, ત્યાં

પ્રથમ પાર્લામેન્ટ હસ્તી ધરાવતી હોય છે. પરંતુ સરમુખત્યારી આવતાં તે તદ્દન બિનજરૂરી સંસ્થા થઇ પડે છે. રશિયામાં સોવીયેટ તંત્રની સ્થાપના સાથે ત્યાંની પાર્લામેન્ટ ડયુમા ( Duma ) તુરત જ ભાંગી પડી. ઇટલી અને જર્મની બન્નેમાં હજુ પાર્લામેન્ટો છે. જર્મનીમાં ઉપરની સભા બિન-જરૂરી સંસ્થા જણાતાં બરખાસ્ત કરવામાં આવેલ છે. ઇટલીએ ઉપરની સભા ( Upper Chamber ) તેમની તેમ રાખેલ છે, પરંતુ નીચેની લોકસભા ( Chamber of Deputies )ને બદલે "Chamber of Corporations" ( મંડળોની સભા ) રાખવામાં આવેલ છે. આજે બન્ને ઇટલી અને જર્મનીમાં પાર્લામેન્ટ રાજ્યતંત્રમાં બિનજરૂરી સંસ્થા જણાય છે. આ તંત્રોમાં પાર્લામેન્ટનો ઉપયોગ માત્ર નેતાઓનાં ભાષણો તથા રાજકીય જાહેરાતો ફેલાવવા કે અમુક ધારાઓ જરૂરી સમયે પસાર કરાવવા માટે અથવા અમુક કાર્ય પાછળ પ્રજામતનું પીઠબળ છે તેવો દેખાવ કરવા પૂરતો કરવામાં આવે છે. સરમુખત્યારીવાળાં રાજ્યોમાં પાર્લામેન્ટ એ રાજ્યરથનું પાંચમું ચક્ર ( Fifth wheel ) એટલે નકામી વસ્તુ છે તેમ કહેવાય છે. વધુ કહીએ તો મોટરના સ્પેર વ્હીલ જેટલી પણ તેની ઉપયોગીતા રહી નથી.

### સરમુખત્યારીમાં પક્ષપધ્ધતિ

સરમુખત્યારીવાળા તંત્રમાં માત્ર એક જ પક્ષનું અસ્તિત્વ રાખવા દેવામાં આવે છે. પાર્લામેન્ટરીવાદમાં અનેક પક્ષો હોય છે અને પક્ષાપક્ષીને અંગે અનેક જાતના મતભેદો, અનેક જાતની ફાટફુટો ત્યાં કાયમી બની જાય છે, જે સમય જતાં રાષ્ટ્રીય સંગઠનને ઘણો જ મોટો ધક્કો પહોંચાડે છે. સરમુખત્યારીમાં માત્ર એક જ પક્ષ રહે છે એટલે તે પાર્લામેન્ટરીવાદના મૂળને સખ્ત ફટકો મારે છે. એક પક્ષ જે સરમુખત્યારીમાં અસ્તિત્વમાં હોય છે તે વસ્તુતઃ રાજ્યસંચાલક પક્ષ બને છે, અને તેની ઇચ્છા પ્રમાણે જ રાજ્યનીતિ ઘડાય છે. ઇટલીમાં ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સીલ રાજ્ય ચલાવે છે

અને ધારાઓ ઘડે છે. રશિયામાં છેવટની સત્તા કાગળ ઉપર જ સોવીયેટ કોન્ગ્રેસમાં રહે છે, પરંતુ રાજ્યનીતિ અને કાયદાઓ તથા ધારાઓ ઘડવાનું ખરૂં કામ કોમ્યુનીસ્ટ પક્ષ કરે છે. ફેસીસ્ટ રાજ્યોમાં જરા ફેર છે. ફેસીસ્ટવાદમાં રાજ્યની રચના સર્વોપરી અંગત નેતાગીરીના હિસાબે કરવામાં આવેલ છે, એટલે મુખ્ય પક્ષના સભ્યોને પક્ષની નીતિ નક્કી કરવાને બદલે પક્ષના નેતાઓના હુકમો અને આદેશોને કાર્યમાં મૂકવાનું કામ રહે છે. આજે નાઝી પક્ષમાં સભ્યોના અવાજ કરતાં નેતાઓનો અવાજ વધુ બળવાન રહે છે. જર્મનીમાં એક જ નાઝી પક્ષ અસ્તિત્વ ધરાવે છે, જે પ્રજાતંત્રવાદી ધોરણમાં બિલકુલ માનતો નથી, ત્યાં સુધી કે પક્ષવ્યવસ્થામાં પણ સરમુખત્યારીના ધોરણે જ કામ ચાલે છે.

## સરમુખત્યારીમાં વાણીસ્વાતંત્ર્ય

પાર્લામેન્ટરી રાજ્યોમાં જે રીતે જાહેર વસ્તુઓની ચર્ચા થાય છે તેના કરતાં જુદી રીતે સરમુખત્યારીવાળાં તંત્રોમાં તે થાય છે. પાર્લામેન્ટરી રાજ્યોમાં જાહેર મત કેળવવા માટે વાણીસ્વાતંત્ર્ય તથા શાંતિપૂર્વકની જાહેર ચળવળને આવશ્યક માનવામાં આવે છે, અને તે અમુક હદ સુધી સહન કરવી જરૂરી લાગે છે. ઘણા પક્ષોને અંગે દરેક પક્ષને પોતાના અભિપ્રાયો, ઉદ્દેશો, અને મતો બહાર પાડવાની છૂટ હોય છે, એટલું જ નહિ પણ તેને જાહેરમાં એકબીજા પક્ષોની ટીકા કરવાનો પણ હક્ક હોય છે. પાર્લામેન્ટરી પ્રજાતંત્રવાદમાં આ વાણી અને વિચારની છૂટછાટને ઘણો મોટો અધિકાર માનવામાં આવે છે. જ્યારે સરમુખત્યારીમાં પ્રચારકાર્ય, ચળવળ, તથા વાણીસ્વાતંત્ર્યને જુદી જ દૃષ્ટિએ જોવામાં આવે છે. જે વસ્તુ નક્કી ન થયેલ હોય તે બાબતમાં પ્રજાને ઠીક પડે તેમ અભિપ્રાય આપવાની છૂટ રહે છે. પણ અમુક બાબતમાં એકવાર મુખ્ય પક્ષે તેનો નિર્ણય કર્યો એટલે તેના પર વિરોધી ટીકા કરવાનો કોઈને અધિકાર રહેતો નથી. સરમુખત્યારીમાં

મુખ્ય પક્ષ માને છે કે જેઓ તેમના વિચારો સાથે સહમત નથી તેઓ તેમના દુશ્મન છે, અને પ્રતિપક્ષે કાં તો તેના અભિપ્રાયની ભૂલ સુધારી લેવી ઘટે અગર તો દેશનિકાલ અગર તેથી પણ વધુ ભયંકર સજા માટે તત્પર થવું જોઇએ. જગતમાં દરેક બાબતમાં, સારી બાબતમાં પણ દરેક માણસના જુદા જુદા મતો રહે છે. મતભેદ એ સ્વાભાવિક વસ્તુ છે પરંતુ જાહેર હિતનાં કાર્યો કરવા માટે મતભેદોનું મોટા પાયા પર અસ્તિત્વ સહન કરવામાં આવે તો કોઈ પણ પ્રજાહિતનું કાર્ય દુષ્કર બને છે તેમ સરમુખત્યારીવાળાં તંત્રોમાં માનવામાં આવે છે, અને તેથી જ મુખ્ય પક્ષની સામે કોઈ પણ જાતની ટીકા કરવા માટે સખ્ત પ્રતિબંધ રાખવામાં આવે છે. વિચારોના પ્રમાણિક મતભેદોને લઇને ટ્રોટસ્કી જેવા ઉદ્દામ વિપ્લવવાદીઓએ સરમુખત્યારીવાળાં તંત્રોમાં દેશવટો લીધો એટલું જ નહિ પણ ઘણાઓએ પોતાના જાન પણ ગુમાવ્યા છે. જર્મનીમાં વાણીસ્વાતંત્ર્ય પર કડક અંકુશો છે, અને આ અંકુશો મૂકવા માટે ત્યાં એમ માનવામાં આવે છે કે અમુક પ્રજાને આર્થિક, રાજકીય, અને શારીરિક રીતે થોડા વખતમાં તૈયાર કરવાનું કામ અમુક પક્ષ માથે લે ત્યારે તેની વિરૂદ્ધ જો વિચારો અને ઝેરી અભિપ્રાયો ફેલાવવાની છૂટછાટ આપવામાં આવે તો રાષ્ટ્રીય ઐક્ય, સંગઠન તથા રાષ્ટ્રના હિતને ઘણું જ નુકસાન પહોંચે. માણસોમાં દરેક બાબત સારી કે ખરાબ તે માટે વિચાર મતભેદ તો રહેવાના જ. તો પછી આ વસ્તુ નાહકની પક્ષનીતિના સિદ્ધાંતોની પ્રગતિને નુકસાન કરી જાહેર પ્રજાનું હિત બગાડે તેના કરતાં તેના પર અંકુશ મૂકવો વધુ શ્રેયસ્કર છે.

સરમુખત્યારીવાળાં રાજ્યોમાં જાહેર મતોનું માપ કાઢવાની રીત જુદી છે. પાર્લામેન્ટરી પદ્ધતિવાળાં પ્રજાતંત્રવાદી રાજ્યોમાં જાહેર મતોનું માપ મતદારોને આપવામાં આવેલ મતાધિકાર તથા ધારામંડળ તથા કારોબારીના ચૂંટાયેલ અને બિનચૂંટાયેલ સભ્યોની સત્તાથી કાઢવામાં આવે છે. ઘણે ભાગે તો આ જાહેર મત રાજ્ય બહારની આર્થિક સંસ્થાઓ દ્વારા મેળવવામાં આવે છે. પરિણામે આ પ્રજાશાસનતંત્રોમાં પૈસાદાર અને ધનાઢ્યોને વધુ

લાભ મળે છે, કારણ કે વાણી અને વિચાર સ્વાતંત્ર્યનાં બધાં સાધનો તેમને વધુ સુલભ રહે છે. આમ પાર્લામેન્ટરીતંત્ર જ્યારે મુડીવાદી હોય છે ત્યારે તેમાં સાર્વત્રિક મતાધિકાર અને લોકપ્રતિનિધિ સભા હોવા છતાં પણ જાહેર મતનું અમુક ધનાઢ્ય લોકો તથા મુડીદારો જ નિયંત્રણ કરતા હોય છે. જ્યારે સરમુખત્યારીમાં જાહેર મતનું માપ સ્વાભાવિક મત પદ્ધતિ પ્રમાણે નહિ પણ મતો આપી શકે તેવાં મંડળો અને સંસ્થાઓ દ્વારા જાણવામાં આવે છે. પક્ષનીતિ ઘડતી વખતે વિરોધી મતો પણ ધ્યાન ઉપર રાખવામાં આવે છે. વિરોધી પક્ષનું સંગઠ્ઠન કે વ્યવસ્થાપૂર્વક તેનું સંચાલન કરવા દેવામાં આવતું નથી. સરમુખત્યારીમાં કડક વિચાર અને વાણીસ્વાતંત્ર્યના અંકુશથી પ્રજાને ગુંગળામણ થાય તે સ્વાભાવિક છે, અને તેથી બળવો ફાટી નીકળવાનો સરમુખત્યારીમાં હંમેશાં ભય રહે છે, અને ભયને પહોંચી વળવા માટે આ તંત્રોમાં અનુચરો અને ખાનગી પોલીસ ફોજનું કામ મોટા પાયા પર ચાલે છે.

## સરમુખત્યારીમાં રાજ્યનીતિનો ફેલાવો

સરમુખત્યારીમાં મુખ્ય પક્ષની નીતિનો ફેલાવો કરવા માટેનું પ્રચાર-કાર્ય એકદમ પૂરજોશમાં ચાલે છે, અને પ્રજામત ઘડનારી દરેક સામાજીક અને રાજકીય સંસ્થા એવા નેતાઓ નીચે મૂકવામાં આવે છે કે રાજ્યની નીતિ સાથે સહાનુભૂતિ દર્શાવતા હોય, અને અંશતઃ રાજ્યનીતિના તેઓ પ્રચારકર્તા બને છે. સરમુખત્યારીવાળા તંત્રનો આ મુખ્ય સિદ્ધાંત છે. સરમુખત્યારીવાળા રાજ્યમાં સમાજની દરેક મુખ્ય ચાવી રાજ્ય સંચાલન કરતા પક્ષના હાથમાં રહે છે, અને આ લાભ તેઓ રાજ્યનીતિનો ફેલાવો કરવાના ઉપયોગમાં ખાસ્સ લે છે.

## સરમુખત્યારીમાં પ્રજા પ્રતિનિધિત્વ

પાર્લામેન્ટરી રાજ્યો કરતાં સરમુખત્યારીમાં પ્રતિનિધિત્વનો પ્રશ્ન

દૃષ્ટિએ જોવામાં આવે છે. પાર્લામેન્ટરીવાદ એ મુખ્યત્વે કરીને વ્યક્તિગત મત ઉપર રચાયેલ છે. આ પ્રકારના રાજ્યમાં દરેક મતદાર પોતાના વ્યક્તિગત મતનું પ્રતિનિધિત્વ ધરાવનાર પ્રતિનિધિને ચૂંટે છે. સરમુખત્યારીમાં વ્યક્તિગત મતને સ્થાન નથી, કારણુ કે જાહેર નીતિના ઘડતરમાં વ્યક્તિગત મતની અસર થઈ શકે નહિ તેમ સરમુખત્યારીમાં માનવામાં આવે છે. પ્રજાનાં અમુક જૂથ કે મંડળ રહે છે, અને આ મંડળો દ્વારા પ્રજામત જાણવામાં આવે છે. સામ્યવાદમાં આ મંડળોને આર્થિક વિભાગો માનવામાં આવે છે. સામ્યવાદી રાજ્યનો ઉદ્દેશ શ્રમજીવીઓનું રાજ્ય બનાવવાનું રહે છે, ત્યાંસુધી કે બધા બીજા વર્ગો શ્રમજીવી વર્ગમાં મળી જાય અને સમાજ વર્ગવિહીન બને. જ્યારે ફેસીઝમ એમ માને છે કે માણસો આર્થિક રીતે નહિ પણુ કામધંધાના વિભાગોથી જુદાં પડે છે, અને તેના ધંધાના પ્રમાણુમાં તેને રાજ્ય સાથે સંબધ રહે છે. આ વિચાર પ્રમાણે રાજ્ય તે કોરપોરેટીવ સ્ટેટ બને છે એટલે સંસ્થાપિત મંડળોનું રાજ્યથી નિયન્ત્રણુ કરવામાં આવે છે. આમ સામ્યવાદ કે ફેસીઝમમાં વ્યક્તિગત મતાધિકારને સ્થાન નથી, પણુ મંડળો દ્વારા પ્રજાને પ્રતિનિધિત્વ આપવામાં આવે છે, અને આ મંડળો રાજ્યનીતિ ઘડવામાં પોતાનો ફાળો આપે છે.

### સરમુખત્યારીના પ્રકારો

આજે જોવામાં આવતા સરમુખત્યારીવાળા તંત્રોમાં એક જાતની સમાનતા છે પણુ તેની સાથે એકબીજા વચ્ચે તફાવત પણુ જોવામાં આવે છે. આ તંત્રો વચ્ચેની સમાનતા માત્ર વ્યવસ્થા રચના પૂરતી જ હોવાથી તે ગૌણુ રહે છે. દરેક સરમુખત્યારીવાળા તંત્રમાં હેતુઓ તથા ઉદ્દેશો જુદા જુદા રહે છે.

પ્રથમ તો સરમુખત્યારીના ઉપયોગમાં તફાવત રહે છે. ક્યાંય વર્ગભેદ રાખી મૂકવા તેનો ઉપયોગ થાય છે તો ક્યાંય વર્ગભેદનો નાશ કરવા

ઉપયોગ થાય છે. આ તફાવતને અંગે તંત્રોમાં પણ ફેર પડે છે. જો સરમુખત્યારીવાળા તંત્રનો ઉદ્દેશ વર્ગભેદનો નાશ તથા વર્ગવિહીન સમાજ સ્થાપવાનો હોય તો પ્રજાવાદી સંસ્થાઓ જે સમાન નાગરિકત્વના સિદ્ધાંત ઉપર રચાયેલ હોય છે અને જે સમાજના સંચાલન માટે ઉપયોગી રહે છે તેનો વિકાસ તથા પોષણ કરવું આવશ્યક બને છે. સરમુખત્યારીની ભૂમિકા બને તેટલી વિશાળ રહેવી જોઈએ કે જેમાં રાજ્યનીતિને અનુકૂળ હોય તેવાં પ્રજાનાં બને તેટલાં વધુ તત્ત્વો દાખલ થઈ શકે. આ કારણે રશિયામાં સામ્યવાદી પક્ષને બને તેટલો મોટો અને વિશાળ રાખવામાં આવે છે કે જેથી તેમાં નવાં તત્ત્વો દાખલ થઈ શકે, અને તેની અંદરની રચના બને તેટલી ઉદાર રહેવી જોઈએ કે જેથી તેના સભ્યો જેની ઉપર જ્યારે સંચાલન અને વહીવટની જવાબદારી આવી પડે ત્યારે તેઓ તે સરસ રીતે અદા કરી શકે. જ્યારે ફેસીસ્ટ સરમુખત્યારીમાં આર્થિક વર્ગભેદો તેમના તેમ રાખવામાં આવે છે, એટલે પક્ષનીતિમાં પ્રજાવાદી અને શ્રમજીવી વર્ગનાં તત્ત્વો વધુ પડતી લાગવગ ન મેળવી જાય તે સામે ખાસ ધ્યાન રાખવું પડે છે. સરમુખત્યારીની ભૂમિકા મજબૂત બનાવવા તેને પક્ષ વિશાળ પણ કરવો પડે છે. પણ સાથે પોતાના પક્ષને વધુ મજબૂત બનાવવા માટે તેને પ્રજાવાદ કરતાં વધુ આપખુદ પગલાં લેવાં પડે છે. જે સામાજીક પદ્ધતિની તરફદારી મુખ્ય પક્ષ કરતો હોય તેનું તે પ્રતિબિંબ બને છે.

આ તફાવતને અંગે ફેસીસ્ટ સરમુખત્યારીમાં નેતાની સર્વોપરી સત્તા ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે, અને રાજ્યનીતિનો ઉદ્દેશ કોરપોરેટીવ સ્ટેટ બનાવવાનું હોય છતાં પણ આ રાજ્યને સર્વોપરી નેતાગીરીની જરૂર રહે છે તેમ માનવામાં આવે છે, અને આટલા માટે નેતાને Duce (ડુચે) કે Fuhrer (ફ્યુહરેર) તેવાં નામો આપવામાં આવે છે, જે સર્વ સત્તાનું કેન્દ્રિકરણ બતાવે છે. જ્યારે શ્રમજીવીઓની સામ્યવાદી સરમુખત્યારીમાં ઘણીવાર અમુક મુશ્કેલીમાં સરમુખત્યાર જેવી સર્વોપરી સત્તા ભોગવે છે, છતાં પણ તે વ્યક્તિગત નેતાગીરીથી વિરુદ્ધ રહે છે. આજ કારણે આજે સ્ટેલીન

સર્વોપરી સત્તા ભોગવે છે છતાં પણ તે ફેસીસ્ટ સરમુખત્યારોની જેમ બહાર આવતો નથી કે ભાષણો કરતો નથી.

આ સિવાય સામ્યવાદી સરમુખત્યારી તથા ફેસીસ્ટ સરમુખત્યારીમાં તેના સ્વરૂપ તથા સામાજીક જીવન કેટલી હદ સુધી તે નિયંત્રણ કરી શકે છે તે સત્તા વચ્ચે તફાવત રહે છે. સામ્યવાદી સરમુખત્યારીમાં વર્ગભેદનો નાશ તથા આર્થિક સમાનતા તેના મુખ્ય હેતુઓ હોવાથી પૈસાનું ઉત્પાદન અને તેની વહેંચણી કરનારી દરેક સંસ્થા ઉપર રાજ્યનો સીધો કાબૂ રહે છે, અને તેથી દરેક સાધનની તે અસરકારક વ્યવસ્થા કરી શકે છે. જ્યારે ફેસીસ્ટ રાજ્ય જેમાં આર્થિક સમાનતા અને વર્ગભેદો તેમના તેમ જાળવી રાખવામાં આવે છે, ત્યાં માણસોની મહેનતના પ્રમાણમાં બહુ અસમાન રીતે થોડું વળતર ન મળે તેવી યોજના કરવામાં આવે છે.

આંહિ પણ આર્થિક સંસ્થાઓ એક યા બીજી રીતે રાજ્યના કાબુ નીચે રહે છે. ફેસીસ્ટ રાજ્યોમાં ઉદ્યોગો ખાનગી હાથમાં રહેવા દેવામાં આવે છે. પણ તેનું આર્થિક સંચાલન રાજ્યની જરૂરીયાત પ્રમાણે રાખવા દેવામાં આવે છે. આમ ફેસીસ્ટ કરતાં સામ્યવાદી સરમુખત્યારીમાં વધુ વિશાળ ક્ષેત્ર મળે છે, કારણ કે જ્યાં સુધી ઉત્પાદનનાં સાધનો મુડીવાદીઓના હાથમાં રહે ત્યાં સુધી તેઓ સમાજમાં જરૂર લાગવગ ભોગવે એટલું જ નહિ પણ એક બળવાન પક્ષ બને છે. એટલે ફેસીસ્ટ સરમુખત્યારી એ સર્વાંગસંપૂર્ણ સરમુખત્યારી નથી. તેને કાં તો આર્થિક સરમુખત્યારી ચલાવવી પડે અગર તો મુડીવાદીઓ—આર્થિક સરમુખત્યારો—ની સાથે રહીને રાજ્ય ચલાવવું પડે છે. ફેસીસ્ટ રાજ્યમાં સમાજના વર્ગો વચ્ચેના આર્થિક આવકના તફાવત તેમના તેમ રાખવા દેવામાં આવે છે. માણસો સરમુખત્યારી પહેલાં રહેતા તેમના તેમ આર્થિક દૃષ્ટિએ રહે છે. પણ સામ્યવાદી સરમુખત્યારીમાં આ વર્ગભેદ કાઢી નાખવામાં આવે છે, અને આર્થિક સમાનતા સાધવામાં આવે છે. માણસોના સામાજીક સંબંધ અને આર્થિક વસ્તુઓ તરફ જુદી જ ભાવના

ઉત્પન્ન કરવામાં આવે છે, અને જીવનના ઉદ્દેશ અને કાર્યમાં ઘણી જ મો
ક્રાન્તિ કરવામાં આવે છે. પરિણામે સમાજના મોટા ભાગ તથા વ્યક્તિ
ઉપર ઘણી જ અસર થાય છે, અને સમાજનો મોટો ભાગ રાજકીય વસ્તુ
રસ લેતો બને છે, અને માણસોમાં એક જાતની સંહતિ, સ્વતંત્રતા, ચ
સમાન જવાબદારીની ભાવના તથા ભ્રાતૃભાવ જાગે છે. આમ સરમુ
ત્યારીવાળાં તંત્રો વચ્ચે એક જાતની સમાનતા છે પણ તેના ઉદ્દે
સમાન નથી.

બધાં સરમુખત્યારીવાળાં તંત્રો પાર્લામેન્ટરીવાદને ધિક્કારે છે. પ
તેના ધિક્કાર માટે જુદાં જુદાં કારણો રહે છે. સામ્યવાદ પાર્લામેન્ટરી પદ્ધતિ
ધિક્કારે છે કારણ કે તે માને છે કે તે વર્ગવિહીન સમાજ સ્થાપવામાં ત
આર્થિક અસામ્ય દૂર કરવામાં જરા પણ મદદરૂપ નથી. ફેસીસ્ટ રાજ
પાર્લામેન્ટરીવાદને ધિક્કારે છે કારણ કે તેઓ માને છે કે પાર્લામેન્ટરીવ
આજે જે રીતે જોવામાં આવે છે તે રાષ્ટ્રીય ઐક્ય, સંગઠન તથા સંહ
જાળવવા માટે નકામું સાધન છે. સામ્યવાદી સરમુખત્યારી તેની નીતિ જગત
બધા શ્રમજીવીઓ માટે ઘડે છે, જ્યારે ફેસીસ્ટ તંત્રો માત્ર પોતાના દે
પૂરતી જ બધી રચના કરે છે.

સરમુખત્યારી માટે આજે ગમે તે કહેવાય, ગમે તે તેનાં અનિષ
હોય પણ તેમાં જે વિજળીક ગતિએ રાષ્ટ્રીય એકતા સધાય છે, અને
અકલ્પ્યવેગે પ્રજાઘડતર થાય છે તે તાજુબ બનાવનારી વસ્તુ ।
રશિયાએ ઘણા જ કપરા સંજોગો વચ્ચે તદ્દન નવો જ અખતરો સફળ કં
છે. ગતયુદ્ધમાં કચડાયેલ જર્મની થોડા વખતમાં નવું જ પ્રાણસીંચન ક
ઘણું જ બળવત્તર બનેલ છે. ઈટલીએ પણ સરમુખત્યારીવાળા તંત્ર
નવસર્જન કરેલ છે. આજે યુરોપમાં સરમુખત્યારીવાળું તંત્ર ｢
પ્રચલિત બનતું જાય છે. વખતે આખું યુરોપ પણ આથી રંગાઈ જાય
સરમુખત્યારીમાંથી જે આક્રમણકારી રાષ્ટ્રવાદ જન્મે છે તે તેનું મોટું અનિ

છે, પણ મુડીવાદી પ્રજાતંત્રવાદમાંથી સામ્રાજ્યવાદ જન્મે છે તે પણ તેટલુંજ મોટું અનિષ્ટ છે. પણ અનિષ્ટો તો દરેક તંત્રમાં રહે છે, હોય છે, અને રહેશે, જ્યાં સુધી મનુષ્યોનો સ્વભાવ ખામીઓથી ભરેલો રહેશે ત્યાં સુધી.

આજે હિંદમાં કહેવાય છે કે પ્રજાતંત્રવાદ અનુકૂળ છે, પણ જે પ્રજાનો ૯૦% ભાગ અજ્ઞાન હોય, અંતિમ ગરીબીમાં સબડતો હોય, જ્યાં અનેક ધર્મો, કોમો, અને જાતોના વાડા હોય, જ્યાં અનેક ભાષાઓ અને પ્રજાઓના વિભાગો હોય, જ્યા જુદી જુદી સંસ્કૃતિ હોય, જ્યાં હજારો વર્ષોથી પ્રજા ચગદાયેલી હોય ત્યાં ડચકાં ભરતો પ્રજાતંત્રવાદ કેટલો સફળ થાય તે વિચારવા જેવુ રહે છે!

## પ્રકરણ ૧૧ મું

# રાજકીય આદર્શો તથા વાદો

### (૧) સમાજવાદ

પ્રાચીનકાળથી માંડી અત્યારસુધીમાં અનેક રાજકીય આદર્શો રજુ થયા છે. પ્રથમ રાજાશાહી એ આદર્શ રાજ્ય ગણાતું. પણ સમય જતાં તે પ્રાચીનકાળનું અવશેષ બન્યું. આજે સમાજવાદ અને આંતરરાષ્ટ્રીયવાદ એ મોટા રાજકીય આદર્શો રજૂ થયા છે. સામ્રાજ્યવાદ એ આદર્શ ન ગણાય, છતાં પણ તેની પ્રાપ્તિ માટે જગતની પ્રજાએ મહાન ભોગો આપેલા છે.

સમાજવાદનો વિકાસ એ આધુનિક રાજકારણની મહત્ત્વની અવસ્થા છે. સમાજવાદની વ્યાખ્યા આપવી કઠિન છે, કારણ કે આધુનિક સમાજને અનેક દૃષ્ટિથી જોવામાં આવે છે. પણ વિશાળ દૃષ્ટિએ કહેતાં સમાજવાદ એ માણસોની સામાજીક વ્યવસ્થા પર ભાર મુકતો રાજકીય સિદ્ધાંત છે. ઐતિહાસિક રીતે સમાજવાદ એ આર્થિક અને સામાજીક વ્યવસ્થા સામે ઉદ્‌ભવેલા અસંતોષનું પરિણામ છે. યંત્રયુગની શરૂઆત થતાં અને વિજ્ઞાનની શોધખોળોથી વ્યવહારનાં સાધનો વધતાં વેપાર ઉદ્યોગો પણ વધ્યા, અને તેની સાથે પૈસા અને મિલ્કતની ઉથલપાથલ પણ ઘણા મોટા પાયા પર થવા લાગી. પૈસો અમુક ઉદ્યોગપતિઓ, વેપારીઓ, અને ધનાઢ્યોને ત્યાં એકઠો થવા લાગ્યો. સમાજનો અમુક થોડો ભાગ તવંગર બનવા લાગ્યો અને મોટો ભાગ ગરીબીમાં સબડવા લાગ્યો. આ આર્થિક અસમાનતા એ સમાજવાદનું ખરું મૂળ છે. સમાજવાદના ઉદ્‌ભવનાં કારણોમાં આમ ઔદ્યોગિક

ક્રાન્તિ, આર્થિક અસમાનતા, અને પૈસાનું અમુક જગ્યાએ એકઠું થવું વગેરે કારણો જોવામાં આવે છે. સમાજવાદ મજૂરો, શ્રમજીવીઓ અને બેકારો તથા કામ ધંધા વગરના માણસોને સંપૂર્ણ સામાજીક ન્યાય મળવો જોઇએ તેમ માને છે, અને આ સામાજીક ન્યાયમાં જીવનનું સારૂં પોષણ, કેળવણી, કામધંધો, અને આરામ વગેરેનો સમાવેશ થાય છે.)

## સમાજવાદની ફિલસુફી

સમાજવાદની ભૂમિકા એ હેગલના રાજકીય સિદ્ધાંતને મળતી આવે છે. આમાં વ્યક્તિવાદનું ખંડન છે, અને માનવામાં આવે છે કે ગરીબી અને નિર્ધનતાનાં અનિષ્ટો દૂર કરવા માટે મનુષ્યમાં સામાજીક ઐક્યની ભાવના વધારવી આવશ્યક છે. સમાજવાદ પ્રમાણે જે વ્યવસ્થામાં માત્ર થોડા માણસો જ સુખી બની શકે છે, તવંગર બની શકે છે, અને જીવનની મોજ માણી શકે છે તેને પ્રથમ સમાજ કહેવો તે મુશ્કેલ છે. જે સમાજમાં મનુષ્યોનો મોટો ભાગ પોતાની સ્વાભાવિક શક્તિઓ ખીલવી ન શકે, જેમાં અમુક થોડા માણસો જ શ્રેય પ્રાપ્ત કરી શકે, જેમાં અમુક થોડા માણસો જ સંસ્કૃતિનાં ફળ ચાખી શકે તે વ્યવસ્થા અવ્યવહાર, અવાસ્તવિક, અને અકલ્યાણકારી હોવી જોઇએ. માણસ ગમે તેટલો મહાન બને પણ તે તેની સામાજીક સંજોગોની ખામીઓને હંમેશાં આધીન રહે છે. (સમાજવાદ મનુષ્ય-જીવનનું આદર્શ ઘડતર ચાહે છે, અને તે ઘડતર કરવા માટે અનેક ખામી-ઓથી ભરેલી આધુનિક સામાજીક વ્યવસ્થામાં સંપૂર્ણ ફેરફારો માગે છે.)

(સમાજવાદ આ હેતુઓ પાર પાડવા પ્રથમ ખાનગી મૂડી રદ કરવા માગે છે. આમ કરવા માટે ઉત્પાદનનાં સાધનોને સામાજીક બનાવવાં પડે, અને શારીરિક તથા બૌદ્ધિક શ્રમનું વળતર એકસરખા ધોરણે રચવું જોઇએ. આજે થોડા માણસોના હાથમાં તેમની જરૂરિયાતો ઉપરાંત વધુ પડતો પૈસો આવવાથી તેનો યોગ્ય રીતે ઉપયોગ થઈ શકતો નથી તે સામાજીક અને આર્થિક અવ્યવસ્થાનું પરિણામ છે. એકઠી થયેલ બધી મૂડી સમાજની જ

## પ્રકરણ ૧૧ મું

# રાજકીય આદર્શો તથા વાદો

### (૧) સમાજવાદ

પ્રાચીનકાળથી માંડી અત્યારસુધીમાં અનેક રાજકીય આદર્શો રજુ થયા છે. પ્રથમ રાજાશાહી એ આદર્શ રાજ્ય ગણાતું. પણ સમય જતાં તે પ્રાચીનકાળનું અવશેષ બન્યું. આજે સમાજવાદ અને આંતરરાષ્ટ્રીયવાદ એ મોટા રાજકીય આદર્શો રજૂ થયા છે. સામ્રાજ્યવાદ એ આદર્શ ન ગણાય, છતાં પણ તેની પ્રાપ્તિ માટે જગતની પ્રજાએ મહાન ભોગો આપેલા છે.

સમાજવાદનો વિકાસ એ આધુનિક રાજકારણની મહત્ત્વની અવસ્થા છે. સમાજવાદની વ્યાખ્યા આપવી કઠિન છે, કારણ કે આધુનિક સમાજને અનેક દૃષ્ટિથી જોવામાં આવે છે. પણ વિશાળ દૃષ્ટિએ કહેતાં સમાજવાદ એ માણસોની સામાજીક વ્યવસ્થા પર ભાર મૂકતો રાજકીય સિદ્ધાંત છે. ઐતિહાસિક રીતે સમાજવાદ એ આર્થિક અને સામાજીક વ્યવસ્થા સામે ઉદ્‌ભવેલા અસંતોષનું પરિણામ છે. યંત્રયુગની શરૂઆત થતાં અને વિજ્ઞાનની શોધખોળોથી વ્યવહારનાં સાધનો વધતાં વેપાર ઉદ્યોગો પણ વધ્યા, અને તેની સાથે પૈસા અને મિલ્કતની ઉથલપાથલ પણ ઘણા મોટા પાયા પર થવા લાગી. પૈસો અમુક ઉદ્યોગપતિઓ, વેપારીઓ, અને ધનાઢ્યોને ત્યાં એકઠો થવા લાગ્યો. સમાજનો અમુક થોડો ભાગ તવંગર બનવા લાગ્યો અને મોટો ભાગ ગરીબીમાં-સબડવા લાગ્યો. આ આર્થિક અસમાનતા એ સમાજ-વાદનું ખરૂં મૂળ છે. સમાજવાદના ઉદ્‌ભવનાં કારણોમાં આમ ઔદ્યોગિક

ક્રાન્તિ, આર્થિક અસમાનતા, અને પૈસાનું અમુક જગ્યાએ એકઠું થવું વગેરે કારણો જોવામાં આવે છે. સમાજવાદ મજૂરો, શ્રમજીવીઓ અને બેકારો તથા કામધંધા વગરના માણસોને સંપૂર્ણ સામાજીક ન્યાય મળવો જોઇએ તેમ માને છે, અને આ સામાજીક ન્યાયમાં જીવનનું સારૂં પોષણ, કેળવણી, કામધંધો અને આરામ વગેરેનો સમાવેશ થાય છે.

## સમાજવાદની ફિલસુફી

સમાજવાદની ભૂમિકા એ હેગલના રાજકીય સિદ્ધાંતને મળતી આવે છે. આમાં વ્યક્તિવાદનું ખંડન છે, અને માનવામાં આવે છે કે ગરીબી અને નિર્ધનતાનાં અનિષ્ટો દૂર કરવા માટે મનુષ્યમાં સામાજીક ઐક્યની ભાવના વધારવી આવશ્યક છે. સમાજવાદ પ્રમાણે જે વ્યવસ્થામાં માત્ર થોડા માણસો જ સુખી બની શકે છે, તવંગર બની શકે છે, અને જીવનની મોજ માણી શકે છે તેને પ્રથમ સમાજ કહેવો તે મુશ્કેલ છે. જે સમાજમાં મનુષ્યોનો મોટો ભાગ પોતાની સ્વાભાવિક શક્તિઓ ખીલવી ન શકે, જેમાં અમુક થોડા માણસો જ શ્રેય પ્રાપ્ત કરી શકે, જેમાં અમુક થોડા માણસો જ સંસ્કૃતિનાં ફળ ચાખી શકે તે વ્યવસ્થા અવ્યવહારૂ, અવાસ્તવિક, અને અકલ્યાણકારી હોવી જોઇએ. માણસ ગમે તેટલો મહાન બને પણ તે તેની સામાજીક સંજોગોની ખામીઓને હંમેશાં આધીન રહે છે. સમાજવાદ મનુષ્યજીવનનું આદર્શ ઘડતર ચાહે છે, અને તે ઘડતર કરવા માટે અનેક ખામીઓથી ભરેલી આધુનિક સામાજીક વ્યવસ્થામાં સંપૂર્ણ ફેરફારો માગે છે.

સમાજવાદ આ હેતુઓ પાર પાડવા પ્રથમ ખાનગી મૂડી રદ કરવા માગે છે. આમ કરવા માટે ઉત્પાદનનાં સાધનોને સામાજીક બનાવવાં પડે, અને શારીરિક તથા બૌદ્ધિક શ્રમનું વળતર એકસરખા ધોરણે રચવું જોઇએ. આજે થોડા માણસોના હાથમાં તેમની જરૂરિયાતો ઉપરાંત વધુ પડતો પૈસો આવવાથી તેનો યોગ્ય રીતે ઉપયોગ થઈ શકતો નથી તે સામાજીક અને આર્થિક અવ્યવસ્થાનું પરિણામ છે. એકઠી થયેલ બધી મૂડી સમાજની

હોવી જોઈએ. સમાજ સમગ્રના હિત માટે સમાજ સંયુક્ત રીતે બધી જમીન અને મૂડીની વ્યવસ્થા કરે. સમાજવાદ માને છે કે ખાનગી મિલ્કત અને અંગત નફો રદ થતાં માણસોમાંથી વ્યાપારી સાહસ અને ઉત્પાદન માટેનો ઉત્સાહ ઓછો થવાનો નથી; કારણ કે ઇતિહાસ તપાસશું તો માલુમ પડે છે કે માણસોએ જુદા જુદા વખતે જુદા જુદા ઉદ્દેશોને અનુસરીને કામ કર્યું છે. ખાનગી મૂડી કેવી રીતે રદ કરવી તથા કાર્યો પ્રમાણે કેટલું અને કેમ વળતર ચૂકવવું તે બાબતમાં સમાજવાદના વિચારકોમાં મતભેદ રહેલો છે, જેથી સમાજવાદના કેટલાક પ્રકારો જોવામાં આવે છે.

## સમાજવાદનો ઇતિહાસ

(આધુનિક સમાજવાદનાં મૂળ શોધીશું તો સામાજિક અન્યાય, અગણિત રાજકીય દુઃખો, અને ગરીબી છે. ૧૯ મી સદીની શરૂઆતમાં યંત્રો તથા વિજ્ઞાનની શોધખોળોથી વ્યવહાર તથા સુખસગવડતાનાં સાધનો વધતાં, ગરીબ અને તવંગર વચ્ચેના ભેદો તીવ્ર બન્યા.) મજૂરોને થયું કે તેના માલિકોની બધી સાહેબી તેના પરિશ્રમ અને મજૂરીના શોષણનું પરિણામ હતું, તેમને થયું કે તેના અને તેમના માલિકોનાં હિતો વચ્ચે ઘણું અંતર હતું.

## રોબર્ટ ઓવન

(ઈ. સ. ૧૭૭૧–૧૮૫૮ માં રોબર્ટ ઓવન થઈ ગયો; જે માન્ચેસ્ટરમાં રૂ કાંતવાનો ધંધો કરતો, અને તે સમાજવાદી ચળવળનો પ્રથમ આગેવાન હતો.) પણ આ સમય તો સમાજવાદની શરૂઆતનો હતો, અને આશ્ચર્યની સિના તો એ છે કે શરૂઆતમાં મજૂરો કરતાં માલીકો આ ચળવળમાં વિશેષ રસ લેતા હતા. (શરૂઆતમાં સમાજવાદ એ સંપૂર્ણ વિકસેલ સિદ્ધાંત

અને

રમની

તિ ઘણી જ ક્ષણિક નીવડી,

મ તેમ માલીકો અને મ

વાદીઓને થયું કે આ વાદ તેઓનો સંપૂર્ણ નાશ માગતો હતો.) આ સિદ્ધાંતને સમાજવાદ ( Socialism )તેવું નામ આપવાનું પ્રથમ માન રોબર્ટ ઓવનને જાય છે. આ વખતમાં સ્ત્રીઓ તથા બાળકો પાસેથી ઘણા કલાકો કામ લેવામાં આવતું હતું તેથી પ્રજાની સહાનુભૂતિ તુરત વળે છે, અને સમાજ-વાદી ચળવળને જોર મળે છે. 'મજૂરો મૂડીવાદીઓ સામે ઉઘાડે છોગે ચળવળ કરવા લાગ્યા, અને ઇ. સ. ૧૮૪૮ માં યુરોપનાં બધાં મોટાં શહેરોમાં મૂડીવાદ સામે તીવ્ર અસંતોષ ફેલાયો, અને બળવો થવાનો ભય ઉભો થયો.)

## કાર્લ માર્ક્સ

સમાજવાદના પ્રણેતાઓમાં રોબર્ટ ઓવન પછી કાર્લ માર્ક્સનું નામ આવે છે. કાર્લ માર્ક્સ (ઈ. સ. ૧૮૧૮–૧૮૮૩)નું નામ સમાજવાદના ઇતિહાસમાં અમર બને છે. કાર્લ માર્ક્સ જાતે જર્મનીમાં જન્મેલ યાહુદી હતો, અને પોતાના સમાજવાદી વિચારો માટે જર્મનીમાંથી દેશનિકાલ થયો હતો. કાર્લ માર્ક્સે જર્મની છોડી ઇંગ્લેન્ડમાં પોતાનું રહેઠાણ જમાવ્યું, અને ઇંગ્લેન્ડમાં રહીને જ સમાજવાદને પોતાનું જીવનધ્યેય અને જીવનમોક્ષ બનાવ્યો. કાર્લ માર્ક્સે "Das Kapital" (મુડીવાદ) નામે પ્રસિદ્ધ પુસ્તક જર્મન ભાષામાં લખ્યું છે, જેનાં અનેક ભાષામાં તે વખતમાં જ ભાષાન્તરો થઈ ચૂક્યાં હતાં. આ પુસ્તક તે સમાજવાદીઓનું બાઈબલ ગણાય છે. કાર્લ માર્ક્સના સમાજવાદી સિદ્ધાંત પ્રમાણે મૂડી એ માલીકોની નહિ પણ શ્રમજીવીઓની હતી, કારણ કે તે શ્રમજીવીઓના પરિશ્રમનું પરિણામ હતું. મજૂરોને ભૂખે મારીને આ પરિશ્રમનું શોષણ માલિકો માત્ર પોતાના ઉપભોગ માટે કરે તે અન્યાય ભરેલું હતું. મૂડીવાદીઓની મૂડી અને મોજશોખના કર્તાઓ શ્રમજીવીઓ હતા, અને શ્રમજીવીઓ જ વળતરમ ગરીબી અને મુશ્કેલીઓ ભોગવે તે ગેરવ્યાજબી હતું. કાર્લ માર્ક્સનું બીજ વિપ્લવકારી પુસ્તક "Communist Menifesto" (સામ્યવાદી જાહેરાત હતું. આ પુસ્તક ઇ. સ. ૧૮૪૮ માં લખાયું હતું. આ પુસ્તકની અસ

હોવી જોઇએ. સમાજ સમગ્રના હિત માટે સમાજ સંયુક્ત રીને બધી જમીન અને મૂડીની વ્યવસ્થા કરે. સમાજવાદ માને છે કે ખાનગી મિલ્કત અને અંગત નફો રદ થતાં માણસોમાંથી વ્યાપારી સાહસ અને ઉત્પાદન માટેનો ઉત્સાહ ઓછો થવાનો નથી, કારણ કે ઇતિહાસ તપાસશું તો માલુમ પડે છે કે માણસોએ જુદા જુદા વખતે જુદા જુદા ઉદ્દેશોને અનુસરીને કામ કર્યું છે. ખાનગી મૂડી કેવી રીતે રદ કરવી તથા કાર્યો પ્રમાણે કેટલું અને કેમ વળતર ચૂકવવું તે બાબતમાં સમાજવાદના વિચારકોમાં મતભેદ રહેલો છે, જેથી સમાજવાદના કેટલાક પ્રકારો જોવામાં આવે છે.

## સમાજવાદનો ઇતિહાસ

આધુનિક સમાજવાદનાં મૂળ શોધશું તો સામાજીક અન્યાય, અગણિત રાજકીય દુઃખો, અને ગરીબી છે. ૧૯ મી સદીની શરૂઆતમાં યંત્રો તથા વિજ્ઞાનની શોધખોળોથી વ્યવહાર તથા સુખસગવડતાનાં સાધનો વધતાં, ગરીબ અને તવંગર વચ્ચેના ભેદો તીવ્ર બન્યા. મજૂરોને થયું કે તેના માલિકોની બધી સાહેબી તેના પરિશ્રમ અને મજૂરીના શોષણનું પરિણામ હતું, તેમને થયું કે તેના અને તેમના માલીકોના હિતો વચ્ચે ઘણું અંતર હતું.

## રોબર્ટ ઓવન

ઈ. સ. ૧૭૭૧–૧૮૫૮ માં રોબર્ટ ઓવન થઈ ગયો, જે માન્ચેસ્ટરમાં રૂ કાંતવાનો ધંધો કરતો, અને તે સમાજવાદી ચળવળનો પ્રથમ પ્રણેતા હતો. પણ આ સમય તો સમાજવાદની શરૂઆતનો હતો, અને આશ્ચર્યની બિના તો એ છે કે શરૂઆતમાં મજૂરો કરતાં માલીકો આ ચળવળમાં વિશેષ રસ લેતા હતા. શરૂઆતમાં સમાજવાદ એ સંપૂર્ણ વિકસેલ સિદ્ધાંત ન હતો, માત્ર મજૂરોની સ્થિતિ સુધારવા માટે તેમાં વાત થતી હતી, અને કાંઈક નવીન હોવાથી માલીકો અને મૂડીવાદીઓની સહાનુભૂતિ પ્રથમની અવસ્થામાં જોવામાં આવે છે. પરંતુ આ સહાનુભૂતિ ઘણી જ ક્ષણિક નીવડી, કારણ કે સમાજવાદ જેમ જેમ પાંગરતો ગયો તેમ તેમ માલીકો અને મુડી-

વાદીઓને થયું કે આ વાદ તેઓનો સંપૂર્ણ નાશ માગતો હતો. આ સિદ્ધાંતને સમાજવાદ ( Socialism )તેનું નામ આપવાનું પ્રથમ માન રોબર્ટ ઓવનને જાય છે. આ વખતમાં સ્ત્રીઓ તથા બાળકો પાસેથી ઘણા કલાકો કામ લેવામાં આવતું હતું તેથી પ્રજાની સહાનુભૂતિ તુરત વળે છે, અને સમાજવાદી ચળવળને જોર મળે છે. મજૂરો મૂડીવાદીઓ સામે ઉઘાડે છોગે ચળવળ કરવા લાગ્યા, અને ઇ. સ. ૧૮૪૮ માં યુરોપનાં બધાં મોટાં શહેરોમાં મૂડીવાદ સામે તીવ્ર અસંતોષ ફેલાયો, અને બળવો થવાનો ભય ઉભો થયો.

### કાર્લ માર્ક્સ

સમાજવાદના પ્રણેતાઓમાં રોબર્ટ ઓવન પછી કાર્લ માર્ક્સનું નામ આવે છે. કાર્લ માર્ક્સ (ઈ. સ. ૧૮૧૮–૧૮૮૩)નું નામ સમાજવાદના ઇતિહાસમાં અમર બને છે. કાર્લ માર્ક્સ જાતે જર્મનીમાં જન્મેલ યાહુદી હતો, અને પોતાના સમાજવાદી વિચારો માટે જર્મનીમાંથી દેશનિકાલ થયો હતો. કાર્લ માર્ક્સે જર્મની છોડી ઇંગ્લેન્ડમાં પોતાનું રહેઠાણ જમાવ્યું, અને ઇંગ્લેન્ડમાં રહીને જ સમાજવાદને પોતાનું જીવનધ્યેય અને જીવનમોક્ષ બનાવ્યો. કાર્લ માર્ક્સે "Das Kapital" ( મુડીવાદ )'નામે પ્રસિદ્ધ પુસ્તક જર્મન ભાષામાં લખ્યું છે, જેનાં અનેક ભાષામાં તે વખતમાં જ ભાષાન્તરો થઈ ચૂક્યાં હતાં. આ પુસ્તક તે સમાજવાદીઓનું બાઈબલ ગણાય છે. કાર્લ માર્ક્સના સમાજવાદી સિદ્ધાંત પ્રમાણે મૂડી એ માલીકોની નહિ પણ શ્રમજીવીઓની હતી, કારણ કે તે શ્રમજીવીઓના પરિશ્રમનું પરિણામ હતું. મજૂરોને ભૂખે મારીને આ પરિશ્રમનું શોષણ માલિકો માત્ર પોતાના ઉપભોગ માટે કરે તે અન્યાય ભરેલું હતું. મૂડીવાદીઓની મૂડી અને મોજશોખના કર્તાઓ શ્રમજીવીઓ હતા, અને શ્રમજીવીઓ જ વળતરમાં ગરીબી અને મુશ્કેલીઓ ભોગવે તે ગેરવ્યાજબી હતું. કાર્લ માર્ક્સનું બીજું વિપ્લવકારી પુસ્તક "Communist Menifesto" (સામ્યવાદી જાહેરાત) હતું. આ પુસ્તક ઇ. સ. ૧૮૪૮ માં લખાયુ હતું. આ પુસ્તકની અસર

મજૂરવર્ગ અને જગતના ક્રાન્તિવાદીઓ ઉપર ઘણી જ થયેલ છે. સામાજીક અને રાજદ્વારી ફેરફારોમાં આર્થિક તત્વ એ મહત્વનો ભાગ ભજવે છે તેમ માકર્સનું માનવું હતુ ઉપરાંત આ સિદ્ધાંત જ્યારે ઉદ્‌ભવ્યો ત્યારે યુરોપની સ્થિતિ પણ એવી કામાડોળ હતી કે મૂડીવાદ સામે કયારે બળવો ફાટી નીકળે તેવો સખ્ત ભય રહેતો હતો. માકર્સે જગતના શ્રમજીવીઓને એકત્રિત અને સંગઠિત બની રાજ્યસત્તાની પાછળ છુપાયેલ મૂડીવાદને ઉથલાવી નાખવા પડકાર કર્યો છે. તેણે જણાવ્યુ કે આજના શ્રમજીવીઓના દુઃખો, ગરીબી, અને નિર્ધનતા માટે બીજુ કોઈ નહિ પણ મૂડીવાદ એક જ જવાબદાર છે, અને તેટલા માટે તેનો બને તેમ જલદીથી નાશ થવો જોઇએ. માકર્સનાં આ લખાણોએ, ઘણી સનસનાટી ફેલાવી, કેટલીક રાજ્યસત્તાઓ ધ્રુજી ઉઠી, અને મૂડીદારોને સૂઝયું કે તેમના નાશની નોબતો ગગડતી હતી. આ બધાને જ પરિણામે વર્ગભેદ અને મૂડીવાદ સામે ધિક્કારની લાગણી ઘણી ઉછળી ઉઠી. ઈ. સ. ૧૮૬૪ માં એક સમાજવાદી સાર્વજનિક સંસ્થાની સ્થાપના કરવામાં આવી, અને તેને "The International" કહેવામા આવી. આ સંસ્થાની મુખ્ય કચેરી લન્ડનમા હતી. આ સંસ્થાની પ્રથમ પરિષદ ઇ. સ. ૧૮૬૬ માં જીનીવામાં ભરવામા આવી હતી. તેમાં નક્કી કરવામા આવ્યુ કે ઉત્પાદન, જમીન, અને વેપાર વાણિજ્ય તથા ઉદ્યોગો વગેરેની માલિકી શ્રમજીવીઓની હોવી જોઇએ. તેમા એમ પણ નક્કી કરવામાં આવ્યું હતુ કે આ શ્રમજીવીઓની બધી માલિકી ખરી પણ શ્રમજીવીઓ વતી આ માલિકીની સઘળી વ્યવસ્થા રાજ્યે કરી જોઇએ. જીનીવા પરિષદ પછી પણ બીજી પરિષદ ભરવામાં આવી હતી, પણ તે થતાં પહેલાં તો સમાજવાદીઓમાં ઘણા મતભેદો અને સમાજવાદના ઘણા પ્રકારો થઈ ચૂકયા હતા.

### સમાજવાદના પ્રકારો

સમાજવાદના અનેક પ્રકારો છે, પણ મુખ્યત્વે તેના બે પ્રકારો જોવામાં આવે છે. જેમાં પ્રથમ રાજકીય મુડીવાદ એટલે (State Capitali-

છે, જેમાં રાજ્યને મૂડીની સમાન વહેંચણુ કરનારી મુખ્ય સત્તાધારી સંસ્થા માનવામાં આવે છે. જ્યારે બીજામાં મૂડીની વહેંચણુ તથા માણસોને કામ બદલ વળતર આપવાનું કાર્ય રાજ્ય સિવાયની બીજી મરજીયાત સંસ્થાઓને કરવાનું રહે છે. આ બીજા પ્રકારમાં Guild socialism તથા Syndicalism નો સમાવેશ થાય છે. સામ્યવાદ એ સમાજવાદનું જ સ્વરૂપ છે, અને તે રાજકીય મૂડીવાદનો જ એક પ્રકાર છે. તફાવત માત્ર ઉદ્દેશો નહિ પણ ઉદ્દેશો પાર પાડવાની રીતમાં રહેલો છે.

## રાજકીય મૂડીવાદ ( State Capitalism )

રાજ્યના મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે ઘણો તફાવત રહે છે. આજે ઘણાં રાજ્યો તરફથી મોટા ઉદ્યોગો ચાલે છે, અને રાજ્ય તરફથી જ માણસોને માલ પૂરો પાડવામાં આવે છે. ઘણાં રાજ્યો આજે પણ આ કામ સફળતાપૂર્વક ચલાવી રહ્યાં છે. કોલસાની ખાણો, રેલ્વે તથા બીજા ઉદ્યોગો રાજ્ય પોતે જ ચલાવે છે, અને બતાવવામાં આવે છે કે કારખાનાંઓ તથા ઉદ્યોગો રાજ્ય તરફથી ચાલતા હોય તો તે ખાનગી મિલ્કત કરતાં સારી રીતે અને વધુ કરકસરથી ચાલી શકે છે, અને પ્રજાને વધુ સસ્તા દરે માલ પૂરો પાડી શકે છે. કારખાનાંઓની જાહેર માલિકી અને તેનો વિસ્તાર એ રાજકીય સમાજવાદની પ્રથમ અવસ્થા છે, પણ જ્યાં સુધી આવી સંસ્થાઓ પર પ્રજાકીય અંકુશ ન હોય ત્યાં સુધી સમાજવાદી આદર્શ સંપૂર્ણ ન થાય. આવી જાહેર વ્યવસ્થાને ઘણીવાર "Collectivism" પણ કહેવામાં આવે છે. રાજકીય સમાજવાદમાં રાજ્યે વેપાર વાણિજ્ય અને આર્થિક રચના એવી રીતે યોજવાં જોઇએ કે સમાજના દરેક માણસ અને વર્ગ માટે સમાન રાહત અને સુખસગવડતા મળી શકે, અને આમ થવા માટે રાજતંત્ર તદ્દન પ્રજાકીય હોવું જોઇએ. જો આમ થવા ન પામે તો આ આદર્શ પાર પડતો નથી.

## ફેબિયન સમાજવાદ

૧૯ મી સદીના અંતમાં ઇંગ્લેન્ડમાં કેટલાક માણસો જે સમાજવાદ

મજૂરવર્ગ અને જગતના ક્રાન્તિવાદીઓ ઉપર ઘણી જ થયેલ છે. સામાજીક અને રાજદ્વારી ફેરફારોમાં આર્થિક તત્ત્વ એ મહત્વનો ભાગ ભજવે છે તેમ માર્ક્સનું માનવું હતું. ઉપરાંત આ સિદ્ધાંત જ્યારે ઉદ્ભવ્યો ત્યારે યુરોપની સ્થિતિ પણ એવી ડામાડોળ હતી કે મૂડીવાદ સામે ક્યારે બળવો ફાટી નીકળે તેવો સખ્ત ભય રહેતો હતો. માર્ક્સે જગતના શ્રમજીવીઓને એકત્રિત અને સંગઠિત બની રાજ્યસત્તાની પાછળ છુપાયેલ મૂડીવાદને ઉથલાવી નાખવા પડકાર કર્યો છે. તેણે જણાવ્યું કે આજના શ્રમજીવીઓનાં દુઃખો, ગરીબી, અને નિર્ધનતા માટે બીજું કોઈ નહિ પણ મૂડીવાદ એક જ જવાબદાર છે, અને તેટલા માટે તેનો બને તેમ જલદીથી નાશ થવો જોઇએ. માર્ક્સનાં આ લખાણોએ ઘણી સનસનાટી ફેલાવી, કેટલીક રાજ્યસત્તાઓ ધ્રુજી ઉઠી અને મૂડીદારોને થયું કે તેમના નાશની નોબતો ગગડતી હતી. આ બધાને પરિણામે વર્ગભેદ અને મૂડીવાદ સામે ધિક્કારની લાગણી ઘણી ઉછળી ઉઠી. ઈ. સ. ૧૮૬૪ માં એક સમાજવાદી સાર્વજનિક સંસ્થાની સ્થાપના કરવામાં આવી, અને તેને "The International" કહેવામાં આવી. આ સંસ્થાની મુખ્ય કચેરી લન્ડનમાં હતી. આ સંસ્થાની પ્રથમ પરિષદ ઇ. સ. ૧૮૬૬ માં જીનીવામાં ભરવામાં આવી હતી. તેમાં નક્કી કરવામાં આવ્યું કે ઉત્પાદન, જમીન, અને વેપાર વાણિજ્ય તથા ઉદ્યોગો વગેરેની માલિકી શ્રમજીવીઓની હોવી જોઇએ. તેમાં એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું કે આ શ્રમજીવીઓની બધી માલિકી ખરી પણ શ્રમજીવીઓ વતી આ માલિકીની સઘળી વ્યવસ્થા રાજ્યે કરવી જોઇએ. જીનીવા પરિષદ પછી પણ બીજી પરિષદ ભરવામાં આવી હતી, પણ તે થવાં પહેલાં તો સમાજ-વાદીઓમાં ઘણા મતભેદો અને સમાજવાદના ઘણા પ્રકારો થઈ ચૂક્યા હતા.

### સમાજવાદના પ્રકારો

સમાજવાદના અનેક પ્રકારો છે, પણ મુખ્યત્વે તેના બે પ્રકારો જોવામાં આવે છે. જેમાં પ્રથમ રાજકીય મુડીવાદ એટલે (State C

છે, જેમાં રાજ્યને મૂડીની સમાને વહેંચણી કરનારી મુખ્ય સત્તાધારી સંસ્થા માનવામાં આવે છે. જ્યારે બીજામાં મૂડીની વહેંચણી તથા માણસોને કામ બદલે વળતર આપવાનું કાર્ય રાજ્ય-સિવાયની બીજી મરજીયાત સંસ્થાઓને કરવાનું રહે છે. આ બીજા પ્રકારમાં Guild socialism તથા Syndicalism નો સમાવેશ થાય છે. સામ્યવાદ એ સમાજવાદનું જ સ્વરૂપ છે, અને તે રાજકીય મૂડીવાદનો જ એક પ્રકાર છે. તફાવત માત્ર ઉદ્દેશો નહિ પણ ઉદ્દેશો પાર પાડવાની રીતમાં રહેલો છે.

## રાજકીય મૂડીવાદ ( State Capitalism )

રાજ્યના મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે ઘણો તફાવત રહે છે. આજે ઘણાં રાજ્યો તરફથી મોટા ઉદ્યોગો ચાલે છે, અને રાજ્ય તરફથી જ માણસોને માલ પૂરો પાડવામાં આવે છે. ઘણાં રાજ્યો આજે પણ આ કામ સફળતાપૂર્વક ચલાવી રહ્યાં છે. કોલસાની ખાણો, રેલ્વે તથા બીજા ઉદ્યોગો રાજ્ય પોતે જ ચલાવે છે, અને બતાવવામાં આવે છે કે કારખાનાંઓ તથા ઉદ્યોગો રાજ્ય તરફથી ચાલતા હોય તો તે ખાનગી મિલ્કત કરતાં સારી રીતે અને વધુ કરકસરથી ચાલી શકે છે, અને પ્રજાને વધુ સસ્તા દરે માલ પૂરો પાડી શકે છે. કારખાનાંઓની જાહેર માલિકી અને તેનો વિસ્તાર એ રાજકીય સમાજવાદની પ્રથમ અવસ્થા છે, પણ જ્યાં સુધી આવી સંસ્થાઓ પર પ્રજાકીય અંકુશ ન હોય ત્યાં સુધી સમાજવાદી આદર્શ સંપૂર્ણ ન થાય. આવી જાહેર વ્યવસ્થાને ઘણીવાર "Collectivism" પણ કહેવામાં આવે છે. રાજકીય સમાજવાદમાં રાજ્યે વેપાર વાણિજ્ય અને આર્થિક રચના એવી રીતે યોજવાં જોઇએ કે સમાજના દરેક માણસ અને વર્ગ માટે સમાન રાહત અને સુખસગવડતા મળી શકે, અને આમ થવા માટે રાજતંત્ર તદ્દન પ્રજાકીય હોવું જોઇએ. જો આમ થવા ન પામે તો આ આદર્શ પાર પડતો નથી.

## ફેબિયન સમાજવાદ

૧૯ મી સદીના અંતમાં ઇંગ્લેન્ડમાં કેટલાક માણસો જે સમાજવાદ

અને તેના ઉદ્દેશોમાં માનતા હતા, પણ જે સમાજવાદના હેતુઓ પાર પાડવા માટે બળવો કરવાના મતમાં ન હતા તેણે એક મંડળ સ્થાપ્યું જેને ફેબિયન સોસાયટી કહેવામાં આવે છે. આ મંડળનો મુખ્ય હેતુ સમાજવાદનો પ્રચાર, અને શ્રમજીવીઓનો ઉત્કર્ષ હતો. જેમ માર્ક્સવાદ બળવો કરી ક્રાંતિકારી સમાજવાદ સ્થાપવામાં માનતો હતો, તેમ ફેબિયન સોસાયટી ઉત્ક્રાન્તિકારી ( Evolutionary ) સમાજવાદમાં માનતી હતી ફેબિયનો માનતા હતા કે સમાજવાદના યોગ્ય પ્રચાર અને જ્ઞાનથી આપોઆપ સમય જતાં સમાજવાદ આવશે. આ હેતુ પાર પાડવા ફેબિયનોએ આ વિષયને લગતાં અનેક છાપાં, પુસ્તિકાઓ, અને પુસ્તકો દ્વારા ફેબિયનવાદનો પ્રચાર કર્યો. સમાજમાંથી ગરીબી દૂર કરવા માટે તેઓએ એક રાષ્ટ્રીય સમિતિ ( National Committee ) સ્થાપી. આ મંડળમાં ઇંગ્લેન્ડના ઘણા જાણીતા સાહિત્યકારોનો સમાવેશ થાય છે. આ મંડળના મુખ્ય કાર્યકર્તાઓમાં સીડની વેબ, બીએટ્રાઇસ વેબ, બર્નાર્ડ શૉ, ગ્રેહામ વોલેસ, જી. ડી. એચ. કોલ, અને એચ. જી. વેલ્સ વગેરે છે. આ મંડળમાં સભ્યો રોજબરોજ સમાજવાદી પ્રશ્નોનો ઝીણવટભર્યો અભ્યાસ કરી તેનો પ્રજામાં ફેલાવો કરતા. આ મંડળના લેખકોમાં સ્ટેનલી વેબ અને તેની પત્નીએ ઇંગ્લેન્ડ માટે સ્થાનિક સ્વરાજ્યની રૂપરેખા આપી હતી.

ઉદ્દામવાદી સમાજવાદીઓને આ ફેબિયન સોસાયટીમાં જરા પણ વિશ્વાસ હતો નહિ ફેબિયનો જે રીતે ગોકળગાયની ગતિએ સામાજિક સુધારાઓ દાખલ કરવા માગતા હતા, અને જે પદ્ધતિએ સમાજવાદમાં ઉત્ક્રાન્તિ ઇચ્છતા હતા તેને ઉદ્દામવાદીઓ હસી કાઢવા લાગ્યા અને ફેબિયનોને માત્ર ખુરશીમાં બેસી રહી ચોવટ કરનારા મુત્સદ્દીઓ ( Armchair Politicians ) કહેવા લાગ્યા. આમ હોવા છતાં પણ ફેબિયનોનો [illegible] જરા પણ ઓછો પડ્યો ન હતો. વીસમી સદીની શરૂઆતના બે દશકા સમાજવાદી લખાણોથી સામાજિક સુધારા માટે ઇંગ્લેન્ડમાં ફેબિયન [illegible]

ઘણી જાગૃતિ લાવ્યા હતા ઇ. સ ૧૯૦૬–૧૪ સુધીમા ઇગ્લેન્ડમા લિબરલ પક્ષે જે સુધારાઓ દાખલ કર્યા તે બહુધા ફેબિયનોના પ્રયત્નોને આભારી હતા વૃદ્ધોને પેન્શન આપવાનો ધારો, પ્રજા આરોગ્યના વિકાસનો કાયદો, લેબર એક્સચેન્જ ઑફિસ, બેકારીનો વિમો તથા ટ્રેઈડબોર્ડ વગેરેની સ્થાપના ફેબિયનોએ સૂચિત કરેલ યોજના મુજબ હતા એટલે ફેબિયનવાદે ઇગ્લેન્ડમા પોતાથી બનતો ફાળો આપેલ છે.

### મ્યુનિસિપલ સમાજવાદ

સત્તાનુ એકત્રીકરણ એ રાજકીય સમાજવાદનું અનિષ્ટ છે વેપાર ઉદ્યોગ તથા મિલ્કત અને મૂડી રાજ્યના હાથમા હોય એટલે રાજ્યને બધી વસ્તુ સભાળવી તથા સાચવવી જરૂર મુશ્કેલ પડે સત્તાના વિભાગીકરણ માટે સ્થાનિક તત્રને સ્થાનિક વસ્તુઓની વ્યવસ્થા કરવા માટે સત્તા આપવી તે વધુ સલામત ભરેલુ છે મ્યુનિસિપલ સમાજવાદ એ બીજુ કશુ નથી પણ સ્થાનિક સ્વરાજ્ય છે આ સમાજવાદ પણ ફેબિયન સોસાયટીના સભ્યોના લખાણોમાથી સૂચિત થયેલ છે, જેમા સ્ટેનલી વેબ તથા તેની પત્નીનું નામ મુખ્ય છે સ્થાનિક તત્રના વહીવટ માટે મ્યુનિસિપાલીટી ( શહેર સુધરાઈ ખાતુ )ને કેટલાક હક્કો આપવામા આવે છે સ્થાનિક તત્ર ચલાવવા માટે પ્રજાના બનેલા એક મડળને બધી સત્તાઓ રહે છે આ મડળમા પ્રજાના જુદા જુદા પ્રતિનિધિઓ રહે છે આજે જગતના ઘણાખરા રાજ્યોમા સ્થાનિક તત્રનો વહીવટ સ્થાનિક સભાઓને સોપવામા આવેલ છે પાણીની સ્વચ્છતા, ગેસ, બત્તી, રસ્તાઓ બનાવવા તથા સમારવા, જાહેર આરોગ્ય, કેળવણી, પ્રજા માટે રમતગમતના વિહાર સ્થાનો બનાવવા, પુસ્તકાલયો, ખાધાખોરાકીની ચીજો ઉપરની દેખરેખ વગેરેનો સ્થાનિકતત્રના ધર્મોમા સમાવેશ થાય છે રાજ્યના મધ્યસ્થતત્ર કરતા સ્થાનિકતત્ર સ્થાનિક વહીવટ વધુ સારી રીતે કરી શકે છે સ્થાનિકતત્ર ચલાવવામા સ્થાનિકતત્રને કર નાખવાના પણ અમુક હક્કો રહે છે તે સિવાય બીજી નાણાકીય મદદ મધ્યસ્થ તત્ર તરફથી મળે છે આજે આ મ્યુનિસિપલ સમાજવાદ ઘણો જ સામાન્ય થઇ પડેલ છે.

અને તેના ઉદ્દેશોમાં માનતા હતા, પણ જે સમાજવાદના હેતુઓ પાર પાડવા માટે બળવો કરવાના મતમાં ન હતા તેણે એક મંડળ સ્થાપ્યું જેને ફેબિયન સોસાયટી કહેવામાં આવે છે. આ મંડળનો મુખ્ય હેતુ સમાજવાદનો પ્રચાર, અને શ્રમજીવીઓનો ઉત્કર્ષ હતો. જેમ માર્ક્સવાદ બળવો કરી ક્રાંતિકારી સમાજવાદ સ્થાપવામાં માનતો હતો, તેમ ફેબિયન સોસાયટી ઉત્ક્રાન્તિકારી ( Evolutionary ) સમાજવાદમાં માનતી હતી ફેબિયનો માનતા હતા કે સમાજવાદના યોગ્ય પ્રચાર અને જ્ઞાનથી આપોઆપ સમય જતાં સમાજવાદ આવશે. આ હેતુ પાર પાડવા ફેબિયનોએ આ વિષયને લગતાં અનેક છાપાં, પુસ્તિકાઓ, અને પુસ્તકો દ્વારા ફેબિયનવાદનો પ્રચાર કર્યો. સમાજમાંથી ગરીબી દૂર કરવા માટે તેઓએ એક રાષ્ટ્રીય સમિતિ ( National Committee ) સ્થાપી. આ મંડળમાં ઇંગ્લેન્ડના ઘણા જાણીતા સાહિત્યકારોનો સમાવેશ થાય છે. આ મંડળના મુખ્ય કાર્યકર્તાઓમાં સીડની વેબ, બીએટ્રાઇસ વેબ, બર્નાર્ડ શૉ, ગ્રેહામ વોલેસ, જી. ડી. એચ. કોલ, અને એચ. જી. વેલ્સ વગેરે છે. આ મંડળમાં સભ્યો રોજબરોજ સમાજવાદી પ્રશ્નોનો ઝીણવટભર્યો અભ્યાસ કરી તેનો પ્રજામાં ફેલાવો કરતા. આ મંડળના લેખકોમાં સ્ટેનલી વેબ અને તેની પત્નીએ ઇંગ્લેન્ડ માટે સ્થાનિક સ્વરાજ્યની રૂપરેખા આપી હતી.

ઉદ્દામવાદી સમાજવાદીઓને આ ફેબિયન સોસાયટીમાં જરા પણ વિશ્વાસ હતો નહિ. ફેબિયનો જે રીતે ગોકળગાયની ગતિએ સામાજિક સુધારાઓ દાખલ કરવા માગતા હતા, અને જે પદ્ધતિએ સમાજવાદમાં ઉત્ક્રાન્તિ ઇચ્છતા હતા તેને ઉદ્દામવાદીઓ હસી કાઢવા લાગ્યા અને ફેબિયનોને માત્ર ખુરશીમાં બેસી રહી ચોવટ કરનારા મુત્સદ્દીઓ ( Armchair Politicians ) કહેવા લાગ્યા. આમ હોવા છતાં પણ ફેબિયનોનો ઉત્સાહ જરા પણ મોળો પડ્યો ન હતો. વીસમીસદીની શરૂઆતના બે દાયકામાં સમાજવાદી લખાણોથી સામાજિક સુધારા માટે ઇંગ્લેન્ડમાં ફેબિયનો

ઘણી જાગૃતિ લાવ્યા હતા. ઇ. સ. ૧૯૦૬–૧૪ સુધીમાં ઇંગ્લેન્ડમાં લિબરલ પક્ષે જે સુધારાઓ દાખલ કર્યા તે બહુધા ફેબિયનોના પ્રયત્નોને આભારી હતા. વૃદ્ધોને પેન્શન આપવાનો ધારો, પ્રજા આરોગ્યના વિકાસનો કાયદો, લેબર એકસચેન્જ ઑફિસ, બેકારીનો વિમો તથા ટ્રેડબોર્ડ વગેરેની સ્થાપના ફેબિયનોએ સૂચિત કરેલ યોજના મુજબ હતા. એટલે ફેબિયનવાદે ઇંગ્લેન્ડમાં પોતાથી બનતો ફાળો આપેલ છે.

### મ્યુનિસિપલ સમાજવાદ

સત્તાનું એકત્રીકરણ એ રાજકીય સમાજવાદનું અનિષ્ટ છે. વેપાર ઉદ્યોગ તથા મિલ્કત અને મૂડી રાજ્યના હાથમાં હોય એટલે રાજ્યને બધી વસ્તુ સંભાળવી તથા સાચવવી જરૂર મુશ્કેલ પડે. સત્તાનાં વિભાગીકરણ માટે સ્થાનિક તંત્રને સ્થાનિક વસ્તુઓની વ્યવસ્થા કરવા માટે સત્તા આપવી તે વધુ સલામત ભરેલું છે. મ્યુનિસિપલ સમાજવાદ એ બીજું કશું નથી પણ સ્થાનિક સ્વરાજ્ય છે. આ સમાજવાદ પણ ફેબિયન સોસાયટીના સભ્યોના લખાણોમાંથી સૂચિત થયેલ છે, જેમાં સ્ટેનલી વેબ તથા તેની પત્નીનું નામ મુખ્ય છે. સ્થાનિક તંત્રના વહીવટ માટે મ્યુનિસિપાલીટી ( શહેર સુધરાઈ ખાતું )ને કેટલાક હક્કો આપવામાં આવે છે. સ્થાનિક તંત્ર ચલાવવા માટે પ્રજાના બનેલા એક મંડળને બધી સત્તાઓ રહે છે. આ મંડળમાં પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ રહે છે. આજે જગતનાં ઘણાંખરાં રાજ્યોમાં સ્થાનિક તંત્રનો વહીવટ સ્થાનિક સભાઓને સોંપવામાં આવેલ છે. પાણીની સ્વચ્છતા, ગેસ, બત્તી, રસ્તાઓ બનાવવા તથા સમારવાં, જાહેર આરોગ્ય, કેળવણી, પ્રજા માટે રમનગમતનાં વિહાર સ્થાનો બનાવવાં, પુસ્તકાલયો, ખાધાખોરાકીની ચીજો ઉપરની દેખરેખ વગેરેનો સ્થાનિકતંત્રના ધર્મોમાં સમાવેશ થાય છે. રાજ્યના મધ્યસ્થતંત્ર કરતાં સ્થાનિકતંત્ર સ્થાનિક વહીવટ વધુ સારી રીતે કરી શકે છે. સ્થાનિકતંત્ર ચલાવવામાં સ્થાનિકતંત્રને કર નાખવાના પણ અમુક હક્કો રહે છે. તે સિવાય બીજી નાણાકીય મદદ મધ્યસ્થ તંત્ર તરફથી મળે છે. આજે આ મ્યુનિસિપલ સમાજવાદ ઘણો જ સામાન્ય થઈ પડેલ છે.

## ઔદ્યોગિક સમાજવાદ ( Guild Socialism )

ફેબિયન સોસાયટીના કેટલાક બુદ્ધિશાળી સભ્યોએ એવો મત ફેલાવ્યો કે સમાજવાદનો પ્રચાર રાજ્ય કરતાં વ્યાપારી અને ઔદ્યોગિક મંડળો ( Guilds ) વધુ સારી રીતે કરી શકે છે. આ મતને ઔદ્યોગિક સમાજવાદ કહેવામાં આવે છે. જુદા જુદા વેપાર તથા ઉદ્યોગમાં કામ કરતા માણસોના મરજીયાત રીતે ઔદ્યોગિક મંડળો બને છે. હિલારી બેલોક, એ. જે. પેન્ટી, ઓરેંજ તથા હોબસન આ મતના પ્રવર્તકો હતા. ઔદ્યોગિક સમાજવાદમાં ઉદ્યોગ તથા વ્યાપારમાં કામ કરતા માણસોને પોતાના વ્યાપારી હિત પૂરતું તંત્ર ચલાવવાને સ્વતંત્રતા રહેવી જોઇએ, કામ કરતા બધા માણસોને કામ પ્રમાણે નફામાંથી ભાગ મળવો જોઇએ તેવા સિદ્ધાંતો જોવામાં આવે છે. આ સમાજવાદમાં રાજ્યની ડખલગીરી માત્ર વ્યાપારી સંસ્થાઓની વચ્ચે એકતા સ્થાપવા પૂરતી જ રહે છે. આ સમાજવાદમાં રાજ્યના ધારામંડળમાં પ્રતિનિધિત્વના વિભાગો પ્રદેશો પ્રમાણે નહિ પણ વ્યાપારી અને ઔદ્યોગિક સંસ્થા પ્રમાણે રહે છે. આપણે ત્યાં જેમ કામ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મના વિભાગો છે તેવા જ વિભાગો કરવાનું આ સમાજવાદમાં ધારવામાં આવે છે. આ પ્રકારના સમાજવાદીઓ માને છે કે પ્રદેશીય પ્રતિનિધિત્વ અને મતાધિકાર આપવાં નકામાં છે, કારણ કે એક વિભાગમાં જુદા જુદા કામધંધા કરતા મતદારોને પોતાથી જુદો ધંધો કરનારા સાથે સ્વાભાવિક રીતે ઓછો સંબંધ રહે. એટલે પ્રતિનિધિત્વની ભૂમિકા જો કામ વેપાર તથા ધંધાના સામ્ય ઉપર રચાયેલ હોય તો તે વધુ પ્રજાકીય અને વ્યવસ્થિત રહે છે.

પ્રજાતંત્રવાદી પ્રતિનિધિત્વમાં વ્યક્તિત્વ ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે, જ્યારે ઔદ્યોગિક સમાજવાદમાં વ્યક્તિ કરતાં સંસ્થા કે મંડળ ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. મંડળમાં વ્યક્તિના હક્કો પર ભાગ્યે જ ધ્યાન આપવામાં આવે છે. મંડળોને લઇને એક જાતના વાડાઓ બંધાય છે અને

મધ્યયુગમાં હતી તેવી સંકુચિતતા પેદા થવા સંભવ રહે છે. માત્ર માલના ઉત્પાદકોને જ વ્યાપાર ઉદ્યોગની દેખરેખના હક્કો સુપ્રત કરવા અને માલ લેનાર તથા ખુટાડનારાઓને કાંઈ પણ હક્ક ન હોય તે આ વાદની યોજનામાં મોટી ખામી છે. સ્વાભાવિક રીતે માલ લેનારાઓની સંમતિ અને સહતિ પ્રમાણે માલનું ઉત્પાદન થવું જોઇએ, તથા ઉદ્યોગો પર દેખરેખ રહેવી જોઈએ. આમ ઔદ્યોગિક સમાજવાદની વ્યવહારિકતામાં ઘણી ભૂલો અને ખામીઓ છે, છતા પણ આ વાદમાથી રાજકારણને બે મહાન સિદ્ધાંતો મળ્યા છે, તે ઔદ્યોગિક પ્રતિનિધિત્વ અને ઔદ્યોગિક સ્વરાજ્યના સિદ્ધાંતો છે. આજે ફેસીસ્ટ ઇટલીમા વ્યાપારીમંડળો પ્રમાણે પ્રતિનિધિત્વ રાખવામા આવે છે.

**સીન્ડીકેલીઝમ ( Syndicalism )**

સીન્ડીકલ એ ટ્રેડ યુનીયન ( વ્યાપારીમંડળ )નું ફ્રેન્ચ પર્યાય રૂપ છે આ વાદ તે ઔદ્યોગિક સમાજવાદનું વધુ ઉગ્ર અને ઉદ્દામ સ્વરૂપ છે ઇ સ. ૧૮૮૫ સુધી ફ્રાન્સમા ટ્રેઈડ યુનીયન એ ગેરકાયદેસર મંડળ ગણાતું, એટલે સા બંધારણીય રીતે આ મંડળની મુશ્કેલીઓ જાહેર કરવા માટે બીજુ સાધન ન હોવાથી હડતાળ અને ઉદ્યોગો તથા કારખાનાઓનો નાશ વગેરે વિપ્લવકારી પ્રવૃત્તિઓનો ઉપયોગ કરવામા આવતો. આ વાદમા જે સીધી રીતે કામ લેવામા આવે છે તેને Direct Action કહેવામા આવે છે. આ વાદ ઔદ્યોગિક સમાજવાદને બધી રીતે મળતો છે. માત્ર ઉદ્દેશ પ્રાપ્ત કરવાની બન્નેની રીતો જુદી પડે છે

**અરાજકવાદ ( Anarchism )**

અરાજકવાદના સિદ્ધાંત આપનારાઓ આને શૂન્યવાદ ( Nihilism ) પણ કહે છે. અરાજકવાદમા માનવામા આવે છે કે રાજ્ય એ નકામી વસ્તુ છે કારણ કે તે માણસની સ્વતંત્રતા અને સ્વાભાવિક વિકાસ પર અંકુશ મૂકે છે. અમુક વખતે માણસો આપમેળે જ પોતાનુ હિત સમજી જાય છે,

અને એવું વર્તન ચલાવે છે કે જેથી રાજ્ય જેવી વસ્તુની જરૂર પડતી નથી. આ વાદ તે બંધારણીયવાદના પ્રત્યાઘાતરૂપ છે. આ વાદ વ્યક્તિસ્વાતંત્ર્યનું અંતિમ સ્વરૂપ છે. આ વાદમાં ફેબિયનવાદની જેમ ઉત્ક્રાંતિ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે. આમાં જણાવવામાં આવે છે કે સ્વાભાવિક રીતે મનુષ્યસ્વભાવ જ એવો શિસ્તવૃત્તિવાળો છે કે તેનો યોગ્ય અને સ્વતંત્ર વાતાવરણમાં સંપૂર્ણ વિકાસ થવાથી રાજ્ય જેવી શિસ્ત પળાવનાર સંસ્થાની તેને જરૂર રહેતી નથી. સ્વાભાવિક રીતે માન્યતા પ્રવર્તે છે કે અરાજકવાદ એટલે અવ્યવસ્થા, અરાજકતા, અને અંધાધુંધી. પણ પ્રિન્સ ક્રોપોટકીન તેના "Mutual Aid" નામના પુસ્તકમાં અરાજકતાનો સિદ્ધાંત વર્ણવે છે, જેમાં રાજ્યના અભાવ સાથે સંપૂર્ણ શિસ્ત અને વ્યવસ્થાપાલન રહે છે તેમ જણાવે છે.

### વિવેચન

સમાજવાદી આદર્શો તથા કાર્યક્રમ સામે આજે રાજકીય, નૈતિક, અને આર્થિક કારણો આપવામાં આવે છે. નૈતિક દૃષ્ટિએ કહેવામાં આવે છે કે સમાજવાદમાં દયા અને ઔદાર્ય વાપરવાને સ્થાન રહેતું નથી. આ વિરોધ નકામો છે. ગરીબીના અભાવ સાથે દરેક માણસને કાયમ માટે ખોરાક અને આશ્રય મળે તેવી બાંહેધરી રાજ્ય આપે તે દયા અને ઔદાર્યનાં ઉત્કૃષ્ટ સ્વરૂપો છે તેમ કહી શકાય. આર્થિક સામ્ય એ માણસોની નૈતિક પૂર્ણતા માટે વાંધારૂપ છે તેમ કહેવામાં આવે છે. પરંતુ દરેક માણસને સમાન રીતે સુખ સગવડતા મળે તે વસ્તુ નૈતિક સંપૂર્ણતા માટે વાંધા કરતાં વધુ મદદરૂપ છે તેમ કહી શકાય.

રાજકારી દૃષ્ટિએ સમાજવાદના વિરોધીઓ જણાવે છે કે સમાજવાદમાં કેવળ સત્તાનો ભય રહે છે, અને વ્યક્તિસ્વાતંત્ર્યનો તદ્દન નાશ થાય છે. આ ભય અસ્થાને છે, કારણ કે સ્થાનિક તંત્ર તથા વ્યાપારી અને ઔદ્યોગિક મંડળમાં વ્યક્તિસ્વાતંત્ર્યને સારો અવકાશ મળે છે. આજનો

વ્યક્તિવાદનો યુગ રહ્યો નથી. માણસોની વધુમાં વધુ સંખ્યાનું વધુમાં વધુ કલ્યાણ થાય તે રાજકારણ અને રાજ્યનો મુખ્ય હેતુ છે. મનુષ્યનું ચિરંજીવ કલ્યાણ વ્યક્તિગત સુખમાં નહિ પણ સમષ્ટિસુખમાં સમાયેલ છે તેમ તત્ત્વ-જ્ઞાનના બધા સિદ્ધાંતો જણાવે છે. વ્યક્તિવાદ નરી સ્વાર્થબુદ્ધિ, લોલુપતા, અને અહં તથા બેપરવાઇને પોષે છે. વ્યક્તિ જેમ કુટુમ્બના હિત માટે ઘણા સ્વાર્થનો ભોગ આપે છે તેમ સમાજના હિત ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપતાં તેને શીખવું જોઇએ. માનવબંધુત્વ એ સમાજવાદનો અંતિમ ઉદ્દેશ છે. આર્થિક દૃષ્ટિએ એમ કહેવામાં આવે છે કે સમાજવાદ થતાં માલનું ઉત્પાદન ઘટી જશે. પરંતુ જ્યારે માલનું ઉત્પાદન કરતાં બજારમાં ઉંચા ભાવ અને સારી કિંમત મેળવવા માટે માલ સળગાવી દેવો પડે, સડવા દેવો પડે, અગર તો દરિયામાં નાખી દેવો પડે તેના કરતાં ઓછું ઉત્પાદન થાય તો હરકત નથી. માણસે જગતમાં જુદા જુદા સંજોગોમાં પોતાની સર્જનશક્તિનો સંજોગો પ્રમાણે ઉપયોગ કરેલ છે. સમાજવાદમાં વ્યક્તિ કરતાં સમાજના હિત તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે. એટલે વખતે સામાન્ય હિત ખાતર વ્યક્તિને સહન કરવું પડે તો નિરૂપાય છે તેમ સમાજવાદ માને છે. સમાજવાદ આજે યુરોપમાં ઘણી ઝડપે પ્રગતિ કરતો હોય તેમ જણાય છે. યુરોપનાં ઘણાં ખરાં રાજ્યો આજે સમાજવાદ તરફ ઢળતાં હોય તેમ જણાય છે. આજે યુરોપનાં ઘણાં ખરાં રાજ્યોનો આદર્શ સમાજવાદી હોય છે. આજે યુરોપમાં સમાજવાદનાં ત્રણ સ્વરૂપો જોવામાં આવે છે જે સામ્યવાદ, ફેસીસ્ટવાદ, અને નાત્ઝીવાદ છે.

## (૨) સામ્યવાદ, ફેસીસ્ટવાદ, અને નાત્ઝીવાદ

### સામ્યવાદ

સામ્યવાદ અને સમાજવાદ બન્ને ભૂલ ખવરાવનારા શબ્દો છે. જો કે સામ્યવાદ એ સમાજવાદનું જ સ્વરૂપ છે પણ તેની રીતરસમ રાજકીય સમાજવાદ કરતાં જુદી છે. સામ્યવાદનો મુખ્ય સિદ્ધાંત વર્ગવિહીનતા, આર્થિક

સમાનતા, અને શ્રમજીવીઓનું રાજ્ય છે. સામ્યવાદીઓ તેનો ઉદ્દેશ અને આદર્શ પ્રાપ્ત કરવા માટે વિપ્લવ અને બળવામાં માને છે. આને લઈને જ આજે સામ્યવાદ પ્રત્યે બીજાં રાજ્યોમાં ઘણી ભડક પેસી ગઈ છે. સામ્યવાદીઓ માને છે કે જગતમાં આજે જે મુશ્કેલીઓ અને કટોકટી ઉભી થવા પામી છે તે બધાં અનિષ્ટોનું મૂળ મૂડીવાદી આર્થિક રચનામાં રહેલ છે, જેમાં એક વર્ગ બીજા વર્ગના શોષણ ઉપર જીવે છે, જેમાં બધી ઉત્પાદનશકિત ગણીગાંઠી મૂડીદાર વ્યક્તિઓના હાથમાં જ રહે છે, અને આ બધી મૂડી માત્ર વ્યક્તિગત લાભ માટે જ વાપરવામાં આવે છે. સામ્યવાદીઓ માને છે કે આ મૂડીવાદ જ શાહીવાદનો ઉત્પાદક છે, અને જ્યાં સુધી મૂડીવાદનો નાશ ન થાય ત્યાં સુધી શાહી લડાઈઓ થયા જ કરવાની, મનુષ્યોમાં ગરીબી ચાલુ જ રહેવાની, અને મનુષ્યોની આર્થિક સંકડામણો દિન પ્રતિદિન વધવાની જ. શ્રમજીવીઓનાં હિતો ત્યારે જ સચવાય કે જ્યારે રાજ્ય બધા ઉત્પાદનનાં સાધનો પોતાના કાબૂ હેઠળ લઈ લે અને ઉત્પાદનનો બધો નફો પ્રજામાં જ વહેંચી આપે. સામ્યવાદી સિદ્ધાંતના પ્રથમ પ્રણેતા કાર્લ માર્ક્સ હતા. તેમણે "Das Kapital" નામના પુસ્તકમાં જણાવેલ છે કે "The Capitalists can only live by exploiting the worker. They can only live by giving the worker less than his labour is worth. The time must come when the workers will unite and drive out the capitalists taking the means of production into their hands." [મૂડીવાદીઓ માત્ર મજૂરીનું શોષણ કરીને જ જીવી શકે. તેઓ મજૂરને તેની મજૂરીના પ્રમાણમાં ઓછું આપીને જ રહી શકે. એવો વખત આવશે કે જ્યારે મજૂરો અને શ્રમજીવીઓ એકત્ર થશે અને મૂડીવાદીઓને હાંકી કાઢશે, અને ઉત્પાદનનાં બધાં સાધનો પોતાના હાથમાં લઈ લેશે.] કાર્લ માર્ક્સનો સામ્યવાદ જગતમાં બીજે ક્યાંય નહિ પણ રશિયામાં જ ફાલ્યો છે. રશિયામાં કાર્લ માર્ક્સનો ચૂસ્ત શિષ્ય લેનીન હતો, જેણે રશિયામાં બળવો જગાવી સામ્યવાદની સ્થાપના કરેલ છે.

આજે જગતમાં રશિયા એક જ શ્રમજીવીઓનું રાજ્ય ગણાય છે. રશિયામાં આજે વર્ગભેદ, મૂડીવાદ, અને ખાનગી મિલ્કતનો નાશ કરવામાં આવેલ છે રશિયામાં આજે ઉત્પાદનનાં બધાં સાધનો રાજ્યના કાબૂ હેઠળ આવેલ છે, અને શ્રમજીવીઓની સ્થિતિ ઘણી રીતે સુધારવામાં આવેલ છે.

સામ્યવાદ આર્થિક પુનર્રચનાની સાથે સંસ્કારાત્મક પુનર્રચના પણ કરવા માગે છે. આ સંસ્કાર ક્રાન્તિ નીચેની ચાર વસ્તુઓ દ્વારા થાય છે તેમ સામ્યવાદ માને છે.

## (૧) ધર્મનો અભાવ

ધર્મ માણસોને પુનર્જન્મ અને નશીબની વાતો કરી મૂડીવાદી સંસ્થાઓના અસ્તિત્વના એક મજબૂત પાયા રૂપે કામ કરે છે, અને મૂડીવાદનાં અનિષ્ટો સાથે ધર્મનાં અનિષ્ટો સંકળાયાં છે. ધર્મગુરૂઓ અને ધર્માચાર્યો હંમેશાં મૂડીદારો અને રાજાશાહીની તરફદારી કરવાવાળા છે, કારણ કે તેમનું અસ્તિત્વ મૂડીદારો અને સામાન્ય માણસોના આધ્યાત્મિક અજ્ઞાન ઉપર રહેલુ છે. માણસને ધર્મની જરૂર છે કે કેમ તે પંડિતોના વિવાદની વાત રહી, પણ જે ધર્મ પ્રજા પાળતી હોય તે ધર્મ માણસોની સ્વાભાવિક જરૂરિયાતોની પ્રાપ્તિ સામે અંતરાયરૂપ હોય તો તે ધર્મની જરૂર નથી તેમ સામ્યવાદમાં જણાવવામાં આવેલ છે. આજે રશિયામાં ધર્મનો અભાવ જોવામાં આવે છે. આજે રશિયાનો ખેડૂત ધર્મઘેલછાથી પર બન્યો છે. તેના મનમાં ઠસાવવામાં આવેલ છે કે માણસની સામાજીક જવાબદારી માટે ધર્મ એ અમગત વસ્તુ છે. ઈશ્વર સાથેનો સબંધ વ્યક્તિગત નથી પણ સામાજીક છે. ઈશ્વર જો મૂડીવાદીઓને જ સુખ આપનામાં પક્ષપાત કરે તો તેવા ઈશ્વરની રશિયાને ખપત નથી.

## (૨) આંતર રાષ્ટ્રીય ઉદ્દેશ

સામ્યવાદની સરહદ પ્રાદેશીક નથી. સામ્યવાદ આંતરરાષ્ટ્રવાદમાં માને

છે. સામ્યવાદ જગતના સમગ્ર શ્રમજીવીઓ માટે છે. તેમાં કહેવામાં આવે છે કે જગતની પીડાતી શ્રમજીવી દુનિયા માટે તથા જગતમાં માનવબંધુત્વ અને ચિરસ્થાયી શાંતિ માટે સામ્યવાદ એક જ ઉપાય છે.

### (૩) વર્ગભેદ અને શોષણનીતિનો વિરોધ

સામ્યવાદ વર્ગભેદ અને શોષણનીતિમાં બીલકુલ માનતો નથી. વર્ગભેદ થતાં એક ધનિકવર્ગ બીજા ગરીબવર્ગ પાસેથી પોતાના સ્વાર્થ માટે કામ લે છે અને ગરીબવર્ગ સદાને માટે પીડીત અને શોષિતવર્ગ રહે છે. આર્થિક અસમાનતા એ વર્ગભેદનું કારણ છે માટે આર્થિક અસમાનતા નાબુદ કરવી અને એક જ શ્રમજીવીઓનો વર્ગ રાખવાથી શોષણ આપ મેળાયે નાબુદ થાય છે. પ્રજાનું શોષણ શાહીવાદ કરે છે, અને વર્ગનું શોષણ મૂડીવાદ કરે છે, એટલે મૂડીવાદ અને શાહીવાદ બન્ને રશિયાને ખપતા નથી.

### (૪) શ્રમજીવીઓનો ઉધ્ધાર

સામ્યવાદ એક જ વર્ગમાં માને છે અને તે વર્ગ શ્રમજીવીઓનો છે. સામ્યવાદ અંગત નફાખોરી અને ખાનગી મિલ્કતની વિરૂદ્ધ છે. ખાનગી મિલ્કત તથા મૂડીવાદના અભાવે પ્રજામાં સમૂહવાદનો આદર્શ પ્રચલિત બને છે.

આ બધા આદર્શો અને સિદ્ધાંતો પ્રજાતંત્રવાદ જેવા જ છે, છતાં આજે યુરોપનો પ્રજાતંત્રવાદ મૃત્યુ શય્યામાં ઝોલા ખાય છે. કારણ કે પ્રજાતંત્રવાદમાં તેના ખરા સિદ્ધાંતો અસ્તિત્વમાં આવતા નથી. માત્ર અમુક વર્ગ જ તેમાં સત્તાધારી બને છે અને તેનો લાભ ઉઠાવે છે.

### ફેસીસ્ટવાદ ( Fascism )

ફેસીસ્ટવાદ એ ઉદ્દામ રાષ્ટ્રવાદનું સ્વરૂપ છે. આજે ઇટલીમાં જે પ્રકારનો રાષ્ટ્રીય સમાજવાદ ચાલે છે તેને ફેસીસ્ટવાદ કહેવામાં આવે છે. ફેસીસ્ટવાદ એ માર્કસના સામ્યવાદના પ્રત્યાઘાતનું પરિણામ છે તેમ કહેવામાં આવે છે. ફેસીસ્ટવાદમાં સામાજીક કે આર્થિક સમાનતાની વાતો નથી, પણ એવા

પ્રકારનો રાષ્ટ્રીય સમાજવાદ જોવામાં આવે છે જેમાં વર્ગભેદનું મહત્વ નાબૂદ કરવામાં આવે છે અને સમગ્ર પ્રજાનું હિત એ કોઇ પણ વ્યક્તિ કે વર્ગહિત કરતાં મહાન છે તેમ ગણવામાં આવે છે. ફેસીસ્ટવાદ એ આક્રમણકારી રાષ્ટ્રવાદનું જ એક સ્વરૂપ છે. ફેસીસ્ટવાદમાં પાર્લામેન્ટરી તંત્ર સામે વિરોધ રહે છે, અને આ વાદમાં માનવાવાળો એક જ પક્ષ રાજ્યકર્તા બને છે. ફેસીસ્ટવાદ સરમુખત્યારી તથા સર્વોપરી નેતાગીરીમાં માને છે. ગત મહાયુદ્ધમાં કચડાયેલા પરાજીત દેશો પોતાનું પુનરૂત્થાન કરવા માટે આ રાષ્ટ્રવાદને અસ્તિત્વમાં લાવેલ છે.

ઈ. સ. ૧૯૧૯ના માર્ચ માસમાં મીલાનમાં મુસોલીનીએ ૧૫૦ સભ્યોનું બનેલું એક મંડળ સ્થાપ્યું, જેને Fascio કહેવામાં આવતું. Fascio (ફેશીયો) એ શબ્દ લેટીન Fasces (ફેસીઝ) શબ્દ ઉપરથી આવેલ છે, અને Fasces એટલે "Bundle of rods bound round an axe which used to be carried by the lictors in their processions through ancient Rome." [પ્રાચીન રોમમાં સરઘસમાં માણસોએ હાથમાં રાખેલી કુહાડીની આજુબાજુ બાંધેલા સળીયા]. સામ્યવાદનાં દાતરડાં અને હથોડીની જેમ આ ફેસીઝ એ મુસોલીનીના પક્ષનું પ્રતીક હતું. મુસોલીનીના મંડળે જે નીતિ અને વાદનો ફેલાવો કર્યો તેને Fascismo અગર Fascism (ફેસીસ્ટવાદ) કહેવામાં આવે છે. આર્થિક રાષ્ટ્રવાદ એ આ આદર્શનો મુખ્ય હેતુ છે. આ આદર્શમાં દેશને આર્થિક દૃષ્ટિએ એવી રીતે સ્વાશ્રયી અને પગભર કરવામાં આવે છે કે જેથી તેને બીજા દેશો ઉપર પરતંત્ર રહેવું પડે નહિ. ફેસીસ્ટવાદમાં માનવામાં આવે છે કે વ્યક્તિગત મત કરતાં કામ અને ધંધા પ્રમાણે પાડેલા વિભાગો દ્વારા પ્રજાના મત જાણવા વધુ સારૂં છે. પરિણામે રાજ્યોમાં અનેક મંડળો અને સભાઓ હોય છે, જે જુદાજુદા વર્ગોના હિતો અને અભિપ્રાયો રજુ કરી શકે છે. ફેસીસ્ટવાદમાં રાજ્યનું સ્વરૂપ Corporative State (સંસ્થાપિત મંડળોનું બનેલું રાજ્ય) તરીકે રહે છે. ફેસીઝમમાં રાજાશાહીને માનવામાં આવે છે, અને રાજ્યના અધિકારીઓ

તથા બધા પ્રધાનોની સત્તાનું મૂળ રાજા છે તેમ ગણવામાં આવે છે. ફેસીસ્ટ પક્ષની રચના તથા વ્યવસ્થા પ્રજાવાદી ધોરણે નહિ પણ સર્વોપરી નેતાની મરજી પ્રમાણે રહે છે, અને ફેસીસ્ટ પક્ષ એ રાજ્યકર્તા પક્ષ રહે છે, અને આ પક્ષના નેતા જ વાસ્તવિક રાજ્યકર્તા રહે છે. ફેસીસ્ટવાદમાં ધર્મને રશિયાની જેમ હાંકી કાઢવામાં આવેલ નથી. તેનું સ્થાન રાખવામાં આવેલ છે. વર્ગ-ભેદો પણ તેમના તેમ રાખવામાં આવેલ છે. આર્થિક અસમાનતા પણ તેમની તેમ રાખવામાં આવેલ છે.

ફેસીસ્ટવાદમાં ઉત્પાદનનાં બધાં સાધનો રાજ્યના કાબૂ નીચે રાખવામાં આવે છે, અને રાજ્ય સર્વસત્તાવાન રહે છે. રાજ્ય માટે ફેસીઝમમાં કહેવામાં આવે છે કે "The State becomes the conscience and will of the people. It is the state which shapes individuals to civic virtue which makes them conscious of their social purposes, and which leads them to unity. The state harmonises their interests in a system of justice. The state spreads the triumph of intellect throughout the domain of science of art, of law and humanity." [ રાજ્ય એ જ પ્રજાની ઇચ્છા અને આત્મા બને છે. રાજ્ય એ વ્યક્તિઓને તેમની નાગરિકતા તથા સામાજીક ફરજો માટે તૈયાર કરે છે. રાજ્ય તેમનાં હિતો ન્યાયપૂર્વક પદ્ધતિસર બનાવે છે. રાજ્ય વિજ્ઞાન, કલા, કાયદા અને માનવતાના ક્ષેત્રમાં બૌદ્ધિક વિજયનો ફેલાવો કરે છે. ] આમ રાજ્ય સર્વોપરી વસ્તુ બને છે. રાજ્યની આવી કલ્પનાથી માણસોમાં એક જાતનું રાષ્ટ્રીય ઐક્ય અને સંગઠ્ઠન પેદા થાય છે. ફેસીસ્ટવાદ એ ટુંકામાં સમાજવાદનો જ એક પ્રકાર છે, પણ તે અમુક દેશ પૂરતો જ હોવાથી તેને રાષ્ટ્રીય સમાજવાદ કહેવામાં આવે છે.

નાત્ઝીવાદ ( Nazism )

ઇટલીમાં જેમ મુસોલીનીના પક્ષને Fascio કહેવામાં આવતો તેમ જર્મનીમાં એક રાષ્ટ્રવાદી પક્ષને નાત્ઝી પક્ષ કહેવામાં આવે છે. નાત્ઝીવાદ એ પણ રાષ્ટ્રીય સમાજવાદનું જ સ્વરૂપ છે. ગત મહાયુદ્ધમાં જે જે પ્રજા પરાજીત બની હતી, જે જે પ્રજાને ઘણું સહન કરવું પડયું હતું ત્યાં આવી જાતનો ઉગ્ર રાષ્ટ્રવાદ જન્મે છે. જર્મની અને ઇટલી એ બેઉ રશિયાના સામ્યવાદના કટ્ટર વિરોધી હતાં. આર્થિક સમાનતા અને વર્ગવિહીનતામાં તેઓ માનતાં ન હતાં એટલે તેઓએ એવો સિદ્ધાંત કાઢયો કે જેમાં દેશનું હિત એ સર્વોપરી વસ્તુ રહે છે અને તેને દેશના હિત માટે પ્રજાને કોઈપણ ભોગ આપવો જોઇએ તેમ ઉપદેશ કર્યો. રાષ્ટ્રીય એકતા, રાષ્ટ્રીય સંગઠન અને રાષ્ટ્રપ્રેમ એ નાત્ઝીવાદી ફિલ્સુફીનાં મુખ્ય તત્ત્વો છે.

ઉત્પાદનનાં સાધનો, વેપાર વાણિજ્ય વગેરે બધું રાજ્યના કાબૂ તળે રહે છે. રાજ્યમાં મૂડીદારો, મજૂરો, વેપારીઓ વગેરેના ભેદો અસ્તિત્વમાં રહે છે, અને નાત્ઝીવાદ એક જ પક્ષમાં અને સરમુખત્યારીમાં માને છે, નાત્ઝીવાદમાં રાજકીય અને બીજી સંસ્થાઓ તથા મંડળોની નીતિ સમાન રહેવાં જોઇએ તેમ માનવામાં આવે છે. રાજ્ય વિરૂદ્ધની નીતિવાળી કોઈ પણ સંસ્થા કે વ્યક્તિના અસ્તિત્વને સાંખવામાં આવતાં નથી. ટ્રેઈડ યુનિયન કે મજૂરપક્ષ આ વાદમાં ટકી શકતાં નથી. દરેક સામાજીક, રાજકીય, અને આર્થિક સંસ્થા અને મંડળો રાજ્યની સંપૂર્ણ સત્તા નીચે રહે છે. નાત્ઝીવાદ લોહીના સંબંધમાં ખૂબ માને છે.

નાત્ઝીવાદના નેતા અને પ્રણેતા હેર હિટલર છે જે ૧૯૩૪માં સત્તામાં આવેલ છે. હેર હિટલર સાધારણ સ્થિતિમાંથી જર્મનીના સરમુખત્યાર બનેલ છે. હિટલરની નેતાગીરી હેઠળ જર્મની એ ઘણું જ બળવાન અને મજબૂત રાષ્ટ્ર બનેલ છે. નેપોલીયન અને કૈઝર ન મેળવી શકયા તેવી કીર્તિ અનેવિજયો હિટલરે મેળવ્યા છે. હિટલરે યુરોપના ઇતિહાસમાં જબ્બર ફેરફારો કર્યા છે.

## (૩) સામ્રાજ્યવાદ ( Imperialism )

સામ્રાજ્યવાદ એ રાજકારણની ફિલસુફીનો આદર્શ નથી, પણ તે કપરી વાસ્તવિકતા છે. આજે તો યુરોપનાં રાજ્યોએ સામ્રાજ્યવાદને પણ આદર્શ બનાવ્યો હોય તેમ લાગે છે, એટલે સામ્રાજ્યવાદ એ આજના રાજકારણનો મહત્ત્વનો પ્રશ્ન બનેલ છે. પૃથ્વીની પાંચ કરોડ દશ લાખ ચોરસ માઇલ જમીનમાંથી ચાર કરોડ ત્રીસ લાખ ચોરસ માઇલની જમીન ઉપર આજના યુરોપની મહાન સત્તાઓ સામ્રાજ્ય ભોગવે છે. અત્યાર સુધી સામ્રાજ્ય સત્તા માત્ર યુરોપનાં રાજ્યો જ ભોગવતાં હતાં, પણ હવે સામ્રાજ્યવાદી રાજ્યોની હરોળમાં જાપાન ભળ્યું છે. યુરોપનાં રાજ્યોનાં દરિયાપાર સંસ્થાનોને અંગે આધુનિક રાજ્યનાં લક્ષણોમાં ઘણા ફેરફાર થવા પામેલ છે. આધુનિક રાજ્યનાં લક્ષણોના ઘડતરમાં સામ્રાજ્યવાદનો મોટો ફાળો છે. સામ્રાજ્યવાદના આક્રમણકારી સ્વભાવને અંગે આગળના સમયનાં ઘણાં નાનાં અને મોટાં રાજ્યો પરાધીન બનેલ છે. સામ્રાજ્યવાદે ઘણા જ વિશાળ પાયા પર આંતરરાષ્ટ્રીય હરિફાઇ, અસૂયા, અને અદેખાઇને પ્રોત્સાહન આપેલ છે, અને આજનું યુદ્ધ એ બીજાં રાજ્યોની પ્રજાકીય સ્વતંત્રતા સાચવવા થયેલ નથી પણ બે પ્રતિસ્પર્ધી સામ્રાજ્યવાદી મહાત્ત્વાકાંક્ષાઓ વચ્ચેનું ઝેરી ઘર્ષણ છે.

### સામ્રાજ્યવાદના પ્રકારો

સામ્રાજ્યવાદ એ શબ્દના જુદી જુદી રીતે અર્થો થાય છે. આ શબ્દાર્થ પ્રમાણે તેના ત્રણ પ્રકારો જોવામાં આવે છે. પ્રથમ પ્રકારમાં જુદી જુદી જાતના માણસો અને દેશો પર સામ્રાજ્ય સત્તા ભોગવવામાં આવે છે. ડેરીયસ કે એલેક્ઝાન્ડર જેવા સમ્રાટો કેટલીક વખત બીજા દેશો પર માત્ર પોતાનું લશ્કરી બળ અજમાવવા પૂરતા જ ચડાઇઓ કરતા, અને તેને કબજે કરી લેતા. આવી રીતે સ્થાપવામાં આવેલ સામ્રાજ્યવાદનો હેતુ વેપાર કે પૈસા મેળવવાનો રહેતો નથી. ૧૬ મી સદીમાં કેટલાંક રાજ્યોએ પોતાનો વેપાર વધારવાના હેતુથી કેટલાક દરિયાપારના દેશો તાબે કર્યા અને પોતાના સુવાંગ

વેપારી હિતોની જમાવટ કરેલ છે. આ બીજા પ્રકારને સાંસ્થાનિક સામ્રાજ્ય-વાદ કહેવામાં આવે છે. કેટલીક વખત એક દેશને બીજો પૈસાપાત્ર દેશ મોટી રકમ ઉછીની ધીરે ત્યારે તેને અમુક મુલક ઉપર વર્ચસ્વ મળે છે. આ પ્રકારમાં સામ્રાજ્યવાદની અસર દેખીતી રીતે થતી નથી, પણ પૈસા ધીરનારનું આર્થિક વર્ચસ્વ એટલું મજબૂત રહે છે કે પરાધીન દેશનું સૂક્ષ્મ રીતે આર્થિક શોષણ થાય છે. થોડા સમય પહેલા આલ્બેનિયા આ જાતના સામ્રાજ્યવાદનો ભોગ બન્યું હતું.

## પ્રાચીન સમયનાં સંસ્થાનો

વેપાર વાણિજ્ય માટે સ્થાપવામાં આવતો સામ્રાજ્યવાદ એ આધુનિક નથી. પ્રાચીન સમયમાં ફીનીસ્યન લોકોએ મેડીટરેનીયનના કાંઠા પર ઘણાં સંસ્થાનો મેળવ્યાં હતાં જે સૈકાઓ સુધી તેમના તાબા નીચે રહ્યાં હતાં. પ્રાચીન ગ્રીક લોકોએ પણ કાળાસમુદ્ર અને મેડીટરેનીયનના પશ્ચિમ કાંઠા પર કેટલાંક સંસ્થાનો મેળવ્યાં હતાં. ગ્રીક લોકોને પોતાના વેપાર વાણિજ્ય સાથે પ્રજાવૃદ્ધિનો પ્રશ્ન પણ મુંઝવતો હતો. પણ આ સંસ્થાનોની એક લાક્ષણિકતા એ હતી કે આ સંસ્થાનો તુરતમાં નગરરાજ્યો બન્યાં અને ગ્રીસ સાથે માત્ર માતૃરાજ્ય પૂરતો જ સંબંધ ધરાવવા લાગ્યાં. પ્રાચીન રોમમાં સંસ્થાનો એ વેપાર માટે ન હતાં પણ લશ્કરી થાણાં તરીકે રાખવામાં આવ્યાં હતાં. એશિયામાં પણ આરબ, ચીન, અને હિંદુઓ સાહસિક વેપારીઓ હતા અને તેમણે દેશપારનાં વ્યાપારી સંસ્થાનો મેળવ્યાં હતાં. પ્રાચીન એશિયાનાં અને યુરોપનાં સંસ્થાનોમાં ફેરમાત્ર એટલો જ રહે છે કે એશિયામાં વ્યાપારી મંડળોને રાજ્યની મદદ મળી નહિ, જ્યારે યુરોપમાં રાજ્યની સહાનુભૂતિ અને સક્રિય મદદ હોવાથી વ્યાપારી મંડળો ઘણાં જ સત્તાવાન બન્યાં અને છેવટે રાજ્યોએ આ મંડળો પાસેથી સત્તા લઈ સંસ્થાનોને પોતાની સત્તા હેઠળ લઈ લીધાં. બ્રિટીશ પ્રજા એ હિન્દુસ્તાનમાં કેમ દાખલ થઇ તે આનો અચ્છો દાખલો પૂરો પાડે છે.

## યુરોપમાં સંસ્થાનો પ્રાપ્ત કરનારા દેશો

મધ્યયુગમાં દરિયાપારનાં વેપારી સાહસો અને વાણિજ્યની શરૂઆત ઇટલીનાં વેનીસ તથા જીનોઆ શહેરોએ કરેલ હતી, છતાં પણ યુરોપના ભૌગોલિક વિસ્તારનો યુગ સ્પેઇન તથા પોર્ટુગાલના રાજાઓના દરિયાઇ સાહસોથી શરૂ થાય છે. પ્રાચીન વેનીસ અને જીનોઆના વેપારીઓ લાંબી દરિયાઇ મુસાફરી કેમ કરવી તે બાબતમાં નિષ્ણાત હતા. તેઓએ હિંદ અને આફ્રિકામાંથી મળી આવતા તેજાના અને બીજી કેટલીક મોજશોખની વસ્તુઓનો યુરોપમાં પ્રચાર કર્યો. આ વેપારીઓ સ્પેઇન અને પોર્ટુગાલના માણસોને દરિયાપારની મુસાફરીના નિષ્ણાતો તરીકે ખૂબજ ઉપયોગી નીવડ્યા. અંગ્રેજ લોકોને પણ દરિયાપારના રસ્તાઓ દેખાડનારા જ્હોન તથા સેબારટીયન કેબટ નામના વેનીસના માણસો હતા. સંસ્થાનો મેળવવામાં સ્પેઇન અને પોર્ટુગાલ યુરોપના બીજા દેશો કરતાં સો વર્ષ આગળ છે. ઇ. સ. ૧૪૯૩માં પોપ એલેકઝાન્ડર છઠ્ઠાએ એક સંધી દ્વારા જગતના બધા દરિયાઓ સ્પેઇન અને પોર્ટુગાલની પ્રજાને વહેંચી આપ્યા. આના પરિણામે યુરોપની બીજી પ્રજાને અમેરીકા તથા હિંદમાં જવા માટે બીજા દરિયાઓ બંધ થયા. આ સંધિ દરિયાઈ મુલકની સત્તા માટેની પ્રાથમિક ભૂમિકા બને છે. હિંદમાં પોર્ટુગીઝે શું મેળવ્યું તે તો હિંદનો ઇતિહાસ જાણનારા બધા સમજે છે. આ ઉપરાંત પોર્ટુગાલ ને અમેરીકા અને વેસ્ટ ઇન્ડીઝ મળ્યાં. સ્પેઇનના રાજા આ સંસ્થાનોમાં પોતાના ગવર્નરો, પ્રધાનો, અને પ્રતિનિધિઓ મોકલવા માંડયા અને કોર્ટેસ (ઈ. સ. ૧૫૧૯–૨૧) અને પીઝારો (ઇ. સ. ૧૫૨૫–૩૧) એ બન્ને સ્પેઇન માટે જબરજસ્ત સામ્રાજ્યના ઘડતરમાં ફાળો આપે છે. અમેરીકાની ખાણોમાંથી યુરોપમાં સોના અને ચાંદીનું વહન થવા લાગ્યું. પરિણામે યુરોપમાં વસ્તુઓની કિંમત વધી અને વેપાર વાણિજ્ય માટે માણસોમાં તમન્ના જાગી. સ્પેઇન અને પોર્ટુગાલે આ નવા દેશોનું આર્થિક શોષણ કરવાની શરૂઆત કરી અને અમેરીકાના ઉત્પાદનનાં સાધનો તથા વેપાર આ સામ્રાજ્યવાદી રાજ્યોના ફાયદા માટે નિયંત્રિત થયાં.

હોલેન્ડ, ઇંગ્લેન્ડ, તથા ફ્રાન્સની પ્રજાએ સ્પેઇન અને પોર્ટુગાલનો આ ઇજારો લાંબો વખત ચાલવા ન દીધો. સત્તરમી સદીની શરૂઆતમાં ઇસ્ટ ઇન્ડીઝમાં ડચ લોકોએ પોર્ટુગિઝ લોકોને હાંકી કાઢયા, અને હિંદુસ્તાન એ વ્યાપારી હિતો વચ્ચેની હરિફાઇનું સમરાંગણ બની ગયું. સ્પેઇનનું અમેરીકા ઉપરનું વર્ચસ્વ તૂટી જતાં ડચ, અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોનાં ધાડાં ત્યાં ઉતરી પડયાં. પિલ્ગ્રીમ ફાધર્સ જેણે અમેરીકામાં નવા ઈંગ્લેન્ડની સ્થાપના કરી તેઓ બહુધા ઇંગ્લીશ, ફ્રેન્ચ, અને ડચ લોકો હતા. ફ્રેન્ચ લોકો સેન્ટ લોરેન્સના કાંઠા ઉપર વસ્યા અને ડચ લોકો ન્યુયોર્ક અને ન્યુજર્સીની આજુસાજુ વસ્યા. બીજે બધે અંગ્રેજ લોકોનું પ્રમાણ વધુ પડતું હતું, અને પછીથી ડચ લોકો પાસેથી તે મુલક લઇ લેવા યુદ્ધ પણ કર્યું હતું. આ વખતમાં યુરોપમાં આંતરરાષ્ટ્રીય કાયદો થયો અને તેના વડે યુરોપે પોતાનાં સંસ્થાનો ઉપરનું પ્રભુત્વ વ્યાજબી છે તેમ બતાવ્યું.

### ચાર્ટર્ડ કમ્પનીઓ

યુરોપના સામ્રાજ્યવાદની શરૂઆત કરનાર યુરોપની વેપારી પેઢીઓ છે, જેને દરિયાપારના વેપાર કરવા માટે અમુક વર્ષોનો પટ્ટો મળતો. ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, અને હોલાન્ડના રાજાઓએ ત્યાંના ધનવાન વેપારીઓને દરિયાપારના સંસ્થાનોમાં વેપાર કરવા માટે પેઢીઓ કાઢવા તથા કમ્પનીઓ ઉભી કરવા માટે ઇજારાઓ તથા પટ્ટા આપી પ્રોત્સાહન આપ્યું, અને બીજા કેટલાક વ્યાપારી હક્કો આપ્યા. આમ ડચ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની તથા ઈંગ્લીશ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીનો ઉદ્ભવ થાય છે જે હિંદના ઇતિહાસમાં મોટો ભાગ ભજવે છે.

ઈંગ્લીશ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની ઉપરાંત આવી બીજી કેટલીક કમ્પનીઓ હતી જેમાં ઘણીખરી અમેરીકામાં પણ હતી. ઇ. સ. ૧૬૦૬ માં સ્થપાયેલ વર્જીનીયા કમ્પની તથા મેસેચુસેટસ કમ્પની એ મોટી કમ્પનીઓ બની હતી. શરૂઆતમાં તેને માત્ર વેપાર પૂરતો જ પટ્ટો આપવામાં આવ્યો, પરંતુ

તેઓ જ્યારે અમેરીકામાં કાયમ રહેવા લાગ્યા ત્યારે તેના હકોમાં વધારો કરી આપવામાં આવ્યો. તેઓના આ નવા રહેઠાણમાં તેઓએ રાજકીય સંસ્થા તરીકે સત્તા ચલાવવા માંડી અને રાજ્ય તરફથી અપાતો પટ્ટો તેના બંધારણની ભૂમિકા બન્યો. વર્જીનીઆમાં રૂ, તમાકુ તથા શેરડી વગેરે પાકનો સારો વિકાસ કરવામાં આવ્યો, અને મજૂરી કરવા માટે આફ્રિકામાંથી ગુલામોને બોલાવી લાવવામાં આવ્યા. હબસીઓ પાસે મજૂરી કરાવવાની પ્રથા તો સ્પેઇન તથા પોર્ટુગીઝ લોકોએ શરૂ કરી હતી, પણ બ્રિટીશ લોકોએ આ વસ્તુનો લાભ ઉઠાવી આફ્રિકામાંથી ઘણા હબસીઓને અમેરીકામાં વેચ્યા.

આ વખતે ડચ તથા ફ્રેન્ચ લોકો પણ કમ્પનીઓ દ્વારા દરિયાપાર વેપાર કરતા હતા. પરન્તુ આ બધામાં અંગ્રેજ લોકો આને વધુ વળગી રહ્યા. અંગ્રેજોએ તેમની કમ્પનીઓને વધુ હક્કો તથા છૂટછાટો પણ આપી. કેટલીક કમ્પનીઓને તો યુદ્ધ કરવા માટે પણ મદદ કરવામાં આવતી. આમ વેપારી કમ્પનીઓ જ્યારે રાજકારણમાં માથું મારી લડાઇઓ કરી મુલક જીતવા લાગી ત્યારે અંગ્રેજી પ્રજાએ તેને ઘણું પ્રોત્સાહન આપ્યું. ઈગ્લીશ ઈસ્ટ ઈન્ડીયા કમ્પનીએ એટલેન્ટીક, આફ્રીકા, સીલોન, ઈસ્ટ ઇન્ડીઝ વગેરેમાં મુલકો મેળવ્યા હતા, જે પાછળથી બ્રિટિશ તાજને સુપ્રત કરવામાં આવે છે. ઈસ્ટ ઈન્ડીયા કમ્પનીએ હિંદમાં પણ વેપાર માટે જ પગપેસારો કર્યો અને પછી ધીમે ધીમે હિંદના રાજકારણમાં ભાગ લઈ કેટલાક મુલકો પણ મેળવ્યા, અને તેના પર રાજ્યસત્તા ચલાવવા માંડી. ઇસ્ટ ઈન્ડીયા કમ્પનીનું જોર એટલું બધું વધી પડયું કે આખું હિન્દુસ્તાન તેના તાબા નીચે આવી પડયું. જ્યારે છેવટે ૧૮૫૮ નો બળવો ફાટી નીકળ્યો ત્યારે આ કમ્પનીનું રાજ્ય બ્રિટિશ તાજે સંભાળી લીધું, અને ઈસ્ટ ઈન્ડીયા કમ્પનીનું રાજ્ય હિન્દમાં બંધ પડયું. બ્રિટિશ તાજે ઈસ્ટ ઈન્ડીયા કમ્પનીની વ્યાપારી અને આર્થિક નીતિને નવું અને વિશાળ સ્વરૂપ આપીને હિન્દ ઉપરનું આધિપત્ય ... બનાવ્યું.

અંગ્રેજ પેઢીઓની જેમ ફ્રેન્ચ તથા ડચ કમ્પનીઓને આંતરિક સ્વાતંત્ર્ય તથા રાજ્યની જોઇએ તેવી મદદ ન હતી. ફ્રેન્ચ કેનેડાનું રાજ્ય ફ્રાન્સના રાજાએ નીમેલા ગવર્નરથી થતું, અને આ ગવર્નરને રાજ્ય તરફથી એટલી બધી સૂચનાઓ મળતી કે તે સ્વતંત્ર રીતે કાંઇ પણ કરી શકતો નહિ. સંસ્થાનોના તંત્રમાં પણ ગવર્નર જનરલને પણ બહુ છૂટછાટ રહેતી નહિ. કારણ કે તેના પર જે અધિકારીઓને ગોઠવવામાં આવ્યા હતા તે પણ ગવર્નર જનરલને મદદરૂપ રહેતા નહિ. અઢારમી સદીમાં સંસ્થાનો માટે અંગ્રેજ લોકોની હરિફાઈમાં ફ્રેન્ચ લોકો ટકી શક્યા નહિ. ફ્રાન્સના રાજતંત્રની પરદેશનીતિ પણ ઘણી નબળી હતી, અને તેના પરદેશના એજન્ટો તથા કમ્પનીના તંત્રોની વ્યવસ્થા પર તેઓ બરાબર દેખરેખ રાખી શકતા નહિ.

### વ્યાપારી રાષ્ટ્રવાદ ( Mercantalism )

સંસ્થાનો પર માત્ર રાજ્યકર્તા દેશના વ્યાપારી તથા આર્થિક હિતો સાધવાના હેતુથી રાજ્ય ચલાવવામાં આવે તેને વ્યાપારી અથવા આર્થિક રાષ્ટ્રવાદ કહેવામાં આવે છે. કમ્પનીઓ તથા સંસ્થાનોને તેના રાજતંત્રમાં ઘણી છૂટછાટો આપવામાં આવી હતી. તેઓ પોતાના મુલકમાં વધારો કરી શકે, કિલ્લાઓ બાંધી શકે, અને લશ્કરો પણ રાખી શકે તેવી છૂટછાટ આપવામાં આવી હતી. આમ હોવા છતાં પણ સંસ્થાનોના વેપાર ઉપર રાજ્યકર્તા દેશ આર્થિક હિત માટે સંપૂર્ણ તકેદારી અને દેખરેખ રાખતા. સંસ્થાનોની પ્રજા માત્ર રાજ્યકર્તા દેશ પાસેથી જ બધો માલ ખરીદી શકે અને પોતાની નીકાસ પણ તે દેશને જ મોકલી શકે. એટલેન્ટીકના કાંઠા પર આવેલાં બધાં સંસ્થાનો બ્રિટિશ સંસ્થાનો હતાં. તેમને એકબીજાની અંદર વેપાર કરવાની તથા નવા ઉદ્યોગો ખોલવાની બંધી કરવામાં આવી હતી, કારણ કે આમ થવાથી ઇંગ્લેન્ડનાં હિતોને નુકસાન થતું હતું. આ ઉપરાંત વ્યાપારી ધારાધોરણો માટે વહાણવટાના કાયદાઓ કાઢવામાં આવ્યા હતા. આ કાયદાઓ પણ વહાણોનું બાંધકામ અને દરિયાઈ સત્તા વધારવાને

હેતુથી કરવામાં આવ્યા હતા. યુરોપનાં રાજ્યોનાં સંસ્થાનો દરિયાપાર હોવાથી અને આ રાજ્યોનાં આર્થિક હિતો દરિયાપાર વેપારમાં જ સંકળાયેલાં હોવાથી દરિયાઇ લશ્કર અને મજબૂત વહાણોનો કાફલો એ રાજ્યસત્તા માટે મુખ્ય વસ્તુઓ બને છે. બહારના રાજ્યોનાં વહાણો અને વહાણવટાથી વેપાર ચાલે તે દરિયાઈ સત્તાની નબળાઇ ગણાવા લાગી, એટલે સંસ્થાનોવાળાં રાજ્યોએ પરરાજ્યનાં વહાણો દ્વારા તેના સંસ્થાનોમાં વેપાર કરવાની બંધી કરી. સંસ્થાનોનો વેપાર આમ રાજ્યકર્તા દેશનો ઇજારો બની ગયો. બ્રિટન જેવું દરિયાઇ બળ અને કાફલો બીજાં રાજ્યોથી વધુ બળવાન હતાં તેને વ્યાપારી રાષ્ટ્રવાદથી વધુમાં વધુ ફાયદો થયેલ છે. ફ્રાન્સમાં પણ કોલ્બર્ટ નામના ફ્રેન્ચ પ્રધાને આ આર્થિક શોષણનીતિને ઘણી ધોરણસર અને વ્યવસ્થિત કરેલ હોવાનું જણાવવામાં આવે છે.

અમેરીકામાં બ્રિટિશ સંસ્થાનો ઉપર બ્રિટનની આર્થિક પકડ એટલી જોરદાર બની કે તેઓ ગુંગળાવા લાગ્યાં. પરિણામે ઈ સ. ૧૭૭૬ માં તેઓએ બ્રિટિશ પકડમાંથી મુક્ત થવા માટે બળવો કર્યો અને સફળ રીતે બ્રિટિશ સત્તાની ઝુંસરી ફગાવી દીધી. આ સંસ્થાનોએ સંયુક્ત બની પોતાનું સ્વતંત્ર સયોજીત રાજતંત્ર સ્થાપ્યુ તેને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકા કહેવામાં આવે છે. આધુનિક પ્રજાવાદી સ્વતંત્રતાનો આકાશદીપ પ્રગટાવનાર પ્રથમ પ્રજા એ અમેરીકાના સસ્થાનોની હતી. અમેરીકાના સ્વતંત્રતાના યુદ્ધે ફ્રાન્સની પ્રજાને પણ સ્વતંત્રતાની પ્રેરણા આપેલ છે. આધુનિક જગતમાં પ્રજાતંત્રવાદનું સફળ સંચાલન અને તેની સ્થાપના કરવાનું પ્રથમ માન અમેરીકાનાં આ સસ્થાનોને જાય છે. બ્રિટન માટે આ બળવો દાખલારૂપ ગણાય છે.

## બ્રિટનમાં વ્યાપારી રાષ્ટ્રવાદની પડતી

અમેરીકાનાં સંસ્થાનોના સફળ બળવાએ બ્રિટનની સાંસ્થાનિક નીતિ

ઉપર ઘણી અસર કરેલ છે. ઓગણીસમી સદીનો મધ્યકાળ તપાસતાં માલુમ પડે છે કે મધ્ય અને દક્ષિણ અમેરીકામાં આવેલાં સ્પેઈન અને પોર્ટુગાલનાં સંસ્થાનો યુનાઇટેડ સ્ટેટસને પગલે ચાલી સ્વતંત્ર બની ગયાં હતાં. બ્રિટને તેનાં ઑસ્ટ્રેલીયા, ન્યુઝીલેન્ડ, કેનેડા, અને આફ્રિકાનાં નવાં સંસ્થાનો પ્રત્યેની નીતિમાં ફેરફાર કર્યો. ઈ. સ. ૧૮૩૭માં કેનેડામાં જ્યારે ભયંકર બળવો ફાટી નીકળ્યો ત્યારે યુનાઇટેડ સ્ટેટસનું સ્મરણ તાજું જ હોવાથી બ્રિટને કેનેડાને ઇ. સ. ૧૮૪૦ માં તુરત જ જવાબદારતંત્ર આપી દીધું. આથી પણ ત્યાંની પ્રજાને સંતોષ ન થયો અને રાજકીય મુશ્કેલીઓ ઉભી થવા લાગી. છેવટે ઇ. સ. ૧૮૬૭માં કેનેડાને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવ્યું. ન્યુઝીલેન્ડને ઈ. સ. ૧૮૫૪માં, ન્યુ સાઉથવેલ્સ, વિક્ટોરીયા, તાસ્માનીયા, દક્ષિણ ઑસ્ટ્રેલીયાને ઈ. સ. ૧૮૫૬માં અને ક્વીન્સલેન્ડને ઈ. સ. ૧૮૫૯માં જવાબદારતંત્રો આપવામાં આવ્યાં. આ બધાં સંસ્થાનોને તેનો વેપાર બ્રિટનની ડખલગીરી વિના પોતાની મરજી પ્રમાણે ચલાવવાના હક્કો મળ્યા.

આર્થિક રાષ્ટ્રવાદની નીતિ પડતી મૂકવાનું કારણ ઔદ્યોગિક ક્રાન્તિ હતી. બ્રિટન આ સમયમાં જગતનો સૌથી ઔદ્યોગિક દેશ બન્યો હતો, અને આથી કરીને બ્રિટનના વેપાર અને વ્યાપારી નીતિ માટે જુદા જુદા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા. બ્રિટનને ઉદ્યોગ ચલાવનારાઓના હિત માટે પણ આ નીતિ છોડવી પડી હતી, અને છેવટે ઓગણીસમી સદીમાં બ્રિટિશ ફેક્ટરીઓ, કારખાનાં તથા ઉદ્યોગો માટે ઘણી કાચી વસ્તુઓની આયાત તથા તૈયાર માલની નિકાસ માટે જરૂર પડી તેથી જગત આખું બ્રિટનની માર્કેટ બન્યું હતું. આથી બ્રિટનનાં સંસ્થાનો અને પરતંત્ર દેશો સાથે બીજી પ્રજાઓને વેપાર કરતી અટકાવવા એ બ્રિટનના હિત બહાર હતું, એટલે ન છૂટકે બ્રિટનને આ નીતિ છોડવી પડી હતી.

### આર્થિક આંતર–રાષ્ટ્રવાદ

ઓગણીસમી સદીના મધ્ય ભાગમાં માન્ચેસ્ટરના મુત્સદીઓ અને

અર્થશાસ્ત્રીઓએ એક એવો સિદ્ધાંત કાઢયો કે જે નીચે બ્રિટિશ હિતો ગર્ભિત રીતે રક્ષિત રહેતાં હતાં. આ સિદ્ધાંતમાં એમ જાહેર કરવામાં આવ્યું કે જગતના બધા ભૌગોલિક પ્રદેશ વચ્ચે સ્વતંત્ર વેપાર રહે તે બધાને હિતકર હતું, અને આવો આંતરરાષ્ટ્રીય વેપાર એ બધાં રાજ્યોને વધુ સંતોષ આપી શકશે. જુદા જુદા પ્રદેશોના લાભો બધી પ્રજા ઉઠાવી શકે, અને "દરેક બધા માટે અને બધું દરેક માટે" (Each for all and all for each) એ સિદ્ધાંત મુજબ દરેક પ્રજાને ફાયદો પણ થઈ શકે. આ સિદ્ધાંતમાં દેખીતી રીતે જ ઘણી ખામીઓ હતી. પણ આ સિદ્ધાંતના ઉત્પાદકો માનતા હતા કે બંધનકારક વેપારથી વેપાર વાણિજ્ય માટે જે પડાપડી અને ઈર્ષ્યાઓ ઉદ્‌ભવશે તે જગતશાંતિને ભયરૂપ રહેશે. આ સિદ્ધાંતના પ્રવર્તકોમાં કૉબ્ડન, બ્રાઈટ, અને ગ્લેડસ્ટન વગેરે નામાંકિત પુરુષો હતા. આ સિદ્ધાંત સ્વાભાવિક રીતે સામ્રાજ્યવાદનો વિરોધી હતો. ઇ. સ. ૧૮૩૫ માં કૉબ્ડને જાહેર રીતે જણાવ્યું કે "These gorgeous appendages which serve to swell our ostensible grandeur, but in reality to complicate and magnify our Government expenditure without improving our balance of trade." (આ ભભકાઓ આપણી દેખીતી ભવ્યતામાં વધારો કરે છે, પણ ખરી રીતે જોશું તો તેઓ આપણા વેપારના બાકાસમાં કાંઈ વધારો કરતા હોય તેમ જણાતું નથી). કૉબ્ડનના આ સત્ય કથનમાં બ્રિટનમાં ધસી આવતા સામ્રાજ્યવાદે કોઈને ઈતબાર મૂકવા દીધો નહિ કે સામ્રાજ્યવાદ એ જગતશાંતિ અને સ્વાસ્થ્યને મહાન ભયરૂપ હતો, અને કૉબ્ડનનું કથન આજે સત્ય ઠરતું હોય તેમ લાગે છે.

### સામ્રાજ્યવાદી રાજ્યોની હરિફાઈ

આર્થિક આંતરરાષ્ટ્રવાદ આક્રમણકારી સામ્રાજ્યવાદની આગેકૂચને રોકી શક્યો નહિ. ૧૯મી સદીમાં પરદેશ જઈ વસવાટ કરવાની પદ્ધતિ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. જે દેશો અને ટાપુઓ ઉપર કોઈની સત્તા ન હતી તેના પર બધાં રાજ્યોની નજર ઠરતી, અને એશિયા અને

પૂર્વના દેશો યુરોપની આ નજરના ભોગ તુરત જ થઈ પડયા. પૂર્વમાં સંસ્થાનો મેળવવા માટે પડાપડી જાગી, બ્રિટન સિવાય જગતના બીજા દેશોમાં ઉદ્યોગો તથા ઉત્પાદનનાં સાધનો વધવાથી સામ્રાજ્યવાદ વધુ તીવ્ર બને છે. ફ્રાન્સ, જર્મની, બેલ્જીયમ, અને બીજા દેશોમાં પણ ઘણા ઉદ્યોગો અને કારખાનાંઓ થયાં હતાં, પણ તેઓ સ્વતંત્ર વાણિજ્યમાં માનતા ન હતા. ઉલટાના તેઓ દરિયાપારના દેશો સાથે માત્ર પોતાનો જ વેપાર સાધી ત્યાંની કાચી વસ્તુઓ મેળવી તેને તૈયાર માલ આપવામાં માનતા હતા. એશિયા અને આફ્રિકાનાં બજારો મેળવવા માટે યુરોપમાં રાજ્યોની હરિફાઈ જાગે છે. શરૂઆતમાં અમુક રાજ્યોનાં સંસ્થાનોમાં કોઇ નાના જાગીરદાર કે સરદાર પાસેથી વ્યાપારી હકો મેળવે અને પછી પોતાની લાગવગનું ક્ષેત્ર વધારી ઉંવટે તે દેશને પચાવી પાડવામાં આવે તે સામાન્ય નીતિ બની ગયેલ હતી.

## મનરો સિદ્ધાંત ( Munroe Doctrine )

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસે પોતાની લાગવગ અમેરીકા આખામાં ફેલાવવા એક યોજના ઘડી કાઢી. ઈ. સ. ૧૮૨૩ માં પ્રેસીડન્ટ મનરોએ એવો સિદ્ધાંત કર્યો કે યુનાઇટેડ સ્ટેટસ એ દક્ષિણ અને મધ્ય અમેરીકાનાં રાજ્યોનાં હિતના રક્ષણકર્તા છે અને આ રાજ્યોમાં યુરોપનાં રાજ્યોને ડખલ કરવાનો હક્ક નથી, અને યુરોપના રાજકારણમાં અમેરીકાએ વચમાં આવવાનો હક્ક નથી. આ સિદ્ધાંતને " મનરો સિદ્ધાંત " કહેવામાં આવે છે. અમેરીકાને પણ તેના તેલ, પોલાદ, શેરડી, વગેરે માલ નિકાસ કરવાનો હતો એટલા માટે વિસમીસદીની શરૂઆતમાં અમેરીકાએ ચીનમાં પગપેસારો કરવા માંડયો, પણ જાપાન અને યુરોપનાં બીજાં રાજ્યોએ સામનો કરતાં તે સફળ થયો નહિ. જર્મનીને ટર્કી પર પ્રભુત્વ જોઈતું હતું. પર્શિયામાં ફ્રાન્સ, રશિયા અને બ્રિટનને લાગવગ જમાવવી હતી. ૧૯૦૫ માં જાપાને સીધી રીતે કામ લઇ ચીન તથા રશિયાને હરાવી મુલકો લઈ લીધા. આ

સામ્રાજ્યવાદની હરિફાઈમાંથી આજે આપણે બે મહાન ભયંકર યુદ્ધોનો ફાલ ઉતરેલો જોઈએ છીએ.

**સામ્રાજ્યવાદનાં યશોગાન**

સામ્રાજ્યવાદની ફિલ્સુફીનાં યશોગાનનું સમૂહગીત ગાનારા કવિઓ, સાહિત્યકારો, અને અર્થશાસ્ત્રીઓનો પણ યુરોપમાં અભાવ ન હતો. બેન્જામીન ડિસરાયલીએ આ બાબતમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. કૉબ્ડન અને તેના સાથીઓને ધૂતકારી કાઢવામાં આવ્યા. એક તરફથી એશિયાની કહેવાતી જંગલી અને અર્ધસંસ્કૃત જનતાને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવા ખ્રિસ્તી પાદરીઓનાં ટોળાં ઉતરી પડયાં, અને બીજી તરફથી સામ્રાજ્યવાદને મૂડીદારો તથા મુત્સદ્દીઓ તરફથી ખૂબ પ્રોત્સાહન મળ્યું. એશિયા તથા આફ્રિકાનાં સંસ્થાનોની સામ્રાજ્યવાદી એડી તળે ચગદાયેલ પ્રજાને સંભળાવવામાં આવ્યું કે ગોરા લોકો એશિયાની પ્રજાને સુધારવા, તેનો ઉત્કર્ષ કરવા અને તેમને આબાદ તથા આઝાદ બનાવવા આવ્યા હતા.

આ સિદ્ધાંતને મદદભૂત કરવા એમ પણ કહેવામાં આવતું કે ગોરા લોકો તે ઈશ્વરથી પસંદ થયેલ અને ચૂંટાયેલ પ્રજા છે, ઈશ્વરના સીધા આડતિયા છે, અને રંગીન ચામડીના લોકોનાં આર્થિક, નૈતિક અને રાજકીય હિતો જાળવનારા ટ્રસ્ટીઓ છે. રસ્કીન જેવા સ્વતંત્ર વિચારક પણ આવા ભ્રમિત અને અર્ધદગ્ધ વિચારોના ભોગ બન્યા હતા. રૂડયાર્ડ કીપલીંગે તો એટલી હદ સુધી કહ્યું કે સંસ્થાનો ઉપરનું શાસન એ તો "ગોરા લોકોનો ભાર" ( White man's burden ) રૂપ છે.

અનેક શુભ નેમ અને કલ્યાણકારી બ્હાનાંઓ તથા ચળકાટ ભરી શબ્દજાળ પાછળ છૂપાએલા સ્વાર્થી સામ્રાજ્યવાદને સંસ્થાનોની રંગીન પ્રજા વધુ વખત ન સમજી શકી તેમ નહિ. આર્થિક શોષણ અને વ્યાપારી સ્વાર્થ ભૂમિકા પર ચણાયેલ સામ્રાજ્યવાદી ઈમારતના બાહ્ય દેખાવથી હવે

કોઇ મુગ્ધ બને ! સંસ્થાનોની રંગીન પ્રજાનું કલ્યાણ સાધવાના ભારથી દબાઇ પડેલા ગૌરાંગ દેવોની હિંદ, અમેરીકા, અને આફ્રિકાના રહેવાસીઓ ઉપરની સિતમકથાઓ ઈ. ડી. મોરેલના "Blackman's Burden" અને "Red Rubber" નામનાં પુસ્તકોમાં હજુ પણ જ્વલંત વર્ણન આપે છે.

### સામ્રાજ્યવાદના ફાયદા તથા ગેરફાયદા

સામ્રાજ્યવાદનો જો કોઇને ફાયદો થયો હોય તો તે યુરોપની પ્રજાને છે. પૂર્વના દેશોના આર્થિક શોષણને લઇને યુરોપમાં ધનના ઢગલાઓ થયા, વેપાર વધ્યો, અને પરિણામે કોઈ દિવસ ન જોવામાં આવે તેવી આબાદી વધી. સામ્રાજ્યવાદથી મુખ્ય ત્રણ ફાયદાઓ થતા. પ્રથમ તો શાસનકર્તા દેશને વેપાર માટે પુષ્કળ ક્ષેત્ર મળતું અને તે દ્વારા ધન ખેંચાઈ આવતું. ઉપરાંત પ્રજાવૃદ્ધિને અંગે પ્રજાને રહેવા માટે તથા ભરણપોષણ કરવા માટે ઉત્તમ અવકાશ મળતો, અને છેવટે યુદ્ધના સંજોગોમાં સંસ્થાનો રાજ્યકર્તા દેશને ખોરાક તથા કાચો માલ પૂરો પાડી તેની લડાયક શક્તિમાં મદદરૂપ થતાં. આ ફાયદાઓ તે માત્ર રાજકર્તા દેશના ફાયદાઓ છે. સામ્રાજ્યવાદમાં રાષ્ટ્રાભિમાન પણ ઘણું વધે છે. સામ્રાજ્યવાદના ફાયદા તો માત્ર શાસન કરનાર દેશને જ મળે છે, પરંતુ જે દેશનું શોષણ થાય છે તેની બેહાલી, ગરીબી અને પરતંત્રતાનો વિચાર કરતાં સામ્રાજ્યવાદની ઉધાર બાજુનો ખ્યાલ આવે છે. યુરોપનાં રાજ્યોને સામ્રાજ્યવાદથી સહન પણ કરવું પડેલ છે. સામ્રાજ્યવાદ ટકાવવા માટે યુરોપે ધન અને માણસોનો ઠીક ભોગ આપેલ છે. ગતમહાયુદ્ધ તથા આધુનિક યુદ્ધ આ સામ્રાજ્યવાદનું જ ફળ છે તેમ નિઃશંક કહી શકાય. સામ્રાજ્યવાદી રાજ્યોની અનંત સ્વાર્થવૃત્તિ, લોભી મહત્ત્વાકાંક્ષા, અને નીતિનો ખોટો દંભ આજે ઠીક ઠીક ખુલ્લો પડેલ છે.

સામ્રાજ્યવાદે યુદ્ધ, ખુવારી અને ખુનામરકી આપ્યાં છે તે ઉપરાંત

સૌથી ખરાબ વસ્તુ આપેલ છે તે રંગભેદ છે. યુરોપનાં ઘણાં ખરાં સંસ્થાનો પૂર્વમાં છે. પૂર્વની પ્રજાનાં સંપત્તિ, ધન અને શોષણથી મત્ત બનેલ યુરોપીય પ્રજાએ પૂર્વની પ્રજાપ્રતિ ઉપકારની ભાવના તો એક બાજુ રહી પણ સારો વર્તાવ પણ રાખેલ નથી. આફ્રિકા અને અમેરીકાના મૂળ વતનીઓની બેહાલી, ગરીબી અને તેના પ્રત્યેનો તિરસ્કાર તથા નિર્દયતા એ ગૌરાંગદેવોની સંસ્કૃતિમાંથી સરકી પડેલી વાસ્તવિક વસ્તુઓ છે. આજે સામ્રાજ્યવાદ તેના ભાર તળે જ તૂટતો હોય તેમ જણાય છે.

## સામ્રાજ્યવાદ અને પ્રજાતંત્રવાદ

પ્રજાતંત્રવાદ અને સામ્રાજ્યવાદ એ બન્ને વસ્તુ અસંગત અને પરસ્પર વિરોધી છે. આનાં ત્રણ કારણો છે. પ્રથમ તો સામ્રાજ્યવાદ બીજી પ્રજાઓ સાથે ઈર્ષ્યા અને વેરઝેર ઉભાં કરે છે અને તેથી સામ્રાજ્યવાદમાં હંમેશાં યુદ્ધનો ભય લટકતો રહે છે. આ ભય આંતરિક રાજકીય પરિસ્થિતિ ઉપર જબ્બર અસર કરે છે, અને પરિણામે આપખુદી અને લશ્કરવાદ જોર પકડે છે. જે દેશો સામ્રાજ્યવાદી બને છે ત્યાં ખરૂં પ્રજાતંત્રવાદી રાજ્ય રહી શકતું નથી. પ્રજાતંત્રવાદના ઓથા નીચે આજે અમેરીકા અને ઇંગ્લેન્ડમાં જોવામાં આવે છે તેમ ધનાઢયશાહી જોર પકડે છે. ફ્રાન્સ અને ઇંગ્લેન્ડ બન્ને દેશોનાં તંત્રો પ્રજાતંત્રવાદી હોવાનો દાવો કરે છે. ઇંગ્લેન્ડે તો હિંદ સિવાય ઘણાં ખરાં સંસ્થાનોને સાંસ્થાનિક સ્વાતંત્ર્ય આપેલ છે. પણ આ સાંસ્થાનિક દરજ્જો ઇંગ્લેન્ડે પ્રજાતંત્રવાદની તરફેણ કે રાજીખુશીથી નવા વર્ષની ભેટ જેમ ઇનાયત કરેલ વસ્તુ નથી. સંસ્થાનોની પ્રજાએ આ સ્વતંત્રતા ક્યાં તો બળવો કરીને લીધેલ છે, અગર તો બળવાના ભયને લઇને આ દરજ્જો તેને આપવો પડેલ છે. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સનો પ્રજાતંત્રવાદ મૂડીવાદી હોવાથી ત્યાં સામ્રાજ્યવાદ પણ લાંબો સમય ટકી શક્યો છે. મૂડીવાદી પ્રજાતંત્રવાદમાં પૈસાની આવકને લઇને સિદ્ધાંતનો ભોગ આપીને પણ તે ટકાવી રાખવા જેટલી સ્થિતિસ્થાપકતા આવી જાય તે સ્વાભાવિક

છે. ખરો પ્રજાતંત્રવાદ કદાપિ સામ્રાજ્યવાદને સહન કરી શકતો નથી, એટલે પ્રજાતંત્રવાદી સામ્રાજ્યવાદ એ વદતોવ્યાઘાત છે.

### બ્રિટિશ સામ્રાજ્ય

આજે જગતમાં કોઈ મોટું સામ્રાજ્ય હોય તો તે બ્રિટિશ સામ્રાજ્ય છે. દુનિયાના ચોથા ભાગ પર આ સામ્રાજ્ય પથરાયેલું છે. બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં સૌથી મહત્વની વસ્તુ સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો છે. સંસ્થાન ( Dominion ) એ શબ્દ પ્રથમ કેનેડાને લાગુ કરવામાં આવ્યો હતો અને ત્યારબાદ બીજાં સંસ્થાનોને તે લાગુ કરવામાં આવે છે. બ્રિટિશ સામ્રાજ્યમાં બધી મળી ૧,૪૦,૦૦૦,૦૦ એક કરોડ ચાલીસ લાખ ચોરસ માઈલ જમીન અને ૫૦૦૦૦૦૦૦૦ માણસોની વસ્તી છે. બ્રિટિશ સામ્રાજ્યના પાંચ વિભાગો છેઃ-[૧] કેનેડા, ન્યુ ફાઉન્ડલેન્ડ ઓસ્ટ્રેલીયા, ન્યુ ઝીલેન્ડ, દક્ષિણ આફ્રિકા અને આયરીશ ફ્રીસ્ટેટ વગેરે સ્વતંત્ર સંસ્થાનો છે, [૨] બ્રિટિશ સંસ્થાનો જેમાં કેટલાકમાં થોડે અંશે જવાબદાર તંત્ર દાખલ કરવામાં આવ્યું છે, અને કેટલાકમાં જવાબદાર તંત્રનો બિલકુલ અભાવ છે. [૩] રક્ષિત રાજ્યો ( Protectorates ) જે બધાં આફ્રિકામાં આવેલ છે. આવાં રાજ્યોમાં બાસુટોલેન્ડ, બેચુઆનાલેન્ડ, સ્વાઝીલેન્ડ, યુગાન્ડા વગેરે છે. [૪] બ્રિટન ઉપરના પરતંત્ર દેશો, જેમાં હિન્દનો સમાવેશ થાય છે. [૫] લીગ ઑફ નેશન્સે સોંપેલા પ્રદેશો જેમાં પેલેસ્ટાઇન, ઈરાક ( જે ૧૯૩૧માં સ્વતંત્ર થયું ) ટાંગાનીકા તથા હોગોલેન્ડ વગેરે છે. સંસ્થાનોના સ્વતંત્ર વિકાસને અંગે બ્રિટિશ સામ્રાજ્યે બ્રિટિશ સ્વતંત્ર પ્રજાનો સંઘ (Common wealth of nations) બનાવેલ છે. સંસ્થાનોમાં ચાલતું રાજ્ય પાર્લામેન્ટરીતંત્ર છે. દરેક સંસ્થાનમાં ગવર્નર જનરલ એ તાજના પ્રતિનિધિ તરીકે રહે છે. ગવર્નર જનરલને કાયદા નામંજૂર કરવાની સત્તા રહે છે, પણ તે વાપરી શકતા નથી કારણ કે તેવી પ્રથા પડી ગયેલ છે. હવે તો સંસ્થાનોની પ્રજાએ ચૂંટેલા ગવર્નર જનરલ આવવા જોઈએ તેમ સંસ્થાનો માગણી કરવા લાગ્યાં છે.

## બ્રિટિશ સામ્રાજ્યના ઐક્યની યોજના

બ્રિટિશ સંસ્થાનોનું સંગઠ્ઠન એ ઘણા પ્રયત્નોનું પરિણામ છે. લન્ડનમાં ડાઉનીંગ સ્ટ્રીટમાં આવેલ કોલોનીયલ ઑફીસે લાંબો વખત મધ્યસ્થતંત્ર તરીકે કામ કરેલ છે. પરંતુ આ થતાં પહેલાં ઇ. સ. ૧૮૮૪માં ઇમ્પીરીયલ ડીફેન્સ લીગ ચાલુ કરવામાં આવી હતી, જેને સામ્રાજ્યવાદી સ્વદેશાભિમાનની લાગણીનો ઇંગ્લેન્ડ અને તેની બહાર ફેલાવો કર્યો, અને બ્રિટિશ સામ્રાજ્ય માટે સંસ્થાનોની પ્રજાની એક સામાન્ય સંરક્ષણ સંસ્થાના ઉદ્ભવ માટે તથા તેને માટે પ્રજાને તૈયાર કરવાનું કામ માથે લીધું. ડીફેન્સ લીગે અમુક વખતે પરિષદો ભરવાનું કામ પણ નક્કી કર્યું. આ પરિષદોમાં સંસ્થાનોના પ્રતિનિધિઓને હાજર રહેવા માટે આમંત્રણ આપવામાં આવતાં. સંસ્થાનોની માત્ર યુરોપી પ્રજા જ આ યોજનામાં હિતો ધરાવતી હતી. સંસ્થાનોની પ્રથમ પરિષદ ઈ. સ. ૧૮૮૭માં મળી. આ પરિષદના પ્રથમ પ્રમુખ લોર્ડ સેલીસબરી હતા જેને પરિષદના સભ્યો સમક્ષ કેટલીક ગેરસમજુતીઓ હતી તે દૂર કરવા જણાવ્યું, અને સામ્રાજ્યના રક્ષણ માટે એક સામાન્ય નીતિ રજૂ કરી. આ પછી ૧૮૯૪ તથા ૧૮૯૭માં પણ આવી પરિષદો મળી હતી. પરંતુ ઈ. સ. ૧૯૦૨ માં જે પરિષદ મળી તેમાં સંસ્થાનોની પ્રજાએ દીન-ભાવે સ્વતંત્રતા માગવાની રીત છોડી, જોરશોરથી પોતાની માગણીઓ રજૂ કરી. આ સામે બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ સામ્રાજ્યભાવના ઉત્તેજીત કરવા પોતાથી બનતું કરવા લાગ્યા. કેટલાક સગર્વ કહેતા કે બ્રિટિશ સામ્રાજ્યમાં સૂર્ય કદાપિ આથમતો નથી. ૧૯૦૭ની શાહી પરિષદમાં જોસેફ ચેમ્બરલેનના અધ્યક્ષ હેઠળ જુનો આર્થિક રાષ્ટ્રવાદ તાજો કરવામાં આવ્યો. આ નવી નીતિમાં બ્રિટિશ સંસ્થાનોના આર્થિક હિતોની પરસ્પરતા અને શાહી ઐક્ય ઉપર ઘણો જ ભાર મૂકવામાં આવ્યો. આ પરિષદે શાહી અભિમાન ઉત્તેજવામાં ઘણો ફાળો આપ્યો. આ પછી ઇ. સ. ૧૯૧૧ માં બ્રિટિશ મુખ્ય પ્રધાનના પ્રમુખપદે શાહી પરિષદ ભરાઈ, જેમાં સંસ્થાનોના પ્રતિનિધિઓએ બ્રિટને

કરેલ સંધિ કે લડાઇ જ્યાંસુધી સંસ્થાનો કબૂલ કરે નહિ ત્યાં સુધી અમાન્ય રહેશે તેમ સ્પષ્ટતાથી સંભળાવી દીધું. પણ આ વખતે મહાયુદ્ધ ઝઝુમતું હોવાથી સામ્રાજ્યના હિત ખાતર બ્રિટિશ નીતિને સંસ્થાનોના પ્રતિનિધિઓએ ટેકો પણ આપ્યો. યુદ્ધ સફળ રીતે ચલાવવા ૧૯૧૭માં શાહી યુદ્ધ પરિષદ ભરાઈ અને આ પરિષદમાં સામ્રાજ્યવાદી યુદ્ધમંડળ (Imperial war cabinet)ની સ્થાપના કરવામાં આવી જેમાં બ્રિટિશ પ્રધાનો તથા બીજાં સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને બેઠકો આપવામાં આવી. આ પછી યુદ્ધનીતિ એ સામાન્ય સહકારની વસ્તુ બને છે. યુદ્ધને અંતે સુલેહ વખતે તેમાં ભાગ લેવા સંસ્થાનોએ માગણી કરી હતી.

આમ ગત યુદ્ધમાં સામાન્ય ભયને કારણે બ્રિટિશ સંસ્થાનોની સ્વતંત્ર પ્રજાનું એક મંડળ (Common wealth of Nations) બને છે. બધાં સંસ્થાનોની સ્વતંત્ર સલાહ લેવા માટેની માગણીને માન આપી સુલેહના કરારોમાં બધાં સંસ્થાનો તથા હિંદને પણ સહી કરવાની નવાજેશ કરી હતી.

### સંસ્થાનોની વ્યવસ્થા

ઇ. સ. ૧૯૨૦ પછી આયર્લૅન્ડમાં બળવો થયો જેને પરિણામે આયર્લૅન્ડને ઈ. સ. ૧૯૨૧–૨૨ માં સ્વતંત્રતા આપી આયરીશ ફ્રી સ્ટેટ બનાવવું પડ્યું. આયર્લૅન્ડના દાખલાથી સંસ્થાનોમાં નવી સ્વતંત્રતાની ભાવના જાગી. ઇ. સ. ૧૯૨૬ ની શાહી પરિષદમાં સંસ્થાનો કબૂલ ન રાખે ત્યાં સુધી બ્રિટિશ સુલેહ, સંપ, કે યુદ્ધ તથા કરારો સંસ્થાનોને બંધનકર્તા ન રહે તેવી સંસ્થાનોની માગણી મંજૂર રાખવામાં આવી. સંસ્થાનોને સ્વતંત્ર દરજ્જો આપતાં સંસ્થાનની વ્યાખ્યા આપવામાં આવી કે "Dominion means an autonomous Community within the British Empire but equal to Britain in Status, one to another in no way subordinate in any of their domestic or foreign affairs, though united by a common allegiance

to the crown and freely associated as members of the British Common wealth of Nations." [સંસ્થાન એટલે બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલ સ્વતંત્ર પ્રજા, જે બ્રિટન જેટલો જ સમાન દરજ્જો ભોગવી શકે, જે પોતાના દેશની તથા પરદેશની નીતિ પરત્વે કોઈપણ જાતની પરતંત્રતા ન ભોગવે, અને જે તાજને સામાન્ય રીતે વફાદાર અને બ્રિટિશ સ્વતંત્ર પ્રજાસંઘના સ્વતંત્ર સભ્ય તરીકેનું સ્થાન ભોગવી શકે.] આ વ્યાખ્યા નક્કી થયા પછી સંસ્થાનો પરદેશ નીતિમાં પણ સ્વતંત્ર બન્યાં.

## ૧૯૩૧નો સ્ટેચ્યુટ ઑફ વેસ્ટ મીન્સ્ટર (વેસ્ટ મીન્સ્ટરનો કાયદો)

બ્રિટિશ સંસ્થાનોના વિકાસમાં આ ધારો ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. આ સ્ટેચ્યુટમાં સંસ્થાનોને જે મળ્યું હતું તેની વ્યાખ્યા આપવામાં આવેલ છે. બ્રિટને આ સ્ટેચ્યુટથી સંસ્થાનો માટેના કાયદા ઘડવાના હક્કો જતા કર્યા છે. આ સ્ટેચ્યુટના શબ્દો જાણવા જેવા છે "No act of parliament hereafter would extend to the dominions unless it was expressly stated in the act that a particular Dominion had requested Britain to do so and had given her consent to the enactment there of." [જ્યાં સુધી કાયદામાં એમ ન જણાવવામાં આવ્યું હોય કે અમુક સંસ્થાને બ્રિટનને તેમ કરવા તથા ધારો મંજૂર રાખવા સંમતિ આપી ન હોય ત્યાંસુધી પાર્લામેન્ટનો કોઈ પણ કાયદો સંસ્થાનોને લાગુ પડશે નહિ.] આ ધારો સંસ્થાનોને સંપૂર્ણ રીતે સ્વતંત્ર બનાવી દે છે. આવી જાતના કાયદાઓ સંસ્થાનોમાં પણ પસાર થયા હતા.

## સાંસ્થાનિક સંહતિ

સંસ્થાનો સ્વતંત્ર હોવા છતાં બ્રિટનને તેના રાજ્યકર્તા દેશ તરીકે કબૂલ રાખવામાં આવે છે. ઉપરાંત બધાં સંસ્થાનોમાં અંગ્રેજી

અંગ્રેજી રીતરિવાજો, અને અંગ્રેજી વાતાવરણને અંગે સંસ્થાનિક ઐક્ય વધુ સચવાઇ શકે છે. તાજના પ્રતિનિધિ, યુનીયન જેકનો સ્વીકાર, બધા કાયદા રાજાને નામે પસાર કરવા વગેરે વસ્તુઓ સંસ્થાનોની શાહી સંહતિ જાળવી રાખે છે. સંસ્થાનો પોતાના રક્ષણ બાબતમાં હજુ પગભર થઈ શકતાં નથી. સંસ્થાનિક રક્ષણ માટે બ્રિટિશ દરિયાઇ કાફલા ઉપર આધાર રાખવો પડે છે. સંસ્થાનો આજ સુધી પણ તાજ પ્રત્યે વફાદારી સેવે છે. સંસ્થાનોની એકત્રતામાં મૂળગત વસ્તુ બ્રિટિશ હોવાની ભાવના છે. સંસ્થાનોએ બ્રિટિશ પાર્લામેન્ટરી પદ્ધતિ તેના તંત્રોમાં દાખલ કરેલ છે. બધાં સંસ્થાનોમાં આયર્લેન્ડ સૌથી વધુ ક્રાન્તિકારક નીવડયું છે. ઇ. સ. ૧૯૨૧–૨૨ માં આયર્લેન્ડે ઈંગ્લેન્ડ સાથે કરેલા કરારો તોડી નાંખ્યા. ૧૯૩૬ ના ડીસેમ્બરમાં ગવર્નર જનરલની જગ્યા કાઢી નાખવા માટે કાયદો કરવામાં આવ્યો અને તાજ સાથેના સંબંધનાં બધાં સંબોધનો કાઢી નાખવામાં આવ્યાં. આજે આયર્લેન્ડે ડી વલેરાના અધ્યક્ષ હેઠળ સ્વતંત્રતા સ્થાપેલ છે, છતાં પણ બ્રિટન સાથેનો તેના એક ભાગ તરીકેનો સંબંધ ચાલુ છે.

### હિંદને માટે સાંસ્થાનિક દરજ્જો

ગતમહાયુદ્ધ પછી ઘણાં ખરાં બ્રિટિશ સંસ્થાનોને સ્વતંત્ર દરજ્જો મળી ગયેલ છે. હિંદને માત્ર જવાબદાર રાજતંત્રનો આછો સિદ્ધાંત હિંદી તંત્રમાં દાખલ કરવામાં આવ્યો તેજ વસ્તુ ગતમહાયુદ્ધના અંતે મળેલ છે. ૧૯૧૪ ના યુદ્ધમાં હિંદે અઢળક ધન અને માણસોનો ભોગ આપ્યો. આ ભોગ માટે બ્રિટિશ મુત્સદ્દીઓએ પ્રશંસાના ખાલી શબ્દો વેરવામાં ખામી ન રાખી. હિંદને જ્યારે ખરી વસ્તુ આપવાનો સમય આવ્યો ત્યારે ૧૯૧૯ના લુલા પાંગળા બંધારણની હિંદને ભેટ ધરી. આજે પાછો ૨૦ વર્ષે એનો એ સમય આવી પહોંચ્યો છે. આજે ગતમહાયુદ્ધનો કડવો અનુભવ હિંદ હજુ ભૂલ્યું નથી. આજે યુદ્ધ પછી સાંસ્થાનિક દરજ્જો આપવાની ગોળ ગોળ વાતોમાં કોઇને વિશ્વાસ રહ્યો નથી. ૧૯૩૫ ના ફેડરલ બંધારણથી હિંદમાં

કોઈ પણ રાજદ્વારી પક્ષને સંતોષ નથી થયો. આજે ચાલુ યુદ્ધ માટે હિંદ તરફથી સહાનુભૂતિ તથા સક્રિય મદદ મેળવવા માટે બ્રિટનને જરૂર પણ પડી છે, પણ હિંદમાં બ્રિટિશ આર્થિક હિતો, રાજાઓ સાથેના કરારો, અને લઘુમતીનો પ્રશ્ન એવો ગૂંચવણ ભરેલો થયેલ છે કે તેનો તાત્કાલિક તોડ લાવવો મુશ્કેલ છે. બ્રિટને આજે પ્રજાતંત્રવાદના રક્ષણની ખાતર યુદ્ધે ચઢ્યાની નેમ પૂરી કરવી હોય તો ૪૦ કરોડ માણસોના પરાધીન અને પરતંત્ર દેશને વધુ વખત પરતંત્ર રાખવો તે તેની નીતિ અને નેમને કલંકરૂપ તો ગણાય જ.

## (૪) આંતરરાષ્ટ્રવાદ ( Internationalism )

### આંતર પરસ્પરતા

આધુનિક રાજકારણ એ રાજ્યના હિતમાં એટલું બધું ગૂંચવાયેલ રહે કે માનવસમાજ કે જેનાથી રાજ્ય અને રાજકીય સંસ્થા અસ્તિત્વ ધરાવે છે તેના પ્રત્યે બિલકુલ દુર્લક્ષ્ય સેવવામાં આવે છે. વિજ્ઞાનની શોધખોળો અને યંત્રયુગની શરૂઆત થતાં આંતરરાષ્ટ્રીય સંબંધમાં ઘણો ફેરફાર થવા પામેલ છે. ઇલેકટ્રીસીટી, વાયરલેસ, એરોપ્લેન, મોટર, રેલ્વે, અને સ્ટીમરો વગેરે સાધનો થતાં જગત કોઈ દિવસ નહિ તેટલું આજે નજીક આવેલ છે. કાલ અને દિક્ વિજ્ઞાન પાસે સંકુચિત બનેલ છે. આજે લન્ડન, પેરીસ, બર્લીન, મોસ્કો, કે ન્યુયોર્કમાં બનતા બનાવો તત્ક્ષણે જગતમાં જાણીતા થઈ શકે છે. આજે જગતનું છૂટાછવાયાપણું આ વ્યવહારનાં સાધનોને અંગે દૂર થયું છે. તાર, ટપાલ, અખબારો અને તેમાંય રેડીઓ તથા ટેલીવીઝન થતાં જગત આખું આપણા ઘરમાં આવી વસે છે. રેડીઓ આજે જગતને નજીક લાવવામાં મોટામાં મોટો ભાગ ભજવે છે. વિજ્ઞાન સ્વાર્થી માનવજાતના એકત્રીકરણમાં મોટો ફાળો આપી રહેલ છે. આધુનિક યુદ્ધ એ માનવતાના આદર્શને લાંછનરૂપ ગણાય છે. પરંતુ આ યુદ્ધના અંતે એવાં પરિણામો આવે કે જે વિશ્વબંધુત્વના આદર્શને વધુ કાર્યસાધક બનાવે તેવી આશા અસ્થાને ન ગણાય.

વિજ્ઞાન ઉપરાંત રાજકીય વિચારોએ પણ માનવસંસ્કૃતિના આદર્શને આગળ ધપાવવા યત્નો કરેલ છે. પ્રજાતંત્રવાદ, પાર્લામેન્ટ, લોકપ્રિય કારોબારી, આર્થિક યોજના, કરભાર વગેરે રાજકીય વિચારો એક પછી એક રાજ્યમાં કાર્યમાં મૂકાય છે અગર તો તેનું અનુકરણ થાય છે. જ્યાં સમાન તંત્ર હોય ત્યાં એકબીજા વચ્ચે આપ લે કરવા માટે વધુ સારૂં ક્ષેત્ર બને તે સ્વાભાવિક છે. આજે વેપાર વાણિજ્યને લઇને જગતની જુદી જુદી પ્રજાઓનાં આર્થિક હિતો એવી રીતે સંકળાયેલ છે કે તેઓને નજીક આવ્યા વગર છૂટકો જ નથી. ઓગણીસમી સદીમાં રાજ્યોએ બીજા દેશના મૂડીદારો અને બેન્કો પાસેથી ઉછીનાં નાણાં લેવાનું શરૂ કર્યું. ઉદ્યોગમાં આગળ નહિ વધેલા એવા એશિયા તથા મધ્ય અને દક્ષિણ અમેરીકાનાં રાજ્યોએ પોતાના ભવિષ્યનાં ઉત્પાદનનાં સાધનો ગીરો મૂક્યાં અને લશ્કરી તૈયારી કરવા માટે તથા જંગલો અને ખનીજોની ઉપજો લેવા માટે મોટી રકમો ઉછીની લીધી. બ્રિટન અને ફ્રાન્સ એ બે મોટા મૂડીદાર દેશો હતા જેને મોટી રકમો ધીરી, અને આ પછી અમેરીકા સમૃદ્ધ થતાં અમેરીકાએ પણ આંતરરાષ્ટ્રીય ધીર· ધારમાં ઝંપલાવ્યું. આર્થિક રાષ્ટ્રવાદને અંગે કેટલીક મુશ્કેલીઓ હોવા છતાં પણ જગતમાં આર્થિક પરસ્પરતા વધતી ગઈ. આજે તો કોઈ પણ દેશને એકબીજા વગર ચાલે તેમ રહ્યું નથી. આજના સમયમાં અગાઉ કોઈ પણ વખતે નહિ તેમ જીવનના દરેક ક્ષેત્રમાં મનુષ્યપ્રવૃત્તિનો પ્રત્યાઘાત થતો જોવામાં આવે છે. નાણાંકીય યોજના જેમાં આર્થિક પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે તેના પર મનુષ્ય પ્રયત્નો, આંકાક્ષા, અને રાજકીય વિપ્લવો અને ધારાધોરણોમાં થતા ફેરફારોથી તેમાં સખ્ત પ્રત્યાઘાત થાય છે અને આ પ્રત્યા-ઘાતને આધુનિક વિજ્ઞાન ઝડપ અને ગતિ આપી સાર્વત્રિક બનાવે છે. જગતમાં ગમે તેટલો આર્થિક રાષ્ટ્રવાદ સ્થાપવામાં આવે, પ્રજાને ગમે તેટલી સ્વાશ્રયી બનાવવામાં આવે તો પણ મનુષ્યમાં રહેલ સમૂહવૃત્તિ અને સ્વાભાવિક અનુકરણ-વૃત્તિ તેને મોટા સમૂહ તરફ ઘસડી ગયા વગર રહેશે નહિ. પણ આ પરસ્પરતાનો ત્યારે જ લાભ લઈ શકાય કે જ્યારે લડાઇનો ભય તદ્દન નાબૂદ થાય.

### આંતરરાષ્ટ્રીય લવાદ

આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનું લવાદ નીમી તે પતાવી દેવા માટે યોજના કરવામાં આવી હતી. નેપોલીયન પછીના સમયમાં આ દિશામાં પ્રથમ પ્રયાસો કરવામાં આવ્યા હતા. આ પ્રયત્નોને Concert of Europe (યુરોપનું નાટક) કહેવામાં આવે છે. આ પ્રયત્નો નિષ્ફળ ગયા, કારણ કે આ પ્રયત્નો પાછળ સદાને માટે કચડી રાખવાનું તથા રાજાઓની આપખુદ સત્તા વધારવાનું કાવતું હતું. આમ થયું છતાં પણ અમેરીકામાં આ દિશામાં ઠીક પ્રયત્નો થયા. યુનાઈટેડ સ્ટેટ્સ અને કેનેડા વચ્ચે ૩૦૦૦ માઈલની સરહદનો વાંધો હતો તે લવાદ નીમી પતાવી દેવામાં આવ્યો હતો. ઓગણીસમી સદીમાં લગભગ આવા સો કેસો પતાવવામાં આવ્યા હતા.

### હેગ પરિષદો

આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનો લવાદ દ્વારા નિકાલ લાવવાના પ્રયત્નોની શરૂઆતની સફળતાથી ઈ. સ. ૧૮૯૯માં Hagne Conrt of International Arbitration (હેગની આંતરરાષ્ટ્રીય લવાદી કોર્ટ)ની સ્થાપના કરવામાં આવી. રશિયાના બીજા નીકોલસ ઝાર તથા અમેરીકાના વિખ્યાત ધનપતિ કાર્નેગીએ આ દિશામાં સફળ યત્નો કર્યા. યુરોપનાં ૨૬ રાજ્યોએ આ કોર્ટને માન્ય રાખી. ઇ. સ. ૧૮૯૯ની પ્રથમ હેગ પરિષદે લવાદ કોર્ટની સ્થાપના કરવા ઉપરાંત બધાં રાજ્યોએ શસ્ત્રો ઉપર અમુક હદ સુધીનો પ્રતિબંધ રાખવો જોઇએ તેવા પ્રશ્નની ચર્ચા કરી. આ પછી બીજી હેગ પરિષદ ઇ. સ. ૧૯૦૮ માં મળી જેમાં ૪૨ રાજ્યોએ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા, અને આ પરિષદે હેગની લવાદી કોર્ટની સત્તા કાયમ કરી.

આ પરિષદોમાં આદર્શવાદી વાતાવરણ ઘણું હતું. પણ આ આદર્શવાદ અને યુદ્ધના નાશની વાતો પાછળ ભયંકર યુદ્ધની તૈયારીઓ થતી હતી તેની ભાગ્યે જ કોઇને કલ્પના હતી.

લવાદ કોર્ટની સ્થાપના સાથે આંતરરાષ્ટ્રીય શાંતિ સ્થાપવા

કેટલીક સંસ્થાઓ ઉભી થઈ. ઈ. સ. ૧૮૫૯ માં આંતરરાષ્ટ્રીય પોસ્ટલ યુનિયન પરસ્પરના તાર ટપાલની સગવડતા માટે સ્થાપવામાં આવી હતી. ઈ. સ. ૧૮૮૦ માં આંતરરાષ્ટ્રીય મજૂર ધારામંડળ થયું હતું. ઈ. સ. ૧૮૮૮ માં ઇન્ટર પાર્લામેન્ટરી યુનિયનની સ્થાપના થઈ. સ્ત્રીઓ અને બાળકોનો વેપાર અટકાવવા માટે એક આંતરરાષ્ટ્રીય સંસ્થા ઉભી થઈ, અને આંતરરાષ્ટ્રીય ધોરણે અફીણ માટે સમિતિની નિમણૂક કરવામાં આવી. આ બધી સંસ્થાઓનો હેતુ શાંતિ, સુવ્યવસ્થા, અને સુલેહ સ્થાપવાનો હતો.

## ૧૯૧૪નું વિશ્વયુદ્ધ

શાંતિ, સુલેહ અને સુવ્યવસ્થાની વાતો વચ્ચે ગતમહાયુદ્ધનો ભયંકર જ્વાલામુખી ફાટી નીકળે છે, જેમાં આખું ય જગત સપડાઈ ગયું. શાંતિ અને આંતરરાષ્ટ્રીયવાદના ઉંચા આદર્શો આ યુદ્ધની જ્વાલાઓમાં સુકાઈ ગયેલા પાંદડાની જેમ બળીને ખાખ થયા. જ્યારે યુરોપની પ્રજાઓ શાંતિ અને શસ્ત્રસંન્યાસની એક બાજુથી વાતો કરતી હતી ત્યારે બીજી તરફથી બધા વચ્ચે શસ્ત્ર સજાવટની શરત ચાલતી હતી. ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની અને ઇટલી વચ્ચે મુલક, સંસ્થાનો, અને વેપાર મેળવવાની તીવ્ર હરિફાઈ ચાલી હતી. બીજી તરફથી શાહીવાદ અને તીવ્ર સ્વદેશાભિમાનનો વિકાસ થયો હતો. જર્મનીમાં ટ્રીટ્સ અને બર્ન હાર્ડી જેવા લેખકોએ માણસોને યુદ્ધ કરવા માટે સખ્ત પ્રેરણા આપી પાનો ચઢાવ્યો. ઈ. સ. ૧૯૧૪ માં જર્મનીએ બેલ્જીયમ ઉપર આક્રમણ કર્યું અને દાવાનળની શરૂઆત થઇ. આ યુદ્ધના અંતે એક કરોડ માણસો માર્યા ગયા અને એક કરોડ ઘાયલ થયા હતા. અમેરીકાની મદદ સાથે બ્રિટન અને ફ્રાન્સ આ યુદ્ધમાં વિજેતા થયા. આ યુદ્ધને અંતે જે કરારો કરવામાં આવ્યા તેને વર્સાઈના કરારો કહેવામાં આવે છે. આ કરારો વખતે એમ કહેવામાં આવતું કે આ સુલેહ તે કાયમી શાંતિ સ્થાપશે, પણ વીસ વર્ષ પછી આ શબ્દો કેટલા ભ્રામક નીવડયા છે તે આપણા સહુ કોઇના અનુભવની વાત છે. આજે ફરીથી ગત યુદ્ધનું

પુનરાવર્તન થયું છે, અને આ યુદ્ધના અંતે કેવા કોલકરારો થશે અને કેવી કાયમી શાંતિ સ્થપાશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે.

**વર્સાઈના કરાર**

૧૯૧૪ ના યુદ્ધને અંતે જે કરારો થયા તેને વર્સાઈના કરારો કહેવામાં આવે છે. આ કરારોથી પ્રથમ જર્મનીનાં બધાં સંસ્થાનો લઈ લેવામાં આવ્યાં. જર્મની ઉપર ૧૦૦૦૦૦૦૦૦૦ પૌન્ડનો સખ્ત દંડ મૂકવામાં આવ્યો. જર્મનીના પૂર્વ ભાગમાં પોલેન્ડને માટે કોરીડોર કાઢી આપવામાં આવી. જર્મન દરિયાઈ કાફલો સ્કાપાફ્લોમાં સળગાવી દેવામાં આવ્યો. યુપેન માલ્મેડી પ્રાંત બેલ્જીયમને આપવામાં આવ્યો. સાઈલેસીયાનો ઉપરનો ભાગ જેમાં ખનીજની ખાણો હતી તે પોલેન્ડ અને ઝેકોસ્લોવેકીયા વચ્ચે વહેંચી લેવામાં આવ્યો. વર્સાઈના કરારોએ કૈઝર ઉપર કામ ચલાવવા માગણી કરી હતી, પણ કૈઝર હોલેન્ડમાં ભાગી ગયેલ હતો, અને હોલેન્ડ ગવર્મેન્ટે તેને સોંપવા ચોકખી ના પાડી દીધી. જર્મની પોતાનો દંડ પૂરો ન ભરી શકતાં ફ્રાન્સે જર્મનીનો રૂહ્ર પ્રાન્ત કબજે કર્યો. આ સિવાય ઇસ્ટોનીયા, લેટવીયા, લીથુઆનીયા, ફીનલેન્ડ, ઝેકોસ્લોવેકીયા, યુગોસ્લાવીયા વગેરે નાનાં સ્વતંત્ર રાજ્યો બનાવવામાં આવ્યાં. જે જે પ્રજાઓને ગત યુદ્ધમાં અન્યાય થયો તેના પ્રત્યાઘાત રૂપે ત્યાં આક્રમણકારી રાષ્ટ્રવાદ જન્મ્યો. રશિયામાં સામ્યવાદ થયો, જર્મનીમાં હિટલરે નાત્ઝીપક્ષની સ્થાપના કરી, અને વર્સાઈના કરારથી થયેલા અન્યાયો દૂર કરવા માટે પ્રજા પાસે સખ્ત કાર્યક્રમ રજૂ કર્યો અને તીવ્ર સ્વદેશાભિમાન જગાવ્યું. હિટલરે ૧૯૩૪માં જર્મનીમાં સત્તાધિશ બન્યા પછી વર્સાઈના કરારોને એક પછી એક તોડવાનું કાર્ય શરૂ કર્યું. આજે વર્સાઈના કરારોએ વાવેલાં યુદ્ધનાં બીજ ફાલીફુલીને મોટાં બન્યાં છે, અને તેનાં પરિણામો બધાં રાજ્યો સહન કરે છે.

વર્સાઈના કરારોમાંથી એક જ રચનાત્મક વસ્તુ મળી આવે છે અને તે રાષ્ટ્રસંઘની સ્થાપના છે.

## રાષ્ટ્રસંઘ ( League of Nations )

વર્સાઇના કરારો જેમ આજે તૂટી ફૂટી નષ્ટ થયા છે, તેમ તેમાંથી ઉદ્‌ભવેલી સંસ્થાઓ પણ મૃતઃપ્રાય બનેલ છે. આજે રાષ્ટ્રસંઘ માટે બહુ કહેવું તે જરા હાસ્યાસ્પદ લાગે, પરંતુ આ એક જ સંસ્થા છે કે જેમાં માનવબંધુત્વ, યુદ્ધનાશ, અને આંતરરાષ્ટ્રવાદનાં બીજો સમાયેલાં છે. આટલા પૂરતું આ સંસ્થાની સફળતા અગર નિષ્ફળતાનાં કારણો જાણવાં આવશ્યક બને છે. અમેરીકાના જાણીતા પ્રમુખ વિલ્સનની એવી ઇચ્છા હતી કે ગત યુદ્ધ એ જગતનું છેલ્લું યુદ્ધ થાય, અને જગતની આગામી શાંતિ અને સુલેહની વ્યવસ્થા તથા સંરક્ષણ કરવા માટે એક એવી સંસ્થા રહેવી જોઇએ કે જે આ કાર્ય સફળતાપૂર્વક કરી શકે. પ્રમુખ વિલ્સને તેની આ યોજનાના ૧૪ મુદ્દાઓ યુદ્ધ પછીની પેરીસની શાંતિ પરિષદમાં વિજેતા રાજ્યો પાસે રજૂ કર્યા. પણ વિજેતા રાજ્યોને તો તેની નુકસાનીનો બદલો જોઇતો હતો. આ બદલાના વળતરમાં વિજેતા રાજ્યોએ પ્રમુખ વિલ્સનની આ યોજના કબુલ રાખી. આમ રાષ્ટ્રસંઘ એ વર્સાઇના કરારોનો ભાગ બને છે. આ કરારમાં પરાજીત પ્રજાને કરવામાં આવેલા અન્યાયો અમેરીકાની પ્રજાને સાલ્યા. અમેરીકાની પ્રજાએ પ્રમુખ વિલ્સને કરેલી સધિ અને રાષ્ટ્રસંઘની યોજના નાકબૂલ રાખી અને રાષ્ટ્રસંઘમાં જોડાવાની ના પાડી. આમ રાષ્ટ્રસંઘના અમેરીકન સર્જનહારની યોજનાનો અમેરીકાની પ્રજાએ જ પ્રતિકાર કર્યો, અને આથી પ્રમુખ વિલ્સનને પ્રમુખપદેથી ખસી જવું પડ્યું હતું. હજુ સુધી અમેરીકા રાષ્ટ્રસંઘમાં જોડાયું નથી! આમ શરૂઆતમાં જ રાષ્ટ્રસંઘનાં પગરણ અશુભ ઘડીએ થતાં હોય તેમ લાગે છે, અગર તો તેની પોકળતાનું અમેરીકાની પ્રજાને સૌથી પ્રથમ ભાન થાય છે.

રાષ્ટ્રસંઘના લેખિત બંધારણના દસ્તાવેજને Covenant (કાવેનન્ટ) કહેવામાં આવે છે, જેમાં રાષ્ટ્રસંઘના સંચાલનના હેતુઓ તથા ઉદ્દેશો પણ જણાવવામાં આવેલ છે. રાષ્ટ્રસંઘના લેખિત બંધારણથી રાજ્યતંત્રમાં બને

છે તેમ તેના સંચાલનમાં કેટલીક પ્રથાઓ તથા પ્રણાલિકાઓ પણ ઉદ્દભવે છે. રાષ્ટ્રસંઘના બંધારણની કેટલીક કલમોનો હજુ સુધી ઉપયોગ થયો નથી જ્યારે કેટલાકમાં તો ઘણા ફેરફારો પણ કરવામાં આવેલ છે.

## રાષ્ટ્રસંઘના હેતુઓ

રાષ્ટ્રસંઘનો મુખ્ય હેતુ લડાઈને નાબૂદ કરવાનો હતો, પણ આ હેતુ બર આવેલ નથી. રાષ્ટ્રસંઘના સભ્યો થયેલા રાજ્યો વચ્ચે જે જે સંધિ, કરારો, અને સુલેહ થયેલ હોય તે રાષ્ટ્રસંઘ છપાવીને બહાર પાડે અને તેની જાહેર જાણ કરે. આ સિવાય ધી હેગમાં નવી કોર્ટ સ્થાપવામાં આવી જે રાષ્ટ્રસંઘનાં રાજ્યો વચ્ચે ઉપસ્થિત થતી સાધારણ તકરારોનો નીવેડો લાવે. આ ઉપરાંત રાજ્યો વચ્ચેની મોટી તકરારોનો નિર્ણય લાવવા એક બીજી લવાદ કોર્ટની સ્થાપના પણ કરવામાં આવી હતી. યુદ્ધ નાબૂદ કરવા માટે સૌથી અગત્યની વસ્તુ શસ્ત્રસંન્યાસ છે.

## શસ્ત્રસંન્યાસ ( Disarmament )

રાષ્ટ્રસંઘનો મુખ્ય હેતુ યુદ્ધનાશ હતો એટલે તે માટે હથિયારો અને લડાયક શસ્ત્રો પર પ્રતિબંધ મૂકવો એ રાષ્ટ્રસંઘનો મહત્ત્વનો પ્રયત્ન બન્યો. રાષ્ટ્રસંઘના બંધારણમાં કેટલીક એવી કલમો હતી કે જેથી રાષ્ટ્રસંઘના સભ્ય બનેલ રાજ્ય પોતાની આંતરિક સલામતી પૂરતાં શસ્ત્રો રાખી શકે, અને હથિયારો કોઈએ ખાનગી રીતે ન બનાવવાં તેમ નક્કી કરવામાં આવ્યું. રાષ્ટ્રસંઘના સભ્યો વચ્ચે શસ્ત્રો સંબંધી પૂરી ચોખવટ થવી જોઈએ તેમ નક્કી કરવામાં આવ્યું. ઈ. સ. ૧૯૩૧, ૧૯૩૨, ૧૯૩૩ માં શસ્ત્રસંન્યાસ માટે કેટલીક પરિષદો પણ ભરવામાં આવી. છેલ્લી પરિષદ ૧૯૩૪માં ભરાઈ ને બરખાસ્ત થઈ, પણ પરિણામ શૂન્ય જ રહ્યું. આનું કારણ એ હતું કે પરિષદમાં આ દરખાસ્ત લાવનાર રાજ્યોની દાનત સારી હતી નહિ અને એકબીજા વચ્ચે જોઈએ તેવો વિશ્વાસ પણ હતો નહિ. પરિણામે એક તરફથી

બધા શસ્ત્રસંન્યાસની વાતો કરતા હતા ત્યારે બીજી બાજુથી શસ્ત્રસરંજામની શરત ચાલતી હતી. આ શસ્ત્રસરંજામ વધતો જ ગયો અને વખત એવો આવી પહોંચ્યો કે જ્યારે આ શસ્ત્રોનો ઉપયોગ પણ થવા માંડયો.

## રાષ્ટ્રસંઘની પ્રાપ્તિઓ

રાષ્ટ્રસંઘનાં છેલ્લાં વીસ વર્ષમાં તેની પ્રવૃત્તિ અને પ્રાપ્તિઓનો સરવાળો કાઢીએ છીએ તો તે તદ્દન સાધારણ વસ્તુઓ છે તેમ જણાય છે. ગતયુદ્ધ પછી યુદ્ધકેદીઓને પાછા સોંપવા બાબતમાં ઉભી થયેલ મુશ્કેલીઓ વખતે રાષ્ટ્રસંઘે મદદ કરી હતી. ઇ. સ. ૧૯૨૧ થી ઈ. સ. ૧૯૨૬ સુધીમાં રાષ્ટ્રસંઘે ઑસ્ટ્રીયાની આર્થિક સ્થિરતા માટે મદદ કરી અને આયર્લેન્ડના ટાપુઓ અને ગ્રીક–બેલ્જીયમ ઝઘડાઓની પતાવટ કરેલ છે. ઉપરાંત કેટલાંક રાજ્યમાં લઘુમતીઓને બહુમતીઓના જુલ્મો સામે પણ મદદ કરેલ છે. સાર અને ડાન્ઝીઝ જે જર્મની પાસેથી લઇ લેવામાં આવ્યા હતાં તેનો વહીવટ રાષ્ટ્રસંઘ દ્વારા થતો હતો. સારનો વહીવટ ૧૯૩૫ માં ફરી પાછો જર્મનીને સોંપાઈ ગયો. આ સિવાય વ્યવહારનાં સાધનો માટે, જાહેર આરોગ્ય અને વેપાર માટે પણ રાષ્ટ્રસંઘે તેના સભ્યો વચ્ચે સહકાર અને સંમતિની ભાવનાથી કામ લેવા મદદ કરેલ છે.

## રાષ્ટ્રસંઘની સભા

રાષ્ટ્રસંઘના બંધારણમાં એસેમ્બ્લી, કાઉન્સીલ, સેક્રેટેરીયેટ, અને હેગકોર્ટ તેવા વિભાગો છે. રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં સંઘના બધા સભ્યો બેઠકો લે છે. સભ્ય તરીકે દરેક રાજ્યમાંથી ત્રણ પ્રતિનિધિઓ આવે છે. યુરોપનાં રાજ્યોમાંથી આજે જર્મની, ઇટલી, રશિયા વગેરે રાષ્ટ્રસંઘમાંથી નીકળી ગયેલ છે અને પૂર્વમાંથી જાપાન પણ નીકળી ગયેલ છે. અમેરીકા તો પહેલેથી જ રાષ્ટ્રસંઘમાં ભળ્યું ન હતું. સંઘની એસેમ્બ્લીની સભા દરવર્ષે જીનીવામાં મળે છે. દરેક સભ્યને એક મત રહે છે. સંઘની સભા દરવર્ષે મેવા

સભ્યોને દાખલ કરવા બાબત તથા વાર્ષિક બજેટની ચર્ચા કરે છે. સંઘના ખર્ચાઓ બધા સભ્યો વચ્ચે પ્રમાણમાં વહેંચાઈ જાય છે.

## રાષ્ટ્રસંઘની કાઉન્સીલ

આ રાષ્ટ્રસંઘની કાઉન્સીલ રાજકીય કારોબારીની જેમ કામકાજ કરે છે. કાઉન્સીલના સભ્યોની સંખ્યા ૧૩ ની છે જેમાં ૩ કાયમી અને ૧૦ બિનકાયમી સભ્યો રહે છે. રશિયા નીકળી જતાં હવે બારની સંખ્યા રહે છે. રશિયાએ ફીનલેન્ડ પર રાષ્ટ્રસંઘના સભ્ય હોવા છતાં આક્રમણ કર્યું છે એટલા માટે રશિયાને રાષ્ટ્રસંઘમાંથી કાઢી મૂકવામાં આવેલ છે. કાઉન્સીલના બિનકાયમી સભ્યોની ત્રણ વર્ષને માટે ચૂંટણી થાય છે, અને તેમાંથી ત્રીજો ભાગ દરવર્ષે નીકળી જાય છે. આ સભ્યોમાંથી એક રાજ્યના સભ્ય પ્રમુખ તરીકે કામ કરે છે. સ્વાભાવિક રીતે કાઉન્સીલની સભા વર્ષમાં ચાર વખત મળે છે અને રાષ્ટ્રસંઘની એસેમ્બ્લી માટેનું કામકાજ તૈયાર કરે છે. કાઉન્સીલ અને એસેમ્બ્લીના નિર્ણયો અમુક અપવાદો સિવાય મળતા રહે છે. આવી જાતની પદ્ધતિને લઈને રાષ્ટ્રસંઘનું કામકાજ મુશ્કેલ અને ઘણું ધીમું રહે છે. સંઘના કોઈ પણ ઠરાવને કોઇ પણ સભ્ય બનેલા રાજ્યમાં લાગુ કરવા માટે તે રાજ્યે આ ઠરાવને અનુમોદન આપેલ હોવું જોઇએ. પણ જો સભ્યો વચ્ચે તકરાર હોય તો આ એસેમ્બ્લી અને કાઉન્સીલના ઠરાવો સહમત રહેવા જોઇએ તે ધોરણમાં ફેરફારો થઇ શકે છે. તકરારી રાજ્યોને બીજા બધા સભ્યોનો સર્વાનુમતે પસાર થયેલ ઠરાવ બંધનકારક નીવડે છે, પણ જો ઠરાવ બહુમતીથી પસાર થયો હોય તો તે ઠરાવ માત્ર સૂચનાત્મક રહે છે.

## રાષ્ટ્રસંઘનું સેક્રેટરીયેટ ( કચેરી )

રાષ્ટ્રસંઘનું સેક્રેટરીયેટ જીનીવામાં આવેલ છે. આમાં ૫૦૦ જેટલા અધિકારીઓ કામ કરે છે. દરેક અધિકારીને મંત્રી હોય છે જે દેશ પરદેશથી ચૂંટવામાં આવેલા હોય છે. આ સેક્રેટરીયેટના વડાને સેક્રેટરી જનરલ કહેવામાં

આવે છે જેની નિમણૂક ૧૫ વર્ષને માટે કરવામાં આવે છે. સેક્રેટરીયેટના કામ પ્રમાણે વિભાગો છે અને આ વિભાગો રાજકીય, આર્થિક, નાણાંકીય, મેન્ડેટરીમુલક, શસ્ત્રસંન્યાસ, જાહેર આરોગ્ય અને કેટલીક સામાજીક બાબતોને લગતા છે. આની શાખાઓ લન્ડન, પેરીસ, રોમ વગેરે શહેરોમાં રાખવામાં આવેલ છે. સંઘના સેક્રેટરીયેટમાં જગતભરનાં રાજ્યો સાથે જબરજસ્ત પત્રવ્યવહાર રહે છે. ઓફીસની રેકર્ડ જેને Treaty Series કહેવામાં આવે છે તેમાં સંઘના સભ્યો વચ્ચે થયેલા કરારોનો પણ સમાવેશ થાય છે. સંઘની ઓફીસના તમામ અધિકારીઓને જગતમાં ગમે ત્યાં પાસપોર્ટ કે દાણ જડતીમાંથી પસાર થયા વગર મુસાફરી કરવાની છૂટ હોય છે.

### લઘુમતી સંરક્ષણ

સંઘની કચેરીનો એક વિભાગ લઘુમતી સંરક્ષણને લગતો રહે છે. મધ્ય તથા પૂર્વ યુરોપમાં વર્સાઈના કરારોથી ઘણાં નાનાં રાજ્યો ઉભાં કરવામાં આવેલ છે અને આ રાજ્યો તે એક પ્રજાનાં બનેલાં રાજ્યો ન હતાં. દાખલા તરીકે પોલેન્ડ, ઝેકોસ્લોવેકીયા, યુગોસ્લાવીયા વગેરેમાં અનેક જાતની લઘુમતીઓ હતી, અને લઘુમતીના હિતોનું સંરક્ષણ કરવાની જવાબદારી સંઘને સોંપવામાં આવી હતી.

### આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ

ધી હેગ કોર્ટ એ ઝાર નીકોલસ બીજા અને કારનેગીએ ગતમહાયુદ્ધ પહેલાં ચાલુ કરેલ સંસ્થાની પુનર્વ્યવસ્થા છે. આ કોર્ટમાં અગ્યાર ન્યાયાધીશો અને ચાર ઉપન્યાયાધીશો નવ વર્ષ માટે એસેમ્બ્લી તથા કાઉન્સીલ તરફથી ચૂંટાય છે. આ પંદર ન્યાયાધીશો ૧૫ જુદી જુદી પ્રજામાંથી આવે છે. આ ન્યાયકોર્ટનો ઠરાવ સંઘનાં રાજ્યોને બંધનકારક રહે છે. આ ન્યાયકોર્ટના ઠરાવો બહાર પાડવામાં આવે છે અને ફેંસલાઓ બધા ન્યાયાધીશો સાથે બેસીને સાંભળે છે. જ્યાં મોટાં રાજ્યોના પ્રશ્નો હેગ

પોતાનો સ્વતંત્ર કાયદાનો અભિપ્રાય જણાવી શકે છે. આ કોર્ટ આંતરરાષ્ટ્રીય કાયદાના સંગ્રહ કરવાના કાર્યમાં ઘણો જ રસ લે છે, અને આ કામ માટે તેને જગતના બાહોશ ધારાશાસ્ત્રીઓની મદદ પણ મળે છે.

**લવાદ કોર્ટ**

કોઈ સભ્યને ધી હેગ કોર્ટમાં જવું ન હોય તો તેના માટે અમુક કારણ પૂરતી લવાદ કોર્ટ ઉભી કરવામાં આવે છે. ધી હેગ કોર્ટમાં અને આ લવાદ કોર્ટમાં માત્ર તફાવત એટલો જ રહે છે કે આ કોર્ટમાં અમુક વખત પૂરતી જ ન્યાયાધિશોની નિમણૂંક કરવામાં આવે છે.

**મેન્ડેટેડ મુલકો**

વિજેતા મિત્રરાજ્યોના મદદનીશ તરીકે રાષ્ટ્રસંઘને કેટલુંક વહીવટી કામ પણ આવી પડયું. આમાં સાર અને ડાન્ઝીંગ મુખ્ય હતાં. જર્મની પરાજીત થતાં તેનાં બધાં સંસ્થાનો પડાવી લેવામાં આવ્યાં. ટર્કીનો પણ અમુક મુલક લઈ લેવામાં આવ્યો. શરૂઆતમાં આ બધા મુલકો સંઘના વહીવટ હેઠળ મૂકવામાં આવ્યા અને પછીથી મિત્રરાજ્યો વચ્ચે તેના ભાગ પાડી લેવામાં આવ્યા હતા. વિજેતા રાજ્યો રાષ્ટ્રસંઘના આદેશ (Mandate) મુજબ વહીવટ ચલાવે તેને મેન્ડેટેડ ટેરીટરી કહેવામાં આવે છે. મેન્ડેટેડ મુલકના ત્રણ વિભાગો છે. પ્રથમ વિભાગના મુલકો જેવા કે પેલેસ્ટાઈન, મેસોપોટેમીયા તથા ઇરાક વગેરે વહેલાં કે મોડાં સ્વતંત્ર રાજ્યો થઇ શકે તેમ હતા. આમાંથી સીરીયા ફ્રાન્સ નીચે મૂકવામાં આવ્યું અને પેલેસ્ટાઈન તથા ઇરાક બ્રિટન નીચે મૂકવામાં આવ્યાં. ઇરાકને ઇ. સં. ૧૯૩૧ માં સ્વતંત્ર કરવામાં આવેલ છે, અને સંઘમાં તેને સભ્ય પણ બનાવવામાં આવેલ છે. બીજા વર્ગના મેન્ડેટેડ મુલકમાં ટાંગાનીકા અને ટોગોલેન્ડ છે જે બ્રિટનને સોંપવામાં આવ્યા હતા, જ્યારે કેમેરૂન્સના બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે ભાગલા પાડી લેવામાં આવ્યા. દર વર્ષે આ મુલકમાં સાંની પ્રજા પરના ચાલતા રાજતંત્રનો અહેવાલ રાષ્ટ્રસંઘ પાસે રજૂ કરવામાં આવે છે. ત્રીજા વર્ગના

મુલકો વિજેતા ગન્યોના પ્રદેશોમાં ભેળવી દેવામાં આવેલ છે આ મુલકો ઘણાખરા પેસીફીક અને દક્ષિણ-પશ્ચિમ આફ્રિકાના પ્રદેશોમાં આવેલા હતા.

### રાષ્ટ્રસઘની સામાજીક પ્રવૃત્તિઓ

ઓગણીસમી સદીમા જે આતગ્ગાષ્ટ્રીય હેતુથી સામાજીક સસ્થાઓ થઈ હતી તે લગભગ બધી ગાષ્ટ્રસઘમાં જોડાઈ ગઈ જે જોડાયેલ ન હતી તેના મુખ્ય મથકો પણ જીનીવામા જ નાખવામા આવ્યા જીનીવા એ આંતગ્રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું થાણુ બને છે ગષ્ટ્રસઘે તેની સામાજીક પ્રવૃત્તિમાં અફીણનો વેપાગ, સ્ત્રીઓ તથા બાળકોનો વેપાગ, અને ગુલામીની પદ્ધતિ દૂર કગ્વા ઘણી જહેમત ઉઠાવી છે આ સિવાય જાહેર આરોગ્ય માટે તથા કેટલાક ચેપી દગ્દો સામે પણ ઘણ કાળજીપૂર્વક કામ કરેલ છે

આતગ્ગાષ્ટ્રીય મજૂગ્મડળ (International Labour Organisation)ની પ્રવૃત્તિ પણ રાષ્ટ્રસઘની છે આ મડળની શાખાઓ આજે જગતભગ્મા જોવામા આવે છે આ સસ્થા મજૂરોની સ્થિતિ સુધાગ્વા તથા તેનાં હિતો માટે પૂરતુ લક્ષ્ય આપે છે મજૂરોની ગરીબ સ્થિતિ આ સસ્થા ખુલ્લી પાડે છે અને મજૂરોને અમુક સગવડતાઓ આપવા માટે ભલામણુ કરે છે આ ઉપગંત એક આતગ્ગાષ્ટ્રીય સેવાદળની પ્રવૃત્તિ પણ સઘના આશ્રયતળે ચાલે છે આ સેનાદળ દુષ્કાળ, તથા બીજી કુદગ્તી આફ્તો આવી પડે ત્યારે રાહત આપવાનુ મમમાજ કરે છે આ સિવાય Committee of Intellectual Co-operation (બૌદ્ધિક સહકારીમડળ)ની પ્રવૃત્તિ શખવામા આવેલ છે, જેમા જગતના મહાન સાહિત્યકારો કલાકારો, વૈજ્ઞાનિકો વગેરેનો સહકાર સાધવામા આવે છે અને જગતમાથી શાતિ અને વિશ્વબધુત્વના વિચારો ફેલાવવા માટે તેમની મદદ લેવામા આવે છે જ્યારે પ્રજા પ્રજા વચ્ચે એક બીજાના પ્રત્યે તિરસ્કાર જન્માવવા માટે ઘણી પ્રવૃત્તિઓ ચાલતી હતી ત્યારે સઘનું આ કાર્ય જરૂર પ્રશસ્ય હતુ આ સિવાય સઘના ઉપક્રમે બે આતરગાષ્ટ્રીય આર્થિક પરિષદો ઇ સ ૧૯૨૭ અને ૧૯૩૩ માં

ભરવામાં આવી. આ પરિષદમાં એમ નક્કી કરવામાં આવ્યું કે જ્યાં સુધી આંતરરાષ્ટ્રીય આર્થિકવાદ સફળ ન બને ત્યાં સુધી રાજકીય આંતરરાષ્ટ્રવાદ નકામો હતો. આ પરિષદોનો કાંઈ સફળ અંજામ ન આવ્યો.

## રાષ્ટ્રસંઘની સરિયામ નિષ્ફળતા

રાષ્ટ્રસંઘ એ જગતના ઇતિહાસમાં આવી પ્રથમ સંસ્થા ઉદ્‌ભવેલ છે તેજ તેની ઉપયોગીતા છે. આજે આ સંસ્થા તેના ઉદ્દેશો પાર પાડવાના કાર્યમાં સખ્ત રીતે નિષ્ફળ ગયેલ છે. રાષ્ટ્રસંઘની નિષ્ફળતાનાં કારણો નીચે મુજબ છે.

(૧) પ્રથમ તો આ સંસ્થામાં યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકા ન ભળ્યાં તે સખ્ત ફટકો હતો. આ સંસ્થાના સર્જક વુડરો વીલ્સનનો વિજેતા રાજ્યોએ ઘણો ગેરલાભ ઉઠાવ્યો હતો તેમ અમેરીકાની પ્રજાને પ્રતીતિ થઇ. અમેરીકા આ સંઘની પોકળતા તુરત પારખી ગયું. રાષ્ટ્રસંઘ યુરોપી રાજખટપટમાં એટલું બધું ગ્રસ્ત હતું કે યુનાઇટેડ સ્ટેટસને કોઈ પણ જાતના ફાયદાના અભાવે જોડાવાનું મન પણ ન થયું.

(૨) રાષ્ટ્રસંઘ શસ્ત્રસંન્યાસની બાબતમાં કાંઈ પણ ન કરી શકતાં તેમના બીજા ઉદ્દેશો બાબતમાં કોઇને વિશ્વાસ ઓછો નહિ.

(૩) નાનાં રાજ્યોને રાષ્ટ્રસંઘના ઉત્પાદન માટે શંકા હતી કે આ સંસ્થા માત્ર મોટાં રાજ્યોએ પોતાની સલામતી અને લડાઇમાં મેળવેલ ભાગને તથા પોતાનાં રાજકીય વર્ચસ્વને કાયમ રાખવા આ એક તૂત ઉભું કર્યું હતું. રાષ્ટ્રસંઘમાં વિશ્વાસ ન હતો તેવાં રાજ્યો રાષ્ટ્રસંઘને "Mutual Insurance Society" કહેતાં. નાનાં રાજ્યોની શંકા અસ્થાને પણ ન હતી. તેઓ માનતાં કે રાષ્ટ્રસંઘ એ મુખ્યત્વે મોટાં રાજ્યોએ પોતાની સલામતી ખાતર બહારનો આદર્શવાદી ઢોળ ચડાવીને ઉભી કરેલ સંસ્થા હતી. મહત્વના તથા કટોકટીના સમયે રાષ્ટ્રસંઘ કાંઈ પણ ન કરી શક્યું.

'૪) રાષ્ટ્રસંઘના બંધારણની ૧૬ મી કલમમાં જે કોઈ રાજ્ય સંઘના
| ઉલ્લંઘન કરે તેની વિરૂદ્ધ બધાં રાજ્યોએ એકત્ર થઇને યુદ્ધ કરીને
.યમો પળાવવા જોઇએ તેમ નક્કી કરવામાં આવેલ છતાં પણ આ
માજે નિરર્થક બનેલ છે. જાપાને ચીન પર લડાઈ કરી મન્ચુકુઓ
યું અને ઇટાલીએ એબીસીનીયા લઈ લીધું છતાં પણ રાષ્ટ્રસંઘ કાંઇ
કર્યું નહિ. આજના સરમુખત્યારોએ રાષ્ટ્રસંઘને જીવલેણ ફટકાઓ
નેર્જીવ બનાવી દીધેલ છે. રાષ્ટ્રસંઘનો સંઘ આજે દ્વારિકા પહોંચ્યા
રસ્તામાં જ ખતમ થયેલ છે. રાષ્ટ્રસંઘની પોકળતા અને નિર્બળતા
ખુલ્લી પડી ગયેલ છે. રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયો કારણ કે તેની પાછળ
, પ્રમાણિકતા અને શુભ નેમનો અભાવ હતો. જો હજુ પણ
તુ અને સારી દાનતથી આ સંઘની પુનર્યોજના કરવામાં આવે તથા
સાર્વજનિક બળ કાર્યમાં મૂકવામાં આવે તો આંતરરાષ્ટ્રીય શાંતિ
| અને અશકય વસ્તુ ન બને. આજે ભલે રાષ્ટ્રસંઘ કબરમાં સુતેલ
, પરંતુ આ યોજનામાં ભવિષ્યનાં આંતરરાષ્ટ્રીય સ્વાસ્થ્ય, સુખ, અને
। બીજો રોપાયેલાં છે. આથી જ આ સંસ્થા વિષે જાણવું
.ક બનેલ છે.

રરાષ્ટ્રવાદ અને શાહીવાદ

આંતરરાષ્ટ્રવાદ અને શાહીવાદ બન્ને પરસ્પર વિરોધી સિદ્ધાંતો છે.
ક રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયો કારણ કે તેના આંતરરાષ્ટ્રવાદનાં મૂળમાં
ાદી પાણી સિંચાયાં હતાં. શાહીવાદ સ્વાર્થી, આક્રમણકારી, અને શોષણ
છે, જ્યારે આંતરરાષ્ટ્રવાદ એ જગત સમગ્રની માનવતાની સમાનતા,
ાવ અને સ્વાતંત્ર્ય ઇચ્છનારી વસ્તુ છે. આજે શાહીવાદના વિકરાળ
ભયંકર સ્વાર્થની ભૂખમાં જગતની પ્રજાનો મોટો ભાગ ભોગ બનેલ છે.
ી યાદવાસ્થળી અને યુદ્ધતાંડવ આ વાદનું જ પરિણામ છે. યુદ્ધ જેવી
। સદંતર નાશ કરવા માટે આંતરરાષ્ટ્રવાદ એક જ તેનો પ્રતિકાર છે.

આજે મનુષ્ય વ્યક્તિવાદમાંથી સમાજવાદ સુધી પહોંચ્યો છે, અને હવે સમાજવાદમાંથી સમષ્ટિવાદ સુધી પહોંચવાનું કાર્ય મુશ્કેલ નથી. પણ અધગાળાનો સમય અને ભોગ મનુષ્યની કપરામાં કપરી પરીક્ષા કરશે તે નિર્વિવાદ છે.

## (૪) શાંતિવાદ ( Pacifism )

જગતમાં શાંતિ, સુલેહ અને સુવ્યવસ્થા સ્થાપવા માટે લાખો વર્ષો થયાં મનુષ્યો ઝંખના કરે છે. પણ એ શાંતિ આજ દિવસ સુધી માણસોને મળેલ નથી. ગુફામાં રહેતા અને ઝાડની છાલ વડે શરીર ઢાંકતા માનવીની અવસ્થાથી માંડી આધુનિક ૬૦ મજલાના પ્રાસાદોમાં વસતા અને કપડાંમાં સજ્જ થયેલા માનવોની સંસ્કૃતિ તપાસશું તો માલમ પડે છે કે માનવ-ઇતિહાસ એટલે યુદ્ધો, લડાઈઓ, ખૂનામરકી અને ખાનાખરાબી. અર્વાચીન મનુષ્ય તેના પૂર્વજોના જંગલીપણા ઉપર હસે છે. પણ વિચાર કરવો ઘટે કે આજના કે પૂર્વના મનુષ્યોમાં ફેરફાર માત્ર જંગાલીયત વાપરવાના સાધનોમાં થયેલ હોવાનું જણાય છે. વખતે જંગલીપણામાં વૃદ્ધિ કર્યાનો દોષ આધુનિક લડાઇઓ જોતાં આજના મનુષ્યના શિરે મૂકી શકાય. મનુષ્ય બહારથી સંસ્કૃત બને પણ જ્યાં સુધી તેનુ અહં, સ્વાર્થ, અને લડાયકવૃત્તિ તેના તે સ્વરૂપમાં રહે ત્યાં સુધી કાંઇ પણ સુધારો થવાની આશા વ્યર્થ છે. છતાં પણ મનુષ્યનો બધો વર્ગ એવો નથી હોતો કે લડાઇઓ અને યુદ્ધો કરવામાં આનંદ માને. પ્લેટો, સોક્રેટીસ, બુદ્ધ, ક્રાઇસ્ટ, કન્ફ્યુશીયસ, ગાંધી વગેરે અનેક મહાત્માઓએ માનવજાતના ઉત્કર્ષ માટે અથાગ પરિશ્રમ વેઠયો છે અને ઘણા ભોગ આપેલ છે. પણ એ આધ્યાત્મિક કૈલાસશૃંગના અધિકારીઓની પાછળ ઘસડાતી પામર જનતા હજુ તેમનાં તત્ત્વોને જરાપણ પીછાની શકી નથી. છતાં પણ નિરાશાને સ્થાન નથી. પ્રગતિની ગતિ સીધી નથી. મનુષ્યમાંથી વ્યક્તિ, વ્યક્તિનાં કુટુમ્બો, કુટુમ્બમાંથી ગોત્ર, ગોત્રમાંથી જાત, અને જાતમાંથી રાષ્ટ્ર બનેલ છે તે સહેલાઇથી સમજી શકાય તેવી બાબત છે. રાષ્ટ્ર પાસે આવીને

અટકેલું મનુષ્ય જીવનનું એક વધુ પગથિયું ચડવા પ્રયત્ન કરી રહ્યું છે. આ પ્રયત્ન તે વિશ્વબંધુત્વનો છે. ભલે આ માનવબંધુત્વનો સિદ્ધાંત આદર્શ અને અશક્ય લાગે, પણ આજે સમૂહવાદ જે પ્રગતિ કરી રહ્યો છે તે જોતાં વ્યષ્ટિ અને સમષ્ટિના ભેદો વધુ વખત લાંબા ચાલી શકે તેમ લાગતું નથી. મનુષ્યમાં છૂપાઈ રહેલી દૈવી અને શુભ શક્તિઓ તેની ઉપરનાં આચ્છાદનો દૂર થતાં તુરત જ બહાર આવે છે; અને આ આચ્છાદનો દૂર ત્યારે જ થાય કે જ્યારે મનુષ્ય કોઈને નહિ પણ પોતાને પીછાને.

## (૫) અહિંસાવાદ ( Doctrine of Non-Violence )

અહિંસાવાદના પ્રથમ ઉત્પાદક મહાત્મા બુદ્ધ છે. મહાત્મા બુદ્ધ પછી અનેક તત્ત્વચિંતકો તથા ફિલસુફોએ અહિંસા ઉપર લખેલ છે અને તેના સિદ્ધાંતોને જીવનમાં પણ ઉતારેલ છે. પરંતુ અહિંસાને રાજકારણના સિદ્ધાંત તરીકે અપનાવનાર જગતના પ્રથમ પુરૂષ મહાત્મા ગાંધીજી છે. મહાત્મા ગાંધીજીએ રાજકારણમાં રાજકીય ચળવળ કરવામાં તથા રાજકીય અધિકારો મેળવવામાં અહિંસાનો અક્ષરશઃ ઉપયોગ કરેલ છે. અહિંસા અને સત્ય બેઉ સહચારી છે. અહિંસાવાદમાં હિંસા, ખટપટ, અસત્ય, અપ્રમાણિકતાને સ્થાન રહેતું નહિ, એટલે અહિંસાના સાથીદારો તરીકે સત્ય, પ્રમાણિકતા, પ્રેમ, અને એકનિષ્ઠા રહે છે. અહિંસાવાદમાં શત્રુ તરફ સમભાવ અને પ્રેમ દાખવી તેનો હૃદયપલટો કરી તેની પાસેથી અધિકારો લેવામાં આવે છે અગર તો તેને સદ્‌માર્ગે દોરવામાં આવે છે. અહિંસાવાદનો રાજકારણમાં પ્રથમ પ્રયોગ મહાત્મા ગાંધીજીએ આફ્રિકામાં કરેલો. હિંદીઓ પ્રત્યે રંગભેદને અંગે ત્યાં ઘણો જ તુચ્છ વર્તાવ રાખવામાં આવતો. મહાત્મા ગાંધીજીએ બંધારણીય ચળવળ ઉપાડી અને અહિંસાનું આચરણ રાખે તેવા સાથીદારો તથા સૈનિકો ભેગા કર્યા, અને હિંદીઓ માટે અધિકારો મેળવ્યા. હિંદમાં આવીને મહાત્મા ગાંધીજીએ હિંદીઓને રાજકીય અધિકારો મેળવવા માટે અહિંસાવાદી ચળવળ ઉપાડી. અહિંસાવાદને રાજકીય ચળવળના હથિયાર તરીકે વાપરવામાં પ્રથમ

ઘણી મુશ્કેલીઓ નડી. પણ હિંદ જેવા આધ્યાત્મિક અને ધર્મમાં માનવાવાળા દેશમાં અહિંસાનો સિદ્ધાંત એ નવી વાત ન હતી એટલે તે પ્રજાને તુરતજ ગળે ઉતરી. મહાત્મા ગાંધી કોંગ્રેસના અધિષ્ઠાતા બનતાં કોંગ્રેસની નીતિ પણ અહિંસાત્મક બની.

અહિંસાવાદનો રાજકારણમાં ઉપયોગ કરવા માટે પ્રથમ તો શત્રુનો આર્થિક અને સામાજીક અસહકાર કરી તેને સમજાવવામાં આવે છે. અસહકાર પછી બીજાં પગથિયાં તરીકે કાયદાનો સવિનય ભંગ અને સત્યાગ્રહ કરવામાં આવે છે. શત્રુને સત્ય માટે આગ્રહ કરી જનસમાજના મોટા ભાગના કલ્યાણની આડે આવતા કાયદાઓનો સવિનય ભંગ કરવામાં આવે છે. કાયદાનો ભંગ થાય એટલે સ્વાભાવિક રીતે રાજ્યકર્તાની સાથે અથડામણ થાય અને જેઓ કાયદાનો ભંગ કરે તેમને જેલની સજા કરવામાં આવે. સવિનય ભંગ અને સત્યાગ્રહથી પણ શત્રુ ન માને તો છેલ્લો અહિંસક ઉપાય ઉપવાસનો છે જેમાં આમરણાંત ઉપવાસ આદરી આત્મકષ્ટ કરી શત્રુને મનાવી લેવા માટે પ્રયત્ન કરવામાં આવે છે. સમાધાનવૃત્તિ એ અહિંસાવાદની મુખ્ય ચાવી બને છે.

આ બધા ઉપાયો મહાત્મા ગાંધીજીએ હિંદમાં અમલમાં મૂકેલ છે. ૧૯૨૦–૨૧ માં મહાત્મા ગાંધીજીએ હિંદમાં અસહકારની લડત ઉપાડી અને બ્રિટિશ કોર્ટો, બ્રિટિશ કેળવણીની સંસ્થાઓ, અને સર્વત્ર બ્રિટિશનો અસહકાર કરવા માટે હિંદને સમજાવ્યું. આ લડત જોરશોરથી ચાલી અને બ્રિટનમાં પણ માન્ચેસ્ટર અને લેન્કેશાયરમાં સખ્ત બેકારી ફાટી નીકળી. પણ આ લડતમાં ચૌરીચૌરાના અત્યાચારો તથા હિંસા થતાં મહાત્મા ગાંધીજીને એમ થયું કે હિંદ હજુ તેના સિદ્ધાંતોને અમલમાં મૂકવા તૈયાર નથી એટલે આ લડતને આટોપી લીધી. આ પછી ૧૯૩૦–૩૧માં ફરી પાછી જોરદાર અને વધુ મોટા પાયા પર સવિનયભંગની લડત શરૂ કરી. આ સમય સુધીમાં તો હિંદમાં મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતમાં ઘણાં માણસો માનતાં થઇ ગયાં

હતા કોંગ્રેસ આખી તેની પાછળ હતી સવિનયભંગની લડતથી હિંદભરમા થોડીવાર અશાંતિ, અવ્યવસ્થા, અને અરાજકતાનુ વાતાવરણ ફેલાયુ ૫૦૦૦૦ જેટલા માણસો જેલમા ગયા છેવટે ૧૯૩૧ મા ગાંધી–ઇરવીન કરાર થતા આ લડત સમેટી લેવામા આવી ૧૯૩૧ થી અત્યાર સુધીમા કોંગ્રેસની અહિંસાનીતિ ચાલુ રહી પણ હાલના સંજોગોમા કોંગ્રેસને અહિંસામા પૂર્ણ વિશ્વાસ રહ્યો નહિ તેમને થયુ કે આતરિક રક્ષણ અને બાહ્ય આક્રમણ માટે અહિંસાથી પહોંચી વળવુ તે મુશ્કેલ છે ૧૯૪૦ ની જુલાઇની પૂનાની કોંગ્રેસ કારોબારીની મીટીંગમા બહુમતીથી કોંગ્રેસે અહિંસાવાદ સંપૂર્ણ શ્રદ્ધા હતી તે કોરે મૂકી આમ છતા પણ ફરીથી કોંગ્રેસે ગાંધીજીની નીતિ માન્ય રાખી અહિંસાત્મક લડત ચાલુ કરી છે

અહિંસાવાદનો અમલ કરવો તે સાધારણ વસ્તુ નથી અહિંસાનો અક્ષરશ અમલ કરવા માટે ઘણો જ ઉચ્ચ આત્મનિગ્રહ જોઇએ છીએ અને એ આત્મનિગ્રહ સામાન્ય માણસોમા સંપૂર્ણ રીતે હોઇ શકે તે અસંભવિત છે સમાજમા અહિંસાનુ અક્ષરશ પાલન કરાવી તેને કાયદા વિરુદ્ધ વર્તન કરતા અટકાવવા તે લગભગ અશક્ય વસ્તુ છે ઉપરાત હિંસાવાદી બાહ્ય આક્રમણ સામે અહિંસાથી સામનો કરવો તે બધુ ખોઇ બેસવા બરોબર છે અહિંસા તે આદર્શ તરીકે ઘણી જ ઉચ્ચ વસ્તુ છે, અને જો તે અમલમા મૂકવામા આવે અને અહિંસાથી જગતના લોકો ગેરવર્તન અટકાવી શકતા હોય તો જગત થોડા જ વખતમા સ્વર્ગ બની જાય પરતુ આજના હિંસામય સમયમા અહિંસાની વાત તદ્દન અશક્ય લાગે છે મનુષ્યમા હિંસાવૃત્તિ સહજ છે દરેક પ્રાણીમા આત્મરક્ષણ માટે કુદરતે લડાયકવૃત્તિ મૂકેલી હોય છે એટલે જ્યા સુધી મનુષ્ય પ્રાણી ન મટી શકે ત્યા સુધી લડાયકવૃત્તિ તેમાથી દૂર થાય તે માનવુ ઘણુ જ મુશ્કેલ છે લડાયકવૃત્તિનું સીધુ પરિણામ હિંસા છે અને હજુ સુધી મનુષ્યજાતની ઉત્પત્તિને લાખો વર્ષ થયા માનવામાં આવે છે છતા પણ આ હિંસાવૃત્તિ તેનામાથી નાબૂદ થયેલ નથી કુદરતમા પણ હિંસાવૃત્તિ નથી જોવામા આવતી તેમ નહિ. કેટલાક પ્રાણીઓ માત્ર

બીજા પ્રાણીનો સંહાર કરીને જ નભે છે. પરંતુ મનુષ્ય માત્ર પ્રાણી જ નથી. મનુષ્યમાં બુદ્ધિ, પ્રજ્ઞા અને અહં છે, જેની મદદ વડે તે પોતે છે તે કરતાં કાંઈક ઉચ્ચ થવા માગે છે. ઉપરાંત અહિંસાનો અંશતઃ ઉપયોગ પણ જીવનમાં ભારે થઈ પડે છે. દાખલા તરીકે માણસ હિંસક પ્રાણીની સામસામો આવી જાય ત્યારે તેને શું કરવું તે મોટો પ્રશ્ન રહે છે. અમુક કિસ્સાઓમાં તો અહિંસાવાદમાં પણ અપવાદો રાખ્યા સિવાય છૂટકો જ નથી.

આમ સંપૂર્ણ રીતે અહિંસાવાદનું પાલન દરેક મનુષ્ય માટે ઘણું કઠિન થાય છે, પણ તેથી કરીને આ આદર્શ નકામો છે અગર તો હલકો છે તેમ માનવાને કારણ નથી. આદર્શ તરીકે તે સર્વોત્તમ છે. જગતમાં હિંસાથી, બળવાથી, ખુનરેજીથી રાજકીય હક્કો લેવાની અને છીનવી લેવાની પદ્ધતિઓ પડી ગયેલ છે અથવા તો જરૂરીઆતો ઉભી થયેલ છે ત્યાં અહિંસાનો આદર્શ એ એક આશાના કિરણ રૂપે છે અને મહાત્મા ગાંધીજીએ તેની સપ્રયોગ સફળતા સમજાવેલ છે. અહિંસાનો આદર્શ ખોટો છે તેમ માનવાને કારણ નથી, પણ આ આદર્શને અમલમાં મૂકવા માટે અનેક ત્રુટીઓથી ભરેલો માનવસ્વભાવ હજુ તૈયાર થયો નથી તે નિર્વિવાદ વાત છે.

## ( વિભાગ બીજો )

### પ્રકરણ ૧૨ મું

### રાજ્યતંત્ર

**રાજ્યતંત્ર**

રાજ્ય એ મનુષ્યબુદ્ધિ અને ઐહિક જરૂરીઆતનું પરિણામ છે. રાજ્યતંત્ર એ રાજ્યના સંચાલનનું કાર્ય છે. જેમ યંત્રના સફળ સંચાલનમાં તેના બધા વિભાગો યથાસ્થિત ગોઠવાયેલા અને કામ કરતા હોવા જોઈએ તેમ રાજ્યના સંચાલનમાં પણ તેના વિભાગો બરાબર કામ કરતા હોવા જોઇએ. રાજ્ય એ જડ યંત્રની જેમ જે આવે તે ભીંસી નાખતું યંત્ર નથી. રાજ્ય તો સજીવ યંત્ર છે, જેના સંચાલનનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યના સમૂહજીવનની શાંતિ, સુખ, સુવ્યવસ્થા અને સલામતી છે.

**રાજ્યતંત્રના વિભાગો**

રાજ્યતંત્રના સ્વાભાવિક રીતે ત્રણ વિભાગો છે, અને તે કારોબારી, ધારામંડળ, અને ન્યાયખાતું છે. પરંતુ આ ત્રિવિભાગ આધુનિક રાજતંત્રનો સંપૂર્ણ ખ્યાલ આપી શકે તેમ નથી. આજના રાજ્યમાં બહુધા બે ધારાસભાઓ રહે છે જેમાં એક ઉપરની રાજસભા હોય છે, જ્યારે નીચેની લોકપ્રતિનિધિ સભા રહે છે. આ ધારાસભાના સભ્યોને ચૂંટવામાં આવે છે, અને ચૂંટનારાને મતદાર કહેવામાં આવે છે. પ્રતિનિધિઓની પસંદગી કરવા માટે મત આપવામાં આવે છે, મતદારોનાં મંડળો પાડવામાં આવે છે, અને મતદારોના મતો કેળવવા માટે પક્ષો પણ રાખવામાં આવ્યા હોય છે. ધારાસભાનું કામકાજ ધારાઓ પસાર કરવાનું અને જૂના ધારાઓમાં ફેરફાર

કરવાનું તથા કારોબારીનાં કાર્યો મંજૂર કરવાનું રહે છે. કારોબારીમાં રાજા-રાજ્યસત્તાક રાજ્યમાં વડા તરીકે રાજા રહે છે, અને તાજ એ રાજ્યના સર્વોપરી સત્તાનું ચિહ્ન રહે છે. રાજાને મદદ કરવા માટે એક કારોબારીમંડળ રહે છે જેમાં પ્રજાના ચૂંટાયેલા પ્રધાનો રહે છે, અને આ પ્રધાનોમાંથી એક વડા પ્રધાન રહે છે. રાજા ન હોય ત્યારે પ્રજાશાસન તંત્રમાં પ્રમુખ કારોબારીના વડા રહે છે, અને સરમુખત્યારીવાળા તંત્રમાં સરમુખત્યાર સર્વોપરી કારોબારી સત્તા ભોગવે છે. આ સિવાય કારોબારીને મદદ કરનાર સનંદી અધિકારીઓ તથા નોકરીયાતોનો વર્ગ હોય છે જે કાયમ રહે છે. કારોબારીના ફેરફારો સાથે આ વર્ગમાં ફેરફારો થતા નથી. ન્યાયખાતું હોય છે તે કારોબારી તથા ધારામંડળે પસાર કરેલા ઠરાવો તથા ધારાઓનો અમલ કરે છે અને તે પ્રમાણે ન્યાય આપે છે. આધુનિક રાજ્યતંત્રના ત્રણ વિભાગોને બદલે નીચે પ્રમાણે સાત વિભાગો રહે છે, અને તે (૧) મતદારો (૨) પક્ષો (૩) ધારામંડળ (૪) રાજ્યના વડા રાજા, પ્રમુખ, કે સરમુખત્યાર (૫) પ્રધાનમંડળ અને કારોબારી, (૬) સનંદી અધિકારી વર્ગ અગર કાયમી કાર્યવાહી (૭) ન્યાય ખાતું. આમાંથી પ્રથમ બે વિભાગો કેવળ રાજાશાહી સિવાયનાં બધાં રાજ્યતંત્રોમાં જોવામાં આવે છે. ચોથો અને પાંચમો વિભાગ મળીને રાજકીય કારોબારી કહેવામાં આવે છે, જ્યારે છઠ્ઠા વિભાગને રાજ્ય વહીવટી-ખાતું પણ કહેવામાં આવે છે. કારોબારીનું કામ મધ્યસ્થ સત્તા તરીકે રાજ્યના સંચાલન માટે હુકમો આપવાનું રહે છે, જ્યારે આ હુકમોનું પાલન રાજ્યના વહીવટ ખાતાઓ દ્વારા થાય છે. આ દરેક વિભાગ એકબીજા સાથે સંકળાયેલ રહે છે. પક્ષો વગર મતદારો એક ટોળાં સમાન થઈ પડે છે, અને મતદારો વિના પ્રતિનિધિત્વવાળું તંત્ર અશક્ય બને છે. પ્રજા મતદારમંડળો, ચૂંટણી, પેટા ચૂંટણી, અને પ્રતિનિધિઓ તથા પક્ષોદ્વારા ધારાસભાના સંસર્ગમાં રહે છે. કાર્યવાહી પ્રધાનમંડળ પણ મતદારો, પક્ષો, ધારાસભા અને વહીવટીમંડળ સાથે સંકળાયેલ

રહે છે. પ્રધાનમંડળના સભ્યોને રાજ્ય સંચાલન તથા ધારાસભામાં કરવાના કામકાજ બાબતની માહિતી અને દિશાસૂચન સનંદી નોકરોદ્વારા મળે છે. ન્યાયખાતાને ધારાસભાએ પસાર કરેલ અને કારોબારીએ મંજૂર રાખેલ કાયદાઓનું પાલન કરાવવાનું રહે છે.

રાજ્યતંત્રોના વિભાગોની સંખ્યા, કાર્ય, અને સમય વગેરે તેના કાર્ય પ્રમાણે રાખવામાં આવે છે. ધારામંડળો પ્રજાના દરેક જુદા જુદા તત્ત્વોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. સમૂહતંત્રવાદી રાજ્યોમાં નીચેની ધારાસભા સમૂહતંત્રમાં જોડાયેલ વિભાગોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. રાજાસત્તાકતંત્રમાં રાજ્યના વડા તરીકે રાજા હોય છે તેમ સમૂહતંત્રમાં વડા તરીકે પ્રમુખ રહે છે, જે પ્રમુખની ચૂંટણી સીધી રીતે અગર તો આડક્તરી રીતે રાખવામાં આવે છે. પ્રમુખને કારોબારીમંડળ રાજ્યસંચાલનમાં મદદ કરે છે, અને કારોબારીમંડળને સનંદી નોકરો કચેરીના કામ બાબતમાં મદદરૂપ રહે છે.

## સત્તાનું વિભાગીકરણ

રાજ્યમાં કારોબારી, ધારામંડળ, અને ન્યાયખાતું એ રાજ્યતંત્રના ત્રણે વિભાગો સ્વતંત્ર રીતે કામ કરતા હોવા જોઈએ એ આજના પ્રજાતંત્રવાદનો મુખ્ય સિદ્ધાંત છે. સત્તાનું વિભાગીકરણ એ આજની રાજકીય સ્વતંત્રતાની મુખ્ય ચાવી ગણાય છે. અઢારમી સદીમાં અમેરીકાનું રાજ્યબંધારણ ઘડવામાં આવ્યું ત્યારે આ સિદ્ધાન્તનો મુખ્યત્વે કરીને ઉપયોગ કરવામાં આવેલ છે. પરંતુ આજે અનુભવથી સિદ્ધ થયેલ છે કે આ સિદ્ધાન્તનું અક્ષરશઃ પાલન કરવું અત્યંત મુશ્કેલ છે. રાજ્યતંત્રના જુદા જુદા વિભાગો એટલા પરસ્પર રહે છે કે આ જુદાપણું જાળવવું મુશ્કેલ છે તેમ પ્રો. લાસ્કી જણાવે છે. " Legislatures could not fulfill their task unless they are able both to interfere in the execution of law and also on occasion to overrule by statute the decisions of the Judges the results of which are widely

felt to be unsatisfactory. An executive is bound in applying the law to clothe the general principle in the garment of detail; and in the modern state this function covers so wide an ambit that it is often difficult to distinguish it from the work of legislature. The judiciary finally which settles either the competence of the executive in which case it determince the substance of the legislative will or dispute between two citizens in which case it extends the legal imperatives of a state to cover new ground or devies that the ground involved comes within the ambit of those imperatives is in fact performing a function which is legislative in character." [ કાયદા ઘડનારાઓ જ્યાં સુધી કાયદાના અમલમાં ડખલગીરી ન કરી શકે અગર તો ન્યાયાધીશોના જે ચૂકાદાના પરિણામે તીવ્ર અસંતોષ ફેલાયો હોય તે કાયદાઓ પસાર કરી તે ચૂકાદાઓ રદ ન કરી શકે ત્યાં સુધી તેઓ તેનું કાર્ય બરાબર બજાવી શકતા નથી. કારોબારી કાયદાઓ લાગુ કરવામાં ઝીણી વિગતોના આચ્છાદનથી સામાન્ય સિદ્ધાંતને ઢાંકી રાખે છે, અને આધુનિક રાજ્યમાં આ કાર્યનું ક્ષેત્ર એટલું વિશાળ રહે છે કે તેને ધારામંડળના કાર્યથી જુદું પાડવું મુશ્કેલ લાગે છે. અને ન્યાયખાતું જે છેવટે કારોબારીની આ સત્તાનો નિર્ણય કરે છે તે ધારાકીય ઇચ્છાના સત્વનો નિર્ણય કરે છે અથવા તો બે પ્રજાજનો વચ્ચેની તકરારનો ચૂકાદો આપે છે. જે કિસ્સામાં તે રાજ્યના કાયદાનો હુકમ નવા ક્ષેત્રમાં લાગુ કરે છે અથવા તો તે કાયદામાં તે ક્ષેત્રનો સમાવેશ થતો નથી તેમ નિર્ણય કરે છે, જે વસ્તુ વાસ્તવિક રીતે ધારામંડળનું કાર્ય છે અને તે ન્યાયખાતું બજાવે છે. ]

રાજ્યતંત્રમાં કારોબારી, ધારામંડળ અને ન્યાયખાતું સંપૂર્ણ ગેર

સ્વતંત્ર હોય તેવું હજુ એકેય રાજ્યમાં જોવામાં આવતું નથી. ધારામંડળ અને કારોબારી કરતાં આજે ન્યાયખાતાંને સંપૂર્ણ રીતે સ્વતંત્ર રાખવા કાળજી રાખવામાં આવે છે. પણ યુદ્ધ દરમ્યાન તો આ ખાતું પણ મધ્યસ્થ સત્તા નીચે આવી પડે છે. જે સભામાં પાર્લામેન્ટરી કારોબારી હોય છે ત્યાં કારોબારી અને ધારામંડળને ઘણો જ નજીકનો સંબંધ રહે છે, અને આ બે ખાતાંઓ વચ્ચે કાયદા ઘડવા, કરો નાખવા અને રાજ્ય વહીવટ બાબતમાં સ્વતંત્ર જુદાપણું રાખવું લગભગ અશક્ય બને છે. પ્રમુખવાળી કારોબારીમાં પણ પક્ષો અને પ્રણાલિકા તથા પ્રમુખના કાર્ય વચ્ચે એક જાતનો સંબંધ બંધાય છે. ખાસ કરીને તો કારોબારીની ન્યાયખાતામાં ડખલગીરી ન થવી જોઈએ તે સિદ્ધાંતનું ચૂસ્ત પાલન કરવા માટે કાળજી રાખવાની જરૂર પડે છે.

આ ઉપરાંત સત્તાનું વિભાગીકરણ પ્રદેશો પ્રમાણે થાય છે; જેમકે મધ્યસ્થતંત્ર, પ્રાંતિકતંત્ર અને સ્થાનિકતંત્ર. આમાં મધ્યસ્થ, પ્રાંતિક અને સ્થાનિક તંત્રની સભાઓ એવી રીતે ગોઠવવામાં આવે છે કે જેથી એક-બીજા વચ્ચે નકામી અથડામણ વિના રાજતંત્ર સરળતાથી ચાલ્યા કરે.

**અંકુશો અને સમતોલપણું ( Checks and balances )**

સત્તાના વિભાગીકરણથી પ્રજાના હક્કોને નુકસાન ન થાય, તેમજ કાયદાઓ ઉતાવળથી અને વગર વિચાર્યે પસાર ન થઇ જાય તે હેતુથી અઢારમી સદીમાં રાજ્યનાં ખાતાંઓ એવી રીતે ગોઠવવાની પદ્ધતિ દાખલ થઇ કે જેથી એકબીજા ઉપર અંકુશો અને સમતોલપણું જળવાઇ રહે. જ્યારે રાજ્યના વડાને એમ લાગે કે ધારામંડળ ખોટી દિશામાં કામ કરે છે તો તે ધારામંડળના કાયદાને નામંજૂર કરી અટકાવી શકે છે. નીચેની ધારાસભા કોઇ પણ ઉતાવળીયું પગલું ભરી જાય તો ઉપરની ધારાસભા તેના પર સમતોલપણું જાળવી રાખે. અમેરીકામાં યુનાઇટેડ સ્ટેટસમાં સેનેટનો ઉદ્‌ભવ પ્રમુખના તેમજ પ્રાથમિક ધારામંડળની સત્તા ઉપર [illegible]

કરવામાં આવ્યો હતો, અને પ્રમુખ પોતે મુખ્ય ધારામંડળ ઉપર અંકુશ તરીકે કામ કરે છે. વરીષ્ઠ ન્યાયકોર્ટ (Supreme Court) એ ફેડરલ રાજ્યો, ધારાસભાઓ, ફેડરલ કારોબારી, ફેડરલ કોન્ગ્રેસ, અને ગવર્નરો ઉપર અંકુશ તરીકે કામ કરે છે. આમ એક ખાતું બીજા ખાતા ઉપર અંકુશ અને પ્રત્યંકુશ તરીકે કામ કરે છે. શરૂઆતમાં રાજ્યના સ્થાયીપણા ઉપર વધુ ભાર મૂકવામાં આવતો એટલે બધારણ એવી રીતે ઘડવામાં આવતું કે જેથી પ્રજાની સ્વાભાવિક સ્વતંત્રતા ઉપર રાજ્યના કોઇ પણ ખાતાનો વધુ પડતો ત્રાપ ન આવે અને બધાં ખાતાંઓ એકબીજા વચ્ચે સમતુલના જાળવી શકે. અમેરીકાનું ફેડરલ બધારણ એ સત્તાના અંકુશો અને સમતોલપણાનો સરસ નમૂનો ગણાય છે.

### રાજ્યબંધારણ

રાજ્યના જુદા જુદા વિભાગોનું સંચાલન કેમ કરવું અથવા રાજ્યતંત્ર કેવી રીતે ચલાવવું તે માટે અમુક મૂળગત સિદ્ધાંતો હોય છે. રાજ્ય ચલાવવાના સિદ્ધાન્તો જે રાજ્ય અને પ્રજા વચ્ચેના સંબંધનું સ્પષ્ટીકરણ કરે છે, અને જેમાં રાજ્યની વ્યવસ્થા, રાજ્ય વહીવટ કરવાની સત્તા, અને પ્રજાહક્કોની સમીક્ષા કરવામાં આવેલ હોય તેને રાજ્યબંધારણ કહેવામાં આવે છે. રાજ્યબંધારણ કાં તો લેખીત અગર બિનલેખીત હોય છે.

### લેખીત રાજ્યબંધારણ

લેખીત રાજ્યબંધારણમાં રાજતંત્રનો પ્રકાર, તેનાં મુખ્ય તત્ત્વો, અને પ્રજાના હક્કોનો ઉલ્લેખ લેખીત કલમો દ્વારા થાય છે. લેખીત બંધારણોમાં બહુધા પ્રજાના પ્રાથમિક હક્કો (Fundamental Rights)નો સમાવેશ કરવામાં આવે છે. લેખીત બંધારણ સ્થાયી બંધારણ રહે છે અને તેથી અમુક અંશે સ્થિતિચૂસ્ત રહે છે. તેમાં કોઇ પણ જાતનો ફેરફાર શક્ય બનતો નથી. ઘણી વખત આ જડતાને અંગે પ્રજામાં બં

તીવ્ર અસંતોષ રહે છે. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ, જર્મની, સ્વીટઝર્લૅન્ડ, તુર્કસ્તાન, બ્રિટિશ સંસ્થાનો વગેરે દેશોમાં લેખીત રાજ્ય-બંધારણ રહે છે.

## બિનલેખીત રાજ્યબંધારણ

બીનલેખીત રાજ્યબંધારણનું સંચાલન, અમુક રૂઢી, પ્રથાઓ, અને પ્રણાલિકાઓ પ્રમાણે ચાલે છે. ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટસ વગેરે દેશોમાં જ્યાં લેખીત બંધારણ છે છતાં કેટલીક બિનલેખીત પ્રથાઓ તથા પ્રણાલિકાઓ જોવામાં આવે છે. બિનલેખીત બંધારણ, લેખીત બંધારણ કરતાં વધુ સ્થિતિસ્થાપક રહે છે એટલે બંધારણીય ફેરફારો તેમાં બહુ મુશ્કેલ રહેતા નથી. બ્રિટિશ રાજ્યબંધારણ એ બિનલેખીત રાજ્યબંધારણ છે, છતાં પણ મેગ્નાકાર્ટા, પીટીશન ઑફ રાઇટસ, હેબીયસ કોરપસ ઍકટ, ઍકટ ઑફ સેટલમેન્ટ સને ૧૮૩૨, ૧૮૩૩, ૧૮૮૪, ૧૯૧૧, ૧૯૧૯ અને ૧૯૨૮ ના રીફોર્મ ઍકટ તથા બીજા કેટલાક કાયદાઓ વડે પ્રજા તેને કેટલેક અંશે લેખીત બંધારણ જેવું બનાવે છે. ઉપર્યુક્ત કાયદાઓ ઉપરાંત રાજ્યબંધારણ આપતાં ત્રણ બીજાં મૂળ છે અને તે

(૧) ન્યાયકોર્ટના ચૂકાદાઓ, જે પ્રજાના જૂના વખતથી ચાલ્યા આવતા હક્કો અને સ્વતંત્રતાના અધિકારોની વ્યાખ્યા આપે છે,

(૨) રાજ્ય વહીવટ અને રાજ્યતંત્રને લગતી લાંબા સમયથી ચાલી આવતી પ્રથાઓ અને પ્રણાલિકાઓ,

(૩) પાર્લામેન્ટ અગર શહેનશાહે કરેલી અગત્યની જાહેરાતો.

પરંતુ આવી પ્રથાઓ, પ્રણાલિકાઓ, ચૂકાદા અને જાહેરાતો એ લેખીત બંધારણવાળા રાજ્યોમાં પણ જોવામાં આવે છે. એટલે આ લેખીત બિન-લેખીતનો તફાવત બહુ મહત્ત્વનો નથી.

લેખીત બિનલેખીત સિવાય પણ રાજ્ય બંધારણના બીજા બે

મહત્વના પ્રકારો છે અને તે એકતંત્રાધીન રાજ્ય બંધારણ અને સમવાય રાજ્ય બંધારણ છે.

## એકતંત્રાધીન રાજ્ય બંધારણ ( Unitary Constitution )

એકતંત્રાધીન રાજ્ય બંધારણમાં બધી વહીવટી સત્તા એક સંસ્થાને સોંપવામાં આવે છે, અને રાજ્યનાં બીજાં તમામ ખાતાંઓ આ સત્તાને અનુવર્તી રહે છે. સ્થાનિક રાજતંત્ર અને તેની બધી સત્તાઓ આ સત્તામાંથી ઉદભવે છે, અને મધ્યસ્થ સત્તાની ઇચ્છા મુજબ તેમાં ફેરફારો થઇ શકે છે. ઇ. ૧૯૧૯ પહેલાંનું હિંદનું રાજ્યબંધારણ આ પ્રકારનું હતું.

## સમવાય રાજ્ય બંધારણ ( Federal Constitution )

આ એવા પ્રકારનું રાજ્ય બંધારણ છે કે જેમાં કેટલાંક નાનાં રાજ્યો અગર સ્વતંત્ર વિભાગો મધ્યસ્થ સત્તાને દેશના સમગ્ર સંચાલન માટે સત્તા આપી સંયોજીત બને છે. સમવાયતંત્રમાં સ્વાધીન સત્તાવાળાં સ્વતંત્ર રાજ્યો, એકજ પ્રકારના સામાજીક અગર રાજકીય હેતુથી સંયોજીત બની એક જાતના સમૂહતંત્રની સ્થાપના કરે છે તેને સમવાયતંત્ર કહેવામાં આવે છે. આ તંત્રમાં સામેલ થતું દરેક સંસ્થાન સર્વ સામાન્ય ઉદ્દેશો પારપાડવા માટે એક બીજા વચ્ચે સત્તાની વહેંચણી કરે છે અને સમગ્ર સંચાલન માટે સમસ્ત રાજ્યને લગતી સત્તાઓ મધ્યવર્તીતંત્રને સોંપવામાં આવે છે. સમવાયતંત્રની મુખ્ય લાક્ષણિકતા એ રહે છે કે જેમાં બધાં સંસ્થાનો સર્વસામાન્ય હેતુ પાર પાડવા રાજકીય અને આર્થિક દૃષ્ટિએ સમાનતા સ્થાપી એક સમગ્ર સત્તા તરીકે જુદા જુદા વિભાગોમાં વહેંચાઇ જાય છે. વિભાગો, પ્રાન્તો, અથવા સંયોજીત રાજ્યો મધ્યસ્થ સત્તાને અમુક સત્તા સોંપે છે, છતાં પણ પોતાનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય ગુમાવતા નથી. જુદી જુદી પ્રજા વચ્ચે તથા વિવિધ જાતના લોકો વચ્ચે ઐક્ય સ્થાપવા તથા દેશની વિશાળતાને પહોંચીવળવા માટે સમવાયતંત્રની યોજના ઘણી જ સગવડતા ભરેલી છે. આ યોજનામાં દરેક વિભાગ અગર સ્વતંત્ર હક ધરાવતી પ્રજા

પોતાનું વ્યક્તિગત અસ્તિત્વ જાળવે છે એટલું જ નહી, પણ સમગ્ર રાજકીય વ્યવસ્થા કરવાનો પણ અનુભવ મેળવે છે. સત્તાની વહેંચણી થયેલ હોવાથી જુદી જુદી પ્રજાઓ, કોમો, ધર્મો, સંસ્કારો, પ્રથાઓ તથા રૂઢીવાળા પ્રદેશ માટે આ તંત્ર વધુ ઉપયોગી અને સફળ થઇ શકે છે. આ બધા ફાયદાઓ તે એકતંત્રાધીન બંધારણમાં લગભગ અશક્ય બને છે.

સમવાયતંત્રના જેમ ફાયદાઓ છે તેમ ગેરફાયદાઓ પણ છે. સમવાયતંત્ર એ સત્તાના વિભાગીકરણથી નબળું રાજ્યતંત્ર ગણાય છે. સર્વોપરીસત્તા કેન્દ્રિત ન થવાથી તેમજ એકબીજા વિભાગોની હરિફાઇ કે ઇર્ષ્યાથી ઘણીવાર સમવાયી સત્તા નબળી પડે છે. આ બંધારણમાં એક એવી જાતની સ્થિતિચૂસ્તતા આવી જાય છે કે જેને અંગે સ્વાભાવિક વિકાસ ઘણીવાર રૂંધાય છે. ધારાસભાના હક્કો સર્વોપરી કોર્ટના બંધારણીય ચૂકાદાને અંગે નકામા જાય છે અને પરિણામે કારોબારી સત્તા સંકુચિત અને રૂઢીગ્રસ્ત બને છે. યુનાઇટેડ સ્ટેટસમાં ઉત્તર અને દક્ષિણ અમેરીકા વચ્ચેનો આંતરવિગ્રહ એ આ તંત્રની નબળાઇ બતાવવા માટે બસ છે.

**સમવાયતંત્રના પ્રકારો**

સમવાયતંત્રના બે મુખ્ય પ્રકારો છે. પ્રથમમાં મધ્યસ્થ સત્તાને પોતાની અવશેષ સત્તા ઉપરાંત પ્રજાસમગ્રના સામાજીક અને આર્થિક જીવનને વ્યવસ્થિત બનાવવા માટે વિશાળ સત્તા રહે છે. કેનેડામાં આ જાતનું સમવાયતંત્ર જોવામાં આવે છે. જ્યારે બીજામાં સમવાયતંત્રના સંયોજીત રાજ્યોને મધ્યસ્થતંત્ર કરતાં વધુ વિશાળ સત્તાઓ રહે છે. આ પ્રકાર યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા અને સ્વીટ્ઝર્લેન્ડમાં જોવામાં આવે છે. આમ હોવા છતાં ઘણીવાર ઔદ્યોગિક વિકાસ અને જુદા જુદા રાજ્યોના વ્યાપાર વાણિજ્યના કાયદાઓ અને હિતો વચ્ચે ઐક્ય સ્થાપવા માટે મધ્યસ્થતંત્રને વિશાળ સત્તાઓ આપવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટસમાં તો પ્રથાઓ, પ્રણાલિકાઓ, તથા રૂઢીઓ વડે મધ્યસ્થસમવાયતંત્રની આ અવશેષ સત્તા તથા અબાધિત સત્તાની ચોખવટ થયેલ હોય છે.

### સમવાયતંત્રનાં આવશ્યક તત્ત્વો

૧. લેખીત બંધારણ–મધ્યસ્થ તથા પ્રાન્તિક તંત્રોના બંધારણનો ઉલ્લેખ.

૨. પ્રાન્તિક અને મધ્યસ્થ તંત્રો વચ્ચે ધારાકીય અને વહીવટી સત્તાની યોગ્ય વહેંચણ.

૩. વ્યક્તિગત પ્રજાજનો ઉપરાંત મધ્યસ્થ તંત્રમાં પ્રાંતિક પ્રતિનિધિત્વ.

૪. મધ્યસ્થ તેમજ પ્રાંતિક તંત્રોની સ્વતંત્રતાના રક્ષણ માટે ખાસ સ્થાપવામાં આવેલી ન્યાય કોર્ટો.

૫. ફેડરલ નાણાં પ્રકરણની યોજના, જેમાં બન્ને તંત્રોને ઉપજ મેળવવા માટે યોગ્ય સાધનોની કરવામાં આવેલી વહેંચણ.

૬. સુપ્રીમ કોર્ટની સ્થાપના, જે મધ્યસ્થ અને પ્રાંતિક સરકાર વચ્ચેની તકરારોનો નિર્ણય કરી શકે. કેટલાંક સમવાયતંત્રમાં સુપ્રીમકોર્ટ હોતી નથી.

૭. આ ઉપરાંત કેટલાંક રાજ્યોમાં પ્રાન્તિકતંત્રને મધ્યસ્થતંત્ર જેવી સત્તા હોય છે, જેને સમવર્તી સત્તા ( Concurrent powers ) કહેવામાં આવે છે.

### આધુનિક સમવાયતંત્ર

પ્રાચીન ગ્રીસમાં ઇટાલીયનલીગની યોજનામાં તથા મધ્યયુગી ઇટાલીની હેન્સીયાટીક લીગની યોજનામાં સમવાયતંત્ર જેવી રચના જોવામાં આવે છે. પણ મધ્યયુગ પછી સમવાયતંત્રનો વ્યવસ્થિત રાજ્યબંધારણ તરીકે ઉપયોગ થયો હોય તો તે હાલના યુગમાં છે. હોલેન્ડ અને સ્વીટ્ઝર્લેન્ડમાં ૧૬મી અને ૧૭ મી સદીમાં અનુક્રમે સમવાયતંત્રો સ્થપાયાં હતાં. પણ હોલેન્ડમાં સમવાયતંત્ર લાંબો કાળ નભ્યું નહિ, ત્યાં તુરત જ એકતંત્રાધીન રાજ્ય થઇ ગયું. આધુનિક સમયમાં સમવાયતંત્રનો પ્રથમ પ્રયોગ

કોઇ પણ દેશ હોય તો તે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા છે. યુનાઇટેડ સ્ટેટસમાં ઇ. સ. ૧૭૮૯ માં સમવાયતંત્રની પ્રથમ સ્થાપના થઇ. ત્યારબાદ સમવાયતંત્ર ઈ. સ. ૧૮૧૫ માં સ્વીટ્ઝર્લૅન્ડમાં પણ સ્થપાય છે. ઇ. સ. ૧૮૬૭ માં કેનેડાએ પણ સમવાયતંત્રને જ અપનાવ્યું ઇ. સ. ૧૮૬૭ માં પ્રશિયાની છત્રછાયા નીચે જર્મનીનાં બધાં રાજ્યો એકત્ર થયાં, અને ઇ. સ. ૧૯૦૧ માં ઓસ્ટ્રેલિયાએ પણ આજ બંધારણ સ્વીકાર્યું. ઇ. સ. ૧૯૩૫ માં હિંદને પણ આજ બંધારણની ભેટ થયેલ છે. પણ હદી સમવાયતંત્ર ઉપર્યુક્ત સમવાયતંત્રો કરતાં જુદા જ પ્રકારનું છે. આંહિ સમવાયતંત્રનાં બધાં તત્વો જોવામાં આવતાં નથી. હિંદનું સમવાયતંત્ર માત્ર નામનું જ સમવાયતંત્ર છે.

સમવાયતંત્ર એ બીજું કશું નહિ પણ જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યો મળીને એકત્ર થાય અને સહુના હિત તથા સંરક્ષણ માટે રાજ્યતંત્ર ચલાવે તે છે. જ્યારે રાજ્યો વચ્ચેનું જોડાણ બધી બાબતો માટે હોય ત્યારે સમવાયતંત્ર કહેવાય છે, નહિતર માત્ર બહારના રક્ષણ પૂરતા જોડાણને Confederation (મજમુતંત્ર) કહેવામાં આવે છે. આ બન્ને વચ્ચેનો ભેદ સૂક્ષ્મ છે અને તે બહુધા આ જોડાણ કાયમી છે કે કામચલાઉ તે સંજોગો પર અવલંબે છે.

## આધુનિક ફેડરલ રાજ્યો

### યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા

અમેરીકા એ ખંડ જેટલો વિશાળ પ્રદેશ છે, જેમાં અનેક જાતની આબોહવા અને પ્રજાઓ છે. જો કે અમેરીકામાં પ્રથમ મુખ્ય તેર રાજ્યો હતાં પરંતુ અત્યારે ૪૮ રાજ્યો છે. આ રાજ્યોનો ઉદ્ભવ જુદા જુદા વખતે થયેલ છે. આ તેર રાજ્યો શરૂઆતમાં જુદાં હતાં અને ઇગ્લૅન્ડનાં સંસ્થાનો હતાં. પરંતુ પરતંત્રતાની ધુંસરી ફગાવી દેવા માટે આ બધાં રાજ્યો એકત્ર થયાં અને ઈ

વિજયી થયા પછી જે રાજ્ય સ્થપાય છે તેને યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા ( અમેરીકાનાં સંયુક્ત રાજ્યો ) કહેવામાં આવે છે.

સમવાયતંત્રનો જગતમાં પ્રથમવાર સફળ પ્રયોગ અમેરીકાએ શરૂ કર્યો. અમેરીકાના સમવાયતંત્રમાં દરેક રાજ્યમાં એક ગવર્નર, ધારાસભા, સનંદી નોકરી, ન્યાયખાતું, સ્થાનિક સ્વરાજ્ય અને બીજાં રાજ્યને લગતાં ખાતાંઓ રહે છે. દરેક રાજ્યને પોતાનાં ધારાધોરણો હોય છે, અને અમુક હદ સુધીમાં પોતાના રાજ્યના બંધારણમાં પણ ફેરફાર કરી શકે છે. સમવાય બંધારણ જે બધાં ૪૮ રાજ્યોનું સર્વ સાધારણ બંધારણ રહે છે, તેમાં બધાં રાજ્યોને માટે કાયદા કરવાની તથા પરદેશનીતિ અને સંરક્ષણ નીતિ ઘડવાના અધિકારો હોય છે.

મધ્યસ્થતંત્રમાં પ્રેસીડન્ટ, ધારાસભા, ન્યાયખાતું. વરિષ્ઠકોર્ટ અને સનંદી નોકરોનું ખાતું રહે છે. મધ્યસ્થતંત્રની ગાદી વોશીંગ્ટન શહેરમાં રહે છે.

યુનાઇટેડ સ્ટેટસના રાજ્યબંધારણમાં મધ્યસ્થ અને સંયોજીત રાજ્યોના અધિકારોનો ઉલ્લેખ કરવામાં આવેલ છે. આ રાજ્યબંધારણમાં અત્યાર-સુધીમાં ઘણા સુધારા વધારા કરવામાં આવેલા છે. અવશેષ સત્તા બંધારણના દસમા સુધારાથી સંયોજીત રાજ્યોને સોંપવામાં આવેલ છે. સમવાયતંત્રનો અમેરીકામાં સરસ વિકાસ થયેલ છે. અમેરીકાનાં રાજ્યોનુ જેમ સમૂહતંત્ર છે તેમ આજે લડાઈનો ભય સદંતર નાબૂદ કરવા માટે યુરોપમાં પણ યુરોપનાં રાજ્યોનું એક સમૂહતંત્ર સ્થાપવાની સૂચનાઓ કરવામાં આવે છે. આ સૂચનાનું મહત્ત્વ હાલના સંજોગોમાં તદ્દન અશક્ય પણ લાગતું નથી. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસના સમૂહતંત્રમાં સત્તાના વિભાગો નીચેના કોષ્ટક ઉપરથી માલુમ પડે છે.

યુનાઈટેડ સ્ટેટસના સમવાય બંધારણમાં અપાયેલ સત્તાનું કોષ્ટક

| સમવાય સત્તા | સમવર્તી સત્તા | સમવાયસત્તા પરના અંકુશો | સંયોજીત રાજ્યો પરના અંકુશો | સંયોજીત રાજ્યોની સત્તા |
|---|---|---|---|---|
| ૧. પરદેશનીતિ.<br>૨. દરિયાઈ, હવાઇ તથા બીજી લશ્કરી ફોજોનું પોષણ તથા ભરતી.<br>૩. આંતર રાજકીય વ્યાપાર અને પરદેશનાં રાજ્યો સાથેનો વ્યાપાર.<br>૪. સિક્કા અને ચલણ.<br>૫. ટપાલખાતું<br>૬. પેટન્ટ અને કોપીરાઇટ.<br>૭. નવાં રાજ્યોને સમવાયતંત્રમાં દાખલ કરવા બાબત. | ૧. કર અને ઉછીના નાણાં લેવા બાબત<br>૨. કેળવણી.<br>૩. ખેતી.<br>૪. બેન્કીંગ.<br>૫. સંસ્થાપિત મંડળો.<br>૬. ન્યાયકોર્ટોની સ્થાપના. | ૧. ધર્મ, પ્રેસ, ભેગા મળવાની અરજી કરવાની છૂટ ઉપરનો પ્રતિબંધ.<br>૨. બીલ ઑફ રાઈટસ માં જણાવેલા હક્કો ઉપરનો અંકુશ.<br>૩. ગુલામી.<br>૪. જાતિ અને રંગભેદને લઇને પ્રજાના મતાધિકારના હક્કો પરનો અંકુશ.<br>૫. એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે વ્યાપારી ભેદભાવ. | ૧. શાંતિના સમયમાં યુદ્ધ જહાજો અને લશ્કરો રાખવા બાબત.<br>૨. સુલેહ કરવા બાબત<br>૩. સિક્કા પાડવા અને ક્રેડીટ બીલો કાઢવા બાબત.<br>૪. આયાત પર કરવેરા નાખવા બાબત.<br>૫. યુનાઇટેડ સ્ટેટસના પ્રજાજનોના જીવન સ્વાતંત્ર્ય, અને મિલકતના સંરક્ષણના હક્કો અને કાયદેસર રીતે ન્યાય મેળવવાના હક્કો.<br>૬. જાત, નાત, અને રંગભેદને લઈને પ્રજાજનોના મતાધિકારના હક્કો. | ૧. ફોજદારી અને દીવાની કાયદાઓ ઘડવા બાબત અને તેનો અમલ કરવા બાબત.<br>૨. સ્થાનિક સ્વરાજ્ય.<br>૩. ચૂંટણીની વ્યવસ્થા<br>૪. રાજ્યની હદમાં વ્યાપાર ઉદ્યોગોના ધારા ધોરણો.<br>૫. પ્રજાજનોના જીવન આરોગ્ય અને નીતિનું સંરક્ષણ. |

## સ્વીટ્ઝર્લૅન્ડનું સમવાયતંત્ર

સ્વીટ્ઝર્લૅન્ડ એ જગતમાં સૌથી વધુ પ્રજાતંત્રવાદી પ્રદેશ ગણાય છે. જગતના બીજા કોઈ પણ દેશ કરતાં સ્વીટ્ઝર્લૅન્ડે પ્રજાતંત્રવાદનો વધુમાં વધુ વિકાસ સાધેલ છે, અને તેનું ઘણું સફળ સંચાલન કરેલ છે. સ્વીટ્ઝર્લૅન્ડની પ્રજા ૪૦ લાખની ગણાય છે. રાજ્યનો કોઈ સ્થાપિતધર્મ નથી છતાં ત્યાં સંપૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય જોવામાં આવે છે. ઇ. સ. ૧૮૭૪ થી સ્વીટ્ઝર્લૅન્ડમાં પ્રાથમિક જ્ઞાન ફરજીયાત કરવામાં આવે છે. દરેક કુટુંબના વીમા માટે રાજ્ય તરફથી યોજના કરવામાં આવે છે. સામાજીક પ્રવૃત્તિઓ વિશાળ સ્વરૂપે હોવા છતાં ત્યાં મધ્યસ્થતંત્ર પાસે બધી વહીવટી સત્તા કેન્દ્રિત થતી નથી.

સ્વીટ્ઝર્લૅન્ડમાં સમવાયતંત્ર ઘણા લાંબા વખતથી સ્થાપિત થયેલ છે, અને ત્યાંના બંધારણમાં પણ ઘણા ફેરફારો થયેલા છે. આધુનિક બંધારણ એ છેલ્લામાં છેલ્લો ફેરફાર છે.

ઈ. સ. ૧૨૯૧ માં સ્વીટ્ઝર્લૅન્ડમાં યુરી, સ્વીઝ, અને અન્ટરવાલ્ડન તેમ ત્રણ પરગણાંઓએ પોતાના સંરક્ષણ માટે એક લીગની સ્થાપના કરી. આ જોડાણ તે વખતના ઉમરાવોની સખ્ત માગણીઓ સામે બચાવ પુરતું કરવામાં આવેલ હતું. ઈ. સ. ૧૩૫૩માં આ જોડાણમાં બીજાં પાંચ પરગણાંઓ (Cantons) મળ્યાં અને કુલ આઠ થયાં. યુરી, સ્વીઝ, અંટરવાલ્ડન, લ્યુસીન, ઝુરીક, ગ્લેરસ, ઝુગ અને બર્ન. આમાંથી કેટલાંક પરગણાંઓએ ચડાઈ કરી આજુબાજુનો પ્રદેશ જીતી લીધો. ઈ. સ. ૧૫૧૩ માં આમાં વધુ પાંચ પરગણાંએ મળતાં ૧૩ પરગણાંઓનું એક મજબુતંત્ર સ્થાપવામાં આવ્યું. પણ આ બધાં ઑસ્ટ્રીયાના સામ્રાજ્યનાં રક્ષિત બન્યાં હતાં, અને ૩૦ વર્ષની લડત લડીને છેવટે ઇ. સ. ૧૬૪૮ માં તેઓ ઑસ્ટ્રીયન સામ્રાજ્યથી સ્વતંત્ર થયાં. આ પરગણાઓમાં ઘણા ખરા ફ્રેન્ચ તથા ઇટાલીયન લોકો રહેતા હતા.

ઈ. સ. ૧૭૯૮ માં નેપોલીયને સ્વીટઝર્લેન્ડને જીતી લીધું અને તેને હેલ્વેટીક પ્રજાસત્તાક તરીકે જાહેર કર્યું. સ્વીટઝર્લેન્ડને જીતી લેવાનું કારણ એ હતું કે ત્યાંનાં કેટલાંક પરગણાંઓ બીજા જેટલાં સ્વતંત્ર ન હતાં એટલે તેઓને અસંતોષ રહેતો હતો. ઈ. સ. ૧૭૯૧ માં સ્વીટઝર્લેન્ડમાં સ્થપાયેલ એક તંત્રાધીન રાજ્ય બંધારણ નેપોલીયને કાઢી નાખ્યું અને બધાને અનુકૂલ પડે તેવું ૧૯ પરગણાનું બનેલું સમવાયતંત્ર સ્થાપવામાં આવ્યું. જેને Act of Mediation કહેવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડ આંતરિક સ્વતંત્રતા ભોગવતું હતું છતાં પણ ફ્રેન્ચ સામ્રાજ્યના વિભાગ તરીકે તેને રહેવું ગમતું ન હતું. નેપોલીયનની પડતી થતાં ફ્રેન્ચ નમૂનાનું સમવાયતંત્ર સ્વીસલોકોએ ઉથલાવી નાખ્યું, અને એક નવો ધારો પસાર કરી ૧૮૧૫ માં સમવાયતંત્ર નવેસરથી સ્થાપ્યું. ઈ. સ. ૧૮૪૩ માં કેટલાંક રોમન કેથોલીક ધર્મ પાળતાં પરગણાંઓએ છુટા પડવા માટે તથા બીજું સ્વતંત્ર મજમુતંત્ર સ્થાપવા માટે માગણી કરી અને પરિણામે ઈ. સ. ૧૮૪૭ માં આંતર વિગ્રહ થયો. આ વિગ્રહને અંતે સ્વીટઝર્લેન્ડ માટે એક નવું બંધારણ ઘડવામાં આવ્યું અને બધાં પરગણાંઓને સંપૂર્ણ સ્વતંત્રતા તથા સમાનતા આપવામાં આવી. ૧૮૪૮ તથા ૧૮૭૪ માં ફરી પાછા બંધારણમાં ફેરફારો કરી સુધારા વધારા દાખલ કરવામાં આવેલ છે.

આજે સ્વીટઝર્લેન્ડમાં ૨૨ પરગણાંઓ છે, જેને બધાને સમાન હક્કો છે. ૨૨માંથી ૧૯ સંપૂર્ણ પરગણાંઓ છે, જ્યારે બાકીનાં ત્રણના અરધા ભાગ કરી ૭ નાનાં પરગણાંઓ કરવામાં આવેલ છે. સ્વીટઝર્લેન્ડમાં ત્રણ શહેરો ઝુરીક, બર્ન, અને લ્યુસર્નમાં અનુક્રમે ન્યાયખાતું, કારોબારી અને ધારામંડળોનાં મથકો રાખવામાં આવેલ છે.

સ્વીટઝર્લેન્ડના બંધારણમાં મધ્યસ્થ અને સંયોજીત વિભાગોની સત્તા વચ્ચે તફાવત રાખવામાં આવેલ નથી. ફેડરલ ધારાસભા ઘણી વખત સમગ્ર દેશ માટે નહિ પણ સંયોજીત વિભાગો (Federated components) માટે પણ કાયદાઓ ઘડે છે અને સંયોજીત વિભાગો મધ્યસ્થ સભા સાથ

કરે તે સામે જરા પણ વાંધો લેતા નથી કે ઈર્ષ્યા કરતા નથી. બંધારણીય ધારાઓ પ્રમાણે સંયોજીત વિભાગોને કેળવણી, ન્યાય, સ્થાનિક કાયદાનું તથા રૂઢીઓનું પાલન વગેરે વિષયો પૂરતી સત્તા રહે છે. જ્યારે ફેડરલતંત્રને પરદેશનીતિ, શાંતિ, યુદ્ધ, સુલેહ, રક્ષણ માટેનાં લશ્કરો, રેલ્વે, ટપાલ અને તાર, ચલણ, બેન્કીંગ, વજન અને માપ, પેટન્ટ અને કોપીરાઈટ, નાદારી, જાહેર આરોગ્યના ધારા અને ચેપી દરદો અટકાવવા વગેરે વિષયો પરત્વે સત્તા રહે છે.

ફેડરલ ધારામંડળમાં બે ધારાસભાઓ રહે છે, જેમાં પ્રથમ ધારાસભા સમગ્ર પ્રજાનું સીધું પ્રતિનિધિત્વ ધરાવે છે, અને બીજામાં પરગણાંઓને પ્રતિનિધિત્વ મળે છે. દરેક સંપૂર્ણ પરગણુ બે પ્રતિનિધિઓ ચૂંટે છે, અને અરધુ પરગણું ( Half Canton ) એક પ્રતિનિધિ ચૂંટી શકે છે. આ સિવાય અર્ધ પરગણાંઓને બીજી બધી સંપૂર્ણ પરગણાં જેવી જ સત્તા હોય છે. બીજી સભા ( Second chamber )માં પ્રતિનિધિને દરેક પરગણાંએ કરેલ હોય તે ધારા પ્રમાણે ભથ્થું મળે છે. બન્ને સભાની સત્તા સરખી રહે છે. ફેડરલ કોર્ટ એ મધ્યસ્થ તંત્ર અને સંયોજીત વિભાગો વચ્ચેની તકરારોના ચૂકાદાઓ આપે છે.

ફેડરલ કારોબારીમાં સાત સભ્યો રહે છે, અને તેને ફેડરલ કાઉન્સીલ કહેવામાં આવે છે. કારોબારીના સભ્યોની ચૂંટણી ફેડરલ એસેમ્બલી કરે છે. ફેડરલ કાઉન્સીલ ત્રણ વર્ષ સુધી ધારાસભાની બીજી ચૂંટણી થાય ત્યાં સુધી સત્તા પર રહે છે. આ કાઉન્સીલ કારોબારી સત્તા ઉપરાંત ન્યાયખાતાની સત્તા પણ ભોગવે છે અને તેથી વહીવટી કાયદાને લગતા પ્રશ્નોનો નિર્ણય કરી શકે છે, કાઉન્સીલને ધારાસભા બરખાસ્ત કરી શકતી નથી.

**જર્મન સમવાયતંત્ર**

નેપોલિયનની પડતી પછી જર્મનીમાં જે રાષ્ટ્રવાદનો જુવાળ

તેં આજ સુધી પણ શમ્યો હોય તેમ જણાતું નથી. આ જુવાળને ત્યાંના કવિઓ અને ફિલસુફોએ નવું જ ચેતન આપ્યું હતું. જર્મનીમાં ઇ. સ. ૧૮૧૫ માં મજમુતંત્રની સ્થાપના કરી હતી. પરંતુ હિંદમાં હાલ છે તેમ જર્મનીમાં પણ કેટલાંક નાનાં નાનાં રાજ્યો અને રીયાસતો હતી, જેઓ જર્મન ફેડરેશનને સફળ થવા દેવામાં અંતરાયરૂપ બન્યાં હતાં. જર્મનીનાં બધાં રાજ્યોમાં પ્રશિયાનું રાજ્ય સૌથી મોટું અને બળવાન હતું. આ રાજ્યને મહત્વાકાંક્ષાઓ પણ ઘણી હતી. પ્રશિયાએ ઇ. સ. ૧૮૩૩ માં એક બીજા રાજ્યો વચ્ચે દાણની બાબતમાં એકત્ર થવા માટે દરખાસ્ત મુકી, આ જોડાણને જર્મનીમાં Zollverein (ઝોલ્વેરેન) કહેવામાં આવે છે. આ જોડાણ અંગે અમુક હદમાંથી દાણ વગર એક બીજા રાજ્યોમાંથી માલ લઇ જવા લાવવા માટે છૂટ આપવામાં આવી હતી. ઓસ્ટ્રીયાને આ જોડાણમાંથી બાતલ રાખવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૬૬ માં વિગ્રહ થયો જેથી ઓસ્ટ્રીયાને જર્મન સમવાયતંત્રમાંથી બાતલ કરવા માટે પ્રશિયાને કારણ મળ્યું. ઉત્તર જર્મનીમાં સમવાયતંત્ર માટે એક નવું બંધારણ ઘડવામાં આવ્યું ઈ. સ. ૧૮૭૦–૭૧ ની ફ્રાન્સ સાથેની જર્મનીની લડાઈ અને ફ્રાન્સ સામે પ્રશિયાની જીતથી જર્મની સમવાય ઐક્ય સ્થાપવામાં સફળ બન્યું. આ વખત સુધી જર્મનીને Staatenbund (સ્ટાટેનબન્ડ) એટલે સ્વતંત્ર રાજ્યોનું જોડાણ કહેવામાં આવતું તેને બદલે Bundestaat (બન્ડેસ્ટાટ) એટલે સમવાયતંત્ર બન્યું. જર્મનીના બધાં સંયોજીત રાજ્યોમાં પ્રશિયાનું રાજ્ય ઘણું જ બળવાન રાજ્ય હતું. ઈ. સ. ૧૯૧૪ ના મહાન વિગ્રહ પછી જર્મની પરાજીત બન્યું અને વિલ્હેલ્મ કૈઝર દેશનીકાલ થતાં જર્મનીમાંથી રાજાશાહી નાબુદ કરવામાં આવી અને નવું બંધારણ ઘડવામાં આવ્યું જેમાં સમવાયતંત્રનો સિદ્ધાન્ત દાખલ કરવામાં આવ્યો. આ બંધારણને Weimar Constitution કહેવામાં આવે છે જેનો ઉલ્લેખ પાછળના વિભાગમાં સંપૂર્ણ રીતે કરવામાં આવેલ છે. આ બંધારણથી જર્મન લોકો સંપૂર્ણ ઐક્ય ભોગવતી પ્રજા બને છે.

## કેનેડાનું સમવાયતંત્ર

કેનેડામાં ઈ. સ. ૧૮૬૭માં ક્વીબેક પ્રાન્તમાં ફ્રેન્ચ પ્રજાના સંરક્ષણ માટે કેનેડાનું સમવાય બંધારણ રચવામાં આવ્યું હતું. ઇ. સ ૧૮૬૧–૬૫ના યુનાઇટેડ સ્ટેટસના આંતરવિગ્રહથી એટલું તો માણસોને થઈ ગયેલ કે સમવાયતંત્રનો દોષ એકબીજા રાજ્યો વચ્ચે થતી ઈર્ષ્યા અને હરિફાઈને લીધે છે, એટલે આ ભય નાબૂદ કરવા માટે ઈ. સ. ૧૮૬૭માં બ્રિટિશ નોર્થ અમેરીકા એક્ટ પસાર કરવામાં આવ્યો જેમાં મધ્યસ્થ અને પ્રાન્તિક સરકારના કાર્ય-પ્રદેશો સ્પષ્ટ રીતે નક્કી કરવામાં આવ્યા, અને મધ્યસ્થ તંત્રને પ્રાન્તિક તંત્ર કરતાં વધુ વિશાળ સત્તાઓ આપવામાં આવી. જેની વ્યાખ્યા ન આપવામાં આવેલ હોય તેવી અવશેષ સત્તા મધ્યસ્થ તંત્રને સોંપવામાં આવી. કેનેડાના સમવાયતંત્રનું પાટનગર ઓટાવા છે. આ તંત્રમાં ગવર્નર જનરલ તાજના પ્રતિનિધિ તરીકે રહે છે અને તેની બ્રિટનમાંથી નિમણૂક કરવામાં આવે છે. આ સિવાય પાર્લામેન્ટરી કારોબારી રહે છે, જેના વડા એ મુખ્ય પ્રધાન રહે છે, અને તે ખરી સત્તા ભોગવે છે. ગવર્નર જનરલ તો માત્ર નામના રહે છે. મધ્યસ્થ તંત્રમાં નીચેની ફેડરલ સભા રહે છે. આજે કેનેડામાં નવ પ્રાન્તો છે જેમાં દરેકને જુદી જુદી ધારાસભાઓ છે, અને દરેકને પોતાના જુદા જુદા પ્રધાનો રહે છે. પ્રાન્તમાં તાજના પ્રતિનિધિ તરીકે કેનેડાના મુખ્ય પ્રધાન દ્વારા નિમાતા લેફ્ટેનન્ટ ગવર્નરો હોય છે. પ્રાન્તિક ધારાસભાઓને અમુક હદમાં રહીને પ્રાન્તિક બંધારણમાં ફેરફાર કરવાના અધિકારો હોય છે. મધ્યસ્થ તંત્ર કોઈ પણ પ્રાન્તિક કાયદો નામંજૂર કરી શકે છે. મધ્યસ્થ તંત્રમાં ઉપરની ધારાસભાને સેનેટ કહેવામાં આવે છે, જેમાં નવ પ્રાન્તમાંથી પસંદ કરેલા પ્રતિનિધિઓ બેઠકો લઇ શકે છે. કેનેડા એ બ્રિટનનું સ્વતંત્ર સંસ્થાન છે.

## ઓસ્ટ્રેલિયાનું સમવાયતંત્ર

ઓસ્ટ્રેલિયાનું સમવાયતંત્ર ત્યાંનાં સંસ્થાનોની ચળવળનું

છે. ઓસ્ટ્રેલિયામાં ૭ પ્રાન્તો છે જે ન્યુ સાઉથ વેલ્સ, વિક્ટોરીયા, ક્વીન્સ લેન્ડ, સાઉથ ઓસ્ટ્રેલિયા, વેસ્ટ ઓસ્ટ્રેલિયા અને તાસ્માનીયા છે. ઓસ્ટ્રેલિયાનું ફેડરલ બંધારણ ઓસ્ટ્રેલિયાના ૭ પ્રાન્તના લોકોએ લોકપ્રતિનિધિ સભા ( Constituent Assembly ) દ્વારા ઘડેલ છે. બ્રિટિશ પાર્લામેન્ટે ઇ. સ. ૧૯૦૦ માં આ બંધારણ કબૂલ રાખેલ છે, અને ઇ. સ. ૧૯૦૧ માં જાન્યુઆરીની પહેલી તારીખે આ બંધારણનો અમલ શરૂ થયો છે.

ઓસ્ટ્રેલિયાના લેખીત બંધારણમાં ૩૯ કલમો છે, જે મધ્યસ્થ તંત્ર તથા પ્રાંતિક તંત્રની સત્તાનો ઉલ્લેખ કરે છે. ફેડરલ બંધારણમાં અવશેષ સત્તા સંયોજીત પ્રાંતોને આપવામાં આવેલ છે. મધ્યસ્થ તંત્ર પાસે દેશના વ્યાપારી અને આર્થિક હિતોનું સંરક્ષણ કરવા પૂરતી સત્તા છે. પ્રાંતો પોતાના તંત્રમાં મધ્યસ્થ સત્તાની કોઇ પણ જાતની ડખલગીરી સિવાય ફેરફારો કરી શકે છે. મધ્યસ્થ તંત્ર કેન્બેરામાં ન્યુ સાઉથ વેલ્સ પ્રાંતમાં રહે છે. તાજના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલ રહે છે; પરંતુ રાજતંત્ર પાર્લામેન્ટરી કારોબારીથી બ્રિટીશ નમૂના પ્રમાણે ચાલે છે. ઉપરની ધારાસભા ( સેનેટ ) મધ્યસ્થ તંત્રનો વિભાગ રહે છે. આ સભામાં ૩૬ સભ્યો જુદા જુદા પ્રાંતોમાંથી ચૂંટાયેલા રહે છે. દરેક પ્રાંત ૭ સભ્યો મોકલી શકે છે. નીચેની ધારાસભાને "હાઉસ ઓફ રેપ્રેઝન્ટેટીવ" કહેવામાં આવે છે જેમાં ૭૫ જેટલા પ્રતિનિધિઓ રહે છે.

### દક્ષિણ આફ્રિકાનું તંત્ર

દક્ષિણ આફ્રિકાનું તંત્ર એ સમવાયતંત્ર કહેવાતું નથી, પણ તેને જોડાણ ( Union ) કહેવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાનાં ચાર સંસ્થાનો કેઇપ ઑફ ગુડહોપ, ટ્રાન્સવાલ, ઑરેન્જ રીવર ફ્રી સ્ટેટ, અને નાતાલ એ ૧૯૧૦માં એક તંત્ર નીચે એકત્ર બન્યાં. આ ચાર પ્રાન્તો વ્યક્તિગત રીતે સ્વતંત્ર રહે છે. તાજના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલ રહે છે જે પાંચ વર્ષ

સુધી કામ કરે છે. ગવર્નર જનરલને શરૂઆતમાં એક કારોબારી સભા હતી જે હાલ નાબૂદ કરવામાં આવેલ છે. દક્ષિણ આફ્રિકાના મજમુ તંત્રના વડા તરીકે મુખ્ય પ્રધાન રહે છે, જેને દસ પ્રધાનોની એક કારોબારી સભા મદદ કરે છે. આ કારોબારી પ્રધાનો ધારામંડળમાંથી ચૂંટવામાં આવે છે, અને ધારાસભાને જવાબદાર રહે છે. આ ચાર સંયોજીત પ્રાન્તોમાં દરેકમાં વડા તરીકે એક એડમીનીસ્ટ્રેટર રહે છે જેને એક કારોબારી સભા મદદ કરે છે. કારોબારીના સભ્યો ધારામંડળના સભ્યો હોવા જોઈએ તેમ નથી. ઉપરની સભા (સેનેટ) એ મધ્યસ્થતંત્રના વિભાગ તરીકે કામ કરતી નથી. આ સભામાં દરેક પ્રાન્તમાંથી દસ વર્ષ માટે પ્રતિનિધિઓ ચૂંટાય છે. નીચેની ધારાસભામાં ૧૩૫ સભ્યો રહે છે. આંહીં પ્રાન્તિકતંત્ર અને મધ્યસ્થ-તંત્રોને જુદી જુદી સત્તાઓ રહેતી નથી. મધ્યસ્થ તંત્ર પાસે વિશાળ સત્તા રહે છે અને તે ધારે તો બંધારણમાં પણ ફેરફાર કરી શકે છે.

## હિંદી સમવાયતંત્ર

૧૯૩૫ ના કાયદાથી હિન્દને સમવાયતંત્ર આપવામાં આવેલ છે. આ તંત્ર હજુ સુધી સંપૂર્ણ રીતે અમલમાં આવી શકેલ નથી. માત્ર પ્રાન્તિક તંત્ર પ્રજાના પ્રતિનિધિઓમાંથી ચૂંટાયેલા પ્રધાનોએ ચલાવેલ છે. આ તંત્રમાં મધ્યસ્થ, પ્રાન્તિક, અને સમવર્તી તેમ ત્રણ સત્તાના જુદા જુદા વિષયોનાં લિસ્ટ કરવામાં આવેલ છે. મધ્યસ્થ તંત્ર એ સર્વ સત્તાધીન તંત્ર છે. પ્રાન્તો બીજા સમવાય તંત્રોમાં છે તેમ સંપૂર્ણ રીતે સ્વતંત્ર નથી. પ્રાન્તો માત્ર અમુક સત્તા જ સ્વતંત્ર રીતે ભોગવે છે. પ્રાન્તોને હિંદી સમવાયતંત્રમાં મરજિયાત રીતે જોડાવાનું રહે છે. મધ્યસ્થ તંત્રમાં તાજના પ્રતિનિધિ તરીકે વાયસરોય રહે છે, અને ગવર્નર જનરલ તરીકે ફેડરલ કારોબારીના વડા રહે છે. મધ્યસ્થ તંત્રમાં કારોબારીમાં ગવર્નર જનરલથી ફેડરલ ધારાસભામાંથી ચૂંટાયેલા અમુક પ્રધાનો રહે છે, જેમને અમુક વિષયો પૂરતી સત્તા આપવામાં આવે છે. મધ્યસ્થ તંત્રમાં બે ધારામંડળો રહે છે.

નીચેની ધારાસભા તથા ઉપરની ધારાસભામાં રાજ્યોના પસંદ કરેલા તથા પ્રાન્તો તરફથી મોકલવામાં આવતા પ્રતિનિધિઓ રહે છે. પ્રાન્તિક તંત્રમાં કારોબારીમંડળ તથા ધારાસભાઓ રહે છે. કારોબારીમંડળમાં પ્રજાના ચૂંટાયેલા પ્રધાનો રહે છે. હિંદમાં એક વરિષ્ઠ સમવાય અદાલત (Federal Court) રહે છે, જે સમવાયતંત્રના કાયદાને લગતા ચૂકાદા આપે છે. આ બધા તંત્ર ઉપર ઈંગ્લેન્ડમાં હિંદી વઝીર વરિષ્ઠ સત્તા ભોગવે છે.

## પ્રકરણ ૧૩ મું

## મતદારમંડળ

### મતદાર અને પ્રજાજન

પ્રજાજનો એ કાયમી વસવાટ કરતાં માણસો છે. પરંતુ દરેક પ્રજાજન એ મતદાર બની શકતો નથી. જે પ્રજાજનોને ધારાસભા માટે પ્રતિનિધિઓને ચૂંટવાનો અધિકાર હોય તેને મતદાર કહેવામાં આવે છે. અત્યાર સુધી આ અધિકાર ભોગવના ઘણા થોડા માણસો હતા. પરંતુ પ્રજાતંત્રવાદનો વિકાસ થતાં આ અધિકાર ઘણા પ્રજાજનોને આપવામાં આવેલ છે. જ્યારે દરેક પુખ્ત ઉમરના માણસને મતાધિકાર આપવામાં આવે છે ત્યારે પ્રજાનો લગભગ અરધો ભાગ આ અધિકાર ભોગવે છે. પરંતુ જ્યારે મતાધિકાર અમુક મિલ્કત, લાયકાત, અને કેળવણી પ્રમાણે આપવામાં આવે ત્યારે મતદારોની સંખ્યા સ્વાભાવિક રીતે થોડી રહે છે.

### મતદારની લાયકાત

દરેક પ્રજાજનને મતદાર થવા માટે અમુક લાયકાતની જરૂર રહે છે, અને આ લાયકાતમાં દરેક જગ્યાએ સમય અને સંજોગો પ્રમાણે ફેરફારો રહે છે. ખાસ કરીને લાયકાત નક્કી કરવામાં ઉમર, ધંધો, વસવાટ, જાત, મિલ્કત, કેળવણી, ચારિત્ર્ય અને જાતિ વગેરે વસ્તુઓ પર ધ્યાન આપવામાં આવે છે. ઘણા દેશોમાં ૨૧ વર્ષનો માણસ થાય ત્યારે તે પુખ્ત ઉમરનો થયેલો ગણાય છે, અને પુખ્ત ઉમર એ મત આપવા માટેની મુખ્ય લાયકાત છે. રશિયા અને તુર્કસ્તાનમાં પુખ્ત ઉમર માટે અઢાર વર્ષ ગણવામાં આવે છે, જ્યારે બીજા કેટલાક દેશોમાં તો ૨૫ વર્ષ પણ રાખવામાં આવે છે. મતદાર થવા માટે ધંધા માટે ખાસ લાયકાતની જરૂર રહેતી નથી

પરંતુ ઘણુંખરું રાજ્યોમાં લશ્કરી સિપાઇઓ અને રાજ્યના નોકરોને મતાધિકાર મળતો નથી. મતદાર થતાં પહેલાં રાજ્યમાં અમુક વખતનો વસવાટ એ જરૂરી લાયકાત રહે છે. પરદેશમાં માણસો ગમે તેટલો વખત રહેતાં હોય પરંતુ જ્યાં સુધી તેઓ રાજ્યના પ્રજાજનો ન બને ત્યાં સુધી તેમને મત આપવાનો અધિકાર રહેતો નથી. રાજ્યના પ્રજાજન થવા માટે દરેક દેશમાં જુદા જુદા ધારા હોય છે, પણ અમુક વખતનો વસવાટ અગર અમુક સ્થાવર મિલ્કતની માલીકી વગેરેથી પ્રજાજન બનવાની લાયકાત મળે છે. જાત ( *Nationality* ) એ ઘણા દેશોમાં મતાધિકાર મેળવવામાં હરકત કર્તા રહે છે. અમુક જાતોને મતાધિકાર આપવામાં આવતો નથી. ઓગણીસમી સદીના અંત સુધી મતાધિકારની મુખ્ય લાયકાત મિલ્કત ગણવામાં આવતી. રાજ્યમાં અમુક સ્થાવર મિલ્કત હોય તેથી કરીને મતાધિકાર મળે અને મિલ્કત ન હોય તો ન મળે તેવી પ્રથા આજ સુધી પ્રચલિત હતી. મિલ્કતદાર માણસો રાજ્યમાં પોતાની મિલ્કત હોવાથી તથા તેને લઇને કર ભરતા હોવાથી આ હક્ક મળવો જોઇએ તેમ તેઓ માને છે. આજે હવે મિલ્કત માત્રની લાયકાત સામે ઘણો વિરોધ ઉઠવા પામ્યો છે, છતાં પણ મિલ્કત એ લાયકાત મટી ગયેલ નથી. પ્રજાજનોની ખરી લાયકાત તો કેળવણી છે. જે પ્રજાજનોને પોતાના હક્કો શું છે અને તે કેવી રીતે વાપરવા તે ખબર ન હોય તેને મતાધિકાર આપવો તેનો સદુપયોગ થવાની ખાત્રી શી ? અક્ષરજ્ઞાન ઉપરાંત મતદાર થવા માટે અમુક શિક્ષણની લાયકાતની જરૂર રહે છે. આજે મિલ્કતની લાયકાત કાઢી નાખવામાં આવે તો પણ પુખ્ત ઉમરના માણસને રાજતંત્રમાં વધુ સક્રિય રસ લેતો કરવા માટે કેળવણીની તો ખાસ જરૂર રહે છે, અને કેળવાયેલા માણસોના હાથમાં રાજતંત્ર ચલાવવાનો અધિકાર હમેશાં વધુ સલામત રહે છે. ચારિત્ર્ય સંબંધમાં કેટલાક નાદાર, જેલમાં જઇ સજા ખાઇ આવેલા, અને જેની માનસિક સ્થિતિ નબળી હોય તેવા માણસોને મતાધિકાર આપવામાં આવતો નથી. પરંતુ સજા પામેલા માણસો હમેશાં નૈતિક રીતે

પતિત હોય છે તે માન્યતા ભૂલભરેલી છે. અત્યાર સુધી માત્ર મતાધિકાર પુરૂષો જ ભોગવતા, અને સ્ત્રીનો કાર્યપ્રદેશ માત્ર ગૃહપ્રવૃત્તિ છે તેમ માનવામાં આવતું. પરંતુ આજે હવે જાતિનો પ્રતિબંધ મતાધિકારમાંથી નીકળતો જાય છે.

### સ્ત્રી મતાધિકાર ( Woman Suffrage )

ઈંગ્લેન્ડમાં ઔદ્યોગિક ક્રાન્તિના સમયથી સ્ત્રીઓના મતાધિકાર માટે ચળવળ શરૂ થયેલ છે. આ સમયમાં ઇંગ્લેન્ડમાં ઉદ્યોગોનાં કારખાનામાં સ્ત્રીઓ પણ કામ કરવા જતી, અને ધીરે ધીરે જીવનનાં બધાં ક્ષેત્રોમાં પુરૂષના પ્રતિસ્પર્ધી તરીકે કામ કરવા લાગી હતી. પરિણામે રાજકારણમાં પણ સ્ત્રીઓને શા માટે પછાત રહેવું જોઇએ તેમ ધારવામાં આવ્યું. જ્હોન સ્ટુઅર્ટ મીલે ઇ. સ. ૧૮૬૯માં "Subjection of Women" (સ્ત્રીઓની પરતંત્રતા) એ પુસ્તક લખ્યું. આ પુસ્તકમાં સ્ત્રીઓના સામાજિક અને રાજકીય હકોનો ઉલ્લેખ કરવામાં આવેલ છે, અને સ્ત્રી એ બૌદ્ધિક રીતે પુરૂષ કરતાં ઉતરતી છે તેમ માનવું ખોટું હતું. તેમ કહેવામાં આવેલ છે. આ પુસ્તકની યુરોપના સ્ત્રીસમાજ ઉપર ઘણી અસર થઇ. આજે તો સ્ત્રી માત્ર રાજકારણ નહિ પણ યુદ્ધના ક્ષેત્રમાં પણ પોતાનો બનતો ફાળો આપે છે.

ઇ. સ. ૧૮૯૧ માં ન્યુ ઝીલેન્ડમાં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો, ફીન્લેન્ડમાં ૧૮૯૯ માં, નોર્વેમાં ૧૯૦૭ માં અને સ્વીડનમાં ૧૯૧૨ માં, મતાધિકાર મળ્યો. જ્યારે બ્રિટન જેણે સ્ત્રીમતાધિકારની ચળવળ પ્રથમ શરૂ કરી તે જ સૌથી પછાત રહી ગયું. શરૂઆતમાં બ્રિટનમાં સ્ત્રીઓને માત્ર શહેર સુધરાઈની ચૂંટણીમાં મતાધિકાર આપવામાં આવ્યો. ૨૦ મી સદીની શરૂઆતમાં સ્ત્રી મતાધિકાર માટે ઈંગ્લેન્ડમાં સખ્ત ચળવળ ઉપાડવામાં આવી, જે ગતમહાયુદ્ધ સુધી સફળ બની નહિ. ગતમહાયુદ્ધમાં ઈંગ્લેન્ડની સ્ત્રીઓએ જે ફાળો તેથી તેમની માગણીને પુરૂષજાત વધુ વખત નકારી શકી

૧૯૧૮ માં ફ્રેન્ચાઈઝ રીફોર્મનો કાયદો પસાર કરવામાં આવ્યો, જેમાં સ્ત્રીએ મતાધિકાર મળ્યો એટલું જ નહિ પણ પાર્લામેન્ટમાં સભ્યો ચૂંટાઈ તેવા હક્કો પણ મળ્યા. ઈ. સ. ૧૯૨૮ સુધી આ મતાધિકાર માત્ર ૩ વર્ષની ઉપરની સ્ત્રીઓને મળતો. ઈ. સ. ૧૯૨૮ ના પાર્લામેન્ટરી રીફ઼ એકટથી આ ૩૦ વર્ષનો પ્રતિબંધ કાઢી નાખવામાં આવ્યો અને પુરૂષ જેટલી જ ઉમર નક્કી કરવામાં આવી.

અમેરીકામાં યુનાઈટેડ સ્ટેટસમાં પણ કેટલાંક રાજ્યોએ સ્ત્રીઓ મતાધિકાર આપવાનું શરૂ કર્યું હતું. ત્યાં પણ ઈ. સ. ૧૯૧૯ ના સુધારા મતાધિકાર માટે જાતિભેદ કાઢી નાખવામાં આવ્યો. આ પછી હોલેન બેલ્જીયમ, જર્મની, સ્વીટઝર્લેન્ડ, અને બીજા ઘણા દેશોમાં સ્ત્રીઓને મતાધિક આપવામાં આવ્યા. આજે હજુ પણ ફ્રાન્સ અને ઈટલીમાં સ્ત્રીઓ મતાધિકાર આપવો કે નહિ તે પ્રશ્નનો નિકાલ થયો નથી. આજ સરમુખત્યારોને સ્ત્રીઓને રાજકારણમાં બહુ ભાગ લેવા દેવા સામે સ વાંધો છે.

### મતાધિકારના સિધ્ધાંતો

મતાધિકાર માટે પાંચ સિદ્ધાંતો છે જે આજે વ્યવહારમાં બધા મિશ્રિ થઈ ગયેલા જણાય છે. પ્રથમમાં મતાધિકાર એ નાગરિકતાનો મુખ્ય ધર્મ તેમ માનવામાં આવે છે. આ વિચાર પ્રાચીન ગ્રીસ અને રોમનો વારસો છે પ્રાચીન સમયમાં દરેક પ્રજાજનને મત આપવાનો અધિકાર સ્વાભાવિક હતો તે માનવામાં આવતું. મિલ્કત વગેરેના પ્રતિબંધો ત્યારે ન હતા બીજો સિદ્ધાંત એ માને છે કે મતાધિકાર એ બધાને માટે હક્ક નથી, પણ જેઓ જમીનદા હોય અગર તો રાજ્યના રક્ષણમાં સક્રિય ભાગ લેતા હોય તેમનો જ અધિકા છે. આજે આ સિદ્ધાંત હજુ પણ અસ્તિત્વમાં છે. આજે ઘણે ભાગે ઉપરન ધારાસભા સ્થાપિત હિતોવાળા મૂડીદારો, જમીનદારો અને મિલ્કતદારો માં હોય છે તેમ જોવામાં આવે છે. ત્રીજો સિદ્ધાંત એમ માને છે કે મતાધિકાર ર

દરેક પ્રજાજનનો જન્મસિદ્ધ હક્ક છે, અને આ હક્ક એ સામાજીક કરારની ભૂમિકા પર સ્થાપિત થયેલ છે. આ સિદ્ધાંત ફ્રેન્ચ વિપ્લવના વખતમાં ખૂબ લોકપ્રિય હતો. ચોથો સિદ્ધાંત જે નૈતિક છે તેમાં એમ માનવામાં આવે છે કે મતાધિકાર એ પ્રજાને રાજકીય કેળવણી માટે આવશ્યક છે અને માણસનાં રાજદ્દારી વ્યક્તિત્વના વિકાસ માટે જરૂરી છે. છેવટનો આધુનિક સિદ્ધાંત એવો છે કે મતાધિકાર એ રાજ્યનો ધર્મ છે અને મતદાર મત આપવાથી એક જાહેર કાર્ય કરે છે. આ મત પ્રમાણે રાજ્ય માત્ર કારોબારી, ધારામંડળ, અને ન્યાયખાતાથી બનેલ સંસ્થા નથી, પણ મતદારો, પક્ષો અને સનંદી નોકરીયાતો વગેરેનો પણ તેમાં સમાવેશ થવો ઘટે. આજે પ્રજાતંત્રવાદી રાજ્યોમાં મત આપવાનું કાર્ય એટલું બધું ધોરણસર થઇ ગયેલ છે કે આજનાં પ્રજાવાદી રાજ્યો ચૂંટણી વગર ચાલી શકે કે કેમ તે ધારવું અશક્ય લાગે છે. આજના સિદ્ધાંત પ્રમાણે દરેક પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરૂષને મત આપવાનો સમાન હક્ક રહે છે.

## સાર્વત્રિક, સમાન, અને પુખ્ત ઉમરના માણસોનો મતાધિકાર

આજનો સાર્વત્રિક, સમાન, અને પુખ્ત ઉમરના માણસો માટેનો મતાધિકાર એ ઘણા લાંબા અનુભવ અને કલહને અંતે મળેલ વસ્તુ છે. ૧૮મી સદીમાં ઘણાખરા દેશોમાં મતદારો ઘણા ઓછા હતા અને મતાધિકાર વિનાના માણસો લગભગ ૯૯ % જેટલા રહેતા. ઉપરાંત મતાધિકારમાં સમજતા પણ ન હતા. ગરીબ વર્ગને બિલકુલ મતાધિકાર ન હતો, જ્યારે તવંગર વર્ગમાં એક માણસને ઘણા મતો મળતા. ઇ. સ. ૧૮૩૨ના પ્રથમ રીફોર્મ ઍક્ટ પછી પણ મતાધિકારની પદ્ધતિ બ્રિટનમાં ઘણા જ ગુંચવાડા ભરેલી હતી. શહેરોના અને ગામડાના વિભાગોના માણસો માટે જુદા જુદા મતાધિકારો રહેતા. આ પછી તુરત જ ચાર્ટીસ્ટ ચળવળ શરૂ થતાં સાર્વત્રિક મતાધિકાર માટે માગણી કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૬૭ માં બીજો

રીફોર્મ ઍક્ટ પસાર થયો જેથી અમુક રકમનું ભાડું મળે તેવા ઘરોના માલીકોને મતાધિકાર આપવામાં આવ્યો. જો કોઇ ધનિક શહેરમાં રહેતો હોય અને ગામડાંઓમાં જુદા જુદા મકાનો હોય તો તેને મકાનો પ્રમાણે મતો મળતા. આવી પદ્ધતિથી માત્ર તવંગર અને ધનાઢ્ય વર્ગને ખાસ વધુ મતો મળવા લાગ્યા. આજે બ્રિટન હવે સાર્વત્રિક મતાધિકારની પદ્ધતિ ચાલુ કરેલી. યુનાઇટેડ સ્ટેટસમાં મતદારોની લાયકાત માટે કોઈપણ જાતના નિયમો કરવાની દરેક રાજ્યને છૂટ છે અને ઘણાખરામાં સાર્વત્રિક મતાધિકાર જોવામાં આવે છે.

યુનાઇટેડ સ્ટેટસમાં કેટલાંક રાજ્યોમાં અંગ્રેજીનું પ્રાથમિક જ્ઞાન તથા અમુક વર્ષોનો કાયમી વસવાટ એ મતદારની લાયકાતો તરીકે નક્કી થયેલ છે. યુનાઇટેડ સ્ટેટસના ફેડરલ બંધારણમાં એ સુધારાઓ પસાર કરવામાં આવેલ છે જેથી યુનાઇટેડ સ્ટેટસનાં ૪૮ રાજ્યોમાં જાત, રંગ, ધર્મ, અને જાતિના ભેદો દૂર કરવાનું નક્કી કરવામાં આવેલ છે. આજે યુરોપનાં ઘણાં-ખરાં રાજ્યોમાં સાર્વત્રિક મતાધિકાર જોવામાં આવે છે.

શરૂઆતમાં સાર્વત્રિક મતાધિકાર સામે ઘણો વિરોધ ઉઠાવવામાં આવ્યો હતો. જ્હોન સ્ટુઅર્ટ મીલ જેવા ચૂસ્ત પ્રજાતંત્રવાદી પણ તેની તરફેણમાં ન હતા. આજે આ વિચારોમાં ઘણા ફેરફાર થવા પામેલ છે. આજે રાજ્ય એ અમુક વર્ગ માટે નહિ પણ પ્રજા સમગ્રના હિત માટેની સંસ્થા છે, અને આ સંસ્થાના વિકાસ માટે રાજ્યના દરેક પ્રજાજને ફાળો આપવો જોઇએ તેમ માનવામાં આવે છે. આગળના પ્રાચીન ગ્રીક સીટી સ્ટેટમાં થતું તેમ આજે બધા ભેગા મળીને સમગ્ર પ્રજા રાજ્યને લગતા નિર્ણયો કરી શકે તે અશક્ય છે. ગ્રીક સીટી સ્ટેટોની સંખ્યા ઘણી થોડી હતી એટલે આ બધું શક્ય હતું, પરન્તુ આજે લાખોની વસ્તીવાળાં શહેરો અને મોટા વિસ્તાર-વાળા દેશની પ્રજા માટે પ્રતિનિધિત્વ અને ચૂંટણી એ જ વ્યવહારૂ પદ્ધતિ ગણાય છે, અને આથી મતદારો અને તેના હકો તથા અધિકારો આધુનિક

પ્રજાકીય સ્વાતંત્ર્યની મુખ્ય ભૂમિકા બને છે. આજે કેળવણી એ મતાધિકાર માટે મુખ્ય વસ્તુ ગણાય છે. પ્રજાતંત્રમાં રાજદ્વારી કેળવણી એ ઘણી જ આવશ્યક વસ્તુ છે, છતાં પણ બિનકેળવાયેલ પ્રજાજનો પોતાના હક્કો ઓછા સમજતા હોય તેમ માનવું ભૂલ ભરેલું છે. અલબત્ત કેળવણી એ પ્રજાને તેમના હક્કોને વધુ સારી રીતે પિછાનતાં અને રજૂ કરતાં શીખવે છે. પરંતુ પ્રથમ પ્રજાની કેળવણી વધારવા માટે જ સાર્વત્રિક અને સમાન મતાધિકારની જરૂર રહે છે.

ઘણાંખરાં રાજ્યોમાં જ્યાં સાર્વત્રિક મતાધિકાર હોય છે ત્યાં ઘણે ભાગે ઉપરની ધારાસભામાં મતાધિકારની લાયકાત ઘણા ઉંચા ધોરણે રહે છે. હિંદમાં સાર્વત્રિક મતાધિકાર નથી, પણ જુદી જુદી ચૂંટણી માટે જુદા જુદા મતાધિકારો હોય છે જેને અંગ્રેજીમાં Differential Franchise કહેવામાં આવે છે. હિંદમાં ચાલીસ કરોડ માણસોમાં જે રીતે ૧૯૩૫ના કાયદાથી મતાધિકાર આપવામાં આવેલ છે તેમાં માત્ર ૧૫% માણસોને જ મતાધિકાર મળે છે.

## ચૂંટણી

ચૂંટણીની રીત અને પદ્ધતિ દરેક દેશમાં જુદી જુદી રહે છે. હિંદમાં આપણે જે રીતથી પરિચિત છીએ તેમાં મતપત્રક દ્વારા મતો ભેગા કરવામાં આવે છે તથા જાણવામાં આવે છે. કોણે કેને મત આપ્યો તે આ પત્રકમાં જણાવવામાં આવે છે પણ આ વસ્તુ અત્યંત ગુપ્ત રીતે રાજ્ય રાખે છે અને તેની જાહેર જનતામાં જાણ થતી નથી. મતપત્રકોમાં ઉમેદવારોનાં નામો રહે છે અને ચૂંટવાના ઉમેદવારના નામ આગળ ચોકડી મૂકવાની હોય છે. કેટલાક દેશોમાં ચૂંટણી માટે યાંત્રિક ગોઠવણ કરવામાં આવે છે. દરેક દેશમાં રાજ્ય તરફથી ચૂંટણીની વ્યવસ્થા કરવામાં આવે છે, ચૂંટણી વખતે મતદારોને ખોટી રીતે ધમકી આપવામાં આવે અગર તો રીતે લાગવગ લગાડવામાં આવે તો તે માટે સખ્ત સજા કરવાનું

તરફથી ઠરાવવામાં આવે છે. આ માટે બહુધા ચૂંટણીને લગતા ફોજદારી ગુન્હાઓની ચોકસ વ્યાખ્યાઓ નક્કી કરવામાં આવેલ હોય છે.

### ચૂંટણીનું ખર્ચ

ચૂંટણી એ રાજ્ય અને ઉમેદવાર બન્ને માટે ખર્ચાળ વસ્તુ છે. પ્રથમ ઉમેદવારો તવંગર વર્ગના રહેતા એટલે આ બધો ખર્ચો ઉઠાવી શકતા, પણ ટ્રેઈડ યુનિયન અને મજૂરવાદનો વિકાસ થયા પછી તેના પક્ષના ઉમેદવારોની ચૂંટણીનું ખર્ચ તેના પક્ષ તરફથી જે ફંડ કાઢવામાં આવેલ હોય છે તેમાંથી પૂરૂં પાડવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૧ માં ઈંગ્લેન્ડમાં પાર્લામેન્ટના સભ્યોનું ભાડું ભથ્થું તથા પગાર વગેરે નક્કી થતાં ગરીબ માણસોને પણ રાજકારણમાં ભાગ લેવાનું રહેલું બન્યું.

### મત લેવાની રીત

મત લેવાની રીતમાં પણ દરેક દેશમાં જુદી જુદી પ્રથાઓ હોય છે, દરેક પ્રાન્ત કે વિભાગમાં ધંધા અગર તો જાતો પ્રમાણે વિભાગો પાડવામાં આવેલા હોય છે, અને દરેક વિભાગને તેના પ્રતિનિધિ ચૂંટવાનો હક્ક હોય છે. આ વિભાગવાર મત લેવાની પદ્ધતિમાં દરેક મત સમાન અને નિષ્પક્ષ ગણવાની મુશ્કેલી રહે છે. પ્રદેશ પ્રમાણે પાડેલા વિભાગો રહે તો મત ગણત્રીનું કામ વધુ અનુકૂળ અને રહેલું બને છે. ધંધા પ્રમાણેનું પ્રતિનિધિત્વ એ ઘણા જૂના સમયથી ચાલ્યું આવે છે, અને આ રીત મધ્ય યુગમાં ફ્લોરેન્સ અને બીજા કેટલાક શહેરોમાં પણ જોવામાં આવતી. આજના પ્રજાશાસન તંત્રમાં વિભાગ કરતાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે, અને તેથી વ્યક્તિ દીઠ જુદો મત આપવાનો રહે છે. આજે કોરપોરેટીવ સ્ટેટ પદ્ધતિ જ્યાં હોય છે ત્યાં મત તથા પ્રતિનિધિત્વ મંડળો દ્વારા રજુ કરવામાં આવે છે. ઘણાં ખરા સરમુખત્યારીવાળાં તંત્રોમાં આવી જાતની મત લેવાની પદ્ધતિ રહે છે અને ખાસ કરીને ઇટલીમાં તે જોવામાં આવે છે.

### બહુમતી પધ્ધતિ

પ્રદેશ પ્રમાણે પાડેલા વિભાગો (Territorial divisions)માં સહુથી સરળ પદ્ધતિ એક સભ્યથી બનેલા મતદારમંડળ ( Single member Constituency )ની છે, પણ સાર્વત્રિક અને પુખ્ત ઉમરના માણસોને મતાધિકાર મળતાં દરેક મતદારની ઇચ્છા સમાન ગણાવી જોઇએ અને તેઓનો પ્રતિનિધિઓની ચૂંટણીમાં સમાન ફાળો છે તેમ ગણાવા લાગ્યું. પ્રથમ ઇંગ્લેન્ડમાં કાઉન્ટી, શાયર અને પ્રાન્તો જે લાંબા સમયથી રાજતંત્ર માટે પ્રદેશીય વિભાગો હતા તે ચૂંટણી માટેના વિભાગો બનાવવામાં આવ્યા. બ્રિટનમાં ૧૮૮૪ માં મતદારમંડળની સમાનતા માટે પ્રજા સંખ્યા પ્રમાણે પ્રદેશોની નવેસરથી રચના થઇ. આ રચનાને પ્રદેશીય પ્રતિનિધિત્વવાળી રચના ( Territorial Representation ) કહેવામાં આવે છે. આ રચનામાં દેશના સરખા વિભાગો પાડવામાં આવે છે અને દરેક વિભાગને એક પ્રતિનિધિ ચૂંટવાનો હક્ક હોય છે. આ પદ્ધતિ જે બ્રિટન, યુનાઇટેડ સ્ટેટસ, હિંદ અને બીજા કેટલાક પ્રદેશમાં અમલમાં છે ત્યાં કહેવામાં આવે છે કે આ પદ્ધતિ જાહેર મતને અવગણનારી છે, અને જે પ્રતિનિધિઓ આવે છે તે પ્રજાના ખરા પ્રતિનિધિઓ આવતા નથી.

એક સભ્યથી બનેલા મતદારમંડળોની ખામીઓ આપણને બ્રિટિશ આમની સભા માટે જે ચૂંટણીની પદ્ધતિ છે તે તપાસતાં માલુમ પડે છે. આમની સભા માટે ૫૯૫ મતદારમંડળો છે, જે ૬૧૫ પ્રતિનિધિઓ ચૂંટે છે, જેમાંથી ૫૭૬ પ્રતિનિધિઓ પ્રદેશીય વિભાગો પ્રમાણે પાડેલાં ૫૭૬ જેટલાં મતદારમંડળો મોકલે છે. પ્રદેશીય વિભાગો ઘણા કૃત્રિમ છે, અને તે માત્ર મતદારોની સંખ્યા સમાન કરવા પૂરતા જ ઘણી વખત બનાવેલા હોય છે. જ્યારે બાકી રહેલા ૧૯ મતદારમંડળો એ એક સભ્યથી બનેલાં મતદારમંડળ નથી. આમાંથી અઢાર મંડળો બે પ્રતિનિધિઓ ચૂંટે છે અને—બીજા ત્રણ પ્રતિનિધિઓ ચૂંટે છે. એક સભ્યથી બનેલા મતદારમં

પદ્ધતિમાં ગમે તેટલા ઉમેદવારો બહાર પડી શકે છે. બ્રિટનમાં વસવાટ એ લાયકાતના નિયમોમાં ન હોવાથી કોઇપણ જગ્યામાં રહેતો માણસ કોઈ પણ મતદારમંડળમાં ઉમેદવારી કરી શકે છે. ઉમેદવારી માટે થોડા રજીસ્ટર્ડ મતદારો નામ માટે દરખાસ્ત મૂકે એટલે તુરત તે નામો રજીસ્ટર કરાવી શકાય છે. દરેક મતદારમંડળ માટે એક (Electoral Register) મતદારોનું રજીસ્ટર હોય છે, જેમાં નામો હોય તે માણસો જ મત આપી શકે છે. જ્યારે એક સભ્ય મતદારમંડળમાં ત્રણથી ચાર ઉમેદવારો હોય છે ત્યારે ઘણીવાર સફળ થયેલા ઉમેદવારને વધારાના બહુ ઝાઝા મત ન હોય તો પણ ચાલે છે. ઘણી વખત માત્ર એક જ વધુ મતે સફળતા મળે છે. મતદારો તેના મતો જુદા જુદા ઉમેદવારોને આપે એટલે કુલ સંખ્યામાંથી ઘણા જ થોડા મતો સફળ થયેલ ઉમેદવારને મળે અને બાકીના સફળ ન થયેલા ઉમેદવારોના મતની કુલ સંખ્યા ઉમેદવારથી વધી જતી હોય તો પણ સફળ ઉમેદવારને બાધકર્તા ન નીવડે.

દરેક મતદાર મંડળમાં ઘણા ઉમેદવારો હોય તેથી ઘણા માણસોના મતો નકામા જવા સંભવ રહે છે, અને કુલ મતદારોની સંખ્યામાંથી થોડા મતો મેળવી સફળ થયેલ ઉમેદવાર સમગ્ર મતદારમંડળના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં જાય એ બહુમતિ પદ્ધતિની મોટી ખામી છે. આ ખામી બધા રાજકારણશાસ્ત્રીઓ અને મુત્સદ્દીઓ કબૂલ કરે છે, છતાં પણ તેમાં ફેરફારો કરવાની કોઇની ઇચ્છા થતી નથી. જ્યારે કેટલાક એમ પણ કહે છે કે આ પદ્ધતિથી પક્ષના કાર્યક્રમ અને નીતિમાં ખામીઓ રહી ગયેલ હોય તે પૂરાઈ જાય છે, દરેક પક્ષથી બનેલ રાજતંત્ર જાહેર મતને વધુ જવાબદાર બનાવે છે અને તે જવાબદાર રાજતંત્ર માટે અનિવાર્ય છે.

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસમાં પણ એક સભ્ય મતદારમંડળની પદ્ધતિ તથા બહુમતીની પ્રથા જોવામાં આવે છે. દશ વર્ષે થતી વસ્તીગણત્રી પછી પ્રજા સંખ્યાની સમાનતા પ્રમાણે મતદારમંડળો ફરીવાર રચવામાં

આવે છે. આજે યુનાઇટેડ સ્ટેટસમાં ૪૩૩ મતદારમંડળો છે, અને દરેક મંડળમાં અઢીલાખ પ્રજાજનો રહે છે.

બહુમતી પ્રતિનિધિત્વની પદ્ધતિ ઉપરાંત પણ બીજી કેટલીક યોજનાઓ છે. બ્રિટન સિવાયના કેટલાક દેશોમાં આ બધી પદ્ધતિ અમલમાં પણ છે. આ પદ્ધતિને Second Ballot ( દ્વિતીય મતપત્રક ) અને ( Alternative Vote ) વારાફરતી મત આપવાની પદ્ધતિ કહેવામાં આવે છે.

### દ્વિતીય મતપત્રક ( Second Ballot )

ફ્રાન્સ અને યુરોપના બીજા કેટલાક દેશોમાં દ્વિતીય મતપત્રક પદ્ધતિ જોવામાં આવે છે. આ પદ્ધતિમાં એવો સિદ્ધાંત રહે છે કે જ્યારે એક મતદાર મંડળ તરફથી બે ત્રણ ઉમેદવારો બહાર પડે ત્યારે કોઇ પણ ઉમેદવાર મતદારમંડળની કુલ મતસંખ્યાથી અરધા ભાગ જેટલા મત ન મેળવે ત્યાંસુધી ચૂંટાયેલો ગણાય નહિ. એટલે પહેલી ચૂંટણીમાં જો કોઇ ઉમેદવાર આ રીત પ્રમાણે સફળ રીતે ચૂંટાઈ આવે નહિ તો આઠ દિવસ પછી તુરત જ બીજી ચૂંટણી રાખવામાં આવે છે. આ પદ્ધતિમાં મોટામાં મોટો એ ફાયદો રહે છે કે આ પદ્ધતિમાં જે ઉમેદવાર સફળ બને છે તેને મતદારોની ઘણી જ મોટી બહુમતીનો ટેકો હોય છે. આ પદ્ધતિની મોટી ખામી એ છે કે બીજી ચૂટણી વખતે ઘણી લાગવગ તથા ખટપટને સ્થાન મળે છે. મતદારોમાં પણ પહેલી વખતે કોઈ પોતાની માન્યતા પ્રમાણે મતો આપતા નથી. પ્રથમ માત્ર સહાનુભૂતિ દર્શાવવા મતો આપે અને પોતાનો ખરો અભિપ્રાય તો બીજી ચૂંટણી માટે રાખી મૂકે. આમાં ખાસ દોષ એ ચૂંટણીને લઇને થતા ખર્ચનો રહે છે.

### વારાફરતી મત આપવાની રીત (Alternative Vote)

આ પદ્ધતિ ઑસ્ટ્રેલીયામાંથી ઉદ્‌ભવી છે. આ રીતમાં માત્ર એક જ વખત ચૂંટણી થાય છે. પરંતુ એકમાં બે વખતની ચૂંટણીના પરિણામ

સમાવેશ કરવામાં આવે છે. આ પદ્ધતિમાં મતદાર ૧, ૨, ૩, ૪ એમ અનુક્રમે ઉમેદવારોનાં વારાફરતી નામ આપે છે. જેનો અર્થ એ કે નંબર એકનો ઉમેદવાર સફળ ન થાય તો મત નંબર બેના ઉમેદવારને મળે છે, બે નંબર સફળ ન થાય તો નંબર ત્રણને તે મળે છે વગેરે. આ પદ્ધતિની ખામીમાં દ્વિતીય મતપદ્ધતિ જેવી જ ખામીનો સમાવેશ થાય છે. આ પદ્ધતિમાં લઘુમતીને પુરતો અન્યાય થવાનો સંભવ રહે છે કારણ કે તેઓને તેની સંખ્યા પ્રમાણે પ્રતિનિધિત્વ મળતું નથી.

**બહુસભ્ય મતદારમંડળ (Multinumber Constituency)**

એકસભ્ય મતદારમંડળ કરતાં બહુસભ્ય મતદારમંડળ એ દેખીતી રીતે સારી પદ્ધતિ છે. બહુસભ્ય મતદારમંડળમાં ચૂંટણીની પદ્ધતિમાં ઘણા પ્રકારો રહે છે. પ્રથમ એકમત પદ્ધતિ (Single Vote System) છે જેમાં દરેક મતદારને કોઈપણ એક સભ્ય માટે એક મત આપવાનો હક્ક રહે છે. આ મતનો ફેરબદલો થઈ શકતો નથી. આ પછી બીજી રીત બહુમત પદ્ધતિ (*Cumulative Vote System*) છે, જેમાં દરેક મતદારને જેટલા સભ્યો ચૂંટવાના હોય તેટલા મતો મળે છે. આ મતો એકઠા કરીને તે એક સભ્ય માટે આપે અગર તો આ બધા મતો તેને ઠીક પડે તેમ સભ્યો વચ્ચે વહેંચી આપે. આ પછી ત્રીજી પદ્ધતિ મર્યાદિત મત-પદ્ધતિ (Limited Vote System)ની છે, જેમાં મતદારને પ્રતિનિધિઓ ચૂંટવાના હોય તેના કરતાં ઓછી મર્યાદિત સંખ્યામાં મતો મળે છે જે એક યા તો કેટલાક સભ્યોમાં વહેંચી શકાય છે. આ બધી પદ્ધતિઓમાં એક ખામી એ રહે છે કે કેટલીક વખત લઘુમતીને બિલકુલ પ્રતિનિધિત્વ મળતું નથી, અને બહુમતીને વધુ પડતું પ્રતિનિધિત્વ મળે છે. આ બધામાં સહુથી વધુ સારી અને અનુકૂળ પદ્ધતિ તે પ્રમાણ પ્રતિનિધિત્વની છે.

**પ્રમાણ પ્રતિનિધિત્વ (Proportional Representation)**

બહુસભ્ય મતદારમંડળને માટે બધી ખામીઓથી રહિત અને સૌથી

વધુ અનુકૂળ પદ્ધતિ એ પ્રમાણ પ્રતિનિધિત્વની છે, જેથી કરીને એવા સભ્યોની ચૂંટણી થઈ શકે છે કે જે દરેક પક્ષનું હિત તથા પ્રતિનિધિત્વ ધરાવતા હોય. આ પદ્ધતિમાં મતનો ફેરબદલો થાય છે. આ પદ્ધતિમાં મતદાર મંડળો વચ્ચે સમાનતા રહે છે એટલું જ નહિ પણ પ્રદેશીય અને સ્થાનિક વિભાગો પણ રાખી શકાય છે, અને પ્રજાસંખ્યા પ્રમાણેના વિભાગોને હરકત આવતી નથી. આ પદ્ધતિનો પ્રચાર બીજા દેશો કરતાં ઇટલીમાં વધુ છે. ઇટલીમાં સમગ્ર દેશ એકજ મતદાર મંડળ બને છે, અને બધા ઉમેદવારો એક સામાન્ય ટિકીટ પરથી ચૂંટાઈ આવે છે. આંહીં પ્રજાના ધંધા પ્રમાણે વિભાગો પાડવામાં આવેલ છે. આ રીતની પ્રમાણ પદ્ધતિથી ઇટલીમાં વાસ્તવિક રીતે પ્રજાને સીધી રીતે મત આપવાનો અધિકાર રહેતો નથી. જર્મનીમાં ૩૫ મતદાર મંડળો પાડવામાં આવેલ છે, અને દરેક મંડળ ૧૫ થી ૨૫ લાખ માણસોનું બનેલુ હોય છે. દરેક મંડળને અગિયાર જેટલા પ્રતિનિધિઓ ચૂંટવાના હોય છે.

ફેરબદલો કરી શકાય તેવા એકમત ( Single transferable Vote ) વાળી પ્રમાણ પ્રતિનિધિત્વની પદ્ધતિનો પ્રચાર ઘણા દેશોમાં જોવામાં આવે છે. હિંદમા તથા બીજા કેટલાંક સંસ્થાનોમાં પણ આ પદ્ધતિનો પ્રયોગ કરી જોવામા આવેલ છે. આ પદ્ધતિમાં પહેલાં અમુક સભ્યને ચૂંટાવા માટે મતનું પ્રમાણ નક્કી કરવામાં આવે છે, અને આ પ્રમાણ મેળવવા માટે મળેલ મતની કુલ સંખ્યાને ચૂંટાવાના સભ્યોની સંખ્યાથી ભાગી નાંખવામાં આવે છે

$$\text{નક્કી થયેલ પ્રમાણ} = \frac{\text{મળેલા મતો}}{\text{ઉમેદવારની કુલ સંખ્યા}+1} + 1$$

પ્રમાણ પદ્ધતિમાં ચૂંટણીમાં સફળતા વધુમતો મેળવવા પર રહેતી નથી, પણ જરૂરી નક્કી થયેલ મત પ્રમાણ મેળવવા પર રહે છે. ઉમેદવારોનાં

નામો મતપત્રકમાં લખવામાં આવેલાં હોય છે, અને મતદારે ૧-૨-૩-૪ વગેરે નામ પ્રમાણે મતો આપવાના રહે છે. આ પછી મત ગણત્રીનું કામ થાય છે, અને પહેલા નંબરને મળેલા મતો ગણવામાં આવે છે, જે નક્કી થયેલા પ્રમાણ મુજબ હોય તો તુરત ચૂંટણીનું પરિણામ જાહેર કરવામાં આવે છે.

ખરી રીતે ગમે તેટલા ઉમેદવારો હોય તો પણ દરેક મતદારને એક જ મત હોય છે, અને તે મત જેનું નામ મતપત્રકમાં પહેલું લખાયેલ હોય તેને મળેલો ગણાય છે. પણ આ પ્રથમ મતનો અમુક સંજોગોમાં ફેરબદલો થઈ શકે છે, અને તે બે રીતે થાય છે. પ્રથમ ફેરબદલો ઉપરથી નીચે થાય છે, એટલે કે જેને તે મત વધુ પડતો મળતો હોય અગર તો પ્રમાણ ઉપરાંત મળતો હોય તેની નીચેના સભ્યને તે જાય છે, જેને આ વધારાની જરૂર પણ રહે છે. બીજી રીતમાં આ ફેરબદલો નીચેથી ઉપર થાય છે એટલે કે જે ઉમેદવારોને પ્રમાણથી એટલા બધા ઓછા મત મળે છે કે ચૂંટણીમાં આવવા સંભવ જ નથી. તેનાથી ઉપરના સભ્યને તે મત મળે છે, કેમકે આ સભ્યને નીચેના સભ્ય કરતાં ચૂંટાવા વધુ સંભવ રહે છે. આ ફેરબદલો હંમેશાં મતગણત્રીની છેલ્લી અવસ્થાએ કરવામાં આવે છે.

આ પદ્ધતિમાં મત ગણત્રીની રીત પણ જુદી રહે છે. શરૂઆતમાં પ્રથમ મતોની ગણત્રી કરવામા આવે છે, અને આ ગણત્રીમાં માત્ર અમુક ઉમેદવારો જ સફળ રીતે બહાર આવી શકે છે. આ પછી મતપત્રકોની પ્રથમ મત પ્રમાણે નાની ચોકડીઓ કરવામાં આવે છે. આ પછી વધારાના મતની વહેંચણી અને ફેરબદલો કરવામાં આવે છે અને તે મતદારોએ મતપત્રકમાં લખેલ ૧, ૨, ૩, ૪ ની સંખ્યા પ્રમાણે થાય છે. આટલા માટે સફળ થયેલા ઉમેદવારોના મતપત્રકોની ફરી તપાસ અને ફરી વિભાગો જરૂરી બને છે. દરેક સફળ થયેલ ઉમેદવારના મતનો ફેરબદલો જરૂરી બને છે. દરેક સફળ થયેલ ઉમેદવારના મતનો ફેરબદલો જુદી રીતે ખાસ ગણત્રીથી કરવામાં આવે છે. આમ મતનો એકવાર, બેવાર, ત્રણવાર ફેરબદલો થયા

પછી ફરીથી નવેસરથી ગણત્રી કરવામાં આવે છે, અને આ ગણત્રીમાં બીજા સભ્યોને સફળ રીતે પ્રમાણ જેટલા મતો મળે તો ચૂંટાઈ આવે છે. આ દરમ્યાન પ્રથમ અને બીજીવારના ફેરબદલા અને ગણત્રીમાં જે સભ્યોનાં મતપત્રકોમાં છેલ્લાં નામો હોય છે, અને જેનો ચૂંટાઈ આવવાનો સંભવ નથી તેઓનાં નામો જુદાં પાડવામાં આવે છે. ઉપર નીચે ફેરબદલો કરતી વખતે અમુક અવસ્થાએ જો ચાલુ ઉમેદવારોની સંખ્યા લઘુ ચૂંટાવાના સભ્યોની બરાબર થાય તો ફેરબદલો કરવાનું અટકી પડે. આ બધું થયા પછી ચૂંટાયેલા સભ્યોનાં નામોની ગણત્રી બાદ સફળ ઉમેદવારોનાં નામો જાહેર કરવામાં આવે છે.

## પ્રમાણ પદ્ધતિના ફાયદા અને ગેરફાયદા

આ પદ્ધતિનો મુખ્ય ફાયદો એ રહે છે કે આમાં સભ્યોની સંખ્યા પ્રમાણે પ્રતિનિધિત્વ મળી શકે છે. ધારાસભામાં પણ પક્ષના સભ્યોની સંખ્યા પ્રમાણે પ્રતિનિધિત્વ રહે એટલે ધારાસભા એ પણ પક્ષના બળનું સાચુ પ્રતિબિમ્બ બને. લઘુમતીઓ માટે આ પદ્ધતિ ઉત્તમ સાધન ગણાય છે. પરંતુ આ પદ્ધતિની ખામીઓ પણ ઘણી છે, જેથી તેના ફાયદા ઘણીવાર ભારે થઇ પડે છે.

આ પદ્ધતિમાં પક્ષભેદો એટલા બધા તીવ્ર બને છે કે દેશમાં ઐક્યને બદલે કાયમી તકરારો અને ફાટફુટ ઘર કરી બેસે છે. લઘુમતીને બરાબર પ્રતિનિધિત્વ મળે તે ખરૂં, પરંતુ આથી લઘુમતી નાહકની પોતાના મતભેદો મોટા કરી બતાવે, લઘુમતી ભાવના ઘર કરી બેસે, અને પરિણામે દેશની રાષ્ટ્રીય પ્રગતિને ઘણું જ નુકસાન થવા સંભવ છે. આ પદ્ધતિમાં પક્ષના નેતાઓની સત્તા વધુ બળવાન થાય છે. આ પદ્ધતિમાં પેટાચૂંટણીનો અભાવ રહે છે જેથી જાહેર મનના ફેરફારો જાણવા અશક્ય બને છે. આ પદ્ધતિમાં સભ્ય અને મતદાર વચ્ચેનો પરિચય ઓછો થાય છે એટલે સભ્યો સાચા પ્રતિનિધિઓ રહેતા નથી. ઉપરાંત આ પદ્ધતિથી પ્રશ્નો

એકત્રતા અને સંહતિ રાખવાં મુશ્કેલ થઈ પડે છે અને પરિણામે પ્રધાન-મંડળ પ્રજામતને બહુ જવાબદાર રહેતું નથી.

### ફરજિયાત મતાધિકાર

પ્રજાને મતાધિકાર આપવામાં આવે તે ખરૂં, પણ પ્રજા તેનો ઉપયોગ ન કરે તો શું કરવું એ પ્રશ્ન ઘણીવાર મહાન થઇ પડે છે. બ્રિટન જેવા કેળવાયેલ અને સેંકડો વર્ષોથી જ્યાં પ્રજાતંત્રવાદ પ્રચલિત છે ત્યાં ૨૫% પ્રજા મત આપતી નથી અગર તો ચૂંટણીમાં ભાગ લેતી નથી. યુનાઇટેડ સ્ટેટસમાં તો વળી ૩૦% જેટલી પ્રજા ચૂંટણીનો અસહકાર સેવે છે. આ પ્રશ્ન ઉપરથી બેલ્જીયમ, ઓસ્ટ્રેલિયા અને સ્વીટ્ઝર્લેન્ડમાં અમુક પરગણાઓમાં ફરજિયાત ચૂંટણી રાખવામાં આવે છે. મેક્સીકોમાં જે મતદારોએ આગળની ચૂંટણીમાં વગર કારણે મત ન આપ્યો હોય તેને બીજી ચૂંટણીમાં મત આપવાનો અધિકાર રહેતો નથી તેમ નક્કી કરવામાં આવે છે. આર્જેન્ટાઇનમાં પણ મતાધિકાર ફરજિયાત કરવામાં આવેલ છે. પણ મતાધિકારને ફરજિયાત કરવો એ વસ્તુ જરા હાસ્યાસ્પદ લાગે છે. મતાધિકાર એ પ્રજાએ મેળવેલ હક્ક છે અને બીજા હક્કોની જેમ તે ભોગવવો કે કેમ તે પ્રજાની મરજીની વાત છે. પણ તે ફરજિયાત કરવાથી પ્રજા રાજકારણમાં વધુ રસ લેતી થાય તે દલીલમાં વજૂદ નથી, કારણ કે જ્યાંસુધી પ્રજા રાજકીય પ્રશ્નો સમજે નહિ ત્યાંસુધી ફરજિયાત મતોનો કાંઈ અર્થ રહેતો નથી. પ્રજા મત ન આપે તેનો ઉપાય પ્રજાને રાજદ્દારી વસ્તુઓમાં રસ લેતી કરવાનો છે અને તે રસ રાજદ્દારી શિક્ષણ આપવાથી લેવામાં આવે છે. ઘણે ભાગે પ્રજાનો મોટો ભાગ પોતાના જીવન કલહમાં એટલો બધો રચ્યો પચ્યો રહે છે કે રાજકીય બાબતો જેવી કે ચૂંટણી, મતાધિકાર વગેરે ધમાલમાં તેને બહુ રસ ન પડે તે સ્વાભાવિક છે. પ્રજાના મોટા ભાગને એ જોઇએ છીએ કે રાજતંત્રનું સંચાલન પ્રજાહિતમાં થવું જોઇએ, પછી તે સંચાલન પાર્લામેન્ટ કરે કે પ્રધાનમંડળ પ્રજાસત્તા'ના પ્રમુખ કે [illegible]

મુખત્યાર કરે. આ બધી બાબતોને લઇને આજે પ્રજાતંત્રવાદ પ્રત્યે પ્રજાને કંટાળો પેદા થાય છે, અને તેમાં રસ લેતી બંધ પડે છે. બ્રિટન અને અમેરીકા જેવા પ્રજાતંત્રવાદના પ્રખર હિમાયતી દેશોમાં પણ પ્રજા મત આપવા પૂરતી સંખ્યામાં ન આવે અગર રસ ન લે ત્યારે હિંદ જેવા અજ્ઞાન અને પ્રજાતંત્રવાદથી અનભિજ્ઞ દેશની પ્રજા પ્રજાતંત્રવાદમાં રસ કેવો લઈ શકે અગર તો કેટલી હદે લઈ શકે તે વિચારવા જેવી બાબત છે.

ઉપરાંત જ્યારે ચૂંટણીની ધમાલ એકવાર થાય, બેવાર થાય અને બધું નવું નવું હોય ત્યાંસુધી માણસોને રસ પડે, પણ જ્યારે વર્ષમાં ત્રણ ચારવાર ચૂંટણી થાય અને તેની તે ધમાલ થાય તેનાથી સામાન્ય પ્રજા કંટાળી જાય છે અને ચૂંટણી પ્રત્યે બેદરકાર બને છે. અમેરીકામાં તો દરવર્ષે ચૂંટણીનો રાફડો ફાટે છે. પ્રમુખ, ધારાસભા, કારોબારી, મ્યુનિસિપલ કોરપોરેશન, ન્યાયાધિશો વગેરેની ચૂંટણી થાય છે. આ બધામાં પ્રજાને તેનો તે રસ દરવર્ષે રહે તે માનવું મુશ્કેલ છે. પરિણામે પ્રજા બેદરકાર બને તે સ્વાભાવિક છે. માટે ચૂંટણી જેમ બને તેમ ઓછી રહે તે શ્રેયસ્કર છે.

## સીધી અને આડકતરી ચૂંટણી

સીધી ચૂંટણીમાં જેને મતાધિકાર આપવાની લાયકાત હોય તે મતદારો બને છે, જ્યારે આડકતરી ચૂંટણીમાં પ્રજા ચૂંટનારાની ચૂંટણી કરે છે, જેઓ માત્ર પ્રતિનિધિઓની ચૂંટણી કરી શકે છે. આડકતરી ચૂંટણીમાં પ્રતિનિધિઓ પ્રજાને સીધી રીતે જવાબદાર રહેતા નથી પણ જે તેને ચૂંટે છે તેને જવાબદાર રહે છે. જે દેશોમાં બે ધારાસભાઓ રહે છે તેમાં પ્રથમ નીચેની ધારાસભામાં હમેશાં લોક પ્રતિનિધિ સભા હોવાથી તેમાં સીધી ચૂંટણી પ્રમાણે ચૂંટાયેલા સભ્યો હોય છે, જ્યારે ઉપરની સભા એ નીચેની સભા ઉપર અંકુશ રૂપ હોવાથી ત્યાં પ્રતિનિધિઓને પ્રજાને સીધી રીતે જવાબદાર રાખવામાં આવતા નથી. હિન્દમાં મધ્યસ્થ રાજ્યસભામાં આડકતરી ચૂંટણી રાખવામાં આવી છે. સોવિયેટ રશિયામાં આડકતરી ચૂંટણી ઘણી

રહે છે. ગામડાઓની સોવિયેટ કાઉન્સીલ પ્રાન્તીય કાઉન્સીલ માટે સભ્યો ચૂંટે છે, પ્રાન્તીય કાઉન્સીલના સભ્યો સંયોજીત વિભાગો માટે પ્રતિનિધિઓ ચૂંટે છે અને આ સંયોજીત વિભાગોના સભ્યો મધ્યસ્થ સભા માટે પ્રતિનિધિઓ ચૂંટે છે. રશિયામાં ખાનગી મતપત્રકો નથી. રશિયાની સોવીયેટ પદ્ધતિના વિરોધકોને મતાધિકાર આપવામાં આવતો નથી.

આજે ઘણે ભાગે સીધી ચૂંટણીમાં વધુ માન્યતા છે. ઈ. સ. ૧૯૧૩માં યુનાઈટેડ સ્ટેટસમાં સેનેટની તથા પ્રમુખની ચૂંટણી આડકતરીને બદલે સીધી કરવામાં આવેલ છે.

## ચૂંટાયેલા પ્રતિનિધિઓ

ચૂંટનાર માટે જેમ લાયકાત રાખવામાં આવે છે તેમ ચૂંટાનાર ઉમેદવારને માટે વધુ લાયકાતની જરૂર રહે છે. યુનાઈટેડ સ્ટેટસ, ફ્રાન્સ, જર્મની, ઇટલી, બેલ્જીયમ, નોર્વે અને બીજાં રાજ્યોમાં ઉમેદવાર માટે ૨૫ વર્ષની વય રાખવામાં આવે છે. કેટલાંક રાજ્યોમાં ધારાસભાના સભ્યોને પગાર મળે છે. પગાર મળવાની પદ્ધતિ દાખલ થઈ તે પહેલાં ઉમેદવાર થવા માટે મિલ્કતની લાયકાત વધુ પડતી ઉંચી રાખવામાં આવતી, જેથી શ્રીમંત વકીલો, જમીનદારો, અને ફુરસદવાળા મૂડીદારો જ સભ્યો થઈ શકતા. પણ આજે હવે પરિસ્થિતિમા ફેરફાર થયેલ છે. મતદાર મંડળના પ્રદેશાય વિભાગમાં સભ્ય વસવાટ કરતો હોવો જોઇએ તે નિયમ યુ. સ્ટેટસમાં છે, પણ બ્રિટનમાં નથી. ઇંગ્લેન્ડમાં આમની સભાના ઉમેદવાર તરીકે કોઇ પણ પાદરી કે ઉમરાવ બહાર પડી શકતો નથી. તેમજ રાજ્યના અધિકારીઓ પણ ચૂંટણીમાં ઉભા રહી શકતા નથી. કોઈ પણ સભ્ય ગમે તેટલી વખત ચૂંટાઈ આવે છે.

## પ્રતિનિધિત્વના સિદ્ધાંતો

પ્રજાના પ્રતિનિધિઓ કોણ થઇ શકે અને તેના ધર્મો શું તે પ્રશ્ન ઘણો જ વિવાદાસ્પદ છે. ઇટલીમાં ફેસીસ્ટો અને જર્મનીમાં નાઝીઓ કહે છે

કે તેઓ પ્રજાના ખરા પ્રતિનિધિઓ છે. આધુનિક અને પ્રાચીન સમયમાં સરમુખત્યારો પણ પોતાને પ્રજાના ખરા પ્રતિનિધિઓ જણાવે છે. જ્યારે રાજ્ય પોતે જ જાહેર મત પર અંકુશ મૂકે છે અને માત્ર પોતાના પક્ષના મતને અનુકૂળ હોય તેવા જ સભ્યોને ચૂંટાવા દે છે ત્યારે ચૂંટણી માત્ર નામની જ બને છે.

પણ હજુ જ્યાં સ્વતંત્ર ચૂંટણીમાં વિશ્વાસ છે ત્યાં પ્રતિનિધિઓ પ્રજાથી ચૂંટાયેલા અને પ્રજાને જવાબદાર રહે છે. અને તેમનો ખાસ ધર્મ પ્રજાના હિતોનું સંરક્ષણ કરવાનો રહે છે. મધ્યયુગી સ્પેઈન, હોલેન્ડમાં ૧૮૧૪ સુધી, ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટસમાં ધારાસભાનો સભ્ય કાયદેસર રીતે પ્રજાનો પ્રતિનિધિ માનવામાં આવે છે, જે પ્રતિનિધિ મતદારો અને મતદાર મંડળની સૂચના પ્રમાણે કામ કરે છે આવી જાતના પ્રતિનિધિત્વને સૂચિત પ્રતિનિધિત્વ (Instructed Representation) કહેવામાં આવે છે.

**સ્વતંત્ર પ્રતિનિધિત્વ ( Free Representation )**

બ્રિટનમાં પ્રતિનિધિ મતદારોના વિભાગમાં વસવાટ કરતો જ હોવો જોઇએ તેવો નિયમ નથી. પ્રતિનિધિ ને પોતાની ફરજ બજાવવામાં સ્વતંત્ર અભિપ્રાય વાપરવાનો હક્ક રહે છે. જો પ્રતિનિધિ ચૂંટાયા પછી પોતાનો પક્ષ તથા અભિપ્રાય ફેરવે છે તો તેને રાજીનામું આપવાની ફરજ પાડવામાં આવતી નથી. પ્રતિનિધિઓ અમુક વિભાગના હિત કરતાં પ્રજા સમગ્રના હિતના સંરક્ષકો રહે છે.

આ બે સિદ્ધાન્તો વચ્ચે ખરૂં સત્ય રહે છે. પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિએ પ્રજાના હિતનું સંરક્ષણ કરવું તે તેની મુખ્ય ફરજ છે. પરંતુ પ્રજાના મતનો પ્રતિનિધિ માત્ર પડઘો જ બને તો પ્રતિનિધિની હોશિયારી, કૌશલ્ય, અને બુદ્ધિ વાપરવાને બહુ સ્થાન રહેતું નથી. ઘણીવાર પ્રતિનિધિ જે રાજકારણમાં સક્રિય ભાગ લે છે, તેને અમુક સંજોગોથી ઘણું વધુ જાણવાનું મળે અને તેથી મતદારો કરતાં તેનો અભિપ્રાય જુદો રહે

તે સ્વાભાવિક છે. પરંતુ જો પ્રતિનિધિ એમ માને કે તેનો અભિપ્રાય ખરો છે તો તે આ બાબતમાં મતદારોને સમજાવી શકે કે તેમનું હિત પ્રતિનિધિના મત પ્રમણે વધુ સાચવી શકાય તેમ છે. પરંતુ પ્રતિનિધિએ મતદારોના અભિપ્રાય સાથેનો સંસર્ગ ખોવો જોઈએ નહિ કારણ કે પ્રતિનિધિ ગમે તેમ હોય તો પણ મુખ્યત્વે કરીને મતદારોનો ચૂંટાયેલ માણસ રહે છે.

આજે જ્યારે પક્ષ વ્યવસ્થા વધુ તીવ્ર બનેલ છે ત્યારે કોઇ પણ સભ્ય પક્ષની નીતિથી જુદો પડે તો તેના રાજદ્વારી જીવનનો અંત આવતાં વાર થતી નથી. એટલે આજે સ્વતંત્ર પ્રતિનિધિત્વ ઉપર કોઈ ભાર મૂકતું નથી.

# પ્રકરણ ૧૪ મું

# રાજદ્વારી પક્ષો

**પક્ષની આવશ્યકતા**

આધુનિક પ્રતિનિધિત્વવાળા રાજ્યતંત્રમાં પક્ષો મહત્ત્વનો ભાગ ભજવે છે. પક્ષો જાહેર મત કેળવવા તથા પ્રજામત તૈયાર કરવા ખાસ ઉપયોગી રહે છે. આધુનિક રાજ્યો એટલાં બધાં વિશાળ રહે છે કે પક્ષપદ્ધતિ સિવાય પ્રજામતને પહોંચી વળવું અશક્ય બને છે. આધુનિક પક્ષોની આથી કરીને મુખ્ય ફરજ રાજકીય મતોનું નિયત સ્વરૂપ બાંધવાની રહે છે. આજના યુગમાં માણસ ગમે તેટલો બુદ્ધિશાળી અને સંપત્તિવાન હોય છતાં પણ અમુક પક્ષમાં ભળ્યા સિવાય તેને કોઈ સાંભળવા તૈયાર થતું નથી. આ સિવાય પક્ષોને ચૂંટણીમાં પ્રજાના મતો ભેગા કરવાના રહે છે, પણ આ પહેલાં શા માટે પ્રજાએ મતો આપવા તે વસ્તુ પક્ષો ભેગી કરે છે. આ કામ સૌથી વધુ જરૂરી રહે છે. પક્ષનેનાઓ પ્રજાને શું જોઈએ છીએ, પ્રજાની શી મહત્વાકાંક્ષા છે, પ્રજાની ઇચ્છા શું છે વગેરે વસ્તુઓ રજુ કરે છે અને આમ આખી પ્રજા કે તેની બહુમતી પોતાની તરફેણમાં રાખે છે. પક્ષોની જુદી જુદી નીતિ તથા પ્રજાકલ્યાણ સાધવાના દૃષ્ટિબિન્દુ પ્રમાણે તેના ભેદો રહે છે, જેમકે મજૂરપક્ષ, વિનીતપક્ષ, કટીયૂસ્તપક્ષ, ફેસીસ્ટપક્ષ વગેરે. આ બધા પક્ષોના જુદા જુદા કાર્યક્રમ રહે છે અને પ્રજાના વધુમાં વધુ ભાગને પોતાની તરફેણમાં લેવા માટે પ્રયત્નો કરે છે.

રાજ્યમાં જો માત્ર એક જ પક્ષ હોય તો પ્રતિનિધિત્વવાળું પ્રજાતંત્રવાદી રાજ્ય સંચાલન અશક્ય બને છે. કારણ કે એક જ પક્ષ ત્યારે આવે કે જ્યારે બીજા પક્ષોને દબાવી દેવામાં આવે, પ્રજામતને ગુંગળાવી દેવામાં

આવે, અને પ્રજા પાસેથી અમુક ધોરણે જ મત લેવામાં આવે. મતમતાંતરો એ સ્વાભાવિક વસ્તુ છે. આજે સરમુખત્યારીવાળા તંત્રોમાં એક જ પક્ષ રહે છે. પ્રજામત પણ એક જ પક્ષ રજુ કરે છે, આખું તંત્ર એક જ પક્ષ સંભાળે છે, અને પ્રતિપક્ષને દાબી દેવામાં આવેલ હોય છે. પરંતુ એકપક્ષીતંત્ર પ્રજાહિતને સદાને માટે નુકસાનકારક રહે છે તેમ માનવાને પણ કારણ નથી. પ્રજાહિત સાધવા જેમ જુદા જુદા પ્રકારો છે તેમ આ પણ એક પ્રકાર છે. માત્ર એકપક્ષી તંત્રમાં ઘણીવાર જોહુકમી અને આપખુદી ચાલવાનો વધુ સંભવ રહે છે. તે ન હોય તો એકપક્ષી તંત્ર તે ખરાબ તંત્ર છે તેમ માનવાને કારણ નથી. બહુપક્ષ પદ્ધતિનાં પણ અનિષ્ટો નથી તેમ નહિ.

આગળના મધ્યયુગમાં પક્ષો ન હતા તેમ નહિ, પણ આ પક્ષો તે આજના જેવા પક્ષો નહિ પણ Factions એટલે આપણી જ્ઞાતિના તડ જેવા વિભાગો હતા. રેડરોઝ અને વ્હાઇટ રોઝ, ગ્વેલ્ફ્ઝ અને ઘીબેલાઇન્સ એ આ વિભાગોના દાખલાઓ છે. આ પક્ષો વચ્ચે ઝનુની મતભેદો રહેતા એટલે યુદ્ધો થતાં, લડાઇઓ લડાતી, અને એક પક્ષને બળથી હાંકી કાઢી સત્તા લઇ લેવા બીજો પક્ષ પ્રયત્નો કરતો. આજના રાજદ્વારી પક્ષો સત્તા ગ્રહણ કરવા મથે છે ખરા પણ તેના ઇલાજો બધા શાંતિમય રહે છે, અને રાજ્ય પણ પક્ષોને તેની વ્યવસ્થામાં મદદ કરે છે. તેઓને પોતાના કાર્યક્રમ અને નીતિ માટે જાહેર મત કેળવવા,' શાખાઓ ખોલવા, અને સ્થાનિક મંડળો સ્થાપવા સંપૂર્ણ સ્વતંત્રતા હોય છે. એક પક્ષ પછી બીજો પક્ષ જે સત્તામાં આવે છે તે શાંતિથી આવે છે. આજના પક્ષોના કાર્યક્રમમાં માત્ર રાજકીય અથવા આર્થિક પ્રશ્નો બાબત મતભેદો રહે છે. જ્યારે આગળના પક્ષોમાં મતભેદ બહુધા ધાર્મિક બાબતોનો રહેતો અને તેથી પ્રોટેસ્ટન્ટ અને કેથોલીક, કન્ફોર્મીસ્ટ અને નોનકન્ફોર્મીસ્ટ, એન્ગ્લીકન અને પ્યુરીટન વગેરે પક્ષો થતા. આ ધાર્મિક મતભેદો એટલા બધા મોટા અને તીવ્ર થતા કે આ મતભેદો પાછળ પ્રજાના આર્થિક અને રાજકીય હિતની હમેશાં અવગણના થતી. લઘુમતીઓ બહુધા કજીયાળી રહે છે, અને પોતાના સંસ્કારી જીવન

માટે વધુ તકરાર કરે છે આ તકરાર પાછળના આર્થિક તથા રાજકીય હિતો જે આ ભેદોની મુખ્ય ભૂમિકા છે તે ભૂલાઇ જવાય છે. આજે હિન્દમાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, પછાત વર્ગ વગેરે જાત અને ધર્મ પ્રમાણે રાજકીય પક્ષો પાડવામાં આવેલ છે. આ પક્ષો વચ્ચે જે સાઠમારી ઉભી થયેલ છે તે કલ્યાણકારી બ્રિટિશ નીતિને આભારી છે. આ પક્ષો સમગ્ર દેશના રાજકીય હિત કરતાં કોમી હિત ઉપર વધુ ભાર મૂકે છે. આ પક્ષોમાં કોઇ વખત પુજા કરવાની છૂટ અગર તો વાજાં ન વગાડવાના પ્રતિબંધોના ઉદ્દેશો જોવામાં આવે છે. આ કોમી શંભુમેળામાં રાષ્ટ્રહિતને ઘણીવાર અકલ્પ્ય નુકસાન થાય છે. કોમી લાગણી તીવ્ર બનતાં દેશના કોમ પ્રમાણે ભાગલા પાડવાની યોજનાઓ પણ આગળ ધરવામાં આવે છે. લઘુમતીને સલામતીઓ જોઇએ તે ખરૂં પણ તેથી કરીને સમગ્ર દેશના રાષ્ટ્રહિતના આડે આવીને પ્રગતિ રૂંધવાનો તેને હક્ક નથી. લઘુમતીઓ અને બહુમતીઓના બખડજંતર બહુ થાય છે ત્યારે પ્રજાને કંટાળો આવે છે અને બહુપક્ષ કરતાં એક જ પક્ષ હોય કે જેમાં બહુમતી લઘુમતી જેવા વિભાગો રહેતા નથી તે તરફ માણસોનું વલણ વધુ ઢળે છે.

**પક્ષધર્મ**

આજના રાજદ્વારી પક્ષોની ફરજોમાં પાંચ મુખ્ય ફરજો છે અને તે નીચે મુજબ રહે છે:—

(૧) સામાજીક પ્રશ્નો પર પ્રજામત તૈયાર કરવાનો, પક્ષ કાર્યક્રમ ઉપર પ્રજાનું ધ્યાન કેન્દ્રિત કરવાનું, અને અખબારો અને ભાષણો દ્વારા પ્રજાને રાજકીય શિક્ષણ આપવાનો પ્રથમ ધર્મ છે.

(૨) પક્ષની કાયમી સંસ્થાની સ્થાપના જે ફંડ, તથા મથકો, શાખાઓ, અને કાર્યકર્તાઓની વ્યવસ્થા કરે છે.

(૩) ચૂંટણી માટે ઉમેદવારોની નિમણૂક.

(૪) ચૂંટણીના કાર્યમાં રાજ્યને મદદરૂપ થવું.

(૫) ધારાસભામાં પક્ષના કાર્યક્રમને અમલમાં મૂકવો.

પક્ષનો કાર્યક્રમ એ પક્ષના સભ્યો વચ્ચે ઐક્ય સ્થાપનારી વસ્તુ કાર્યક્રમમાં સહમત થતા મુદ્દાઓ ઉપર પેટાપક્ષ માટે ભાર મૂકવામાં આ છે, અને ઘણીવાર જુદા જુદા મત ધરાવતા પક્ષો વચ્ચે સામાન્ય ચૂંટ પૂરતી એકતા પણ સાધવી પડે છે. પક્ષો તેના કાર્યક્રમમાં સમય પ્રમ ફેરફારો પણ કરે છે. પ્રથમ દેશના જુદા જુદા મતો અને હિતો મંડ દ્વારા ભેગાં કરવામાં આવે છે.

જે ઉમેદવારો પક્ષો તરફથી નિમાય છે તે ઘણે ભાગે જાણીતા બુદ્ધિશાળી નેતાઓ હોય છે. નેતાના વ્યક્તિત્વ ઉપર પણ ઘણું વજ આપવામાં આવે છે. પક્ષના કાર્યકર્તાઓ ચૂંટણીના કામમાં ઉમેદવારે પૂરતી મદદ કરે છે, પરંતુ પ્રજાનો મત મેળવવા માટે માગણી કર બહુધા ઉમેદવારો પોતે જ જાય છે. પક્ષની આબરૂ તેના ઉમેદવારોનાં ન અને કીર્તિ ઉપર અવલંબે છે. જે પક્ષોના ઉમેદવારો સફળ બને છે તેઓ ધારાસભામાં પોતાનો કાર્યક્રમ અમલમાં મૂકાવવા માટે જહેમત ઉઠાવવા રહે છે, અને આટલા માટે તેના સભ્યો માટે તેને શિસ્તના ધારાઓ ઘડ પડે છે. દરેક ધારાસભામાં દરેક પક્ષના નેતાઓ હોય છે જેને અંગ્રેજી Whip કહેવામાં આવે છે, જે ધારાસભામાં મત આપતી વખતે પોતા પક્ષના સભ્યોને સહમત માટે ભેગા કરે છે.

ઉપર જણાવેલી પાંચ ફરજો ઉપરાંત યુનાઇટેડ સ્ટેટસમાં એક ખા ફરજ રહે છે. યુનાઇટેડ સ્ટેટસમાં જ્યાં સેંકડો ચૂંટણી થતી હોય, જ સેંકડો પક્ષો કામ કરતા હોય છે, જ્યાં જુદી જુદી સ્વતંત્ર સત્તા ભોગવ સંસ્થાઓવાળાં ૪૮ જેટલાં સંયોજીત રાજ્યો રહે છે, ત્યાં કાર્યની એક અને સમાનતા જાળવવી મુશ્કેલ થઇ પડે છે. આટલા માટે અમેરીકા પક્ષોને તેમનો કાર્યપ્રદેશ ઘણો મોટો રાખવો પડે છે, અને સત્તા પ વિશાળ રહે છે. ફ્રાન્સ, બેલ્જીયમ, અને બીજા દેશોમાં પક્ષનેતાઓ પોતે

પક્ષના વ્યવસ્થાપકો રહે છે. પણ અમેરીકામાં કાર્યપ્રદેશ વિશાળ રહેવાથી તેની એકતા સાધવા માટે પક્ષોમાં લાંચ રૂશ્વતની પ્રથા ઘર કરી બેસે છે. આ ખામી ત્યાંના રાજકીય, આર્થિક, અને સામાજીક સંજોગો જોતાં અસ્વાભાવિક નથી લાગતી. રાજ્યને કોઇ પણ રીતે રાજ્યતંત્ર ચલાવવાનું રહે છે, અને તેટલા માટે કોઇ વખત આવા પ્રયોગો પણ સહવા પડે છે.

## દ્વિપક્ષપધ્ધતિ

રાજ્યતંત્રમાં પક્ષોના પણ પ્રકારો રહે છે, જેમાં દ્વિપક્ષ પદ્ધતિ એટલે Two party System એ પ્રથમ અને સ્વાભાવિક પદ્ધતિ ગણાય છે. બહુધા ઉદ્દામવાદ ( Radicalism ) અને સ્થિતચૂસ્તવાદ ( Conservatism ) એ બે સ્વાભાવિક પક્ષો છે, જેને માનસિક અને સંજોગીક ભૂમિકા કોઇ પણ તંત્રમાં મળી રહે છે. પ્રજાજનોમાં આર્થિક અને સામાજીક અસમાનતાને લઇને આ બેમાંથી એકતરફ વલણ થાય તે સ્વાભાવિક છે. સમાજની ચાલુ સ્થિતિમાં જેઓ આબાદ અને સમૃદ્ધ હોય તેને તેની તે સ્થિતિ ચાલુ રહે તે વધુ હિતકર લાગે છે, જ્યારે જે માણસો દુઃખી અને મુશ્કેલી અનુભવતાં હોય તે આ સ્થિતિમાં પલટો લાવવા માગે તે સ્વાભાવિક છે. અધિકારવાળા અને સ્થાપિત હિતોવાળા મૂડીદાર વગેરેને કોઈ પણ નવા આદર્શોમાં ભયની ગંધ આવે છે. અર્થાત્ મનુષ્ય સ્વભાવ જ એવો રહે છે કે એક ઘરેડમાં પડ્યા પછી તેમાં સુખી થાય તો તે બદલાવવો તેને જરાય ગમતો નથી, સિવાય કે તેમાંથી દુઃખ પ્રાપ્ત થાય. એટલે દ્વિપક્ષ પદ્ધતિ તદ્દન સ્વાભાવિક વસ્તુ છે. ઘણાખરા દેશોમાં પણ આપણે રાજ્યપક્ષ અને પ્રજાપક્ષ તેમ બે પક્ષો જોઇએ છીએ. પ્રજાતંત્રવાદ આ દ્વિપક્ષ પદ્ધતિના આશ્રય તળે વિકસ્યો છે. કેટલાક તો એમ પણ માને છે કે પ્રજાતંત્રવાદના શાંત સંચાલન માટે ઝાઝા પક્ષોની જરૂર રહેતી નથી. બ્રિટનમાં આમની સભામાં બેઠકોની ગોઠવણ પણ આ પદ્ધતિ પ્રમાણે જ હજુ સુધી જોવામાં આવે છે. આ બે પક્ષો સામ સામા બેસે છે. એક પક્ષ સત્તામાં રહે છે, અને રાજતંત્ર ચલાવે છે,

જ્યારે બીજો પક્ષ તેની વિરૂદ્ધમાં કામ કરે છે અને રાજતંત્ર ચલાવતા પક્ષની પોતાના કાર્યક્રમ મુજબ ટીકાઓ કરે છે. સત્તાધારી પક્ષ જો રાજીનામું આપે તો વિરોધ પક્ષ પાસે સબળ ટેકો હોય તો રાજતંત્ર ચલાવવા તે તૈયાર થાય છે. જુદી જાતનાં રાજતંત્ર અને સંજોગો હોવા છતાં યુનાઇટેડ સ્ટેટ્સમાં આજે આપણે આ દ્વિપક્ષ પદ્ધતિનું અસ્તિત્વ જોઇએ છીએ.

બ્રિટનમાં પ્રતિપક્ષની સ્થિતિ અને માન ઘણું ઉંચું રહે છે, અને પ્રતિપક્ષના નેતાનું સ્થાન પણ ઉંચું રહે છે. આ પક્ષને His Majesty's opposition કહેવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે દ્વિપક્ષપદ્ધતિમાં વિરોધ પક્ષની ટીકા અને વિવેચન ઘણી જ મર્યાદામાં રહી શકે છે, કારણકે કોઇ પણ વખતે સત્તા વિરોધ પક્ષના હાથમાં આવી પડવાનો સંભવ રહે છે.

૧૯ મી સદીમાં બ્રિટનમાં નાના પક્ષો ઘણા થયા પણ તેથી કરીને દ્વિપક્ષ પદ્ધતિને કાંઇ હરકત આવી નહિ, કારણ કે આ પક્ષો કાં તો વિનીત અથવા રૂઢીચુસ્ત પક્ષમાં ભળી જતા. પક્ષોમાં ફાટફુટ થતી તો ધારાસભાના પ્રતિનિધિઓમાં માત્ર નવી રચના થતી. દ્વિપક્ષ પદ્ધતિ એટલા લાંબા કાળથી અસ્તિત્વમાં છે કે બેથી વધુ પક્ષો થાય તો પણ તે પક્ષો બે વિભાગમાં પડી જશે તેમ ધારવામાં આવે છે. આજે બ્રિટનમાં ત્રણ વ્યવસ્થિત પક્ષો છે. પરંતુ આથી કરીને ધારાસભાના રાજકીય વાતાવરણમાં ક્યાંય પણ મહત્વનો ફેરફાર થયેલો જોવામાં આવતો નથી.

દ્વિપક્ષ પદ્ધતિના વિવેચકો એમ કહે છે કે આ પદ્ધતિ ઘણી જ કૃત્રિમ છે, અને જે સભ્યો બેમાંથી કોઈ પણ પક્ષના મતના ન હોય તેમને આ પદ્ધતિમાં ઘણો જ અન્યાય થાય છે. બહુપક્ષ પદ્ધતિ એ કાંઇ એવી ખરાબ નથી કે જેથી પ્રજાતંત્રવાદને હરકત આવે. પણ દ્વિપક્ષ પદ્ધતિના તરફદારીઓ એમ પ્રમાણિકપણે માને છે કે બહુપક્ષ પદ્ધતિમા પ્રજાતંત્રવાદનું સંચાલન અશક્ય બને છે, પ્રો. લાસ્કી આ બાબતમાં કહે છે કે "The Government and the opposition are the warp and woot of

representative democracy; neither can function adequately without the other. The idea of opposition with the same title to respect as the Government on the ground that it may itself at any moment become the Government is the essential feature by which democratic systems distinguish from dictatorship. [ રાજ્યપક્ષ અને વિરોધપક્ષ એ પ્રજાતંત્રવાદની મુખ્ય ભૂમિકા છે. એકબીજા વગર કોઇને ચાલે તેમ નથી. પ્રતિપક્ષ જે સત્તાધારી પક્ષ જેટલુંજ મહત્ત્વ ભોગવે છે, અને જે કોઇ પણ વખતે સત્તા ગ્રહણ કરી શકે છે તે વિચાર માત્ર મહત્ત્વની વસ્તુ બને છે, જેનાથી પ્રજાતંત્રવાદ અને સરમુખત્યારી વચ્ચેનો ફરક જાણી શકાય છે. ]

પરંતુ આ પદ્ધતિથી બહુ સ્થાયીપણું અને સ્થિરતા આવી જાય તે પણ નકામું છે, કારણ કે નવા સંજોગો પ્રમાણે રાજતંત્રમાં ફેરફારો કરવાની જરૂર પડયા જ કરે છે. નીતિના ફેરફાર વગર રાજતંત્રના બદલા નકામા છે. ઇંગ્લેન્ડમાં આપણે એક જ ધારી પરિસ્થિતિ આજે સેંકડો વર્ષો થયાં જોઇએ છીએ. યુરોપનાં ઘણાં રાજ્યોમાં રાજ્યપદ્ધતિ અને આદર્શોમાં ફેરફારો થયેલા છે, ત્યારે ઇંગ્લેન્ડ હજુ તેની તે જુની ઘરેડમાં કામ કર્યે જાય છે તે આ પદ્ધતિનું પરિણામ છે.

બહુપક્ષ પધ્ધતિ ( Multiple party system )

કેટલાંક રાજ્યોમાં દસબાર જેટલા પક્ષો રહે છે, જેથી જે પક્ષ સત્તામાં આવે છે તેને બીજા ત્રણ ચાર પક્ષ સાથે મળીને કામ કરવાનું રહે છે, જેથી રાજતંત્ર તથા પ્રધાનમંડળ હમેશાં સંયુક્ત પક્ષોનું બને છે. પરિણામે આવે છે કે રાજતંત્ર હમેશાં નબળું અને અસ્થાયી રહે છે. પક્ષોમાં ફરેફ ફેરફારો થયા કરે છે અને તેની અસર રાજતંત્ર ઉપર થયા [illegible] નથી ફ્રાન્સમાં અત્યાર સુધી 12 [illegible]

ગોળાકારે અને થીએટરની જેમ નીચેથી ઉંચે મડિયાતી રહે છે. ફ્રાન્સમાં બહુપક્ષ પદ્ધતિનો અનુભવ બહુ ફાયદાકારક નીવડયો નથી. અનેક પક્ષોને લઇને પ્રધાનમંડળ સંયુક્ત બનતું અને સંયુક્ત પ્રધાનમંડળનું આયુષ્ય ઘણું જ અલ્પ નીવડતું. અસ્થાયી રાજતંત્ર અને ક્ષણજીવી પ્રધાનમંડળ એ આજસુધી ફ્રાન્સના રાજકારણની લાક્ષણિકતા હતી. પરંતુ આજે ફ્રાન્સે હવે ફેસીસ્ટ સ્વરૂપ ધારણ કરેલ છે એટલે આ બહુપક્ષ પદ્ધતિનું તથા સંયુક્ત પ્રધાનમંડળની રચનાનું અવસાન થાય છે.

બહુપક્ષ પદ્ધતિમાં હમેશાં રાજકીય કારોબારી ધારાસભાની દયા પર જીવે છે. પક્ષો અને પ્રતિપક્ષોના વિભાગો નજીવા કારણો માટે પડે છે. પરિણામે રાજ્યનીતિમાં મતદારોની ઇચ્છાને સ્થાન રહેતું નથી, અને પ્રતિનિધિ એ મતદારોને બરાબર જવાબદાર પણ રહેતા નથી. આ બધા ઉપરથી એમ જરૂર કહી શકાય કે બહુપક્ષ પદ્ધતિ કરતાં દ્વિપક્ષ પદ્ધતિ વધુ સ્થાયી અને પસંદ કરવા યોગ્ય છે. દેશનાં રાજકીય અને આર્થિક હિતો માટે ગમે તેટલાં રાજદ્વારી મંડળો અને સંસ્થાઓ હોય પણ ધારાસભામાં તો બે મુખ્ય પક્ષ રહે તે ઇચ્છવા યોગ્ય છે.

### યુનાઇટેડ સ્ટેટસમાં પક્ષ પધ્ધતિ

જેમ બ્રિટનમાં દ્વિપક્ષ પદ્ધતિ છે તેવી જ રીતે યુનાઇટેડ સ્ટેટસમાં પણ આજસુધી આ પદ્ધતિ જાળવી રાખેલ છે. આંહિ રીપબ્લીકન અને ડેમોક્રેટ તેમ બે મોટા પક્ષો છે. આ પક્ષો વારાફરતી જુદાં જુદાં નામો હેઠળ છેલ્લાં ૧૫૦ વર્ષથી રાજતંત્ર ચલાવે છે. આ બે પક્ષોના ઉદ્દેશ તથા નીતિમાં તફાવત રહે છે. યુનાઇટેડ સ્ટેટસનાં દક્ષિણ તરફનાં રાજ્યો ડેમોક્રેટીક પક્ષનાં છે, જ્યારે ઉત્તર તરફનાં રાજ્યો રીપબ્લીકન પક્ષનાં છે.

ડેમોક્રેટીક પક્ષ ઈ. સ. ૧૯૩૨ માં સત્તામાં આવ્યો અને ફ્રેન્કલીન રૂઝવેલ્ટ પ્રમુખ બન્યા. ડેમોક્રેટીક પક્ષ શાહીવાદના વિરૂદ્ધ છે. તેઓ મૂડીવાદને ધિક્કારે છે, અને ખેતીના વિકાસમાં માને છે. રીપબ્લીકનો મધ્યસ્થ ફેડરલ

તંત્રની સત્તા વિશાળ કરવા માગે છે, ત્યારે ડેમોક્રેટસ સંયોજીત રાજ્યોની સ્વતંત્રતામાં માને છે. રીપબ્લીકનો ઈ. સ. ૧૯૨૦–૧૯૩૨ સુધી સત્તામાં રહ્યા હતા, અને આ પક્ષના મદદનીશો અમેરીકાની અઢળક સંપત્તી ધરાવતા લક્ષ્મીનંદનો હતા.

બ્રિટનની જેમ આંહિ પણ પક્ષોમાં ફાટફુટ અને ફેરફારો થયેલ છે. ફેડરલ તંત્ર ચાલુ થયા પછી તુરત જ બે પક્ષો પડી ગયા જે ફેડરાલીસ્ટ અને રીપબ્લીકન હતા. આ બન્ને પક્ષોમાં પ્રથમ પક્ષ ફેડરલ તંત્રની સત્તા વિશાળ કરવાના મતનો હતો, જ્યારે રીપબ્લીકન પક્ષ સંયુક્ત રાજ્યોની વ્યક્તિગત સત્તા વધારવા માગતો હતો. ગુલામીનો વેપાર કરતો મોટો ભાગ દક્ષિણ રાજ્યોનો હતો, જ્યારે ન્યુ ઈંગ્લેન્ડ અને નોર્થ એટલેન્ટીકનાં રાજ્યો ફેડરાલીસ્ટ હતાં. પ્રેસીડન્ટ જેકસન (ઈ. સ. ૧૮૨૯–૩૭)ના સમયમાં આ પક્ષોમાં ફેરફારો થયા અને તેમાંથી નવો ડેમોક્રેટીક પક્ષ ઉભો થયો. આ પક્ષનો વિરોધી પક્ષ રીપબ્લીકન પક્ષ હતો. અબ્રાહામ લીન્કને (ઈ. સ. ૧૮૬૧–૧૮૬૫) સમગ્ર રાજ્યના ઐક્ય ઉપર ભાર મૂકયો અને ફેડરેશનમાંથી કોઇ પણ રાજ્યને છુટા પડવાનો (Secede) હક ન હતો તેમ જાહેર કર્યું. આ પ્રશ્ન તથા ગુલામીના પ્રશ્ન ઉપર અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે આંતરવિગ્રહ થયો. ઉત્તરનાં રાજ્યોના એબોલીશનીસ્ટો છેવટે વિજયી થતાં તેઓ સત્તાવાન બન્યા અને તેણે ફેડરલતંત્રમાં મધ્યસ્થ સરકારની સત્તા ઘણી વધારી દીધી. અમેરીકાના ધનપતીઓ રીપબ્લીકનોના સહાયકો છે. ડેમોક્રેટસ યુનાઇટેડ સ્ટેટસમાં ચાલતી લાંચરૂશ્વત અને આ લાગવગ નાબૂદ કરવા માગે છે. ડેમોક્રેટસનો પ્રથમ વિજય પ્રમુખ કલીવલેન્ડ (ઈ. સ. ૧૮૮૪–૮૯)ના વખતમાં થયો. આ પછી મજૂર અને ખેડૂતોની ચળવળ થતાં આ બન્ને પક્ષો વચ્ચેના કાર્યક્રમમાં મતભેદો હતા તે લગભગ ભૂંસાઇ ગયા. આ બન્ને પક્ષોના ઘણા બીજા પેટા પક્ષો છે. આજે ડેમોક્રેટસ સમાજવાદની તરફદારી કરે છે તથા શ્રમજીવીઓના ઉદ્ધારમાં માને છે.

અમેરીકાના આર્થિક અને રાજકીય સંજોગોએ ત્યાં જુદી સમાજવાદી મજૂર પક્ષની સ્થાપના થવા દીધેલ નથી. પણ આ સિવાય કેટલાંક મંડળો છે, જેવાં કે અમેરીકન ફેડરેશન ઓફ લેબર, અમેરીકન લીજ્યન, ગ્રેન્જ, ફ્રી સીલ્વરાઈટસ જે સ્વતંત્ર રીતે કામ કરે છે અને જે પક્ષનો કાર્યક્રમ તેના ઉદ્દેશોને મળતો આવે છે તેને મદદ કરે છે.

**પક્ષરચના**

જગતના બીજા કોઈ પણ દેશમાં ન હોય તેવી અમેરીકાના યુનાઈટેડ સ્ટેટસમાં પક્ષરચના ગૂંચવણ ભરેલી રહે છે. અહિં પક્ષોને ચૂંટણીમાં રાજ્ય વતી કામકાજ કરવાની છૂટ રહે છે. જ્યાં સેંકડો ચૂંટણીઓ થાય છે, જ્યાં અનેક ખાતાઓના, સંસ્થાઓના, તથા મંડળોના અધિકારીઓ તથા સભ્યો ચૂંટાવાના હોય છે ત્યાં પક્ષનું કામ યંત્રવત્ બની જાય છે. યુનાઈટેડ સ્ટેટસના નાનામાં નાના મતદાર મંડળના પ્રદેશમાં પણ પક્ષની શાખા રહે છે જેને Primary (પ્રાયમરી) કહેવામાં આવે છે. ધંધાદારી મુત્સદ્દીઓની સહાયથી આ પ્રાયમરી સ્થાનિક સંસ્થા માટે ઉમેદવારો નીમી સભ્યોની ચૂંટણી થાય છે. આમ ૪૮ રાજ્યોના મથકોમાંથી તથા વૉશીંગ્ટનમાંથી બહાર પડેલા અસંખ્ય ઉમેદવારો વચ્ચે હરિફાઇ ચાલે છે. રાજ્યોની સ્થાનિક સભા જેને Convention (કન્વેન્શન) કહેવામાં આવે છે તેના સભ્યોમાંથી ચૂંટાયેલા પ્રતિનિધિઓની National Convention (નેશનલ કન્વેન્શન) બને છે. આ રાજ્યોની કન્વેન્શનો રાજ્યો તથા નેશનલ કન્વેન્શન કોન્ગ્રેસની ચૂંટણી માટે મદદ કરે છે. પ્રેસીડન્ટની ચૂંટણી એ યુનાઈટેડ સ્ટેટસના રાજતંત્રનો મહાન પ્રસંગ ગણાય છે. આ ચૂંટણીની ધમાલ પણ ઘણા મોટા પાયા પર થાય છે.

અમેરીકાના પ્રજાજનો રાજકારણ તથા મતાધિકાર માટે એવના રાખતા નથી. ઘણી ચૂંટણીમાં અમુક સિદ્ધાન્ત કે નીતિનો અભાવ રહે છે, જે વસ્તુ મતદારોને સદા મૂંઝવે છે. ઉપરાંત અમેરીકામાં ઘણા માણસો બહારથી

આવીને પ્રજાજનો બન્યા હોય છે એટલે તેમને અમેરીકાના રાજકારણમાં સમજ પડતાં વાર લાગે છે. આ અજાણ્યા પ્રજાજનોનો પક્ષો ઘણો લાભ ઉઠાવે છે, અને ધંધાદારી મુત્સદ્દીઓને આમાંથી ઘણું કમાવાનું મળે છે. તેઓ છૂટે હાથે એક યા બીજા બ્હાના હેઠળ લાંચ રૂશ્વત લે છે અગર આપે છે. ન્યુયોર્ક, ચીકાગો, ડેટ્રોઇડ વગેરે શહેરોમાં આવા ધંધાદારી મુત્સદ્દીઓ સામટા મતો ખરીદ કરી શકે છે. પણ કહેવામાં આવે છે કે અમેરીકા જેવા મહાન પ્રદેશમાં પ્રજાતંત્રવાદી ઐકય જાળવવા માટે આ અનિષ્ટો અનિવાર્ય છે.

## બ્રિટનની પક્ષપધ્ધતિ (રૂઢીચૂસ્ત પક્ષ)

બ્રિટનમાં શરૂઆતમાં માત્ર વ્હીગ અને ટોરી તેમ બે જ પક્ષો હતા. ઇ. સ. ૧૮૩૨ ના રીફોર્મ બીલ વખતે ટોરી પક્ષે Conservative (રૂઢીચૂસ્ત) અને વ્હીગ પક્ષે Liberal (વિનીત) તેવાં નામો અખત્યાર કર્યાં. રૂઢીચૂસ્ત પક્ષમાં હમેશાં શ્રીમંતો તથા ઉમરાવ વર્ગના માણસો હોવાથી આ પક્ષ સદા બળવાન અને લાગવગવાળો રહેતો. આ પક્ષ રાજ્યતંત્ર ચલાવવા માટે સર્જાયેલ છે તેમ તે માને છે. આ પક્ષ ખેતીની જરૂરીઆત અને તેના વિકાસમાં ખાસ માને છે. ઘણે ભાગે આ પક્ષ સુધારા અને ફેરફારોથી વિરૂદ્ધ હોય છે છતાં તેને સમય સાથે તેની નીતિમાં ફેરફારો નથી કર્યાં તેમ નહિ. એક વખત એવો હતો કે જ્યારે ફેકટરી એકટ તથા મજૂરોની સ્થિતિ સુધારવા માટે રૂઢીચૂસ્ત પક્ષે ઘણી જહેમત ઉઠાવી હતી. આ વખતે વિનીતો મૂડીવાદ, ઉદ્યોગ, તથા સ્વતંત્ર વેપાર વાણીજ્યની નીતિમાં માનતા હતા, પણ હવે રૂઢીચૂસ્તો લિબરલોની જેમ ઔદ્યોગિક બાબતોમાં રાજ્યની ડખલગીરી ન હોવી જોઇએ તેમ માને છે. રૂઢીચૂસ્તો આગળના જુના આદર્શોને જાળવી રાખવામાં માને છે. જે વસ્તુ લાંબો કાળ ટકી શકે તેના પાયા મજબુત હોવા જોઇએ અને સુધારો એટલે ચાલુ પરિસ્થિતિમાં ફેરફાર કરવો અને આ ફેરફારથી સારી જુની વસ્તુ નાશ પામે છે, અને

નવી વસ્તુ સારી નીવડશે કે કેમ તેની આશા રહેતી નથી તેમ તેઓ માને છે. રૂઢીચૂસ્તો તાજની લાગવગ, માન મર્તબો, અને આબરૂ જળવાઈ રહેવી જોઈએ અને ઉમરાવશાહીનો પુનરૂદ્ધાર થવો જોઈએ તથા મૂડીવાદમાં તે માને છે. આ પક્ષ બ્રિટિશ પ્રજાને જગતમાં સર્વોત્તમ અને સર્વોપરી માને છે, અને બ્રિટિશ સામ્રાજ્યવાદને ચાલુ રાખવા તથા તેનો વિસ્તાર કરવા બનતા પ્રયત્નો કરે છે. બ્રિટનના ધર્માધિકારીઓ સ્વાભાવિક રીતે આ પક્ષના તરફદારીઓ રહે છે. કોઈપણ સંસ્થાનોને વધુ પડતું ન મળી જાય તે માટે આ પક્ષ હંમેશાં રક્ષા કરે છે. આજ સુધી પણ બ્રિટનની પ્રજાવાદી સ્વાતંત્ર્ય ભોગવતી પ્રજા ઉપર રૂઢીચૂસ્ત પક્ષની અદ્‌ભુત કડપ છે.

### વિનીત પક્ષ ( Liberal Party )

લિબરલો અગર તો વિનીતો સ્વતંત્ર વાણીજ્યમાં માનનારા પ્રથમ હતા. ૧૯ મી સદીની શરૂઆતમાં આયાત નિકાસ વેરા સામે તેમને ચળવળ શરૂ કરી હતી. આ પક્ષ ધાર્મિક સહિષ્ણુતા, મતાધિકારનો વિસ્તાર કરવામાં, અને કેટલાક સામાજીક સુધારાઓ દાખલ કરવામાં માનતા. ઓગણીસમી સદીના અંતમાં ગ્લેડસ્ટન, સર વિલીયમ હારકોર્ટ, રોઝબેરી, વગેરે જાણીતા માણસોની નેતાગીરી હેઠળ તેઓએ મજૂરોની સ્થિતિ સુધારવાનું કામ માથે લીધું; ગત મહાયુદ્ધ સુધીમાં થયેલા કેટલાક સામાજીક સુધારાઓ અને આયર્લેન્ડ ને ૧૯૧૩ માં જે થોડી ઘણી સ્વતંત્રતા મળી તેમાં આ પક્ષની સક્રિય મદદ હતી. આ વખતે મજૂર પક્ષનો જુદો ઉદ્‌ભવ થયો ન હતો પણ મજૂરોના હિતો સાચવવાની જવાબદારી વિનીત પક્ષે લીધી હતી. પણ વિનીત પક્ષમાં મોટા મૂડીદારો કામ કરતા હોવાથી આ પક્ષ મજૂરોની સ્થિતિ સમજી શક્યો નહિ. છેવટે પરિણામ એ આવ્યું કે ગત મહાન વિગ્રહ પછી વિનીતોની પડતી થઈ અને મજૂર પક્ષ જે પ્રથમ વિનીતોને મદદ કરતો હતો તેને સ્વયંપક્ષની સ્થાપના કરી, અને વિનીતોએ મજૂરોના હિતોની વાત પડતી મૂકી.

મજૂર પક્ષ ( Labour Party )

એક વખત એવો હતો કે જ્યારે મજૂર પક્ષને પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ ન હતા. ઈ. સ. ૧૮૬૭ અને ૧૮૮૪ ના રીફોર્મ એક્ટ પછી મજૂરોને મત આપવાના અધિકારો મળ્યા પછી આ પક્ષને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવામાં ઘણી મુશ્કેલીઓ પડેલ છે. ટ્રેઇડ યુનીયનો પાસે એટલાં બધાં ફંડો પણ ન હતાં કે જેથી તેના પ્રતિનિધિઓને તેઓ નભાવે, અને વધુમાં ટ્રેઇડ યુનીયનની સંસ્થાને પણ ગેરકાયદેસર ઠરાવવામાં આવી હતી. આથી કરીને મજૂર પક્ષને સમાજવાદીવૃત્તિના પાર્લામેન્ટના સભ્યો ઉપર ઘણો આધાર રાખવો પડતો. આ સભ્યો ઘણી સહાનુભૂતિ દર્શાવતા પણ તેઓ મજૂરોની મુશ્કેલીઓ બરાબર સમજી શકતા નહિ. કારણ કે આ સમાજવાદીઓ લિબરલોથી માત્ર થોડે જ આગળ ગયા હતા. આથી કરીને મજૂર પક્ષને લિબરલો સાથે રહીને કામકાજ કરવું પડતું. ગત મહાન યુદ્ધ પછી આ પરિસ્થિતિમાં પલટો આવ્યો. મજૂરપક્ષે બધા મતદાર મંડળોમાંથી પોતાના ઉમેદવારો બહાર પાડયા અને લિબરલોએ મત આપવાનું બંધ કર્યું.

મજૂર પક્ષની નીતિ ઘણી વિશાળ છે. મજૂર વર્ગની આર્થિક અને સામાજીક સ્થિતિમાં સુધારો કરવો એ આ નીતિનો મુખ્ય ઉદ્દેશ છે. આ પક્ષ ઉમરાવ સભાને નાબૂદ કરવા તથા પાર્લામેન્ટની રીત રસમોમાં ફેરફાર કરવા માગે છે. મજૂર પક્ષને હજુ પણ દહેશત રહે છે કે બ્રિટિશ પ્રજા રૂઢીગ્રસ્ત છે, સમયના ફેરફારો સાથે ગતિ રાખી શકતી નથી, અને મજૂરપક્ષના બધા આદર્શોને બ્રિટનમાં અમલમાં મૂકી શકાય તેમ નથી.

ઇ. સ. ૧૯૨૪ માં પ્રથમવાર આ પક્ષ સત્તામાં આવ્યો. પણ પાર્લામેન્ટમાં પૂરતી બહુમતી હતી નહિ, એથી પ્રથમ મજૂરવાદી પ્રધાનમંડળ માત્ર ૧૦ મહીના ચાલ્યું. ઇ. સ. ૧૯૨૯માં ફરીવાર સદ. રામ્સે મેકડોનાલ્ડના પ્રમુખપણા હેઠળ આ પક્ષ સત્તામાં આવ્યો. પણ આ વખત પણ તે વધુવાર ટકી શક્યો નહિ, કારણ કે આ સમય બ્રિટન માટે આર્થિક કટોકટીનો

પરિણામે રૂઢીચુસ્ત અને રાષ્ટ્રીય પક્ષ ભળી જતાં એક નવું રાષ્ટ્રીય સંયુકત તંત્ર સ્થાપવામાં આવ્યું જેને National Coalition Government કહેવામાંઆવ્યું. આ તંત્રમાં પણ વડા તરીકે મી. મેકડોનાલ્ડ હતા. આ તંત્રમાં ટેરીફ, ખેતી સંરક્ષણ અને ઇમ્પીરિયલ પ્રેફરન્સ મુખ્ય ઉદ્દેશ બન્યા હતા. આ તંત્રને ૧૯૩૫ માં વધુ જીવન મળ્યું. છેવટે ફરી પાછા રૂઢીચુસ્તો સત્તામાં આવ્યા. ઇંગ્લેન્ડમાં મજૂર પક્ષ ઉપરાંત સમાજવાદી તથા ફેસીસ્ટ પક્ષ છે, પણ આ પક્ષો ઘણી નબળી હાલતમાં છે.

અમેરીકાની જેમ બ્રિટનમાં ધંધાદારી મુત્સદ્દીઓ ફાવતા નથી, કારણ કે આંહિ પક્ષ રચના જ એવા પ્રકારની છે. ફ્રાન્સમાં અત્યાર સુધી પક્ષરચના ઘણી નબળી રહેતી, માત્ર "ફ્રેન્ચ ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ" એ એકજ પક્ષ વ્યવસ્થિત હતો.

હિંદ જેવા અજ્ઞાન, ખેતી પ્રધાન, અને અનેક વેરાયેલાં ગામડાંઓવાળા દેશમાં જાહેર મત જેવી વસ્તુ કેળવવી બહુ મુશ્કેલ છે. છતાં પણ આજે વ્યવસ્થિત પક્ષો હોય તો હિંદી રાષ્ટ્રીય મહાસભા અને મુસ્લીમ લીગ છે.

# પ્રકરણ ૧૫મું

# ધારામંડળ

## પ્રાચીન સમયમાં ધારામંડળો

પ્રતિનિધિત્વવાળાં ધારામંડળો જે હાલ અસ્તિત્વમાં છે તેને ઉદ્ભવ થયાં બહુ લાંબો સમય થયો નથી. પ્રાચીન લોકોને પ્રજા પ્રતિનિધિઓની બનેલી ધારાસભાનો ખ્યાલ ન હતો. પ્રાચીન સમયમાં ધારાકીય સત્તા કાં તો રાજા અગર તો પ્રજા સમગ્ર સીધી રીતે ભોગવતી પ્રાચીન ગ્રીસમાં ધારાસભાને મળતી સંસ્થા હતી, પણ ધારા ઘડવા તથા તે પસાર કરવા બાબતમાં પ્રજાનાં પ્રતિનિધિઓની તેમાં જરૂર રહેતી ન હતી. "સામાજિક કરાર" નામના પુસ્તકમાં રૂસો કહે છે કે "The idea of representation is modern; it comes to us from the feudal government from that iniquitous and absurd government under which the human race was degraded and where the name of man was a dishonour. In the ancient republics and even in monarchies the people never had any representative. The very word was unknown." [પ્રતિનિધિત્વનો વિચાર એ આધુનિક છે; એ ઉમરાવશાહી તરફથી આવે છે ...

લોકોની લોકસભા ( Folkmot )થી થાય છે. આ લોકસભા એ પ્રાચીન જાતોના નેતાઓની સભા હતી જેમાં સામાન્ય હિતને લગતા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવતી હતી. ઈંગ્લેન્ડમાં Witenagemot ( વીટેનજીમોટ ) એ આધુનિક પાર્લામેન્ટની જન્મદાતા સંસ્થા છે. વીટેનાજીમોટ એ રાજ્યમાં ડાહ્યા ગણાતા પ્રજાજનોની એક સભા હતી, જેની રાજા રાજકીય બાબતોમાં અવારનવાર સલાહ લેતા હતા. પ્રથમ આ સભા એ પ્રતિનિધિત્વવાળી સંસ્થા ન હતી. પરંતુ સમય જતાં આ સભામાં પ્રતિનિધિત્વનો સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો. શરૂઆતમાં આ સભામાં કાઉન્ટીના શેરીફોએ ચૂંટેલા સભ્યો હતા. ૧૩ મી સદીમાં સાઇમન ડી મોન્ટફોર્ડના અધ્યક્ષ હેઠળ બીજા કેટલાંક જીલ્લાઓમાંથી આ સભામાં પ્રતિનિધિઓ ઉમેરવામાં આવ્યા, અને તેરમી સદીના અંતમાં આ સભા સંપૂર્ણ રીતે લોકપ્રતિનિધિત્વ ભોગવતી સંસ્થા બની ગઇ. આ સભામાં ઉમરાવો, સામાન્ય વર્ગ અને પાદરીઓને પ્રતિનિધિત્વ મળ્યું હતું. છેવટે ચૌદમી સદીની શરૂઆતમાં આ સભાના રીતસર બે વિભાગો કરવામાં આવ્યા જે પછીથી આમની સભા અને ઉમરાવની સભા બને છે.

યુરોપના બીજા પ્રદેશોમાં પ્રતિનિધિત્વ પદ્ધતિ મોડેથી દાખલ થાય છે અને તેનો વિકાસ થતાં વાર લાગે છે. મધ્યયુગમાં કેટલાંક રાજતંત્રમાં પ્રતિનિધિત્વનો સિદ્ધાંત ગ્રહણ કરવામાં આવ્યો હતો, પરંતુ આ સિદ્ધાંત ઘણી જ પ્રાથમિક અવસ્થામાં હતો. આ સમયમાં પ્રતિનિધિત્વ માત્ર ઉમરાવો તથા વ્યાપારીમંડળોને જ આપવામાં આવતું. લોકોને પ્રતિનિધિત્વ અપાયું ન હતું. કાસ્ટીલ અને આરાગનમાં બારમી સદીમાં શહેરોના પ્રતિનિધિઓથી બનેલી એક ધારાસભા હતી જેને Cortes ( કોર્ટેસ ) કહેવામાં આવતી. મધ્યયુગમાં શહેરોના વિકાસને અંગે તથા તેઓની પ્રતિનિધિત્વ માટેની માગણી ને અંગે પ્રતિનિધિસભાનો વિકાસ થાય છે. ફ્રાન્સમાં પ્રતિનિધિત્વ પદ્ધતિની શરૂઆત ઉમરાવો, પાદરીઓ, અને આમ જનતાના પ્રતિનિધિઓની બનેલી સભાથી થાય છે. આ સભાથી પ્રથમ

ઇ. સ. ૧૩૦૨ માં મળી હતી. શરૂઆતમાં રાજાએ માત્ર સલાહ અને જાણ માટે આ સભાને બોલાવી, પણ સમય જતાં આ સભાએ એવો સિદ્ધાંત સ્થાપીત કર્યો કે કોઇપણ કર તેની સંમતિ વિના નાંખી શકાય નહિ. આ સભાને States General ( સ્ટેઇટસ જનરલ ) કહેવામાં આવતી. તેની બેઠકો અવાર નવાર અનિયમીત રીતે થતી અને ફ્રેન્ચ વિપ્લવસુધીમાં તો આ બેઠકો નિરાળી બંધ પડી ગઇ હતી. ફ્રેન્ચ વિપ્લવ પછી આ સભામાં જુદા જુદા વર્ગોનું પ્રતિનિધિત્વ બંધ કરવામાં આવ્યું, અને તેને બદલે રાષ્ટ્રીય પ્રતિનિધિત્વની પદ્ધતિ સ્થાપવામાં આવી, જર્મનીમાં પણ તેર અને ચૌદમી સદીમાં ફ્રાન્સના ધોરણે પ્રતિનિધિત્વ પદ્ધતિની શરૂઆત થઈ ચુકી હતી.

મધ્યયુગની પ્રતિનિધિત્વ પદ્ધતિની એ લાક્ષણિકતા છે કે પ્રજા સમગ્રને બદલે પ્રજામાંથી ઉમરાવો, પાદરીઓ, અને મધ્યવર્ગના માણસોને પ્રતિનિધિત્વ આપવામાં આવતું. મધ્યયુગમાં સમાજની વ્યવસ્થા જ એવા પ્રકારની હતી કે જેથી ઉપર જણાવ્યા ત્રણ વર્ગોને જુદું પ્રતિનિધિત્વ આપવું પડતું. મધ્યયુગમાં દેવળની સંસ્થાને પણ ઉમરાવો અને મધ્યવર્ગના માણસો જેટલું જ પ્રતિનિધિત્વ મળે છે. આજે હવે ઘણા ખરા દેશોમાંથી પાદરીઓને મળતું પ્રતિનિધિત્વ બંધ થએલ છે સિવાય કે ઇંગ્લેન્ડ જેવા અમુક દેશો જ્યાં માત્ર થોડા પાદરીઓને હજુ પણ પ્રતિનિધિત્વ મળે છે.

### મધ્યયુગના પ્રતિનિધિ

ઘણા દેશોમાં દરેક દરેક વર્ગના પ્રતિનિધિઓની જુદી સભાઓ બોલાવવામાં આવતી અને તેઓ જુદા જુદા સ્થળે મળતા અને મત પણ જુદા આપતા. આથી કરીને ધારામંડળમાં ત્રણ કે ચાર જેટલી ધારાસભાઓ રહેતી. ઈ. સ. ૧૮૬૬ સુધી સ્વીડનની પાર્લામેન્ટમાં ચાર જુદી જુદી ધારાસભાઓ હતી, જે ઉમરાવો, પાદરીઓ, મધ્યવર્ગ, અને ખેડૂતોનું જુદી

જુદી રીતે પ્રતિનિધિત્વ ભોગવતી હતી. મધ્યમયુગમાં પ્રતિનિધિને તેના મતદારમંડળ તરફથી કઇ બાબતમાં તથા કેવી રીતે મત આપવાનો હતો તે માટે સ્પષ્ટ સૂચના કરવામાં આવતી, અને પ્રતિનિધિને તેના કાર્યનો મતદારમંડળને સામયિક અહેવાલ આપવો પડતો. પ્રતિનિધિ માત્ર તેના મંડળ વતી તેની મુશ્કેલીઓ રજૂ કરતો. ઇંગ્લેન્ડ સિવાય આ સમયમાં યુરોપના બીજા કોઇપણ દેશમાં પ્રતિનિધિઓ તે સમગ્ર દેશના પ્રતિનિધિઓ તરીકે કામ ન કરતા અને તેમને સામાન્ય ધારાઓ પસાર કરવાની સત્તા પણ ન હતી. આ પ્રતિનિધિઓ માત્ર તેના વર્ગની ઇચ્છાઓ જાહેર કરતા, પણ સમગ્ર દેશના હિત માટે તેઓ કાંઇ પણ ન કરી શકતા. આ પ્રતિનિધિઓ માત્ર પરદેશમાં મોકલેલા એલચીઓની જેમ તેના હિતની વાતો મૂકવા સિવાય બીજું કાંઈ ન કરી શકતા. ટુંકામાં પ્રતિનિધિ પાસે પ્રતિનિધિત્વ રજૂ કરવા માટે પૂરતી સત્તા ન હતી.

છેવટે અઢારમી સદીના અંતમાં આ પ્રતિનિધિઓ પ્રજાના ખરા પ્રતિનિધિઓ બને છે. ઇંગ્લેન્ડમાં તો ૧૬મી સદીના મધ્યમાં જ પ્રતિનિધિઓને સ્વાતંત્ર્ય મળી ગયું હતું પણ ફ્રાન્સમાં તે વિપ્લવ થતાં સુધી મળ્યું ન હતું.

### મધ્યયુગી ધારામંડળો

ઘણા લાંબા સમય સુધી ધારાસભાઓને ધારા ઘડવાની સત્તા ન હતી. ઇંગ્લેન્ડમાં પણ આધુનિક યુગની શરૂઆત સુધીમાં પાર્લામેન્ટને માત્ર અરજીઓ રજૂ કરવાની, પોતાનાં દુઃખો બાબત ધ્યાન ખેંચવાની, અને પોતાની ઇચ્છાની જાહેરાતો કરવાની સત્તા હતી. પાર્લામેન્ટ રાજાને પોતાની મુશ્કેલીઓ તથા ઇચ્છા અરજી (Petition) સ્વરૂપે રજૂ કરે, અને રાજા તે મંજૂર રાખે તો તે કાયદાના સ્વરૂપે બહાર પડે. સમય જતાં પાર્લામેન્ટ પોતે જ કાયદો ઘડે અને તે રાજાની સંમતિ માટે તેને મોકલવામાં આવે તેવી પદ્ધતિ ચાલુ થઇ. ઈ. સ. ૧૬૮૮ ના બળવા પછી પાર્લામેન્ટ સંપૂર્ણ

રીતે ધારાકીય સત્તા ભોગવતી સંસ્થા બને છે. આવી જ પરિસ્થિતિ યૂરોપનાં બીજાં રાજ્યોમાં પણ બને છે. ૧૯૧૮ પહેલા પ્રશિયામાં એવો સિદ્ધાંત હતો કે રાજા એ ધારાકીય સત્તાનું મૂળ અને કેન્દ્ર છે, માટે ધારાસભાની સત્તા નકારાત્મક છે, એટલે રાજાએ ઘડેલા કાયદાને ધારાસભાએ મંજૂર રાખવો જોઇએ. આજે આવા જ પ્રકારનો સિદ્ધાંત જાપાનમાં પણ જોવામાં આવે છે.

### આધુનિક ધારામંડળ

આધુનિક ધારામંડળ એ અનેક અવસ્થાઓમાંથી પસાર થયેલી અને ઉત્ક્રાંતિ પામેલી સંસ્થા છે. પ્રજાતંત્રવાદી રાજ્યોમાં ધારામંડળ એ પ્રજાવાદી સ્વાતંત્ર્યનું સત્વ બને છે. પ્રજાની સાર્વભૌમ સત્તા આ મંડળની સત્તામાં કેન્દ્રિત બને છે. પ્રજાકીય સ્વાતંત્ર્ય આ મંડળદ્વારા જ વહન કરે છે. આજે ધારાસભાઓનું અસ્તિત્વ આજના રાજ્યતંત્રમાં અનિવાર્ય બનેલ છે. સરમુખત્યારીવાળા રાજતંત્રમાં જ્યાં ધારાસભાની સંસ્થા બહુ સત્તાવાન રહેતી નથી, છતાં પણ ત્યાં ધારાસભાઓનો અભાવ હોતો નથી. સરમુખત્યારીવાળા તંત્રમાં ધારાસભાઓ હોય છે પણ તેમાં બહુપક્ષ પદ્ધતિને બદલે માત્ર એકપક્ષ પદ્ધતિનું અસ્તિત્વ જોવામાં આવે છે.

### ધારાસભાનું ક્ષેત્ર

ધારાઓ તથા કાયદા માટે આખું રાજતંત્ર જવાબદાર રહે છે, પરંતુ ધારા ઘડવાનું કામ તો ખાસ કરીને ધારાસભાનું રહે છે. જાહેરમત કેળવવાનું કાર્ય અહંવા રાજકીય પક્ષોનું રહે છે, એટલે પક્ષો પોતાના કાર્યક્રમ ધારાસભામાં અમલમાં લાવવા માટે આતુર રહે છે, અને આથી કરીને ધારાઓનાં તત્વો ઘડવામાં તેઓ ઘણો ફાળો આપે છે. જાહેર માગણી પ્રમાણે પક્ષો કામ ન કરી શકે તો પણ કોઈ વખત ન જોવામાં આવે તેવા ધારા ઘડવાની પ્રવૃત્તિ આ સમયમાં જોવામાં આવે છે. આધુનિક સમયમાં ધારાસભા સામાજીક જીવનના કોઈપણ વિભાગ માટે ધારાઓ ઘડી શકે છે

અને આથી તેનું ક્ષેત્ર ઘણું જ વિશાળ અને વિસ્તૃત બનેલ છે. ધારાસભા મુખ્યત્વે કરીને કરવેરા નાખવા ખર્ચ આવક વગેરે મંજૂર કરવાના કામમાં રોકાયેલ રહે છે. આ સિવાય નવા કાયદાઓ ઘડવા અને જુના કાયદાઓમાં ફેરફાર કરવા એ ધારાસભાનું મહત્વનું કાર્ય છે.

**પ્રથમ અગર નીચેની ધારાસભા ( Lower chamber )**

ઘણાખરા દેશોમાં બે ધારાસભાઓ રાખવામાં આવી હોય છે જેને " Bicameral Legislature " કહેવામાં આવે છે. પ્રથમ ધારાસભા જેને નીચેની ધારાસભા કહેવામાં આવે છે તે મુખ્ય ધારાસભા છે, અને રાજતંત્રમાં અત્યંત મહત્વનું સ્થાન ભોગવે છે. આ પ્રથમ ધારાસભામાં પ્રજાએ સીધી રીતે ચૂંટેલા પ્રતિનિધિઓ બેસે છે. બહુધા પ્રથમ અગર નીચેની ધારાસભા દ્વિતીય ધારાસભા અથવા ઉપરની ધારાસભા કરતાં ઘણી વિશાળ સત્તા ભોગવે છે. પણ અમેરીકામાં આમ નથી કારણ કે ત્યાંની પરિસ્થિતિ બીજા દેશો કરતાં જુદી છે. બ્રિટનમાં છેલ્લા બે સૈકાઓ થયાં નીચેની ધારાસભાની સત્તા દ્વિતીય સભાની ઉપરવટ રહે છે, અને નીચેની ધારાસભામાં બહુમતી પક્ષમાંથી કારોબારી ચૂંટાય છે, એટલે ટુંકામાં રાજતંત્રનું વહન નીચેની ધારાસભાની ઇચ્છા મુજબ થાય છે. કાયદા પ્રમાણે બન્ને ધારાસભાને સમાન સત્તા હોવી જોઇએ, પરંતુ હંમેશાં નીચેની લોક પ્રતિનિધિ સભા વધુ બળવાન અને વધુ સત્તાવાન રહે છે.

દ્વિતીય ધારાસભા અગર ઉપરની સભા ( Upper House ) માં પણ લોકોના જ પ્રતિનિધિઓ રહે છે. પરંતુ આ પ્રતિનિધિઓની ચૂંટણી કાં તો આડકતરી રહે છે અગર તો ઉમેદવારો અને મતદારોની લાયકાત ઘણી જ ઉંચી રાખવામાં આવે છે, એટલે બહુધા મિલ્કતદારો, જમીનદારો, અમીરો અને ઉમરાવોને આ સભામાં સ્થાન મળે છે. આને અંગે ઘણીવાર પ્રથમ અને દ્વિતીય ધારાસભા વચ્ચે ઘર્ષણ પણ થાય છે અને થયાના ઘણા દાખલાઓ પણ છે. પણ લોક પ્રતિનિધિ સભા જે

નીચેની ધારાસભા રહે છે તે વધુ બળવાન હોવાથી પોતાનો હેતુ સહેલાઇથી પાર પાડી શકે છે.

### ધારાસભાના સભ્યોની લાયકાત

ધારાસભામાં બેસનારા સભ્યો નિઃસ્વાર્થ બુદ્ધિથી, પોતાના સમયનો ભોગ આપીને પ્રજાકલ્યાણ અને સેવા કરવાના હેતુથી સભ્યો તરીકે આવે છે. દરેક દેશમાં ધારાસભાના સભ્ય થવા માટે મિલ્કત, ઉમર, તથા કેળવણી વગેરેની લાયકાતનું ધોરણ નક્કી કરવામાં આવેલ હોય છે. ધારાસર રીતે સભ્યો થવા માટે ખાસ લાયકાતની જરૂર ન હોય છતાં પણ પ્રજા હમેશાં એવા પ્રતિનિધિઓ ચૂંટે છે કે જેઓ સમયનો ભોગ આપીને પણ પ્રજાહિત સાધી શકે. સ્વાભાવિક રીતે સફળ વકીલો, વેપારીઓ, બેન્કર, શ્રોફ, સાહિત્યકાર તથા સાધારણ પૈસાપાત્ર હોય તે ધારાસભામાં સ્હેલાઇથી ધારે તો ચૂંટાઇ આવે છે. ગરીબ મજૂર વર્ગના માણસો પણ સભ્યો તરીકે આવે છે, પણ તેને ટ્રેઇડ યુનિયન તથા બીજાં મજૂર મંડળો તરફથી સહાય કરવામાં આવે છે. કેટલાક દેશોમાં રાજકારણમાં જ જીવન વીતાવનારા અને રાજકારણને ધંધા તરીકે લેનારા લોકો પણ હોય છે. ધંધાદારી મુત્સદ્દીઓ પ્રત્યે હજી પણ લોકોને સ્વાભાવિક અણગમો રહે છે. પણ આ લોકો રાજ-કારણમાં ઘણા હોશિયાર થઈ ગયેલા હોય છે, એટલે રાજકારણમાં પણ કૌશલ્ય અને હોશિયારી લાવી શકે છે. અમેરીકામાં ધંધાદારી મુત્સદ્દીઓ ઘણા રહે છે. રાજકારણને જીવનનું ભરણપોષણ કરવા ધંધો ન બનાવે તો પણ જે લોકો રાજકારણને પોતાના જીવનનો અગ્રભાગ બનાવે છે તેઓ પ્રધાનો તથા અધિકારીઓ થવા વધુ લાયક બની શકે છે તે વસ્તુ સત્ય છે. જેમ જીવનના બીજા બધા ક્ષેત્રમાં અનુભવની જરૂર રહે છે તેમ રાજકારણમાં પણ સફળતા અને હોશિયારી માટે અનુભવની ખાસ જરૂર રહે છે. ઘણી વખત તેના તે પ્રતિનિધિઓ વારંવાર ચૂંટાઇને આવે છે તેનો અર્થ જ એ કે પ્રજાને તેઓ ઉપર વધુ વિશ્વાસ છે. ધારાસભામાં સફળ રીતે સભ્ય થવામાં બીજી મુકરર કરેલ લાયકાત ઉપરાંત સામાન્ય રીતે પોતાના પક્ષના

ઉદ્દેશો સમજાવવા પૂરતું ભાષણ કરતાં આવડે તથા વાદવિવાદ અને ચર્ચા કરતાં આવડે તો બસ છે. બ્રિટનમાં રાજકારણમાં પાર્લામેન્ટના સભ્ય તરીકે બર્કે ૩૦ વર્ષ ગાળ્યાં, ગ્લેડસ્ટને ૬૦ વર્ષ ગાળ્યાં, અને લોઈડ જ્યોર્જે પાર્લામેન્ટના સભ્ય તરીકે અર્ધશતાબ્દી ઉજવી. આ બધાએ પોતાનું જીવન રાજકારણમાં જ ગાળેલ છે, અને તેથી રાજકારણ પરત્વે તેમનો અનુભવ ઘણો જ બહોળો અને વિશાળ રહે છે.

## ધારાસભાના સભ્યોને પગાર

ધારાસભાના સભ્યોને આજે ઘણાખરા દેશમાં પગાર આપવામાં આવે છે. શરૂઆતમાં સભ્યો પોતાના પૈસે અને ખર્ચે સમયનો ભોગ આપીને કામ કરતા, પણ સમય જતાં આથી કરીને માત્ર નવરા, ફુરસદવાળા અને શ્રીમંતો જ ભાગ લેવા લાગ્યા. સામાન્ય સ્થિતિના માણસો જે હોશિયાર હોય પણ આર્થિક સંજોગોવશાત્ સભ્ય થઈ સમયનો ભોગ ન આપી શકે એટલે ગરીબ કે તવંગર બધાને અમુક ધોરણ પ્રમાણે પગાર આપવામાં આવે છે. બ્રિટનમા ધારાસભાના સભ્યોને પગાર આપવાની રીત ઈ. સ. ૧૯૧૧ માં દાખલ કરવામાં આવેલ છે. પણ યુનાઇટેડ સ્ટેટસમાં તો આ પદ્ધતિ ૧૯૧૧ પહેલાં ઘણા વર્ષોથી ચાલુ હતી. ૧૯૧૧ પછી યુરોપનાં બધાં રાજ્યોએ ધારાસભાના સભ્યોને પગાર તથા ભથ્થું આપવાનું શરૂ કર્યું. આ પ્રથા હિન્દમાં પણ દાખલ કરવામાં આવેલ છે.

## સભ્યોના હક્કો

જ્યાં સુધી સભ્યો તરીકે ચાલુ હોય ત્યાં સુધી તેમને અમુક અધિકારો આપવાની પ્રથા દરેક દેશમાં જોવામાં આવે છે. શરૂઆતમાં ધારાસભાના સભ્યોને ઘણા અધિકારો આપવામાં આવતા, પણ હાલ તે અધિકારોનો સફળ ઉપયોગ થતો નથી. ધારાસભાના સભ્યોના ખાસ હક્કોમાં વાણી સ્વાતંત્ર્યનો હક્ક એ સૌથી અગત્યનો છે. કોઇ પણ સભ્યને ધારાસભામાં કરેલા ભાષણ માટે રાજદ્રોહ કે બીજા કોઈ પણ ગુન્હા માટે પકડી શકાતો

નથી. ધારાસભાની સભ્યતાને ન છાજે તેવું કોઈ પણ સભ્ય અસભ્ય વર્તન કરે અગર અસભ્ય શબ્દો બોલે તો પ્રમુખ તેને અટકાવી શકે છે અગર તો સદરહુ શબ્દો પાછા ખેંચી લેવા માટે જણાવે છે. આ સિવાય ધારાસભાની બેઠક પહેલાં અમુક દિવસો અને પછીથી અમુક દિવસો દરમ્યાન કોઈ પણ સભ્યને દિવાની કે ફોજદારી કામની રૂએ પકડી શકાય નહિ. આ સિવાય બીજા પરચુરણ હક્કો દરેક દેશમાં સંજોગો અને સ્થિતિ પ્રમાણે આપવામાં આવેલા હોય છે.

### ધારાસભાની મુદત

ધારાસભાનું આયુષ્ય કેટલું રહે તે બાબતમાં દરેક દેશમાં જુદા જુદા ધારાઓ રહે છે. આજે કોઈપણ ધારાસભાની મુદત એક વર્ષની હોવી જોઈએ તે મત પ્રચલિત નથી. યુનાઇટેડ સ્ટેટસમાં પ્રાથમિક સભા બે વર્ષ ચાલે છે પણ તેથી ફાયદા કરતાં ગેરફાયદા વધુ રહે છે તેમ જણાવવામાં આવેલ છે. બીજા ઘણા ખરા દેશોમાં પ્રાથમિક સભા ત્રણથી ૭ વર્ષ સુધી ચાલે છે. બ્રિટનમાં આમની સભા પાંચ વર્ષ સુધી ચાલે છે. કારોબારીને આ ધારાસભા બરખાસ્ત કરવાનો હક્ક રહે છે, અને આ રસમ બીજા બ્રિટિશ સંસ્થાનોમાં પણ જોવામાં આવે છે. પાંચ વર્ષની ધારાસભાની મુદત એ વ્યાજબી મુદત ગણાય છે, કારણ કે એક તો સભ્યોનો અનુભવ વધે છે, રાજતંત્રની નીતિ લાંબો વખત એકની એક રહે છે, નીતિનું પરિણામ પણ આટલા વખત સુધીમાં દેખાઈ આવે છે, અને આ સમય એવો છે કે જેથી પ્રતિનિધિઓ મતદારોના ચાલુ સંસર્ગમાં રહી શકે છે અને રાજનીતિનો પણ પોતાના ઉદ્દેશ પ્રમાણે વિકાસ કરી શકે છે.

### પ્રાથમિક ધારાસભાનું કદ

ધારાસભાના કદ માટે પણ દેશદેશમાં જુદા જુદા નિયમો રહે છે. પરંતુ દરેક જાતના લોકોનું પ્રતિનિધિત્વ બરોબર સચવાય તેટલા માટે પ્રાથમિક ધારાસભાનું કદ હંમેશાં મોટું રહે છે. યુનાઇટેડ સ્ટેટસમાં નીચી

ધારાસભામાં ૪૩૫ સભ્યો રહે છે, અને પ્રજાસંખ્યા બાર કરોડની છે. હિંદ આથી ત્રણગણું મોટું છે, છતાં મધ્યસ્થ ધારાસભામાં સભ્યોની સંખ્યા ઘણી નાની રહે છે. આધુનિક સમયમાં વ્યવહારનાં સાધનો વધતાં મતદાર મંડળો વધુ વિસ્તૃત કરવાં જોઇએ તેમ માનવામાં આવે છે.

## અધિકારી અને બિનઅધિકારી સભ્યો વચ્ચે મંત્રણાઓ

આવી જાતની મંત્રણાઓ કેમ કરવી તે બાબતમાં જુદા જુદા દેશોની રીતરસમોમાં ફેરફાર રહે છે. બ્રિટન અને તેનાં સંસ્થાનોમાં દાખલા તરીકે જ્યારે કોઈ જરૂરી સુધારો ઉપસ્થિત થાય ત્યારે ખરી હકીકત મેળવવા તથા તપાસ થવા માટે શાહી કમીશનની નિમણૂંક કરવામાં આવે છે. આ કમીશન બધી વસ્તુઓ તથા હકીકતો મેળવી તેના પર અહેવાલ લખી પોતાની ભલામણો સાથે સરકાર તથા પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરે છે. ઘણી વખત જ્યારે વાદગ્રસ્ત વસ્તુ પાર્લામેન્ટમાં રજૂ થાય અને તેનો નિકાલ આવે તેમ ન હોય ત્યારે પણ કમીશન નિમવામાં આવે છે. જર્મનીમાં તો ધારાસભાને આર્થિક બાબતોમાં ભલામણો કરે તેવું ચાલુ એક મંડળ રહે છે જેને Economic Advisory Council કહેવામાં આવે છે. આવાં મંડળો બ્રિટન તથા હિંદમાં પણ સ્થાપવામાં આવેલ છે. યુનાઈટેડ સ્ટેટસમાં આવી મંત્રણાઓ ધારાસભાની પરસાળ (Lobby)માં થાય છે. અમેરીકામાં બીજા કોઇ પણ દેશો કરતાં લોબી પ્રવૃત્તિ ઘણી રહે છે અને ઘણાખરા પ્રશ્નોનો નિકાલ લોબીમાં આવે છે.

## પ્રાથમિક ધારાસભાનો કારોબારી સાથેનો સંબંધ

પ્રાથમિક ધારાસભા રાજતંત્રમાં કારોબારી સાથે કેવો સંબંધ ધરાવે છે તે પ્રશ્નને લગતા ચાર નમૂનાઓ છે. બ્રિટનમાં પ્રધાન મંડળનો આમની સભામાં વધુ અવાજ રહે છે અને સમય, નીતિ, અને આર્થિક બાબતોમાં બધાં ધારાધોરણો ઘડે છે. આ પ્રકારમાં કારોબારી અને તેની ફરજો એ ધારાસભાનો મુખ્ય ભાગ બને છે. પ્રધાન મંડળનો ધારાસભા ઉપર ઘણો

આધાર રહે છે. ધારાસભા પ્રધાન મંડળનો કોઇ પણ ઠરાવ નામંજૂર કરે તો પ્રધાન મંડળને ખસી જવું પડે છે. ફ્રાન્સના જૂના બંધારણમાં પ્રધાન-મંડળ ધારાસભા ઉપર પરતંત્ર રહેતું. ધારાસભા પ્રધાનમંડળને મદદ કરે, પણ જો મદદ ન કરે તો પ્રધાન મંડળ ઘણું જ નબળું પડી જાય. સ્વીટ્ઝર્લેન્ડમાં ફેડરલ કાઉન્સિલ અગર સમવાય કારોબારી જે ધારાસભા સાથે નિકટનો સંબંધ ધરાવે છે, પણ ધારાસભાથી સ્વતંત્ર રીતે કામ કરી શકે છે. આંહીં કારોબારીના પ્રમુખ અને તેના સભ્યોને ધારાસભામાં બેઠક મળતી નથી. ધારાસભાના પ્રમુખ અને કમિટિઓને ચિટનીસ કે નેતા કરતાં જુદી જ ફરજો રહે છે. આ દરેક જગ્યાએ ધારાસભાના અધ્યક્ષનો હોદ્દો રહે છે. પરંતુ આ બધામાં બ્રિટિશ પ્રાથમિક ધારાસભા (હાઉસ ઓફ કોમન્સ) એ સૌથી સરસ અને અનુકરણીય નમૂનો છે. દરેક દેશની ઘણી ખરી સભાઓ બ્રિટિશ હાઉસ ઓફ કોમન્સનું અનુકરણ કરે છે.

**બ્રિટનની પ્રથમ ધારાસભા ([illegible])**

**પ્રધાનમંડળ તથા ખાનગી સભ્યો તરફથી રજૂ થતા જાહેર ખરડાઓ**

આમની સભાના ૬૧૫ સભ્યોમાંથી પ્રધાનમંડળ લગભગ અરધાથી વધુ સભ્યોનો ટેકો ધરાવે છે. પ્રધાનમંડળમાં જ લગભગ ૬૦ જેટલા તો અધિકારીઓ રહે છે જે આમની સભામાં ઘણી જ લાગવગ ધરાવતા હોય છે. કાયદેસર રીતે આમની સભાના કોઈ પણ સભ્યને કોઈપણ જાહેર ખરડો રજૂ કરવાનો હક્ક હોય છે. પરંતુ કારોબારી પ્રધાનમંડળને ધારાસભાના સમય ઉપર એટલો વધુ કાબૂ હોય છે કે વ્યક્તિગત રીતે કોઈપણ સભ્યને જાહેર ખરડાઓ રજૂ કરવા પરવાનગી મળે તો પણ તેને જોઈએ તેવી સગવડતા મળતી નથી. દરેક અઠવાડીઆમાં શુક્રવાર એ આવા ખાનગી સભ્યોને બીલ રજૂ કરવા માટે રાખવામાં આવેલ હોય છે. જો ખરડો ગૂંચવણ ભરેલો, ચર્ચા ઉપસ્થિત કરે તેવો, અને ગવર્મેન્ટ તરફથી વિરોધ ઉભો કરે તેવો હોય તો તે સ્વાભાવિક રીતે અરધેથી જ મૃત્યુ પામે છે. પરંતુ ઘણી વખત આવાં ખાનગી બીલો ગવર્મેન્ટ તરફથી અપનાવી લેવામાં આવે છે. એટલે તે બીલ પસાર થતાં પછીવાર લાગતી નથી.

ઘણા ખરા ખરડાઓ પ્રધાનમંડળ તરફથી રજૂ કરવામાં આવે છે. અને પ્રધાનો ધારાસભાના સભ્યો હોવાથી ખરડો બધી અવસ્થામાંથી પસાર થાય તેટલા માટે મહેનત પણ કરવામાં આવે છે. આજે ખરી રીતે જોશું તો આમની સભા કરતાં ધારાઓ ઘડવાનું ખરૂં કામ પ્રધાનમંડળ કરે છે.

અમુક ધારો પસાર કરવાની પાછળ હંમેશાં પક્ષની નીતિનો કાંઈ પણ ઉદ્દેશ રહે છે. આવાં બીલો પક્ષ વ્યવસ્થાને અંગે પસાર કરવામાં આવે છે. પક્ષના નેતા કેટલા મત મળે છે તેનું ધ્યાન રાખે છે. રાજ્ય તરફથી કોઈપણ ખરડાનો યોગ્ય ભાષામાં મુસદ્દો ઘડવા માટે ખાસ માણસો રોકવામાં આવેલ હોય છે જે કાયદાની ભાષામાં ખરડાઓ ઘડે છે. આજે પાર્લામેન્ટ જે ઘણાખરા ખરડાઓ પસાર કરે છે તેમાં ઝીણી વિગતો હોતી

નથી પણ માત્ર રૂપરેખા જ હોય છે. કારોબારી કોઈ પણ ખરડાની વિગતો પેટા કાયદા અગર તો ઑર્ડર-ઈન કાઉન્સિલથી વધારી શકે છે.

આમની સભામાં પ્રથમવાર ખરડાનું વાંચન થાય છે તેનો અર્થ એ કે ખરડાના સિદ્ધાન્તો સામાન્ય રીતે માન્ય રાખવામાં આવેલા છે. ખરડાનું પ્રથમ વાંચન થયા બાદ ખરડો છપાઈને આવે છે અને તેની નકલો બધે વહેંચવામાં આવે છે. આ પછી બીજું વાંચન થાય છે, જ્યારે ખરડાના સિદ્ધાન્તો અને હેતુઓ પર ચર્ચા ચાલે છે. જ્યારે કારોબારીને આમની સભામાં બહુમતી હોય છે ત્યારે આ રીત માત્ર વિધિ રૂપે જ રહે છે. પણ જ્યારે નાણાકીય ખરડાઓ ( Money Bills ) જેથી ખર્ચ કે કરવેરામાં વધારો કરવાનો હોય તેવા ખરડાઓ આમની સભા સીધા કમિટિને મોકલે છે. બીજા વાંચન પછી ખરડો આમની સભાની આવી કોઈ બીજી કમિટિને સુપ્રત કરવામાં આવે છે. કમિટિ પોતાના અભિપ્રાય સાથે ખરડો રજૂ કરે એટલે ત્રીજીવાર ખરડાનું વાંચન થાય છે અને ત્યારબાદ મત લેવામાં આવે છે. જો સભામાં બહુમતીથી ખરડો પસાર કરવામાં આવે તો તે પસાર થયો ગણાય છે.

## કમિટિ

પાર્લામેન્ટમાં કમિટીઓ પણ છ પ્રકારની રહે છે. આ બધામાં સૌથી પ્રથમ કમિટિ જે આખી આમની સભાની બનેલી હોય છે જેને Committee of the whole House કહેવામાં આવે છે. આ કમિટિ માત્ર આમની સભાનું જ પર્યાય રૂપ છે. માત્ર ફેર એટલો કે આવી આખી સભાની બનેલી કમિટિ ભેગી થાય ત્યારે તેમાં બહુ વિધિઓ આવતી નથી. સભાનો કાયમી પ્રમુખને બદલે ત્યાં કામચલાઉ પ્રમુખ (Chairman) કામ કરે છે. જ્યારે આ કમિટિ ખર્ચના અંદાજ માટે ભેગી થાય ત્યારે તેને Committee of supply કહેવામાં આવે છે, જ્યારે તે કર બાબતમાં મળે ત્યારે તેને Committee of ways and means કહેવામાં આવે છે, અને જ્યારે

બીજી કોઇ બાબત માટે મળે ત્યારે તેને Committee of the whole House કહેવામાં આવે છે.

આ સિવાય બીજા પાંચ પ્રકારોમાં (૧) જાહેર ખરડા માટે સીલેક્ટ કમિટિ (૨) સેશનલ કમિટિ (૩) ખાનગી ખરડાઓ માટે કમિટિ (૪) સ્ટેન્ડીંગ કમિટિ (૬) સ્કોટલેન્ડના પ્રશ્નોને લગતી કમિટિ વગેરે છે. કમિટિના બંધારણમાં બધા પક્ષોને સ્થાન મળે છે. પણ બહુમતી પક્ષને વધુ પડતું પ્રતિનિધિત્વ રહે છે. કમિટિમાં વિરોધ પક્ષને પણ સ્થાન હોય છે.

જે ખરડાઓ આખી આમની સભાની બનેલ કમિટિ પાસે રજૂ કરવા જેવા ન હોય તે ૬૦–૮૦ સભ્યોની બનેલી બીજી કોઇ પણ કમિટિ પાસે રજૂ કરવામાં આવે છે. કમિટિમાં જ્યારે ખરડો રજૂ થાય ત્યારે દરેક કલમવાર ચર્ચા થાય છે, મત લેવાય છે, અને સુધારાઓ પણ થાય છે. છેવટે આખા ખરડાના સ્વરૂપમાં કાંઇ પણ સુધારો કરવો ઘટે છે કે નહિ તે બાબતની ચર્ચા થાય છે. જે પ્રધાનમંડળના ખાતાને લગતો ખરડો હોય છે તે પ્રધાન આ કમિટિમાં કામકાજ કરે છે. કમિટિ અવસ્થામાં પણ ખરડામાં બહુ ફેરફારો થતા નથી. જ્યારે પક્ષને બહુમતી ન હોય ત્યારે ઘણી બાબતોમાં ફેરફાર થાય, અને ખરડો કમિટિમાંથી બહાર આવે ત્યારે તેનું જુદું જ સ્વરૂપ થઈ જાય છે.

ચર્ચાસ્પદ ખરડાઓ બેઠકની શરૂઆતમાં જોઇન્ટ સીલેક્ટ કમિટિને સોંપવામાં આવે છે જેમાં બન્ને સભાના સભ્યો હોય છે. અધિકારી અને બિનઅધિકારી સાક્ષીઓ આ ખરડા બાબતમાં બોલાવવામાં આવે છે. તેમને પ્રશ્નો પૂછવામાં આવે છે અને તેની ઉલટ તપાસ થાય છે. આ પછી જોઇન્ટ સીલેક્ટ કમિટિ પોતાનો અહેવાલ પાર્લામેન્ટ પાસે રજૂ કરે છે. વખતે આ રિપોર્ટ આમની સભાની બનેલી કમિટિ પાસે રજૂ કરવામાં આવે છે. નહિતર પછી ત્રીજા વાંચન માટે ખરડો ધારાસભામાં રજૂ થાય છે.

ઉમરાવની સભામાં આ રીત આટલી લાંબી નથી. નાણાને લગતા ખરડાઓ ઉપર ઉમરાવની સભાને કાંઇપણ અભિપ્રાય વ્યક્ત કરવા અધિકાર રહેતો નથી. કોઇ પણ ખરડો નાણાને લગતો છે કે નહિ તે બાબતનો નિર્ણય આમની સભાના પ્રમુખ કરે છે. સામાન્ય ખરડાની કોઇપણ કલમમાં ઉમરાવની સભા સુધારો કરવા માગે તો ખરડો ફરીથી આમની સભા પાસે ફરી વિચારણા માટે મોકલવામાં આવે છે. જો આમની સભા ફરી વિચારણા કરવાનું અશક્ય ધારે તો ૧૯૧૧ ના પાર્લામેન્ટ ઍક્ટ પ્રમાણે ખરડો પસાર કરવા માટે રીત નક્કી થયેલ છે તે મુજબ બને છે. આમની સભા અમુક વખત પછી ખરડો પસાર કરવા માટે ઉમરાવની સભાને તે ખરડો ત્રણ વખત પાછો મોકલી શકે છે. પહેલી અને ત્રીજી વખત વચ્ચે બે વર્ષનો ગાળો પસાર થયેલ હોય તો ઉમરાવની સભા સદરહુ ખરડો નામંજૂર કરે તો પણ તે મંજૂર થયેલ ગણાય છે. રાજાની શાહીમંજૂરી માત્ર વિધિરૂપે જ બની ગયેલ છે.

## ધારાસભામાં ચર્ચાઓ

આમની સભાની દરેક બેઠકમાં તથા બધી કમિટિનું કામકાજ ખુલ્લી ચર્ચાથી થાય છે. શરૂઆતમાં લાંબાં ભાષણો અને વક્તૃત્વ કરવાની બધા સભ્યોને ટેવ હતી, પણ હાલ તો ચર્ચાઓ ટુંકી, મુદ્દાસર, અને હકીકતોને લગતી રહે છે. બન્ને પક્ષો પાસે બીલને લગતા આંકડાઓ તથા હકીકતો રહે છે. સ્વાભાવિક રીતે ગવર્મેન્ટ બધી મુદ્દાસરની વિગતો તથા આંકડાઓ મેળવી જે હકીકત સભા પાસે રજુ કરે છે તેને શ્વેતપત્ર (White paper) કહેવામાં આવે છે. ચર્ચામાં ખરડાને લગતી બાબતોમાં પ્રધાનો તથા મંત્રીઓ ગવર્મેન્ટની નીતિનો બચાવ કરે છે અગર તો તે બાબતમાં સમજૂતી આપે છે, અને પ્રતિપક્ષની દલીલો તથા ટીકાઓ ધારાસભા અગર કમિટીમાં સાંભળવામાં આવે છે. ગવર્મેન્ટને બહુમતી હોવા છતાં દરેક ખરડા માટે ખુલ્લી અને સ્વતંત્ર ચર્ચા કરવામાં આવે છે. પણ જો પ્રતિપક્ષ માત્ર ખોટી દલીલો અને ચર્ચાઓથી માત્ર વખત ગુમાવવા માગતો હોય અગર તો

ખરડાને પસાર થવામાં વિલંબ કરવા માટે હરકત કરતો હોય તો પછી ગવર્મેન્ટ Closure ( ક્લોઝર ) નામની રીત ગ્રહણ કરે છે, જેથી કરીને તુરત અમુક વસ્તુ જેને માટે ખૂબ ચર્ચા થઇ હોય તે ધારાસભાના મત માટે મૂકવામાં આવે છે, અને ચર્ચા બધી બંધ કરી દેવામાં આવે છે. ઈ. સ. ૧૮૮૧ માં આયરીશ નેશનાલીસ્ટ બ્લૉક સામે આ રીત ગ્રહણ કરવામાં આવી હતી. જો આ રીત આખા ખરડાને બદલે અમુક કલમો માટે ગ્રહણ કરવામાં આવે તો તેને Guillotine ( ગીલોટાઇન ) કહેવામાં આવે છે. આ સિવાય અમુક મુખ્ય જરૂરી કલમો પુરતી જ ક્લોઝરની રીત ગ્રહણ કરવામાં આવે તો તેને Kangaroo ( કાંગારૂ ) કહેવામાં આવે છે. આ રીતથી મુખ્ય કલમોનો જલદી નીકાલ આવી જાય છે, અને જેથી કરીને ઝીણી વિગતો માટે નાહકની ચર્ચા રહેતી નથી.

## કમિટિથી થતા કામની ખામીઓ

કમિટિથી થતું કામ ભરાવાને લઇને ઉતાવળથી થાય છે. ઉપરાંત બ્રિટીશ પાર્લામેન્ટની જૂની પદ્ધતિ પ્રમાણે થતા કામમાં વિલંબ ઘણો થાય છે. પરિણામ એ આવે છે કે આમની સભા સમય કે કમિટિના કામ ઉપર અંકુશ રાખી શકતી નથી. ભાષણો ચાલ્યા કરતાં હોય, સભ્યોમાં ઉઠબેસ થતી હોય, કોઇ "લોબી" તો કોઇ "કોરીડોર"માં આંટા માર્યા કરતા હોય, જેથી મુખ્ય વિગતોમાં બહુ થોડાનુ પૂરેપૂરૂં ધ્યાન રહે છે. આ ઉપરાંત આખી આમની સભાની કમિટિ બને છે ત્યારે પણ કામકાજ ઘણું જ ધીમું અને મંદ ગતિએ ચાલે છે.

## ખાનગી ખરડાઓ

ખાનગી અને જાહેર ખરડાઓમાં ફરક રહે છે. ખાનગી ખરડાઓ બહુધા સમગ્ર દેશ માટે નથી હોતા. તે કાં તો અમુક વિભાગ કે સંસ્થા અગર વ્યક્તિઓ માટે રહે છે. આ ખાનગી ખરડાઓમાં કમિટી ન્યાયકોર્ટની જેમ સાક્ષીઓ અને જુબાનીઓ લે છે. આ કામ માટે વકીલો પણ રાખવામાં

આવે છે. આથી કરીને ખાનગી ખરડાઓ દાખલ કરવાનું કામ ઘણું ખર્ચાળ રહે છે. પણ આજે એક સરળ રીત એ થયેલ છે કે જેને આ ખરડો પસાર કરાવવો હોય તો તે ખાતાને કામચલાઉ હુકમ પસાર કરવા માટે સમજાવે અને જે પછીથી પાર્લામેન્ટની મંજૂરી મળતાં કાયદો થાય છે.

### કારોબારીના હુકમોના કાયદા

કારોબારી તથા વહીવટી ખાતા તરફથી ઘણા કામચલાઉ હુકમો બહાર પાડવામાં આવેલા હોય છે જેને આમની સભા મંજૂરી આપે એટલે તે રીતસર ધારાઓ ( Statutes ) બને છે. હુકમો જ્યારે ધારાસભામાં મૂકવામાં આવે ત્યારે તે બાબતમાં અમુક સમયમાં વાંધાઓ ઉઠાવવામાં આવે તો તેમાં યોગ્ય સુધારા વધારા કરવામાં આવે છે. પરંતુ આજે આમની સભામાં આ બાબતમાં કોઈ પણ રસ લેતું નથી એટલે કામચલાઉ હુકમો આપમેળે કાયદાઓ થઈ જાય છે.

### આમની સભાની નાણાકીય સત્તા

અંદાજપત્રમાં ખર્ચ મંજુર કરવાની તથા તેમાં ફેરફારો કરવાની કુલ સત્તા આમની સભામાં રહે છે. ઉમરાવની સભાને નાણાકીય બાબતોમાં કાંઈ પણ સત્તા નથી. નાણાકીય ખાતું જે Treasury ( ટ્રેઝરી ) કહેવામાં આવે છે તે નાણાકીય બાબતો પર સંપૂર્ણ અંકુશ ધરાવે છે. આમની સભા પાસે અંદાજપત્ર રજૂ થાય છે અને માગણીઓ માટે અરજ કરવામાં આવે છે. આ પછી વિગતવાર આ માગણીઓ ઉપર ચર્ચા થાય છે અને તે પછી મત લીધા બાદ તે મંજૂર કરવામાં આવે છે. કોઈ પણ સભ્ય ખર્ચ ઓછું કરવા માટે દરખાસ્ત મૂકી શકે પણ વધારવા તેનાથી દરખાસ્ત મૂકાય નહિ. એન્યુઅલ ફાઈનાન્સ એક્ટ દરવર્ષે નાંખવાના કરો અને એન્યુઅલ એપ્રોપ્રીએશન એક્ટ નોકરીઓના ખર્ચના આંકડાઓ બતાવે છે. આ બન્ને ધારાઓ દરવર્ષે લાંબી ચર્ચા પછી ધારાસભા પસાર કરે છે. અંદાજપત્રની ચર્ચા વખતે ગવર્મેન્ટની નીતિ ઉપર વિવેચન કરવામાં આવે છે. ગવર્મેન્ટને

પોતાની નીતિનો બચાવ કરવો પડે છે, અને કોઇ વખત કોઇ બાબતોમાં મત પણ લેવામાં આવે છે.

### જાહેર વહીવટ પર આમની સભાનો અંકુશ

આમની સભા ગવર્મેન્ટના રાજ્ય સંચાલન ઉપર ઘણી જ ઝીણવટથી દેખરેખ રાખે છે. પ્રથમ તો શરૂઆતમાં આમની સભાની બેઠકમાં રાજતંત્ર બાબત પ્રશ્નો પૂછવામાં આવે છે. આ પ્રશ્નો પૂછવાના અધિકારને Right of interpellation કહેવામાં આવે છે. પ્રશ્નો પૂછતાં પહેલાં થોડા દિવસ અગાઉ તે રજૂ કરવા પડે છે. આ પ્રશ્નોના ઉત્તરો પ્રધાનોના મંત્રીઓ તથા નીચેના તાબાના અધિકારીઓ તૈયાર કરી આપે છે. જ્યારે કોઇપણ બાબતમાં સીધો જવાબ ન મળે ત્યારે સભ્યો બીજા તેને લગતા પ્રશ્નો પૂછી શકે છે. પ્રશ્નો ઉપરાંત રાજતંત્રના કામકાજ બાબતમાં ઠરાવો મૂકવામાં આવે છે. સભ્ય કોઇ પણ કાર્ય માટે કે નીતિ માટે ઠરાવ લાવી શકે છે, અને ઠરાવ પર ચર્ચા થાય છે. આ પછી ધારાસભાનું કામ મોકુફ રાખવા માટે દરખાસ્ત મૂકવામાં આવે છે. કોઇપણ ઉપયોગી કામ કે ચર્ચા માટે આ દરખાસ્ત લાવવામાં આવે છે. આવે વખતે લાંબા ભાષણો " કલોઝર "ની રીતથી કાપી નાંખવામાં આવે છે, અને ઘણી વખત આવી દરખાસ્તો માત્ર વાતચીતથી (By being talked out ) ઉડાવી દેવામાં આવે છે. ચોથી પ્રથા એ છે કે કોઇપણ રાજ્યવહીવટની બાબતમાં ટીકા કરવા માટે રાજ્ય તરફથી તે બાબતમાં બધી હકીકત સભા પાસે રજૂ કરવાનું કહેવામાં આવે છે. દરેક સભાની શરૂઆતમાં શહેનશાહ તરફથી જે ભાષણ થાય છે ત્યારે પણ ગવર્મેન્ટની નીતિ બાબત વિવેચન કરવાનો પ્રસંગ મળે છે.

કોઇપણ બાબતમાં, અખબારોમાં તથા જાહેર પ્રજામાં ચાલતી ગવર્મેન્ટની નીતિ કે કામ પરત્વેની ટીકા પર ગવર્મેન્ટ પૂરતું લક્ષ આપે છે. સવાલો, ઠરાવો તથા મોકુફીની દરખાસ્તો દ્વારા ગવર્મેન્ટ પ્રજાની શું માગણી છે તથા પ્રજામતનું વલણ કેવું છે તે જાણી શકે છે. છેવટનું સાધન ઠપકાની

દરખાસ્ત ( Vote of Censure ) છે. પ્રતિપક્ષને એમ ખાત્રી હોય કે રાજ્યપક્ષને તેનાથી રાજીનામું આપવું પડે તેમ લાગે તો જ તેનો ઉપયોગ કરવામાં આવે છે. આમ બ્રિટનમાં પ્રાથમિક ધારાસભા પાસે ઘણી જ અગત્યની અને મહત્વની સત્તાઓ રહે છે. બ્રિટિશ રાજતંત્રમાં આમની સભાનું સ્થાન ઘણું ઉંચું રહે છે. બ્રિટનમાં આમની સભા એ પ્રજાની સર્વોપરી સત્તાનું ખરૂં પ્રતીક બનેલ છે.

## ફ્રાન્સમાં ત્રીજા પ્રજાસત્તાકમાં પ્રાથમિક ધારાસભા

ફ્રાન્સના આધુનિક રાજકીય ફેરફારો પહેલાં ફ્રાન્સની પ્રાથમિક ધારાસભાને Chamber of Deputies ( ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ ) કહેવામાં આવે છે. આ સભામાં સભ્યોની સંખ્યા ૬૨૬ની અને ચૂંટણી સીધી રીતની રહે છે. મતાધિકાર માત્ર પુખ્ત વયના પુરૂષોને જ મળે છે. આ સભાની મુદત ચાર વર્ષની રહે છે. દરેક સભ્યને સારો પગાર આપવામાં આવે છે. ફ્રાન્સમાં પ્રાથમિક સભા ઘણી બળવાન અને સત્તાવાન રહેતી હોવાથી અત્યાર સુધી કારોબારીમંડળો હમેશાં નબળાં અને અસ્થિર રહેતાં. આ સભામાં સભ્યો લેખીત ભાષણો વાંચી શકે છે, પરિણામે કામકાજમાં ઘણો વિલંબ રહે છે. આંહિ પણ બીલ પસાર કરવાની રીતરસમ બ્રિટનને મળતી આવે છે. પ્રથમ ખરડાનાં બે વાંચન થયા બાદ ખરડાઓ કમિટિને મોકલવામાં આવે છે. ફ્રાન્સમાં ધારા ઘડવાનું તથા ખરડાઓ રજૂ કરવાનું ઘણુંખરૂં કામ ખાનગી સભ્યોનું રહે છે. અંદાજપત્ર પહેલાં બજેટ પણ કમીશન પાસે રજૂ કરવામાં આવે છે. આ કમીશનના વિભાગો બનાવવામાં આવે છે, અને વિભાગો બજેટમાં મૂકેલી માગણીઓ વધારી કે ઘટાડી શકે છે. ધારાસભાની નાણાંકીય નીતિ સ્થિર હોય છે. હવે ફ્રાન્સમાં ફેસીસ્ટ તંત્ર દાખલ થયેલ હોવાથી ધારાસભાની સત્તા કેટલી હદ સુધી રહે છે તે હવે પછી નક્કી થશે.

**સ્વીટ્ઝર્લૅન્ડનું ધારામંડળ**

સ્વીટ્ઝર્લૅન્ડના રાજતંત્રમાં ધારામંડળ એ ઘણી બળવાન સંસ્થા છે. આનું કારણ એ છે કે સ્વીસ લોકો સંખ્યામાં ઘણા ઓછા છે અને સીધી રીતે રાજ્યસત્તા ચલાવવાથી ટેવાયેલા રહે છે. ધારાસભાના પ્રતિનિધિઓ પણ મતદારોની સંમતિ વિના કાંઈ પણ કરી શકતા નથી. ફેડરલ ધારામંડળમાં બે ધારાસભાઓ રહે છે, જ્યારે દરેક પરગણામાં એક ધારાસભા રહે છે. ફેડરલ પ્રાથમિક સભામાં ૧૮૭ સભ્યો ચાર વર્ષ માટે ચૂંટાય છે. દરેક પરગણા તરફથી કેટલા પ્રતિનિધિઓ આવે તે પ્રજા પોતે નક્કી કરે છે. ફ્રાન્સની જેમ મતાધિકાર માત્ર પુખ્ત વયના પુરુષોને જ આપવામાં આવેલ છે. પ્રાથમિક સભાના સભ્યોને પગાર ફેડરલ ફંડમાંથી મળે છે. ફેડરલ દ્વિતીય સભામાં ૪૪ જેટલા સભ્યો રહે છે. દરેક પરગણામાંથી બે પ્રતિનિધિઓ આ સભામાં આવે છે. આ પ્રતિનિધિઓની ચૂંટણી પરગણાના મતદારો કરે છે અને તેનો પગાર પણ તેઓ જ નક્કી કરે છે. બન્ને ધારાસભાને સમાન સત્તા રહે છે.

કારોબારી પ્રધાનો ધારાસભાના સભ્યો હોતા નથી છતાં પણ ધારાસભામાં બેઠકો લે છે, ચર્ચામાં ભાગ લે છે, ખરડાઓ રજૂ કરે છે, અને સવાલોના જવાબો પણ આપે છે. ટુંકામાં પ્રધાનો ધારાસભાના નેતાઓની જેમ કામ કરે છે. કોઈપણ સભ્ય ખાનગી રીતે ખરડો કોઈપણ ધારાસભામ દાખલ કરી શકે છે. સ્વીસ ફેડરલ ધારામંડળને ધારાકીય કામ ઉપરાંત કારોબારી અને ન્યાયખાતાનું કામ પણ કરવાનું રહે છે. આ ધારામંડળને પ્રધાનો, જડજો, અને બીજા અમલદારોને ચૂંટવાના રહે છે. ધારામંડળ પ્રધાનો તથા બીજા અમલદારો અને નોકરિયાતો પર દેખરેખ રાખે છે. અ અમલદારોને દર વર્ષે ધારાસભા પાસે તેમના ખાતાનો વાર્ષિક અહેવાલ પણ રજૂ કરવાનો રહે છે.

**યુનાઇટેડ સ્ટેટ્સની પ્રાથમિક ધારાસભા**

યુનાઇટેડ સ્ટેટ્સના ફેડરલ ધારામંડળને કૅાન્ગ્રેસ તરીકે ઓળખવા

આવે છે, અને આ ધારામંડળના સભ્યોને કોન્ગ્રેસમેન કહેવામાં આવે છે.

પ્રાથમિક ધારાસભાને House of representatives કહેવામાં આવે છે. આ પ્રાથમિક ધારાસભામાં ૪૩૫ સભ્યો રહે છે. સભ્યોની લાયકાતમાં માત્ર ૨૫ વર્ષની ઉમર અને રહેઠાણ બન્ને રહે છે. સભ્યોને પગાર પણ આપવામાં આવે છે. પ્રાથમિક ધારાસભાને બંધારણમાં ઘણી સત્તાઓ આપવામાં આવેલ છે. પણ આજે સેનેટ (દ્વિતીય ફેડરલ ધારાસભા) પ્રાથમિક ધારાસભા કરતાં વધુ સત્તા ભોગવે છે. આનાં કારણોમાં ખાસ કરીને પ્રાથમિક ધારાસભાના સભ્યોની પ્રાંતિયતા જવાબદાર છે તેમ કહેવામાં આવે છે. આ ધારાસભાના સભ્યો પોતે દેશના પ્રતિનિધિઓ કરતાં પોતે પ્રાંતના પ્રતિનિધિઓ છે, અને તેઓ માત્ર પ્રાંતના હિત તથા અધિકારોના સંરક્ષણ પૂરતા જ જવાબદાર છે તેમ માને છે. જ્યારે સેનેટના સભ્યોનું દૃષ્ટિબિન્દુ વધુ વિશાળ રહે છે. સેનેટ પરદેશ નીતિ તરફ વધુ લક્ષ આપે છે. ઉપરાંત પ્રાથમિક ધારાસભાની મુદત બે વર્ષની રહે છે અને એકનો એક સભ્ય ફરીવાર ચૂંટાઈ શકાતો નથી તેથી કરીને પ્રાથમિક ધારાસભાના સભ્યોનું દૃષ્ટિબિન્દુ સંકુચિત રહે છે. જ્યારે સેનેટની મુદત ૬ વર્ષની છે અને સેનેટની આખી સંસ્થા કદાપિ બરખાસ્ત થતી નથી. આ સિવાય પ્રાથમિક ધારાસભામાં કારોબારીના સભ્યોનો અભાવ અને ધારાસભામાંથી કારોબારીના સભ્યો ન ચૂંટાઇ શકે તે કારણો પણ ધારાસભાની વૃત્તિ ઉપર અસર કરે છે. સભ્યોને વહીવટના ખરા પ્રશ્નોની માહિતી અને મુશ્કેલીઓની ખબર રહેતી નથી. ધારાસભાના માત્ર નેતાઓ જ અધિકારીઓના સંસર્ગમાં આવે છે. ઘણી વખત પ્રમુખની નામંજૂરીની સત્તાને લઇને પણ સભ્યો બરાબર નેકદીલીથી અને દરકારપૂર્વક કામ કરતા નથી, કારણ કે તેઓ જાણે છે કે પ્રમુખ તેમના ઠરાવને નામંજૂર કરશે. આ ઉપરાંત વરિષ્ઠ અદાલત ( Supreme Court ) કોઇપણ ધારો બિનબંધારણીય છે તેમ જાહેર કરી શકે છે. આ સત્તા ધારાસભાની સત્તાની ઉપરવટ રહી શકે છે. જ્યારે

ધારાસભા, કારોબારી, અને સંયોજીત રાજ્યોમાં એક પક્ષ બહુમતી ધરાવતો હોય ત્યારે બધું કામકાજ સરળ થઈ પડે છે. પણ જો રાજ્યપક્ષ બરાબર બહુમતી ધરાવતો ન હોય તો પછી રાજતંત્રના કામમાં ઘણો વિક્ષેપ આવે છે. જો પ્રમુખની ચાર વર્ષની મુદત દરમ્યાન પ્રાથમિક ધારાસભામાં વિરોધી પક્ષની બહુમતી થાય તો રાજતંત્રમાં રાજકીય મડાગાંઠ ઉદ્‌ભવે છે. પણ પક્ષ વ્યવસ્થાને અંગે આવી મડાગાંઠો ભાગ્યે જ ઉદ્‌ભવે છે.

પ્રાથમિક ધારાસભાના પ્રમુખ એ પ્રધાન મંડળના સભ્ય જેવી સત્તાઓ ભોગવે છે અને ધારાસભાનું કામકાજ તેના પ્રમુખપણા હેઠળ થાય છે. બહુમતી પક્ષના તે નેતા રહે છે, અને ધારાસભામાં નાણાંકીય, ધારાકીય, અને વહીવટી બાબતોમાં તે દેખરેખ રાખે છે. બહુમતી પક્ષમાં આ પ્રમુખ સિવાય બીજા ઘણા કાર્યકર્તાઓ રહે છે. જો પ્રમુખ પક્ષના કાર્યક્રમમાં ડખલગીરી કરે છે તો પક્ષનો કાર્યક્રમ કમિટિઓના પ્રમુખ દ્વારા અમલમાં મૂકવામાં આવે છે.

### કોન્ગ્રેસ કમિટિઓ

યુનાઇટેડ સ્ટેટસની પ્રાથમિક ધારાસભા કાયદા ઘડવાને બદલે કેટલાક કાયદાઓને રદ કરવાનું કામ વધુ કરે છે. આ કારણથી કોંગ્રેસ અને સેનેટના સભ્યોની જુદી જુદી કમિટિઓ કરવામાં આવે છે, અને દરેક કમિટિ રાજ્ય-વહીવટના કોઇ પણ ખાતાને લગતી રહે છે. ધારાસભા સમક્ષ અસંખ્ય ખરડાઓ રજૂ થાય છે. કોઈ વાર ૧૦,૦૦૦ જેટલા ખરડાઓ રજૂ થાય છે. આ બધામાંથી માત્ર ૫% કે ૧૦% જેટલા ખરડાઓ કમિટિમાંથી બહાર આવે છે. કમિટિઓને આ બધા ખરડાઓમાંથી સારા અને પ્રજાહિતને વધુ કામ લાગે તેવા ખરડાઓ ચૂંટવાનું કામ રહે છે. કમિટિએ પસંદ કરેલામાંથી માંડ ચોથા ભાગના ખરડાઓ પસાર થવાનું ભાગ્ય પ્રાપ્ત કરે છે.

કમિટિઓમાં એકપક્ષના સભ્યો બધું કામકાજ કરે છે. કમિટિ ચૂંટવાનું કામ પ્રમુખ કરે છે, અગર તો બહુમતી પક્ષ નક્કી કરે છે. દરેક ધારાસભામાં

૬૦ જેટલી કમિટિઓ રહે છે, અને ખાસ મહત્વની કમિટિઓમાં પક્ષને વફાદાર હોય તેવા જ માણસોને રાખવામાં આવે છે. અમેરીકામાં ધારાસભાનું ઘણુંખરૂં કામકાજ કમિટિ દ્વારા થાય છે, અને ધારાસભામાં કામ કરવાનું તો ઘણું થોડું રહે છે. ફ્રેન્ચ કમિટિઓની જેમ આંહિ પણ સાક્ષીઓ બોલાવવામાં આવે છે, અને તેમની પાસેથી ઝીણામાં ઝીણી વિગતોની તપાસ કરવામાં આવે છે. આ કમિટિઓની પાછી પેટાકમિટિઓ રહે છે. બન્ને ધારાસભાની સંયુકત સભાને Conference Committee (કોન્ફરન્સ કમિટિ) કહેવામાં આવે છે.

નાણાખાતાને લગતી બે કમિટિઓ રહે છે, જે કમિટિ ઓફ વેઇઝ એન્ડ મીન્સ (Committee of ways and means) અને કમિટિ ઓફ એપ્રોપ્રીએશન્સ (Committee of appropriations) કહેવાય છે, અને તેની ઘણી લાગવગ રહે છે. આ બે કમિટિના દરેક માટે ચાર કે પાંચ સભ્યોની બનેલી નવ પેટા કમિટિઓ રહે છે. દરેક ખાતાનાં અંદાજપત્રના આંકડાઓ કારોબારી તૈયાર કરે છે, અને આ દરેક ખાતાને લગતી કમિટિઓના પરિચયમાં તેઓ રહે છે. દરેક ખાતાના વડાઓને કમિટિ રૂબરૂ જે મંગાવે તે દસ્તાવેજો તથા હકીકતો લઇને હાજર થવાનું રહે છે. કમિટિ અંદાજપત્રના આંકડાઓ તથા ખર્ચ કે આવકની માગણીમાં ફેરફાર કરી શકે છે.

## દ્વિતીય ધારાસભા (Second chamber)

### દ્વિતીય ધારાસભાનો ઉદ્ભવ

દ્વિતીય ધારાસભાને બહુધા રાજસભા કહેવામાં આવે છે. દ્વિતીય ધારાસભાનો ઉદ્ભવ ઐતિહાસિક છે. આજે ઘણા દેશનાં બંધારણોમાં જોશું તો બે ધારાસભાઓ જોવામાં આવે છે. મધ્યયુગી રાજ્યોનું આ સભા એ આનુવંશિક અવશેષ છે. પરંતુ સમય જતાં આ ધારાસભાના અસ્તિત્વ માટે

રાજકીય સિદ્ધાંતો પણ શોધી કાઢવામાં આવેલ છે. શરૂઆતમાં રાજ્યસત્તા ઉમરાવોના હાથમાં હતી. અને તે મધ્યમ તથા ગરીબવર્ગના લોકોના હાથમાં સંપૂર્ણ રીતે જતી હોવાથી તે અટકાવવા માટે દ્વિતીય ધારાસભાની શરૂઆત થાય છે. ઉપરાંત જ્યારે આમજનતાના હાથમાં રાજ્યસત્તા ગઇ ત્યારે ઉમરાવો તરફથી માગણી કરવામાં આવી કે ઉમરાવો એ રાજ્યબંધારણ તથા રાજ્ય-પ્રણાલિકાઓના નૈસર્ગિક સંરક્ષકો હોવાથી તેને માટે એક જુદી ધારાસભા હોવી જોઇએ.

## બે ધારાસભા પધ્ધતિ

બે ધારાસભા રાખવા માટે મુખ્યત્વે કરીને ચાર કારણો આપવામાં આવે છે. પ્રથમ લોકપ્રતિનિધિ સભાના વધુ પડતા ઉત્સાહી પ્રતિનિધિઓના ઉતાવળિયાપણા ઉપર દ્વિતીય ધારાસભા એક અંકુશ તરીકે કામ કરે છે. નીચેની ધારાસભા કરતાં જુદી દૃષ્ટિથી પ્રશ્નની છણાવટ જરૂરી રહે છે. રાજ્યના કાયદા બાબત વધુ ચર્ચા અને વિવેચન થાય તે વધુ ઇચ્છવા યોગ્ય છે. બીજું કારણ એ છે કે દ્વિતીય ધારાસભાનું અસ્તિત્વ લઘુમતીના હકોના સંરક્ષણ પૂરતું પણ જરૂરી છે. દ્વિતીય ધારાસભા હોવાથી કોઈ પણ ધારો પસાર થતાં પહેલાં તેમાં રહી ગયેલ ખામીઓ તથા ભૂલચૂક સુધારવા માટે અવકાશ રહે છે. ચોથું કારણ ઘણું વ્યાજબી લાગે છે અને તે ફેડરલ રાજ્યતંત્રોમાં સંયોજીત રાજ્યોના વ્યક્તિગત હિત તથા પ્રતિનિધિત્વ માટે તો આ દ્વિતીય ધારાસભાની ખાસ જરૂરિયાત જણાય છે. નીચેની ધારાસભા જે લોક પ્રતિનિધિઓથી બનેલી હોય છે તે પ્રજા સમગ્રનું હિત જાળવે છે પણ જુદા જુદા વિભાગો જે ફેડરેશનમાં જોડાયા હોય તેમના હક્ક હિતોનું સંરક્ષણ કરવા માટે એક ખાસ ધારાસભાની આવશ્યકતા રહે તે આ બીજી ધારાસભાથી પૂરી પડે છે.

પ્રજાતંત્રવાદી રાજ્યોમાં ઉપરની ધારાસભાનું કામ માત્ર પ્રજાના ચૂંટાયેલા નીચેની ધારાસભાના ઉતાવળિયાપણા ઉપર અંકુશ મૂકવા પૂરતું હોય

તો તે બાબતમાં ઘણો જ મતભેદ રહે છે. આજના યુગમાં જ્યારે પ્રજામત જાણવાના ઘણા ઉપાયો અને રસ્તાઓ છે ત્યારે બીજી ઉપરની સભાની પ્રજાના ખરા અને વિશાળ હિતોના સંરક્ષક તરીકેની દલીલ વ્યાજબી હોય તેમ જણાતું નથી. આજે કોઇપણ રાજતંત્ર કોઇપણ ધારો પસાર કરતાં પહેલાં તે બાબતનો પ્રજામત શરૂઆતમાં જ જાણી લે છે. ઘણીવાર ઉપરની સભામાં ખરડાની નાહક રૂકાવટ તથા નકામા અંતરાયોથી નીચેની ધારાસભાની તમામ મહેનત વ્યર્થ અને અફળ જાય છે. આજે પ્રજાતંત્રવાદી રાજ્યોમાં ઉપરની ધારાસભા અને નીચેની ધારાસભામાંથી કોઈ પણ ધારો પસાર થતાં પહેલાં જે વિલંબ જોવામાં આવે છે તે કંટાળાજનક છે. દાખલા તરીકે બ્રિટનમાં પ્રાથમિક શિક્ષણનો ખરડો ૪૦ વર્ષ સુધી ચર્ચાયો હતો, અને ટ્રેઇડ યુનિયનના હક્કો બાબત ૫૦ વર્ષ સુધી ચર્ચા ચાલી હતી. અમુક સુધારાઓ માટે વર્ષો સુધી અખબારો તથા પુસ્તકો વગેરેમાં ચર્ચાઓ ચાલે છે, અને પછી તેની તપાસ માટે શાહી કમીશનો નીમવામાં આવે છે. આવા સંજોગોમાં ઉપરની સભા નીચેની ધારાસભાના ઉતાવળિયાપણા ઉપર અંકુશ તરીકે રાખવામાં આવેલ છે તે દલીલ વ્યર્થ લાગે છે.

લઘુમતીના સંરક્ષણ માટે બીજી સભા રાખવામાં આવે છે તે વાતમાં પણ વજૂદ નથી. દેશમાં જેટલી લઘુમતીઓ હોય તે દરેકને માટે એક એક ધારાસભા સ્થાપવી તે અશક્ય વાત છે. આમ ન હોય તો પણ લઘુમતીના હિતોનું સંરક્ષણ કરવા માટે પ્રથમ નીચેની ધારાસભામાં પ્રતિનિધિત્વ આપવામાં આવેલ હોય છે. ભૂલચૂક તથા ખામીઓ સુધારવા માટેના અવકાશ માટે બીજી ધારાસભાનું અસ્તિત્વ હોય તો દરેક ખરડો હોશિયાર અને નિષ્ણાત મુત્સદ્દી ઘડનારાઓ બનાવે છે, અને આજે જે રીતે ઉપરની ધારાસભાનું બંધારણ જોવામાં આવે છે તેમાં આ કાર્ય શક્ય બનતું નથી. બીજી ઉપરની ધારાસભાનું બંધારણ ગમે તેટલું પ્રજાના પ્રતિનિધિત્વવાળું હોય તો પણ તે પ્રથમ ધારાસભા કરતાં ખરડા વધુ સારી રીતે શકે છે અગર તો સુધારી શકે છે તે માનવાને કારણ નથી.

ફેડરલ તંત્રમાં ઉપરની ધારાસભાની જરૂર રહે તે બરાબર છે. પરંતુ અહિ પણ દ્વિતીય ધારાસભાની ખાસ જરૂરિયાત રહેતી નથી. કારણ કે સંયોજીત રાજ્યોને પોતાનાં જુદાં રાજતંત્રો હોય છે અને દરેકને જુદું લેખીત બંધારણ હોય છે. ઉપરાંત ફેડરલ બંધારણમાં બન્ને તંત્રોની સત્તાનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો હોય છે, અને વરિષ્ઠ અદાલત આ સત્તા બાબતમાં તકરાર કે મતભેદ થવા પામે તો ચૂકાદો આપી શકે છે.

## દ્વિતીય અગર ઉપરની ધારાસભાની રચના

જો દ્વિતીય સભા અનિવાર્ય જણાય તો બન્ને ધારાસભાની એવી રીતે રચના કરવી જોઇએ કે જેથી કરીને એકબીજાને મદદરૂપ રહે. (૧) બ્રિટન તથા જાપાનમાં આનુવંશિક પ્રથા પ્રમાણે ઉમરાવ વર્ગમાંથી ઉમરાવોના વારસદારોને ઉત્તરોત્તર સ્થાન મળતું આવે છે. (૨) કેનેડા તથા ઇટલીમાં જન્મથી ઉપસ્થિત થતી ઉમરાવશાહીથી નહિ પણ ઉમર, ચારિત્ર્ય, બુદ્ધિ અને પ્રમાણિક સેવાને અગે ઉપરની સભામાં આજીવન સભ્યો બને છે. આ યોજનાથી ઉપરની સભામાં નિવૃત્ત થયેલા લશ્કરી અમલદારો, જાહેર નોકરિયાતો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, સાહિત્યકારો વગેરે સભ્યો તરીકે આવે છે. (૩) આ ઉપરાંત બ્રિટનમાં ઉપરની સભામાં કેટલાક બિનઅધિકારી સભ્યો જેવા કે બીશપ, લોર્ડ ચીફ જસ્ટીસ વગેરેની નિમણૂક થાય છે. બ્રિટન તથા બીજા ઘણા દેશોમાં ઉપરની સભામાં ધર્માધ્યક્ષો તથા પાદરીઓને પ્રતિનિધિત્વ આપવામાં આવે છે. યુરોપમાં ધર્મ અને મૂડીવાદ તથા ઉમરાવશાહીને ઘણાં વર્ષોથી દોસ્તી બંધાયેલ છે. (૪) ઉપરની સભામાં આડકતરી ચૂંટણી હોય છે અગર સીધી ચૂંટણી રહે છે. આ સભા માટેના મતદારની લાયકાતોમાં ફેરફાર રહે છે. જ્યારે આ સભા માટે સીધી ચૂંટણી રાખવામાં આવેલ હોય છે ત્યારે અમુક વર્ષને અંતરે આ સભ્યોમાંથી અમુક સંખ્યામાં સભ્યો નીકળી જાય છે અને તેને બદલે બીજા ચૂંટાય છે. આ સિવાય

બીજી સભા માટે મિલ્કતની ઘણી ઉંચી લાયકાતના ધોરણે પણ સીધી ચૂંટણી રાખવામાં આવેલ હોય છે.

## ઉપરની ધારાસભાનો નીચેની ધારાસભા સાથેનો સંબંધ

દરેક રાજ્યમાં દ્વિતીય ધારાસભાને પ્રાથમિક ધારાસભા જેટલી સત્તા હોતી નથી. યુનાઇટેડ સ્ટેટસ સિવાય દરેક દેશમાં ઉપરની ધારાસભા એ પ્રાથમિક ધારાસભાથી ઉતરતી પંક્તિની રહે છે. કેટલાક દેશોમાં દ્વિતીય સભાને ધારાકીય ઉપરાંત કેટલુંક કારોબારી અને ન્યાય વિષયક કામકાજ કરવાનું રહે છે. દ્વિતીય ધારાસભાની સત્તાના નીચે પ્રમાણે ત્રણ વિભાગો પાડી શકાય છે.

### (૧) ખરડાઓ દાખલ કરવા અને તે ફરી તપાસવા માટેની સત્તા

ઘણા દેશમાં ઉપરની સભાને ખરડાઓ દાખલ કરવા તથા તપાસ કરવા માટે પ્રથમ સભા જેટલા જ હક્કો હોય છે. પણ જ્યારે ઉપરની સભામાં આનુવંશિક ઉમરાવો તથા આજીવન સભ્યો હોય છે ત્યારે આ સભા પ્રથમ ધારાસભાથી ચડિયાતી થવાની માગણી કરી શકતી નથી.

### (૨) નાણાકીય સત્તા

નાણા બાબતોમાં પ્રથમ સભાને સર્વોપરી સત્તા રહે છે. ઘણા દેશમાં બીજી સભાને નાણા બાબતોમાં જરા પણ સત્તા રહેતી નથી.

### (૩) કારોબારી અને રાજ્ય વહીવટ ઉપરની સત્તા

આ સત્તા ઉપરની સભા બે રીતે વાપરી શકે છે. પ્રથમ તો કારોબારી તરફથી પ્રથમ સભામાં દાખલ થયેલા ખરડાઓ બીજી સભા કાઢી નાખે, જેનો અર્થ કારોબારીને રાજીનામુ આપવું અગર તો પ્રથમ ધારાસભાને બરખાસ્ત કરવી તેમ થાય. બ્રિટનમાં ઇ. સ. ૧૯૧૧ સુધી ઉમરાવની સભાને આવી સત્તા હતી. પણ હવે તે સત્તા છીનવી લેવામાં આવેલ છે. બીજામાં

ઉપરની સભામાંથી કારોબારીમાં સભ્યો મોકલાય છે. કારોબારીમાં તો ઘણી વખત બન્ને ધારાસભામાંથી સભ્યો ચૂંટાઇ આવે છે.

### બન્ને ધારાસભા વચ્ચેની મડાગાંઠ

બન્ને ધારાસભા વચ્ચે સ્પર્ધા અને સત્તાની હરિફાઇને અંગે ઘણી વખત કોઈ પ્રશ્નને માટે મડાગાંઠો ઉપસ્થિત થાય છે અને થયેલ પણ છે. જ્યારે આમ થાય ત્યારે તેનો બંધારણમાં ઉકેલ પણ કરવામાં આવેલો હોય છે. આ ઉકેલ માટે કાં તો બન્ને ધારાસભાની એક સંયુક્ત બેઠક બોલાવવામાં આવે અગર તો જે બાબતમાં મડાગાંઠ થઇ હોય તે ઝઘડો પ્રજા સમક્ષ મૂકવામાં આવે અને તેના પર પ્રજામત લેવામાં આવે, અગર તો બન્ને ધારાસભાને એકી સાથે બરખાસ્ત કરવામાં આવે. બ્રિટનમાં ઇ. સ. ૧૯૧૧ના બનેલા બનાવો પછી હવે ઘણાખરા દેશોમાં બીજી સભાની સત્તા ઘણી હલકી અને ઉતરતી કરી નાખેલ હોય છે કે જેથી ભવિષ્યમાં આની ડખલ-ગીરી થઈ શકે નહિ.

### એકધારાસભા પધ્ધતિ (Unicameral Legislature)

ઉપરની ધારાસભા ઘણીવાર મૂડીદારો અને સ્થાપિત હિતોવાળાની કિલ્લેબંદી બને છે અને ઘણીવાર તેના પ્રગતિ વિરોધક વલણને લઇને પ્રજામાં તે ખૂબ અપ્રિય બને છે. આજના રાજકારણમાં એકધારાસભા પદ્ધતિ પર સવિશેષ ભાર મૂકવામાં આવે છે અને તે વધુ પસંદ કરવામાં આવે છે. અગાઉ બેન્જામીન ફ્રેન્કલીન, સેમ્યુઅલ એડમ્સ, અને ટામપેઇન તથા ટર્ગોટ વગેરે મુત્સદીઓ એકધારાસભા પદ્ધતિના હિમાયતીઓ હતા. ફ્રેન્ચ વિપ્લવ પછીના કેટલાક બંધારણીય પ્રયોગો ફ્રાન્સમાં થયા તેમાં એક-ધારાસભા રાખવામાં આવી હતી. ગતમહાયુદ્ધ પછીનાં કેટલાંક નવાં રાજ્યો જેમકે બલ્ગેરીયા, ઇસ્ટોનિયા, લેટવિયા, યુગોસ્લાવિયા, અને ફીનલેન્ડ વગેરેમાં એક જ ધારાસભા જોવામાં આવે છે. સ્પેઇનમાં પણ આજે એક ધારાસભા છે. અમેરીકામાં ઉપરની ધારાસભા નાબૂદ કરવા માટે ઘણા પ્રયત્નો થયા છે.

કેનેડાના કેટલાક પ્રાન્તોમાં જ્યાં પ્રથમ બે ધારાસભા હતી ત્યાં આજે એક ધારાસભા કરી નાખવામાં આવેલ છે. યુનાઇટેડ સ્ટેટસમાં કેટલાંક રાજ્યોમાં જ્યાં બેને બદલે એક ધારાસભા થયેલ છે ત્યાં એક ધારાસભાથી વધુ સુગમતા થયેલ છે તેમ જણાવવામાં આવે છે. આજે આયર્લેન્ડમાં પણ એક જ સભા છે.

ઉપરની ધારાસભા અંતરાય રૂપ છે તે બાબતમાં Abbe Sieyes (એબે સીયસ) નામના ફ્રેન્ચ લેખક કહે છે કે " If it is in agreement with the primary house it is superfluous; if it disagrees, it is obnoxious. [જો ઉપરની ધારાસભા પ્રથમ ધારાસભાના મતને મળતી આવે તો નકામી છે તેમ નક્કી થાય છે, અને જો તે અસંમત થાય તો તે અંતરાયરૂપ છે.] આમ બેઉ રીતે ઉપરની સભા નકામી છે તેમ જણાય છે.

હિન્દમાં તો મધ્યસ્થતંત્રમાં પ્રથમથી જ બે ધારાસભાઓ રાખવામાં આવેલ છે. આજે ઘણાખરા પ્રાન્તોમાં પણ બે ધારાસભાઓ જોવામાં આવે છે. હિન્દની ઉપરની મધ્યસ્થ ધારાસભા જે રાજસભા કહેવાય છે તેની રચના એવી રીતે થયેલ છે કે તેમાં રાજ્યોના પ્રતિનિધિઓ, જમીનદારો, અમીરો, ઉમરાવો, મૂડીદારો, અને સરકાર પક્ષના માણસોનું તત્ત્વ એટલું બધું વિશાળ રહે છે કે આ સભાનો હેતુ પ્રજાતંત્રવાદના ઝડપી વિકાસમાં અંતરાય માટે રાખવામાં આવેલ હોય તેમ જણાય છે.

### યુનાઇટેડ સ્ટેટસની દ્વિતીય ધારાસભા ( Senate )

યુનાઇટેડ સ્ટેટસમાં દ્વિતીય ધારાસભાને સેનેટ કહેવામાં આવે છે. આ ધારાસભા જેટલી સત્તાવાન છે તેટલી જગતની કોઇપણ ઉપરની ધારાસભા સત્તાવાન નથી. કાયદા ઘડવાના કામકાજમાં પણ શરૂઆતમાં બંધારણ ઘડનારાઓનો એવો ઇરાદો હતો કે થોડા સભ્યોની બનેલી સેનેટ સ્વતંત્ર ધારાસભા કરતાં પ્રમુખની મદદનીશ અને સલાહકારી સભા રહે. આ

સેનેટની સત્તા અને કામકાજ જોતાં બંધારણકર્તાઓની આ ઉમેદ પાર પડી હોય તેમ જણાય છે. ઇ. સ. ૧૭૮૯ પછીના સુધારાએ અને પ્રથાઓથી સેનેટની સત્તા ઘણી વધેલ છે.

સેનેટમાં ૪૮ સંયોજીત રાજ્યના ૯૬ પ્રતિનિધિઓ ચૂંટાઇને આવે છે. દરેક રાજ્ય દીઠ બે પ્રતિનિધિઓ મોકલવામાં આવે છે. સેનેટના સભ્યને સેનેટર કહેવામાં આવે છે. સેનેટ ૬ વર્ષ સુધી ચાલે છે. જ્યારે પ્રાથમિક ધારાસભાની મુદત બે વર્ષની રહે છે. દર બે વર્ષે સેનેટના સભ્યોનો ત્રીજો ભાગ એટલે ૩૨ સભ્યો જે ૭ વર્ષ સુધી સેનેટમાં રહ્યા તે નીકળી જાય અને નવાની ચૂંટણી થાય છે. કોઈ પણ સભ્ય ફરી વખત ચૂંટાઈ શકે છે. સેનેટના સભ્ય થવા માટે ઉમર ૩૦ વર્ષની જોઇએ છીએ. પણ વાસ્તવિક રીતે સેનેટમાં ઘણી વૃદ્ધ ઉમરના માણસો જોવામાં આવે છે. તેઓની સરેરાશ ઉમર ૫૦ વર્ષની ગણાય છે.

કાયદેસર રીતે બન્ને ધારાસભાની સત્તા સરખી છે. પરંતુ યુનાઇટેડ સ્ટેટસની ઉપરની સભા ખરેખર ઉપરવટ રહે છે, કારણ કે આ સભા પ્રમુખની પરદેશનીતિ પર અંકુશ તથા દેખરેખ રાખવાનું કામ કરે છે, એટલું જ નહિ પણ પ્રમુખ જે નિમણૂકો કરે છે તેમાં તેનો સક્રીય ભાગ હોય છે. આ સભાના વડા તરીકે યુનાઇટેડ સ્ટેટસ સમસ્તના ઉપપ્રમુખ કામ કરે છે, જે પ્રમુખથી બીજે નંબરે રહે છે. ઉપપ્રમુખની ચૂંટણી પણ પ્રમુખની ચૂંટણી વખતે જ થાય છે.

ઈ. સ. ૧૯૧૩ ના સુધારાથી સેનેટની ચૂંટણીમાં ફેરફાર કરવામાં આવેલ છે. ૧૯૧૩ સુધી આ સભામાં સભ્યો આડકતરી ચૂંટણીથી આવતા અને ચૂંટનારાઓ સંયોજીત રાજ્યોની ધારાસભાના સભ્યો રહેતા. ૧૯૧૩ના ૧૭ મા સુધારાથી આ ચૂંટણીને આડકતરીને બદલે સીધી રાખવામાં આવેલ છે, જેથી આજે સેનેટના સભ્યો જુદા જુદા રાજ્યોના કરતાં પ્રજા સમસ્તના પ્રતિનિધિઓ તરીકે આવે છે.

સેનેટના કામકાજના ત્રણ વિભાગો રહે છેઃ-(૧) ધારાવિષયક, (૨) કારોબારી અને (૩) ન્યાયને લગતા આ વિભાગો છે.

### (૧) ધારાકીય કામકાજ

પ્રાથમિક ધારાસભાની જેમ સેનેટમા ઘણી કમિટિઓ રહે છે. આ કમિટિઓમાં સભ્યો સ્વાભાવિક રીતે થોડા રહે છે. આ કમિટિઓ સીવીલ સર્વીસ એટલે સનંદી નોકરીયાતોના સંસર્ગમાં રહે છે. કમિટિઓ દરેક ખાતાના ઉપરી પાસેથી તે ખાતાને લગતો રિપોર્ટ માગી શકે છે. બ્રિટનની જેમ અમેરીકામાં પણ નાણાને લગતા બધા ખરડા નીચેની ધારાસભામાં જ રજૂ થઇ શકે છે. પરંતુ સેનેટ તેમાં જોઈતા ફેરફારો સૂચવી શકે છે. સેનેટમાં થોડા પણ અનુભવી સભ્યો હોવાથી સેનેટના કામકાજમાં બહુ વિલંબ થતો નથી.

### (૨) સેનેટની કારોબારી પરની સત્તા

પ્રમુખને એલચીઓ, કોન્સલો, પરદેશ પ્રતિનિધિઓ, પ્રધાનો તથા વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશોની નિમણૂક કરવા માટે સેનેટની મંજૂરી લેવી પડે છે. આજે સેનેટ પ્રમુખને આ નિમણૂકોમાં બહુ ડખલગીરી કરતી નથી. વળતરમાં સેનેટ ઘણી વખત રાજ્યોમાં નાની જગ્યાઓ માટે પોતાની જગ્યાઓ માટે પોતાની લાગવગવાળા માણસોની ભલામણો કરે તો પ્રમુખ ના કહી શકતા નથી. સેનેટની પ્રમુખની નિમણૂકો મંજૂર રાખવાની સત્તાને Senatorial Courtesy ( સેનેટોરીયલ કર્ટસી ) કહેવામાં આવે છે. પરદેશ નીતિમાં પ્રમુખ જે જે સુલેહ અને કરારો પરદેશો સાથે કરે તેને સેનેટના ⅔ જેટલા સભ્યોનું અનુમોદન મળવું જ જોઇએ. આથી કરીને પ્રમુખ પરદેશનીતિ બાબત હમેશાં સેનેટને પોતાના વિશ્વાસમાં રાખે છે. આથી કરીને પરદેશ નીતિ બાબતની સેનેટની કમિટિને પરદેશો સાથે થતી વાટાઘાટથી પરિચીત રાખવામાં આવે છે, અને વ્યક્તિગત રીતે સેનેટના સભ્યોને પરદેશમાં યુનાઇટેડ સ્ટેટસના પ્રતિનિધિ તરીકે પણ જવા દેવામાં

સેનેટની પરદેશ નીતિ પરની સત્તા ઘણી જ મહત્વની રહે છે. સેનેટની આ સત્તાથી ખટપટ અને અપ્રમાણિક વ્યવહારને સ્થાન રહેતું નથી. ખુલ્લી ચર્ચાઓથી પ્રજામાત્રને બધી ખબર પડે છે અને તેથી પરદેશ નીતિ સંબંધમાં પ્રજામત પણ કેળવાય છે. પરદેશ નીતિ સંબંધમાં યુનાઇટેડ સ્ટેટસની આ રીત અનુકરણીય ગણાય છે.

### (૩) ન્યાય વિષયક સત્તા

અસાધારણ સંજોગોમાં દેશના પ્રમુખ, ઉપપ્રમુખ, અને અદાલતોના વરિષ્ઠ અધિકારીઓ વગેરે પર કામ ચલાવવા માટે સેનેટ કોર્ટ તરીકે પણ કામ કરે છે. બ્રિટનની જેમ આંહિ પણ પ્રથમ ધારાસભા પ્રોસીક્યુટર તરીકે કામ કરે છે. ચૂકાદો હંમેશ સભ્યોની સંખ્યાના ⅔ ભાગથી આપવામાં આવે છે. ફેડરલ તંત્ર શરૂ થયું ત્યારથી અત્યાર સુધીમાં આવા ૧૦ કેસો ચાલેલ છે.

### ફ્રેન્ચ સેનેટ

ફ્રાન્સના ઉપરની સભાને પણ સેનેટ કહેવામાં આવે છે. ફ્રાન્સનું ત્રીજી પ્રજા સત્તાકનું બંધારણ ઘડવામાં આવ્યું ત્યારે સેનેટને વધુ પ્રમાણમાં સત્તા આપવામાં આવી હતી. ફ્રેન્ચ લોકો બંધારણોના ફેરફારોથી કંટાળી ગયા હતા. ઇ. સ. ૧૮૪૯ માં ફ્રાન્સમાં દ્વિતીય પ્રજાસત્તાક સ્થાપવામાં આવ્યું જેનાથી એક જ ધારાસભા રાખવામાં આવી હતી. પણ ઈ. સ. ૧૮૫૧ ના ફેરફારોથી એક ધારાસભાની પદ્ધતિમાંથી નેતાઓને વિશ્વાસ ઉઠી ગયો હતો. ઇ. સ. ૧૮૭૧ માં જ્યારે ત્રીજું પ્રજાસત્તાક સ્થાપવામાં આવ્યું ત્યારે ઉપરની એક કાયમી ધારાસભા જેમાં નીમાયેલા આજીવન સભ્યો રહે તેમ ગોઠવણ કરવામાં આવી. ઇ. સ. ૧૮૮૪ ના બંધારણીય સુધારાની આ ઉપરની ધારાસભા માટે આડકતરી ચૂંટણી, નવ વર્ષની મુદત, અને દર ત્રણ વર્ષે ⅓ ભાગ સભ્યોમાંથી નીકળી જાય તેવા ફેરફારો કરવામાં આવ્યા. સેનેટમાં ૩૧૪ જેટલા સભ્યો રહે છે. આ સભાના સભ્ય થવા માટે ૪૦ વર્ષની

ઉપરની લાયકાત રાખવામાં આવેલ છે. સેનેટના સભ્યોને સારો પગાર આપવામાં આવે છે, અને સેનેટમાં ઘણા નિવૃત્ત થયેલા પ્રમુખો, પ્રધાનો, અને મોટા અધિકારીઓ આવે છે. આડકતરી ચૂંટણી અને લાંબી મુદતને અંગે સેનેટના સભ્યો પ્રજામતથી અળગા રહે છે અને ઘણીવાર તેમનું વલણ પ્રગતિ વિરોધક હોય છે.

ધારા ઘડવા બાબતમાં સેનેટને પ્રાથમિક ધારાસભા જેટલી જ સત્તા રહે છે. સેનેટમાં કાયદા પસાર કરવાના કાર્યમાં ઘણો વિલંબ થાય છે. નાણા બાબતના ખરડા ઉપર સેનેટને માત્ર ચર્ચાનો જ અધિકાર રહે છે. રાજ્યના ઉપરી અધિકારીઓ ઉપર કામ ચલાવવા સેનેટ અસાધારણ કોર્ટ તરીકે કામ કરે છે. હવે ફ્રાન્સમાં સરમુખત્યારી થતાં બન્ને ધારાસભાને જ્યારે સરમુખત્યાર બોલાવે ત્યારે જ તેઓની બેઠક ભરવામાં આવશે.

## સ્વીટ્ઝર્લૅન્ડની દ્વિતીય ધારાસભા

સ્વીટ્ઝર્લૅન્ડનું બંધારણ ઘડતી વખતે યુનાઇટેડ સ્ટેટસની સેનેટ એ દ્વિતીય ધારાસભા માટે આદર્શ તરીકે રાખવામાં આવેલ હતી. પણ આજે સ્વીટ્ઝર્લૅન્ટમાં આ આદર્શની ઘણી ઓછી વસ્તુ અપનાવવામાં આવેલ છે. આ સભામાં ૪૪ સભ્યો રહે છે. આ બીજી સભા એ પરગણાના પ્રતિનિધિઓથી બનેલી રહે છે. આ સભાની સત્તા પ્રાથમિક સભા જેટલી જ રહે છે.

## નૉર્વેની દ્વિતીય ધારાસભા

આજે નોર્વે જર્મનીથી પદાક્રાંત થયેલ છે, પણ ત્યાંની દ્વિતીય સભાની રચના તથા કાર્યપદ્ધતિ માટે રાજકારણની દૃષ્ટિએ જાણવું આવશ્યક છે. પ્રો. લાસ્કી પણ આ સભાને આદર્શ અને પ્રજાતંત્રવાદી રાજ્યો માટે અનુકરણીય માને છે. નોર્વેમાં આ સભા છેલ્લાં ૧૫૦ વર્ષ થયા કામ કરે છે, અને બધા માણસોને સંતોષ આપેલ છે. આંહિ બીજી ધારાસભાના સભ્યો પ્રથમ ધારાસભામાંથી જ ચૂંટવામાં આવે છે. એક જ ભાગ

આમ બે જુદા જુદા વિભાગો કરવામાં આવે છે. કેટલાંક વહીવટી કામ બાબત આ બે ધારાસભા એકત્ર થઇને કામકાજ કરે છે. બીજી સભા એ પ્રથમમાંથી બનેલ હોય છે એટલે પ્રથમ ધારાસભામાં જે પક્ષ બળવાન હોય તે બીજી ધારાસભામાં પણ બળવાન રહે છે. બીજી ધારાસભામાં કાંઈપણ ખરડો રજૂ થઈ શકે નહિ પણ પ્રથમ ધારાસભાએ મોકલાવેલ ખરડામાં તે ફેરફારો કરી શકે છે અગર તો તેનો અસ્વીકાર કરી શકે છે. કોઈ પણ રીતે બીજી ધારાસભા ત્રણ દિવસથી વધુ વખત પ્રથમ ધારાસભાનો ખરડો રાખી શકે નહિ. જો ઉપરની ધારાસભાએ કરેલા ફેરફારો પ્રથમ ધારાસભાને મંજૂર ન હોય તો બન્ને સભાની એક સંયુક્ત સભા બોલાવવામાં આવે, અને ⅔ સભ્યોની બહુમતી મળે તો તે ખરડો પસાર થયેલો ગણવામાં આવે. આ રીત બીજી ઉપરની સભામાં જે ખરડાના કામકાજમાં વિલંબ થાય છે તે અટકાવવા માટે ઘણી સારી ગણી શકાય. પણ આ સભા જો પ્રથમ સભાનો જ ભાગ હોય તો પછી એક સભાના બે વિભાગો કરી તેમાં જુદી જુદી રીતે કામ થાય તે શક્તિનો વ્યય ગણાય.

## બ્રિટનની ઉપરની ધારાસભા અગર ઉમરાવની સભા

બ્રિટનની ઉપરની ધારાસભાને House of Lords (ઉમરાવની સભા) કહેવામાં આવે છે. આજે આ સભામાં ૭૧૬ જેટલા સભ્યો છે, જેમાં પ્રથમ અંગ્રેજ ઉમરાવો હોય છે, જેમાં પોતાનો ઉમરાવ તરીકેનો હોદ્દો ઉત્તરોત્તર રીતે તેના પ્રથમ પુત્રને મળે છે. આ પછી ૧૬ સ્કોટલેન્ડના, ૨૮ આયર્લેન્ડના ઉમરાવો, ૨૬ પાદરીઓ અને બીજા બેરન્સ રહે છે. અઢારમી સદીના અંત સુધી ઉમરાવની સભા આમની સભા કરતાં ઘણી ઉપરવટની સત્તા ભોગવતી. ઉમરાવો ત્યારે ઘણી જ લાગવગ ધરાવતા અને નાનાં નાનાં પરગણાંઓ તેમના તાબા નીચે હોવાથી આમની સભાના સભ્યો પર તેઓ ઠીક ઠીક લાગવગ પહોંચાડતા. આ વખતે પ્રધાનો જે ઘણાખરા ઉમરાવ વર્ગમાંથી આવતા તે આમની સભાને લાંચ રૂશ્વત તથા લાગવગથી કાબૂમાં રાખતા. પહેલા રીફોર્મ બીલથી બન્ને સભા વચ્ચે ઘર્ષણ શરૂ થાય

છે. સમય જતાં આમની સભા પ્રજામતને વધુ જવાબદાર રહેતી, જ્યારે ઉપરની સભામાં ઉમરાવો અને જમીનદારો હોવાથી પોતાના સ્થાપિત હિતોને હરકત આવે તેવું હોય તોજ તેઓ કામકાજમાં રસ લેતા. તેઓ સ્વભાવે જ પ્રત્યાઘાતીઓ હતા અને આમવર્ગના કલ્યાણમાં તેઓ માનતા નહિ. પરિણામે જ્યારે રૂઢીચૂસ્ત વર્ગ સત્તામાં આવતો ત્યારે તેઓ મદદ કરતા, પણ જ્યારે લિબરલો સત્તામાં આવતા ત્યારે તેઓ અંતરાય રૂપ થતા અને ઘણાં વિઘ્નો નાખ્યા કરતા. ઘણા ખરડાઓનો તેઓ અસ્વીકાર કરતા અગર તો તેમાં ઘણા અનીચ્છનીય ફેરફારો કરતા. ઈ. સ. ૧૮૬૭, ૧૮૮૪, અને ૧૮૮૫ ના મતાધિકારના રીફોર્મ એક્ટસથી પ્રજામત કેળવાતો ગયો અને સામાજીક, આર્થિક, અને ઔદ્યોગિક વિકાસ માટે પ્રજા તરફથી ખૂબ માગણી થવા લાગી. ઇ. સ. ૧૮૬૦ માં નાણાકીય ખરડાને ઉમરાવની સભાએ નામંજૂર કર્યો. ઇ. સ. ૧૬૧૪ થી અત્યાર સુધીમાં કોઈ પણ વખતે ઉમરાવની સભાએ આવું ધૃષ્ટતા ભરેલું કાર્ય કરેલ ન હતું. જ્યારે લિબરલો ઇ. સ. ૧૯૦૬ માં સત્તામાં આવ્યા, ત્યારે તેઓ ઘણા સામાજીક સુધારાઓ દાખલ કરવા માગતા હતા. ઇ. સ. ૧૯૦૯ નું લોઇડ જ્યોર્જનું બજેટ ઉમરાવની સભાએ નામંજૂર કર્યું અને આંહિથી ઉમરાવની સભા સાથે આમની સભાને સીધું ઘર્ષણ ઉભું થયું. ઉમરાવની સભામાં ફેરફારો કરવાના પ્રશ્ન માટે ત્રણ વખત ચૂંટણી થઇ અને છેવટે ૧૯૧૦ માં લિબરલો ને ઉમરાવોની અંતરાય પ્રવૃત્તિને ઓછી કરવાની તક મળી. પરંતુ આ વખતે આઠમા એડવર્ડ ગુજરી જતાં ફરીથી ચૂંટણી થઇ અને ઈ. સ. ૧૯૧૧ માં પાર્લામેન્ટ એક્ટ પસાર કરવામાં આવ્યો, જેથી રાજા ખરડો પસાર કરવા માટે ગમે તેટલા નવા ઉમરાવો ઉભા કરી શકે તેમ નક્કી થયું. ૧૯૧૧ ના કાયદાએ બ્રિટનમાં પ્રજાતંત્રવાદી સત્તા વધારી. ઉમરાવની સભાને નાણાકીય ખરડા બાબતમાં કાંઈ પણ સત્તા રહેતી નથી. કોઇ પણ ખરડો નાણાકીય છે કે નહિ તે નિર્ણય આમની સભાના પ્રમુખ કરે છે.

હજુ પણ ઉમરાવની સભા આમની સભાનો ખરડો બે વર્ષ સુધી રાખી મૂકી શકે. ઉમરાવની સભાએ અસ્વીકાર કરેલો ખરડો જો આમની સભા ત્રણ બેઠકો દરમ્યાન બે વર્ષની મુદતમાં ત્રણ વખત પસાર કરે તો તે રીતસર કાયદા તરીકે પસાર થયેલ ખરડો ગણાય છે. કોઈ પણ ખરડો અટકાવી રાખવાની ઉમરાવની સભાની આ સત્તા પણ આજે બધાને સાલે છે. કારણ કે આ સત્તાથી હજુ પણ ઉમરાવો ધારે તો ઘણાં અંતરાયો ઉભાં કરી શકે તેમ છે. મજૂરપક્ષ આવ્યા બાદ ઉમરાવની સભાની આ સત્તા ઓછી કરવા માટે ગંભીરતાપૂર્વક ચર્ચાઓ કરવામાં આવી હતી અને તે બાબત ઇ. સ. ૧૯૮૧૮–૧૯ માં વાઇકાઉન્ટ બ્રાઇસના પ્રમુખપણા નીચે કમીશનની નિમણૂક પણ કરવામાં આવી હતી. રૂઢીચૂસ્ત પક્ષ આ ઉમરાવ સભાને હજુ પણ જાળવી રાખવા માગે છે. યુરોપમાં ક્યાંય નહિ તેમ આજે આ યુગમાં પણ માત્ર ઇંગ્લેન્ડે પ્રાચીન ઉમરાવશાહીનાં જૂનાં અવશેષો જાળવી રાખેલ છે, અને ત્યાં હજુ પણ તેને અબાધિત રાખવામાં આવેલ છે.

### ઓસ્ટ્રેલીયાની દ્વિતીય સભા

આ સભાને ઉપરની સભા ( Upper House ) કહેવામાં આવે છે. ઓસ્ટ્રેલીયામાં દ્વિતીય સભાની રચના યુનાઇટેડ સ્ટેટસ પ્રમાણે રાખવામાં આવેલ છે. દરેક સંયોજીત વિભાગ દીઠ ૬ પ્રતિનિધિઓ મોકલવામાં આવે છે. આ સભાની મુદત ૭ વર્ષની રહે છે અને દર ત્રણ વર્ષે સભામા સભ્યોમાંથી ½ ભાગ નીકળી જાય છે. પ્રતિનિધિઓની ચૂંટણી સીધી રહે છે. આ સભાના સભ્યોનું દૃષ્ટિબિંદુ નીચેની ધારાસભા જેવું જ વિશાળ રહે છે. બન્ને ધારાસભામાં સભ્ય થવા માટે મિલકતની લાયકાત બિલકુલ રાખવામાં આવી નથી. નાણા સિવાય બધી બાબતોમાં ઉપરની ધારાસભાને સમાન સત્તા હોય છે. બન્ને ધારાસભા વચ્ચે મતભેદ થાય તો સંયુક્ત સભાથી તે પતાવી દેવામાં આવે છે.

### કેનેડાની ઉપરની સભા

કેનેડામાં ઉપરની સભાને સેનેટ કહેવામાં આવે છે. આ સભામાં ૮૬

સભ્યો રહે છે જેની ઉમર ૩૩ વર્ષથી ઉપરની રહે છે, અને આ સભ્યોની નિમણૂક જીંદગીભરની થાય છે. નિમણૂક પ્રદેશવાર થાય છે. દરેક મોટા પ્રાન્તમાંથી ૨૪ સભ્યો નિમાય છે. ક્વીબેક સિવાયના બધા પ્રાન્તોમાં એકજ ધારાસભા થઈ ગયેલ છે. કેનેડાની સેનેટમાં સાધારણ મિલ્કતની લાયકાતની જરૂર રહે છે. કાયદા તથા બીજી બધી બાબતોમાં સેનેટ પ્રાથમિક ધારાસભાથી ઉતરતી રહે છે. ખરડાઓમાં માત્ર સલાહ અને ફરી તપાસ પૂરતી તેની પાસે સત્તા છે.

## ન્યુઝીલેન્ડની ઉપરની ધારાસભા

ન્યુઝીલેન્ડમાં પ્રથમ ઉપરની ધારાસભામાં સભ્યોની નિમણૂક થતી, પણ ઈ. સ. ૧૯૦૭ પછી આ સભ્યોની સીધી ચૂંટણી રાખવામાં આવેલ છે. આ સભા ત્રણ વર્ષ સુધી ચાલે છે. આ સભાના સભ્યો ચૂંટનારા મતદારોને સાર્વત્રિક મતાધિકાર રહે છે. નાણાકીય બાબતો સિવાય આ ધારાસભાને પ્રાથમિક ધારાસભા જેટલા જ અધિકારો રહે છે. બન્ને ધારાસભામાં કેટલીક સ્ત્રીસભ્યો પણ છે. આ ધારાસભાના સભ્યોને પ્રાથમિક ધારાસભા કરતાં ઓછો પગાર મળે છે. આયર્લેન્ડમાં બીજી ધારાસભા હતી પણ ૧૯૩૬ માં આ સભાને નાબૂદ કરવામાં આવેલ છે.

## કાયદા ઘડવામાં પ્રજામતનો સીધો સંસર્ગ

આજની ધારાસભાઓમાં પ્રતિનિધિત્વની ખામીઓ દૂર કરવા માટે આજે સ્વીટઝર્લેન્ડનાં અમુક પરગણાઓમાં છે તેમ સીધી રીતે કાયદા ઘડવાની પદ્ધતિ દાખલ કરવામાં આવે છે. કોઈ પણ પ્રશ્ન ઉપર કોઈ વખત પ્રજા સમગ્રનો સીધો મત લેવો એ વધુ જરૂરી જણાય છે ત્યારે આ રીત અખત્યાર કરવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડમાંથી આ બધી રીતો અને પદ્ધતિઓની શરૂઆત થયેલ છે, જેને અંગ્રેજીમાં Referendum ( રેફરેન્ડમ ) અને Initiative (ઈનીશ્યેટીવ) કહેવામાં આવે છે. જેમ પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિ

આપીને કોઈ પણ પ્રશ્ન નક્કી કરે છે, તેમ પ્રતિનિધિઓને બદલે પ્રજા પોતે જ સીધી રીતે એ પ્રશ્ન નક્કી કરે તેને રેફરેન્ડમ વગેરે કહેવામાં આવે છે. અમેરીકામાં આ રીતનો ઘણી વખત પ્રયોગ કરવામાં આવે છે.

## પ્લેબિસીટ ( Plebiscite )

અઢારમી સદીથી આ પ્લેબિસીટ પદ્ધતિ યુરોપમાં પ્રચલિત છે. એક પ્રાન્ત યા પ્રદેશનો ફેરબદલો તે પ્રદેશની પ્રજાના સીધી રીતે મત લઈને કરવામાં આવે ત્યારે તેને પ્લેબિસીટ કહેવામાં આવે છે. ઈ. સ. ૧૯૩૫ ના જાન્યુઆરીમાં સાર પ્રાન્ત જે ૧૯૧૮થી રાષ્ટ્રસંઘ નીચે હતો, ત્યાં પ્લેબિસીટ લેવામાં આવેલ હતું, અને તે મુજબ આ પ્રાન્ત જર્મનીને ફરી પાછો સુપ્રત કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૭૯૧ અને ૧૭૯૩ માં ફ્રાન્સમાં એવીર્યાં, સેવોય, અને નાઈસ એ ત્રણ પ્રદેશો પ્લેબિસીટથી ઉમેરવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૪૮, ૧૮૬૦, અને ૧૮૭૦ માં ઇટલીનું એકત્રીકરણ આ પદ્ધતિથી કરવામાં આવ્યું હતું. ગત મહાન યુદ્ધ પછી નવાં રાજ્યોની સરહદ નક્કી કરવા માટે આ પદ્ધતિ ઘણીવાર અમલમાં મૂકવામાં આવેલ છે.

## રેફરેન્ડમ ( Referendum )

જ્યારે કોઇ પણ પ્રશ્ન સીધી રીતે પ્રજામતથી નક્કી કરવામાં આવે ત્યારે તેને રેફરેન્ડમ કહેવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડમાં કેટલાક ઠરાવો પર રેફરેન્ડમ લેવું ફરજીઆત છે. બંધારણને લગતા સુધારાના પ્રશ્નો પર ઘણે-ભાગે રેફરેન્ડમ લેવાય છે. બધારણને લગતા સુધારાના પ્રશ્નો પર રેફરેન્ડમ ફરજીઆત નથી, પણ તે લેવાય તો પ્રજામતનો તેમાં સંપૂર્ણ સહકાર છે તેમ માનવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડમાં આવા પ્રશ્નો પર જો ત્યાંના આઠ પરગણાં અગર તો ૩૦,૦૦૦ પ્રજાજનોની સહીવાળી અરજી કરવામાં આવે તો રેફરેન્ડમ લેવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડમાં આજે રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ ઘણાં પ્રચલીત થયેલ છે. રેફરેન્ડમ સ્વીટઝર્લેન્ડનાં પરગણામાં ત્રણ રીતે જોવામાં આવે છે. આઠ પરગણામાં રેફરેન્ડમ ફરજીયાત છે,

સાતમાં મરજીયાત છે, અને બાકીનામાં અમુક પ્રશ્નો પર મરજીયાત અને અમુક પ્રશ્નો પર ફરજીયાત રહે છે. સ્વીટઝર્લેન્ડમાં ફેડરલ તંત્રમાં પ્રથમથી જ રેફરેન્ડમ માટે ફરજીયાત અને મરજીયાત ઠરાવો નક્કી કરવામાં આવેલ હોય છે, છતાં પણ કોઇ વખત ફેડરલ તંત્રને કોઇ પણ કાયદો અગર ઠરાવ જરૂરી લાગે તો રેફરેન્ડમ લીધા વગર તે પસાર કરવામાં આવે છે.

## ઇનીશ્યેટીવ ( Initiative )

રેફરેન્ડમ એ કોઇ પણ પ્રશ્નમાં વિરોધ જાણવા માટે લેવામાં આવે છે, અને તેનું સ્વરૂપ આથી નકારાત્મક રહે છે. જ્યારે કોઇ પણ પ્રશ્નની તરફેણ માટે સીધી રીતે પ્રજામત લેવામાં આવે છે ત્યારે તેને ઇનીશ્યેટીવ કહેવામાં આવે છે. સ્વીટઝર્લેન્ડમાં લોકો ઇનીશ્યેટીવથી કાયદાઓ પણ પસાર કરે છે. ઘણીવાર રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવનું કામકાજ સાથો સાથ થતું પણ જોવામાં આવે છે. ઇનીશ્યેટીવના બે પ્રકાર છે, એક સાધારણ ( General ) અને બીજો અમુક કારણ માટે (Formulated). સાધારણ ઇનીશ્યેટીવમાં કાયદાના ખરડામાં બધી ઝીણી વિગતો હોતી નથી પણ મુખ્ય મુદ્દાઓ રૂપરેખા તરીકે હોય છે. જ્યારે બીજામાં ધારાસભામાં જે રીતે વિગતવાર ખરડો ઘડવામાં આવેલ હોય છે તેમ તેનો મુસદ્દો કરવામાં આવેલ હોય છે. કોઇ પણ પ્રશ્ન માટે જો ૫૦,૦૦૦ જેટલા પ્રજાજનો ઇનીશ્યેટીવ માટે માગણી કરે તો તે મંજૂર કરવામાં આવે છે.

## સ્વીટઝર્લેન્ડમાં રેફરેન્ડમ તથા ઇનીશ્યેટીવની અસર

આ બન્ને સાધનો વાપરવામાં સ્વીટઝર્લેન્ડના લોકો ઘણું ધ્યાન રાખે છે. ધારાસભા રાજ્યના મુજબ ધારાઓ ઘડે છે. રેફરેન્ડમનો ઉપયોગ તો ઘણીવાર માત્ર અમુક કાયદાઓ રદ કરવા પૂરતો જ થાય છે. આથી કરીને રેફરેન્ડમ એ સ્વીટઝર્લેન્ડના રૂઢીચુસ્ત લોકોને વધુ કામમાં આવે છે. ઉપરાંત પ્રજાજનો તેના પ્રતિનિધિઓથી વધુ બુદ્ધિમાન હોય તેમ જણાયું નથી. આ સાધન વડે ઘણા ઉપયોગી ધારાઓ પણ રદ થયા છે

ઉપરછલી લાગણીના ઉત્તેજનથી ધારે તે દીશામાં વાળી શકાય છે. ઘણી વખત આવી રીતે પ્રજામત લેવાય છે ત્યારે ઘણા થોડા માણસો તેમાં રસ લે છે. પરિણામે ઘણી વખત તો રેફરેન્ડમથી લઘુમતીને નામંજૂર કરવાની સત્તા (Veto Power) મળી જાય છે. ઇનીશ્યેટીવમાં આ ખામીઓ જોવામાં આવતી નથી. ઇનીશ્યેટીવથી સ્વીટ્ઝર્લેન્ડમાં કારોબારી કે ધારામંડળ કે તેના સભ્યોની જવાબદારીમાં ઘટાડો થવા પામ્યો હોય તેમ માનવાને કારણ નથી.

## યુનાઇટેડ સ્ટેટ્સમાં રેફરેન્ડમ અને ઈનીશ્યેટીવ

અઢારમી સદીમાં અમેરીકાના કેટલાંક રાજ્યોએ આ બન્ને દાખલ કર્યાં હતાં. ઈ. સ. ૧૭૮૮માં મેસેચુસેટસમાં બંધારણમાં ફેરફારો કરતાં ઠરાવોમાં રેફરેન્ડમ ફરજીયાત રીતે દાખલ કરવામાં આવ્યું હતું. આજે અમેરીકામાં રેફરેન્ડમ લગભગ બધા રાજ્યોમાં જોવામાં આવે છે. સ્વીટ્ઝર્લેન્ડની જેમ અહિં પણ રેફરેન્ડમ માટે મરજિયાત અને ફરજિયાત પ્રશ્નો નક્કી કરવામાં આવે છે. મરજિયાત રેફરેન્ડમ ઓગણીસમી સદીના અંતમાં ન્યુ સ્ટેટસ ઑફ વેસ્ટ એન્ડ પેસીફીકમાં સાધારણ બની ગયું. યુનાઇટેડ સ્ટેટસના રાજ્યોમાં રેફરેન્ડમ લેવા માટે પ્રજા સંખ્યાના અમુક ટકા નક્કી કરવામાં આવે છે. આ રાજ્યોની ધારાસભા તરફથી જે કાયદાઓ ખાસ જરૂરી છે તેમ જાહેર ન થયા હોય તે બાબતમાં અમુક પ્રમાણમાં પ્રજાજનો અરજી કરતાં રેફરેન્ડમ લેવામાં આવે છે.

અમેરીકામાં રેફરેન્ડમ કરતાં ઈનીશ્યેટીવ વધુ પ્રચારમાં છે. આ રીત પ્રથમ ૧૯૦૪માં ઓરેગોને રાજ્યે દાખલ કરી હતી. આજે યુનાઇટેડ સ્ટેટસમાં ૪૮ માંથી ૨૨ રાજ્યોમાં રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ માટે ગોઠવણ કરવામાં આવી છે, જ્યારે બાકીના ૨૬ માં મરજિયાત રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ માટે ગોઠવણ નથી.

સ્વીટ્ઝર્લેન્ડની જેમ રેફરેન્ડમનો ઉપયોગ નામંજૂરીની સત્તાની જેમ કરવામાં આવે છે, અને પ્રજામાંથી ઘણા જ થોડા માણસો તેમાં રસ લે છે.

યુનાઇટેડ સ્ટેટસમાં રેફરેન્ડમને લઇને ઘણા સારા કાયદાઓ નષ્ટ પણ થાય છે, અને ઈનીશ્યેટીવ એ ઘણા અપરિપક્વ અને ખરાબ રીતે ઘડાયેલા કાયદાઓ માટે જવાબદાર છે તેમ કહેવામાં આવે છે.

## રીકોલ (Recall)

રીકોલ એટલે પાછા બોલાવી લેવાની રીત જે રેફરેન્ડમને મળતી આવે છે. રાજ્યના કોઈપણ અધિકારી કે અમલદાર અગર તો ધારાસભાના પ્રતિનિધિને તેના મુકરર સમય પહેલાં ખસેડવામાં આવે અગર બોલાવી લેવામાં આવે તેને રીકોલ કહેવામાં આવે છે. આ પદ્ધતિની શરૂઆત સ્વીટઝર્લેન્ડમાં પણ પ્રચલીત થયેલ છે. અમુક અધિકારી કે પ્રતિનિધિના દોષ માટે રેફરેન્ડમની જેમ પ્રજામત લેવામાં આવે છે. આ સત્તા અમલદારો પર કાયદેસર રીતે કામ ચલાવવા કરતાં વધુ અસરકારક છે તેમ કહેવામાં આવે છે. આ સતા અમેરીકામાં અમલદારોને શ્રીમંતોની લાગવગથી વિમુક્ત રાખવા માટે જરૂરી છે તેમ પણ કહેવામાં આવે છે. અમલદારો તથા સભ્યોને પાછા બોલાવવાની સત્તાનો પાંચ રીતે ઉપયોગ થાય છે. (૧) પ્રથમ તો ચૂંટાએલા અમલદારો જેવા કે ગવર્નર, મંત્રી, અગર તો ધારાસભાના પ્રતિનિધિઓને દૂર કરવા (૨) નિમણૂક કરેલા અમલદારોને ખસેડવા બાબત (૩) યુનાઇટેડ સ્ટેટસના કોઇ પણ રાજ્યના ફેડરલ અધિકારીઓ જેને દૂર કરવા માટે ભલામણ કરવામાં આવે તે, (૪) ન્યાયાધીશોને દૂર કરવા, તથા (૫) અમુક ન્યાયના ચૂકાદાઓમાં ફેરફાર કરવા બાબત. છેલ્લી બે બાબતોમાં ભાગ્યે જ રીકોલ માગવામાં આવે છે.

## બ્રિટિશ સામ્રાજ્યમાં રેફરેન્ડમ

બ્રિટિશ સામ્રાજ્યમાં રેફરેન્ડમ દાખલ કરવા માટે ઘણી ચર્ચા કરવામાં આવે છે, પણ હજુ સુધી તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. ઓસ્ટ્રેલિયાના બંધારણમાં રેફરેન્ડમ માટે ગોઠવણ કરવામાં આવેલ છે, જેનો ૧૯૨૯ માં ફરજિયાત લશ્કરી તાલીમ માટે ઉપયોગ કરવામાં આવ્યો હતો. કેનેડા

રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ બન્ને દાખલ કરવામાં આવેલ છે. આ બાબતની સત્તા માત્ર પ્રાન્તોને જ આપવામાં આવેલ છે અને પ્રાન્તો તેનો સ્વતંત્ર ઉપયોગ કરી શકે છે. ન્યુઝીલેન્ડમાં હજુ સુધી માત્ર એક જ વખત દારૂ-નિષેધ માટે રેફરેન્ડમનો ઉપયોગ કરવામાં આવેલ છે. આયર્લૅન્ડના ૧૯૨૨ના બંધારણમાં આ ગોઠવણ હતી, પણ ૧૯૨૮ ના સુધારાથી તે રદ કરવામાં આવેલ છે.

## યુરોપના બીજા દેશોમાં રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ

બ્રિટનમાં ઇ. સ. ૧૯૦૮ અને ૧૯૧૧ માં જ્યારે ઉમરાવની સભા બાબત ચર્ચા ચાલતી હતી, ત્યારે બન્ને ધારાસભા વચ્ચે સમતોલપણું જાળવવા માટે રેફરેન્ડમનો ઉપયોગ કરવા માટે ભલામણ કરવામાં આવી હતી. પણ રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ દાખલ કરવા માટે લેખીત બંધારણની જરૂર રહે જે માટે બ્રિટન તૈયાર ન હતું.

ગત મહાન યુદ્ધ પછી ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવીકિયા, ઇસ્થોનિયા, લેટવિયા અને જર્મનીમાં રેફરેન્ડમ તથા ઇનીશ્યેટીવ દાખલ કરવામાં આવેલ છે. બંધારણીય પ્રશ્નો પર ફરજિયાત પ્રજામત અને મરજિયાત બાબતમાં પ્રજા-સંખ્યાનું અમુક પ્રમાણ નક્કી કરવામાં આવે છે, જે માગણી કરે તો પ્રજામત લેવામાં આવે છે. જર્મનીના વીમર બંધારણમાં રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ માટે ઘણી રીતો રાખવામાં આવી હતી. જેમાં કારોબારી, ધારાસભાના ઠરાવો ફેરવવા માટે, નીચેની ધારાસભા ઉપરની ધારાસભા તથા ઉપરની ધારાસભા નીચેની ધારાસભાના ઠરાવ માટે રેફરેન્ડમની માગણી કરી શકે તેમ નક્કી થયું હતું. પણ જર્મનીનો અનુભવ એવો છે કે મોટા દેશોમાં રેફરેન્ડમ બહુ સફળ થતા નથી.

## રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવના ફાયદા અને ગેરફાયદા

સીધો પ્રજામત લેવાની પદ્ધતિ તે જૂના ગ્રીક સીટી સ્ટેટના વખતથી જોવામાં આવે છે, અને તે આજ સુધી ટકી રહેલ છે. સ્વીટઝર્લૅન્ડમાં તો

આજ પણ તેનો સફળતાપૂર્વક ઉપયોગ થઈ રહ્યો છે. આ પદ્ધતિના ફાયદામાં (૧) રાજતંત્ર વધુ પ્રજાવાદી અને સાવધ રહે છે, (૨) પ્રજામત તૈયાર કરવા માટે ઘણું સફળ સાધન છે, (૩) દરેક પ્રજાજનને એમ ભાવના થાય છે કે તેનો સીધી રીતે રાજતંત્રમાં ફાળો છે, અને (૪) ધારાસભા, કારોબારી, અને અમલદાર વર્ગ પ્રજા તરફ ઘણી જ કાળજી અને જવાબદારીપૂર્વક વર્તે છે.

જ્યારે ગેરફાયદાઓમાં (૧) આ પદ્ધતિમાં પ્રજાનાં રૂઢીચૂસ્ત તત્ત્વો પ્રગતિ અને વિકાસની આડે આવવા વધુ સફળ થઈ શકે છે, (૨) પ્રજામાં આ રીત જોઈએ તેવો રસ પેદા કરતી નથી એટલે પ્રજામત તૈયાર કરવાનો હેતુ બરાબર પાર પડતો નથી. પ્રજાનો અરધો ભાગ ભાગ્યે જ મત દેવા આવે છે, અને ઘણીવાર લઘુમતી આનો ઘણો લાભ ઉઠાવે છે, (૩) આ રીતથી ધારા ઘડવાના કાર્યમાં સુધારો થતો નથી. પરિણામે પ્રજાથી રજૂ થયેલા ધારાઓ અપરિપક્વ અને અવ્યવહારૂ રહે છે, (૪) શ્રીમંતોની અસર તથા લાગવગ ઓછી થવાને બદલે વધે છે, કારણ કે પ્રજાસમગ્રમાં તેઓ સહેલાઈથી પ્રચારકાર્ય કરી શકે છે. (૫) આ રીતથી પ્રજાના નાગરિકત્વના હક્કો જે બંધારણથી સંરક્ષિત થયા હોય છે તે નબળા પડે છે.

આમ હોવાથી આ પદ્ધતિ જો નાના દેશ કે પ્રાન્તમાં દાખલ કરવામાં આવે તો કાંઈ ખોટું નથી. હજુ પણ હિન્દમાં નાતોના પ્રશ્નો તથા તકરારો આવી રીતે નક્કી કરવામાં આવે છે. સ્થાનિક સંસ્થાઓ તથા મંડળો માટે પણ આ રીત વધુ હિતકર ગણાય છે.

## પ્રકરણ ૧૬ મું

## કારોબારી

### કારોબારીની રચનાના સિધ્ધાન્તો

રાજ્યતંત્રમાં ધારામંડળ પછી બીજી મહત્વની સંસ્થા કારોબારી છે. વિશાળ રીતે જોઇએ તો કારોબારી એ રાજ્યતંત્રનાં તમામ કાર્યોનું સત્ત્વ અને સરવાળો રજૂ કરે છે. એટલે કારોબારી એ રાજ્યનું કાર્યવહન કરનાર સર્વોપરી તંત્ર છે, જેમાં રાજા, પ્રમુખ, અગર તો સરમુખત્યાર વડા તરીકે રહે છે. આ ઉપરાંત રાજા, પ્રમુખ અગર તો સરમુખત્યારને મદદ કરવા માટે કારોબારીમંડળનો પણ તેમાં સમાવેશ કરવામાં આવે છે. કેટલાક તો ન્યાયખાતાનો પણ કારોબારીમાં સમાવેશ કરે છે, કારણ કે તે કાયદાનો અમલ કરે છે અને આ કાર્ય તે કારોબારી કાર્ય છે. પરંતુ ન્યાયખાતું એ કારોબારી અને ધારામંડળ વચ્ચે ઘણી જ નાજુક રીતે સંકળાયેલ હોય છે, અને આજે તે રાજ્યતંત્રના એક સ્વતંત્ર વિભાગ તરીકે રહેતું હોવાથી તેનો કારોબારીમાં સમાવેશ થતો હોય તેમ ઘણાનું માનવું નથી. કારોબારીના કાર્યમાં વહીવટી તંત્રનો પણ સમાવેશ થાય છે.

### એક સભ્યથી બનેલ કારોબારી (Single headed Executive)

રાજ્યતંત્રના ધારામંડળનાં કાર્યો કરતાં કારોબારીનાં કાર્યો જુદાં જ સ્વરૂપનાં હોવાથી કારોબારીની રચના અને તે રચનાના સિદ્ધાન્તમાં ફરક રહે છે. ધારામંડળ જે પ્રજાના પ્રતિનિધિઓનું બનેલું હોય છે તેનું મુખ્ય કામ ચર્ચાઓ કરી પ્રજાની જરૂરીઆતો જાણી પ્રજાના વર્તન અને હિતના સંરક્ષણ માટે કાયદાઓ કરવાના છે, જ્યારે કારોબારીને તો ધારામંડળે પસાર કરેલા કાયદા પ્રમાણે રાજ્ય ઇચ્છાને અમલમાં મૂકવાનું રહે છે, અને રાજ્યનો વહીવટ ચલાવવાનો રહે છે. આથી કરીને કારોબારીના કાર્યમાં

ઝડપી નિર્ણયો, ઉદ્દેશનું ઐક્ય, અને કોઇવાર ખાનગી રીતરસમની જરૂર રહે છે. આમ કરવા માટે વધુ સંખ્યા કરતાં એક અગર ઘણી થોડી સંખ્યાથી બનેલા મંડળની કાર્યવાહીતંત્ર માટે જરૂરીઆત રહે છે. કારોબારીના સમાન સત્તાવાળા વિભાગો કરવાથી તેમાં નબળાઇ રહે છે, અને ખાસ કરીને જ્યારે ઝડપી નિર્ણયો કરવાના હોય છે ત્યારે કામકાજમાં ઘણી જ મુશ્કેલી રહે છે. માટે કારોબારીની રચનામાં એકતાનો સિદ્ધાન્ત ઘણો જ જરૂરી રહે છે. જજ સ્ટોરી કહે છે કે "The most distinguished statesmen have uniformly maintained the doctrine that there ought to be a single executive and a numerous legislature. They have considered energy as the most necessary qualification of the executive power, and this is best attained by reposing it in a single hand." [ઘણા જાણીતા મુત્સદ્દીઓનું એ સિદ્ધાંતમાં માનવાનું થાય છે કે કારોબારી એક હોવી જોઇએ, જ્યારે ધારામંડળો અનેક હોવાં જોઇએ. કારોબારી સત્તાનો ખાસ ગુણ કાર્યશક્તિ છે તેમ તેઓ ધારતા, અને આ સત્તા એક વ્યક્તિના હાથમાં રહેવાથી આ નેમ સૌથી સારી રીતે પાર પડે છે]. કારોબારીમાં ઘણા સભ્યો રાખવાથી તેમાં જવાબદારીનું ઐક્ય જળવાતું નથી.

રાજકારણના ઇતિહાસમાં બહુ સભ્યોથી બનેલી કારોબારીઓ (Plural Executives) નથી થયેલ તેમ નહિ. પ્રાચીન આથેન્સમાં કારોબારી સત્તાના ઘણા વિભાગો કરવામાં આવ્યા હતા, અને દરેક વિભાગ સ્વતંત્ર રીતે કામ કરતો હતો. રોમન બંધારણમાં બે કોન્સલ એકબીજાથી સ્વતંત્ર રીતે રાજ્ય કરતા હતા અને એકબીજાનું કાર્ય નામંજૂર કરવાની સત્તા પણ ભોગવતા હતા. પ્રાચીન સ્પાર્ટામાં પણ બે રાજાઓ રાખવામાં આવ્યા હતા, અને તાબાના કારોબારી અધિકારીઓ પણ એકબીજાથી સ્વતંત્ર

રીતે કામ કરતા હતા. વિપ્લવ પછી ફ્રાન્સે પણ આવી જાતનો પ્રયોગ કરી જોયો પણ તે સફળ થયો નહિ. ૧૭૯૫ના ફ્રેન્ચ બંધારણમાં પાંચ સભ્યોના બનેલા મંડળને કારોબારી સત્તા સોંપવામાં આવી હતી, પણ તેનાં પરિણામો સંતોષજનક હતાં નહિ.

આજે ઘણાંખરાં રાજ્યોમાં એક સભ્ય કારોબારીનો સિદ્ધાન્ત ગ્રહણ કરવામાં આવેલ છે. માત્ર સ્વીટ્ઝર્લૅન્ડમાં સાત સભ્યોની બનેલી કાઉન્સિલના હાથમાં તમામ કારોબારી સત્તા સુપ્રત કરવામાં આવેલ છે. આ સાત સભ્યોમાંથી એક સભ્ય પ્રમુખ જેમ રહે છે પણ તેને કાંઈ બીજા સભ્યોથી વિશેષ સત્તા રહેતી નથી. બહુસભ્ય કારોબારી સ્વીટ્ઝર્લૅન્ડમાં સફળ થયેલ છે, કારણ કે સ્વીસ પ્રજામાં અમુક પ્રથા અને પદ્ધતિઓ છે જેને લઇને કારોબારીને આ રીતે તંત્ર ચલાવવામાં મુશ્કેલી આવતી નથી.

## પાર્લામેન્ટરી તંત્રોમાં કારોબારી

સ્વીટ્ઝર્લૅન્ડ એક જ સ્વતંત્ર રાજ્ય છે જેમાં કારોબારી સત્તા એક મંડળને સુપ્રત થયેલ છે, પણ પાર્લામેન્ટવાળાં પ્રજાતંત્રવાદી રાજ્યોમાં કારોબારી સત્તા હમેશાં પ્રધાનમંડળ પાસે રહે છે. કારોબારીના વડા તે રાજા હોય કે પ્રમુખ હોય તેને બાદ કરીએ તો માલુમ પડે છે કે કારોબારી સત્તા અમુક મંડળ ભોગવે છે. કેટલાંક જર્મન રાજ્યોમાં જેમકે પ્રશિયા, બાવેરિયા બેડન અને વર્ટેમબર્ગમાં પણ કારોબારીસત્તા પ્રધાનોને સુપ્રત કરવામાં આવી હતી. આજનાં તંત્રોમાં બહુ સભ્યોથી બનેલી કારોબારી હોય છે અને તેઓએ સફળ રીતે રાજ્ય સંચાલન નથી કર્યું તેમ નહિ. બહુ સભ્યોથી બનેલ કારોબારીનો એક મોટો ફાયદો એ રહે છે કે ઘણા સભ્યો હોવાથી કારોબારી સત્તાનો દુરૂપયોગ થવાનો સંભવ ઘણો ઓછો રહે છે. ધારામંડળના અધિકારો પર ત્રાપ આવતો નથી, અને પ્રજાની સ્વતંત્રતા તેમની તેમ જળવાઇ રહે છે. કારોબારી ઉપર એક કાઉન્સિલ અગર કેબીનેટ એટલા કારણ માટે રાખવામાં આવે છે કે જેથી કારોબારી સત્તાનો દુરૂપયોગ

થાય નહિ. ઉપરાંત એક જ માણસ કરતાં વધુ સભ્યોથી બનેલ કારોબારીમાં વધુ બુદ્ધિ અને અનુભવથી કામ કરી શકાય છે, અને સારી રીતે નીતિ ઘડી શકે છે.

## કારોબારી કાઉન્સિલ ( Executive Council )

કેટલીક વખત રાજતંત્રના વડાને કારોબારી કામમાં સલાહ અને સૂચના આપવા માટે એક કારોબારી કાઉન્સિલ આપવામાં આવેલ હોય છે. અમેરીકાના શરૂઆતના બંધારણમાં કારોબારી કાઉન્સિલથી તંત્ર ચાલતું હોવાનું જણાય છે. અમેરીકાનું આધુનિક બંધારણ ઘડાયું ત્યારે પ્રમુખને એક કારોબારી કાઉન્સિલ આપવાનું નક્કી કરવા માટે ઘણા પ્રયત્નો થયા હતા. જૂના જર્મન સામ્રાજ્યમાં બુંદેસ્રાથ ( ફેડરલ કાઉન્સિલ ) એ કારોબારી કાઉન્સિલ જેવી જ સત્તા ભોગવતી હતી. ગ્રેટબ્રિટનમાં પણ કારોબારીના દરેક ઓડર્સ–ઈન–કાઉન્સિલને પ્રીવી કાઉન્સિલની સંમતિ મળવી જોઈએ, જો કે આજે આ વસ્તુ માત્ર વિધિરૂપે જ રહે છે.

કારોબારી વડાને એકાદ સલાહકારી કાઉન્સિલ આપવા માટે કોઈ પણ જાતની હરકત નથી. હિંદમાં ગવર્નર જનરલ હાલની કારોબારી સત્તા આવી કારોબારી કાઉન્સિલની મદદ વડે ચલાવે છે. આ કાઉન્સિલ માત્ર સલાહ જ આપે છે અને તે સલાહનો ઉપયોગ કરવો કે નહિ તે ગવર્નર જનરલની વિવેકબુદ્ધિ ઉપર અવલંબે છે.

## કારોબારીની નિમણૂક કરવાની રીત

આજે કારોબારી નીમવા માટે ચાર રીત અસ્તિત્વમાં હોવાનું જણાય છે. પ્રથમ આનુવંશિક રીત ( Hereditary method ) બીજી પ્રજાની સીધી ચૂંટણી, ત્રીજી પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ દ્વારા થતી આડકતરી ચૂંટણી, અને ચોથી રીત તે ધારાસભાથી થતી ચૂંટણી છે.

### (૧) આનુવંશિક પધ્ધતિ

દરેક રાજસત્તાક રાજતંત્રમાં કારોબારીના વડા તરીકે રાજા પોતે જ રહે છે, અને આ હક્ક તેમને વંશવારસામાં ઉત્તરોત્તર રીતે મળે છે. આનુવંશિક કારોબારીની તરફેણમાં એમ કહેવામાં આવે છે કે રાજા એ પ્રજાને રાજ્યને આસકત તથા વફાદાર રાખવા માટે સૌથી સરસ સાધન છે. રાજાને અંગે પ્રજા રાજ્યના કાયદાને માન આપવા વધુ તત્પર રહે છે. પરંતુ આ કહ્યા પછી પ્રત્યક્ષ અનુભવ આથી કાંઈક જુદો જ રહે છે. આજે આનુવંશિક પદ્ધતિ એ પ્રાચીન સમયનો અવશેષ છે તેમ માનવામાં આવે છે, અને રાજ્યની ભવિષ્યની ઉત્ક્રાન્તિમાં તેનું સ્થાન હશે કે નહિ તે ભવિષ્ય ભાખવું મુસ્કેલ છે.

### (૨) પ્રજાની સીધી ચૂંટણી

આનુવંશિક પદ્ધતિનો તદ્દન વિરોધી સિદ્ધાંત તે પ્રજાની સીધી ચૂંટણીથી કારોબારી નિમવાનો છે. આજે અમેરીકાના કેટલાંક રાજ્યો જેવાં કે બોલીવીયા, ચીલી, મેકસીકો, બ્રાઝીલ, અને પેરૂમાં પ્રજાથી સીધી રીતે ચૂંટાયેલી કારોબારી રહે છે. સ્વીટઝર્લેન્ડના ફ્રાઈબર્ગ અને બાલેઈસ સિવાયનાં પરગણાઓમાં પણ કારોબારીની સીધી રીતે પ્રજા ચૂંટણી કરે છે. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખની ચૂંટણી મતદાર મંડળોના સુધારાથી લગભગ સીધી જેવી જ રહે છે.

ગત મહાયુદ્ધ પછી સ્થપાયેલાં રાજતંત્રોમાં માત્ર જર્મનીમાં સીધી રીતે પ્રમુખ ચૂંટવાની પદ્ધતિ દાખલ કરવામાં આવેલ છે. ઇ. સ. ૧૮૪૮ સુધી ફ્રાન્સના પ્રજાસત્તાકના પ્રમુખની સીધી રીતે ચૂંટણી થતી, પણ નેપોલિયને સમ્રાટ બનવા માટે આમાં ફેરફારો કરી નાખ્યા હતા.

સીધી પ્રજાકીય ચૂંટણીના ફાયદામાં ખાસ એ ફાયદો રહે છે કે આ પદ્ધતિ આધુનિક પ્રજાતંત્રવાદી સિદ્ધાંતો પ્રમાણે છે, અને આથી પ્રજામાં જાહેર વસ્તુઓમાં રસ જાગે છે, અને પ્રજાને સારી રાજકીય કેળવણી મળે

છે, અને પ્રજા જેને ચૂંટે તે માણસમાં પ્રજાનો વિશ્વાસ હોવાનું ધારવામાં આવે છે, અને ચૂંટાનાર પોતે પ્રજાને જવાબદાર રહેવા માટે વધુ પ્રયત્નો કરે છે.

પણ આ પદ્ધતિનો ખાસ ગેરફાયદો એ રહે છે કે પ્રમુખ જેવા જવાબદાર માણસ માટેના ઉમેદવારોના ગુણો તથા અવગુણો જાણવા માટે સામાન્ય પ્રજાને બહુ ઓછું જ્ઞાન હોય છે. સામાન્ય પ્રજાને માત્ર બહારના પ્રચારકાર્ય અને ધમાલથી ખોટી રીતે દોરવાઈ જવા વધુ સંભવ રહે છે.

## (૩) આડકતરી ચૂંટણી

યુનાઇટેડ સ્ટેટ્સ, આરજેન્ટીના, અને ફીનલેન્ડ વગેરેમાં કારોબારીની આડકતરી ચૂંટણી થાય છે. આ પદ્ધતિના ખાસ ફાયદામાં સીધી ચૂંટણીમાં થતી ધમાલ અને ધાંધલ થતી નથી. ઉપરાંત પ્રજાના અમુક ખાસ ચૂંટેલા પ્રતિનિધિઓ ચૂંટણી કરે છે, એટલે તેઓ હંમેશાં સારા માણસોને ચૂંટવાનો સંભવ રહે છે. સિદ્ધાંતની દૃષ્ટિએ આ પદ્ધતિ ઠીક લાગે છે, પરંતુ તેની ખાસ મુશ્કેલી તો એ છે કે ચૂંટનારાઓ અમુક ઉમેદવારને માટે પક્ષ-પદ્ધતિથી બંધાયેલા રહે છે. જ્યાં પક્ષો ઘણા વ્યવસ્થિત અને વિકસિત હોય ત્યાં ચૂંટનારા માત્ર પક્ષોના આડતિયા બને છે અને તેમને પોતાની વિવેક-બુદ્ધિ વાપરવાનો સંભવ રહેતો નથી.

## (૪) ધારાસભાથી ચૂંટણી

કારોબારીની ચૂંટણી ધારાસભા કરે છે, આ પદ્ધતિ સ્વીટ્ઝર્લૅન્ડ, ઝેકોસ્લોવેકિયા, પોલેન્ડ, પોર્ટુગાલ, વેનેઝુએલા, અને ચીનમાં જોવામાં આવે છે. અમેરીકાનાં ઘણાં રાજ્યોમાં ગવર્નરો નીમવા માટે આ પદ્ધતિ જોવામાં આવતી, અને આજે પણ હજુ કોઇ પણ ઉમેદવારને બહુમતી ન મળે તો આ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. આ પદ્ધતિ સામેનો મુખ્ય વાંધો એ છે કે રાજ્યતંત્રમાં સત્તાના વિભાગીકરણના સિદ્ધાંતની તે વિરૂદ્ધ રહે છે. ધારામંડળનું આ કાર્ય તેની ફરજો ઉપરવટનું રહે છે, અને કારોબારી

ધારામંડળના આડતિયા તરીકે રહે છે તે ઠીક ન કહેવાય. જો કારોબારી ધારામંડળને લઈને અસ્તિત્વમાં આવે તો કારોબારીની સત્તાનો ધારામંડળ ગેરવ્યાજબી લાભ લીધા વગર રહે નહિ. અત્યાર સુધી ફ્રાન્સમાં પ્રમુખ ધારાસભાની મીઠી નજર ઉપર જ જીવતા. પરિણામે પ્રમુખનું અસ્તિત્વ ઘણું જ પરતંત્ર રહેતું. ઉપરાંત ધારાસભાનું આ કાર્ય તેના કાયદા ઘડવાના મુખ્ય કાર્યમાં ડખલગીરી રૂપ રહે છે.

આ પદ્ધતિની તરફેણમાં કહેવામાં આવે છે કે જ્યારે કારોબારીની ચૂંટણી થાય ત્યારે સામાન્ય પ્રજાનાં ટોળાં કરતાં ધારાસભા ઘણી જ સારી રીતે અને કુશળ ઉમેદવારને જ ચૂંટે છે. ધારાસભાના સભ્યો રાજકારણ અને રાજદ્વારી પુરુષોના સંસર્ગમાં હોવાથી અગર તો તેમને જાણતા હોવાથી હંમેશાં વધુ લાયક માણસની જ ચૂંટણી કરે છે.

આ પદ્ધતિના ગમે તેટલા ગેરફાયદા કે ફાયદા હોય પણ આજનું રાજતંત્ર આ પદ્ધતિને વધુ પસંદ કરે છે. આજે આપણે યુરોપમાં લગભગ બધાં રાજ્યોમાં આ પદ્ધતિ જોઈએ છીએ. જ્યાં પાર્લામેન્ટરી તંત્રો છે અગર તો કેબીનેટ પદ્ધતિથી રાજ્યો ચાલે છે ત્યાં કારોબારી પ્રધાનમંડળ ધારાસભાથી ચૂંટાય છે. અહીં ધારાસભા અને કારોબારી વચ્ચે એક જાતનો સહસંવાદ સ્થપાય છે. કેબીનેટ અગર તો કારોબારીના વડાની નિમણૂક કારોબારીમાંથી જ થાય છે અને તે નિમણૂક ધારાસભાના લોકપ્રતિનિધિની બહુમતિ ઇચ્છા મુજબ થાય તે વધુ ઇચ્છનીય છે.

### કારોબારીની મુદત

કારોબારી સત્તામાં શક્તિ આપતાં તત્ત્વોમાં ઐક્ય, મુદત, પીઠબળ, અને હોશિયારી છે. આ ઉપરાંત પ્રજા પ્રત્યેની જવાબદારી એ પણ ઘણું ઉપયોગી તત્ત્વ છે. કારોબારી વધુ સ્થાયી હોય ત્યારે વહીવટમાં એક જાતની એકતા, અને સ્થિરતા આવે છે. કારોબારીની લાંબી મુદત રાખવાથી જે માણસો આ સત્તા ભોગવતા હોય તે પોતાની નીતિનો સફળ પ્રયોગ કરી

શકે છે. કારોબારીની મુદત દરેક દેશમાં અને રાજ્યમાં જુદી જુદી રાખવામાં આવેલ હોય છે. સાધારણ રીતે બેથી સાત વર્ષ સુધી કારોબારીની મુદત રહે છે. પોર્ટુગાલ, પોલેન્ડ, વેનેઝુલા વગેરેમાં બે વર્ષની મુદત છે. ન્યુજર્સીમાં ત્રણ વર્ષની મુદત રહે છે. સ્વીટ્ઝર્લેન્ડમાં પણ ત્રણ વર્ષની મુદત રહે છે. યુનાઇટેડ સ્ટેટસ, બ્રાઝીલ, અને ઓસ્ટ્રિયામાં ચાર વર્ષની, પેરૂ અને ચાઇનામાં પાંચ વર્ષની, અને ચીલી, આર્જેન્ટીના, મેક્સીકો અને ફીનલેન્ડમાં ૬ વર્ષની મુદત રહે છે, ગ્રેટબ્રિટનમાં કારોબારી તાજની ઇચ્છા સુધી અને ધારાસભા જ્યાં સુધી તેને મદદ કરે ત્યાં સુધી ટકે છે.

ટુંકી મુદત અને લાંબી મુદત બન્નેથી ફાયદા અને ગેરફાયદા રહે છે. ટુંકી મુદતમાં કહેવામાં આવે છે કે કારોબારી સત્તાનો દુરૂપયોગ થવાનો ઓછો સંભવ રહે છે, જ્યારે ગેરફાયદામાં કારોબારીને હજુ તંત્રમાં નજર પડવા માંડે ત્યાં તેને નીકળી જવાનો સમય આવે. પરિણામે કારોબારી તંત્ર અપરિપક્વ, અસ્થાયી, અને અનિશ્ચિત રહે છે.

આજે સ્વાભાવિક રીતે સરેરાશ કાઢતાં કારોબારીમંડળ ચાર વર્ષ સુધી તો રહેવું જોઇએ તેવું સર્વનું માનવું છે. આ મુદત દરમ્યાન કારોબારી પોતાની જે નીતિ હોય તેનો સંપૂર્ણ અને સફળ પ્રયોગ કરી શકે તેમ છે.

## ફરી ચૂંટણી

કારોબારીની મુદતના જેવો જ બીજો પ્રશ્ન કારોબારીના તેના તે સભ્યોની ફરી વખત ચૂંટણીનો છે. યુનાઇટેડ સ્ટેટસના બંધારણમાં પ્રમુખની મુદત ચાર વર્ષની રાખવામાં આવેલ છે, અને ફરીવાર પણ ચૂંટાઈ શકે તેવો પ્રબંધ રાખવામાં આવેલ છે. અત્યારસુધીમાં યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ બહુ તો બે વાર ચૂંટાઇને આવી શકે તેવી પ્રથા પડી ગયેલ છે. આ પ્રથામાં માત્ર ત્રીજી વખત આવવા માટે ચૂંટણીમાં ઉભા રહી પ્રેસીડન્ટ રૂઝવેલ્ટે ફેરફાર કરેલ છે. કેટલાંક રાજ્યોમાં જેમકે બ્રાઝીલ, ચીલી, અને આર્જેન્ટીનામાં

પ્રેસીડન્ટ બે વાર ચૂંટાઇ ન શકે, પણ તે પહેલી વખત પછી અમુક સમય વીત્યા બાદ બીજીવાર આવી શકે. ચીન, તથા ઓસ્ટ્રિયામાં પ્રમુખ એકી સાથે બે વખત ચૂંટાઈ શકે, પછી તેને ચૂંટણીમાં ઉભા રહેવાનો હક રહેતો નથી. એક વખત જ ચૂંટણી થઇ શકે તેથી એક મોટો ફાયદો એ રહે છે કે પ્રમુખની મહત્ત્વાકાંક્ષા ઉપર અંકુશ રહે છે તથા ફરીવાર ચૂંટણીમાં ઉભા રહેવા માટે જે ખટપટ, પક્ષપાત વગેરે થાય તેના પર પ્રતિબંધ રહે છે. તેની તે કારોબારી ન આવે તે પ્રજાહિત માટે પણ વધુ હિતકર છે. પણ ઘણા ફરી ચૂંટણીમાં વધુ માને છે. ફરી ચૂંટણીની જરૂરિયાત છે કારણ કે જ્યારે પ્રજાને એમ થાય કે અમુક માણસે તેની મુદત દરમ્યાન પ્રજાહિતનું કાર્ય વધુ સારી રીતે કરેલ છે અને તેની બુદ્ધિ અને કાર્યદક્ષતાને વધુ ક્ષેત્ર આપવા માટે જરૂર છે, તો તે શા માટે ન ચૂંટાવો જોઇએ. કારોબારીને એક જ મુદત મળે તો તેને તે મુદત દરમ્યાનમાં વધુ સારાં કાર્યો કરવા જોઇતો અવકાશ ન મળે. માણસનું હિત અને ફરજ એકી સાથે ભેગાં મળે તો તેમાંથી ઘણાં સારાં પરિણામો આવવાનો સંભવ રહે છે.

જ્યારે માણસ અનુભવ મેળવીને કોઈ પણ કારોબારી કાર્ય કુશળતાથી કરવા તૈયાર થાય ત્યારે તેને તે હોદ્દો છોડવો પડે તે ઠીક કહેવાય નહિ. જજ સ્ટોરી કહે છે કે " What could be more strange than to declare at the moment when wisdom was acquired that the possessor of it should no longer be enabled to use it for the very purpose for which it was acquired." [માણસે ડહાપણ મેળવ્યું હોય અને તેનો ઉપયોગ જે કારણને માટે તે મેળવવામાં આવ્યું હોય તેને માટે ન થઇ શકે એ વસ્તુ ઘણી જ વિચિત્ર ગણાય ]. વાસ્તવિક રીતે કારોબારીની મુદતના પ્રમાણમાં તેની ફરી ચૂંટણીના નિયમો રહેવા જોઇએ. ૭ ને સાત વર્ષની કારોબારીની મુદત હોય અને તે ફરી ચૂંટાય તે ઇચ્છવા યોગ્ય ન જ ગણાય.

## કારોબારીની સત્તા

સાધારણ રીતે કારોબારીની સત્તાના નીચે પ્રમાણે વિભાગો પાડી શકાય.

૧. પરદેશો સાથેના રાજકીય સંબંધ તથા નીતિ ઉપરની સત્તા,
૨. કાયદાના હુકમોનો અમલ અને વહીવટી તંત્ર ચલાવવાની સત્તા,
૩. લશ્કર ઉપરની સત્તા,
૪. દયા અને ક્ષમા આપવાની સત્તા,

### (૧) પરદેશનીતિ પરની સત્તા

દરેક રાજ્યના બંધારણમાં કારોબારી ને એકલાં, ધારામંડળ સહીત, અગર તો ધારામંડળની એકાદ સભા સાથે મળીને સુલેહ કરવાની અને પરદેશનાં રાજ્યો સાથે આંતરરાજકીય સંધિ કરવાની સત્તા હોય છે. પરદેશનાં રાજ્યો સાથેના સંબધ માટે કારોબારી એ રાજ્યનું પ્રતિનિધિત્વ ભોગવે છે. આ સત્તાને અંગે કારોબારી પરદેશના પ્રતિનિધિઓને પોતાના રાજ્યમાં રાખે છે અને પોતાના પ્રતિનિધિઓ પરદેશમાં મોકલે છે. ખરી રીતે સંધિ કરવાની સત્તા એ કારોબારી અને ધારામંડળ બેઉની સંયુક્ત સત્તા રહે છે. પણ આ સત્તા કારોબારીને સુપ્રત કરવામાં આવે તો તેમાં જરા પણ હરકત જેવું નથી.

ગ્રેટબ્રિટનમાં આ સત્તા કારોબારીના હાથમાં સ્વતંત્ર રીતે રહે છે. પાર્લામેન્ટને તેમાં જરા પણ સત્તા રહેતી નથી, સિવાય કે કોઇ સંધિ બાબતમાં કાયદા કે ધારાઓ કરવાની જરૂર પડે. આંહિ કારોબારી એ પરદેશ સંબંધ માટે વાટાઘાટ કરનાર અને તેને અમલમાં મૂકનારી સંસ્થા રહે છે. ગત યુદ્ધ વખતે બ્રિટિશ પરદેશનીતિ સંબંધમાં ઘણો ઉહાપોહ ઉઠયો હતો, અને પ્રજાને આ નીતિથી બિલકુલ અનભિજ્ઞ રાખવી એ હિતકર ન હતું તેમ લિબરલ પક્ષે વાંધો ઉઠાવ્યો હતો. આજે પણ બ્રિટિશ પરદેશ નીતિનું કામકાજ પ્રજાથી ઘણી છાની રીતે થાય છે. આ સંબંધમાં બ્રિટિશ પ્રજામાં ઘણો અસંતોષ પણ રહે છે. ગત યુદ્ધ માટે કેટલાક લિબરલ પક્ષના સભ્યો

કહેવાનું હતું કે બ્રિટિશ પ્રજાને પરદેશ નીતિના બખેડાને લઇને યુદ્ધમાં ઢસડાવું પડ્યું હતું. આજે પણ આ ફરિયાદ તો ઉભી જ છે.

આજે ઘણા ખરા રાજ્યોમાં પરદેશનાં રાજ્યો સાથે કારોબારીને સંધિ અગર કોઇ સંબંધ કે કરાર કરતી વખતે ધારામંડળની એકાદ કે બેઉ ધારાસભાની સંમતિની જરૂર રહે છે. દાખલા તરીકે યુનાઇટેડ સ્ટેટ્સમાં આવા સંબંધ માટે સેનેટની સંમતિની જરૂર રહે છે. સેનેટનો આ અધિકાર માત્ર નકારાત્મક નથી, પણ સેનેટે ઘણી વખત તેની સંમતિ આટે મુકેલ સંધિ અને કરારોમાં વ્યાજબી જણાયા તેવા ફેરફારો પણ કરેલ છે.

જર્મનીમાં પ્રેસીડન્ટે કરેલ સંધિઓ વગેરે માટે રાઇસ્ટેગની સંમતિની જરૂર રહેતી. ફ્રાન્સમાં પણ આજ સુધી પરદેશનાં રાજ્યો સાથે થયેલ સંધિઓ તથા કરાર માટે બન્ને ધારાસભાની સંમતિની જરૂર રહેતી. બ્રાઝીલ અને ચીલીમાં બધી સંધિઓ બન્ને ધારાસભા મંજૂર રાખે તોજ કાયદેસર ગણાતી. સ્વીટઝર્લેન્ડમાં ૫૦ વર્ષની ઉપરની સંધિઓ માટે રેફરેન્ડમ લેવામાં આવે છે.

### (૨) વહીવટી તથા કાયદાના હુકમો કાઢવાની સત્તા

આંતરિક વહીવટ માટે કારોબારીની મુખ્ય સત્તા કાયદાનો અમલ બરાબર થાય છે કે નહિ તેના પર દેખરેખ રાખવાની છે. કારોબારી એ વહીવટી તંત્રમાં સર્વોપરી સત્તા ભોગવે છે. કારોબારી વહીવટી તંત્રમાં અધિકારીઓ નીમી શકે છે, તેમજ તેને રૂખસદ પણ આપી શકે છે. ઘણાં રાજ્યોમાં આ અધિકારીઓ નીમવા માટે બેમાંથી એક ધારાસભાની સંમતિની જરૂર રહે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રમુખે કરેલ નિમણુક સેનેટ મંજૂર રાખે તોજ તે ધારાસભાને માન્ય રહે છે. કારોબારીને રાજકીય, ન્યાયખાતા, તથા લશ્કરી ખાતામાં નિમણુક કરવાના હક્કો હોય છે. વહીવટી અમલદારોની નિમણુક અને રૂખસદ આપવાના અધિકારો ઉપરાંત કારોબારીને

આ અધિકારીઓને સૂચના આપવાના અધિકારો (Power of Direction) રહે છે. આ સત્તા દરેક દેશમાં સંજોગો પ્રમાણે જુદા જુદા સ્વરૂપે રહે છે.

### કાયદાના હુકમો ( Ordinance ) કાઢવાની સત્તા

કારોબારીની ઘણી મહત્વની સત્તા તે ઓર્ડીનાન્સ કાઢવાની સત્તા છે. આ સત્તાને અંગે કારોબારી કાયદાના હુકમો, વટહુકમો, ધારા અને ધોરણો બહાર પાડે છે. આ સત્તા બહુધા રાજ્યમાં રાજા અગર, પ્રમુખ કે સરમુખત્યાર પાસે રહે છે. રાજાસત્તાક રાજ્યોમાં આ સત્તા એ રાજાની મૂળગત સત્તા છે તેમ કહેવામાં આવે છે. જ્યારે આ સત્તા કારોબારીમાં પ્રમુખને બંધારણથી આપવામાં આવી હોય ત્યારે સ્વાભાવિક રીતે તેના પર અંકુશ મૂકવામાં આવેલ હોય છે કે ઓર્ડીનાન્સ કાઢ્યા પછી અમુક મુદત સુધી તે ચાલુ રહે અને તે મુદત પૂરી થયા બાદ વધુ મુદત ચાલવા માટે ધારાસભા મંજૂર કરે તોજ તે ચાલુ રહે. કારોબારીને આ સત્તા ઘણે ભાગે કટોકટીના પ્રસંગે જ ઉપયોગ કરવા માટે આપવામાં આવે છે. સ્વાભાવિક રીતે યુદ્ધના વખતે કારોબારીને ઓર્ડીનાન્સ કાઢવાની સત્તાનો ઉપયોગ બહોળા પ્રમાણમાં કરવો પડે છે. જ્યારે ઘણા આવા ઓર્ડીનાન્સો નીકળે ત્યારે રાજ્ય લશ્કરી કાયદા પ્રમાણે ચાલે છે.

### ઓર્ડીનાન્સના પ્રકારો

ઓર્ડીનાન્સના ઉદ્દેશ અને સ્વભાવ ઉપરથી તેના પ્રકારો પાડવામાં આવે છે, જેમાં કાયદાના ઓર્ડીનાન્સો (Law ordinances) અને વહીવટી ઓર્ડીનાન્સો (Administrative ordinances). પ્રથમની અસર નવો કાયદો કરવાથી અગર તો ચાલુ કાયદામાં ફેરફાર કરવાથી થાય છે. આ પ્રકાર એ કારોબારીના કાયદાઓ પણ કહેવાય છે. જ્યારે બીજામાં વહીવટી અમલદારોને કરવામાં આવેલા હુકમોનો સમાવેશ થાય છે. આ હુકમોની પ્રજાજન ઉપર કાંઈ અસર થતી નથી. માત્ર આ હુકમોનું વહીવટી અમલદારો તથા નોકરોને જ પાલન કરવાનું હોય છે. આ સિવાય ઓર્ડીનાન્સના બીજા

ત્રણ પ્રકારો રહે છે. પ્રથમમાં કારોબારીને ધારાકીય સત્તા આપવામાં આવેલ હોય તે રૂએ કાઢવામાં આવેલા ઑર્ડીનાન્સો, બીજામાં કારોબારીને અમુક બાબતો પૂરતી જ ધારા ઘડવાની સત્તા આપેલ હોય અને તેને રૂએ કાઢવામાં આવેલા ઑર્ડીનાન્સો, અને ત્રીજામાં પાર્લામેન્ટની સૂચના અગર આમંત્રણથી અમુક કાયદાની ઘટતી વિગતો પૂરી કરવા માટે કાઢવામાં આવેલા ઑર્ડીનાન્સો.

## યુનાઇટેડ સ્ટેટ્સમાં ઑર્ડીનાન્સ કાઢવાની સત્તા

યુનાઇટેડ સ્ટેટ્સમાં આવા ઑર્ડીનાન્સો કાઢવાની આવશ્યકતા રહેતી નથી, કારણ કે કોંગ્રેસ તથા રાજ્યોના ધારામંડળો તેના કાયદાઓ એવી ઝીણવટભરી વિગતથી ઘડે છે કે તેથી વધુ કાયદાઓ કરવાની આવશ્યકતા રહેતી નથી. આમ છતાં પણ પ્રમુખની ઑર્ડીનાન્સ કાઢવાની સત્તા ઘણી બહોળી છે.

## ગ્રેટબ્રિટનમાં ઑર્ડીનાન્સ સત્તા

ગ્રેટબ્રિટનમાં આગળની જેમ હવે રાજા પાસે ઑર્ડીનાન્સ કાઢવાની અંગત સત્તા રહી નથી, પરંતુ તાજના નોકરોને તેઓએ જાહેરમાં કેમ વર્તન ચલાવવું તે બાબતમાં ધારાધોરણો કાઢી શકે છે. ઉપરાંત કેળવણી, જાહેર આરોગ્ય વગેરે બાબતોમાં હુકમો કાઢવા માટે ધારાથી તાજને સત્તા સુપ્રત કરવામાં આવેલ હોય છે. આ હુકમોને "Statutory Rules and orders" કહેવામાં આવે છે. યુદ્ધના વખતે બ્રિટિશ કારોબારીને ઑર્ડીનાન્સ માટે ખાસ સત્તા આપવામાં આવેલ છે.

## (૩) લશ્કર ઉપરની સત્તા

કારોબારીની લશ્કરી સત્તામાં દરિયાઈ, હવાઈ, અને ખુશ્કી લશ્કરો અને ફોજ ઉપરનો સર્વોપરી કાબૂ રહે છે. ગ્રેટબ્રિટનમાં તો યુદ્ધ જાહેર કરવાની સત્તા પણ કારોબારીને આપવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં યુદ્ધ જાહેર કરવાની સત્તા કોંગ્રેસના હાથમાં રહે છે, જો કે કારોબારીના

હાથમાં પરદેશખાતું હોવાથી એવી પરિસ્થિતિ ઉભી કરી શકે કે જેથી લડાઈ જાહેર કર્યા સિવાય કોન્ગ્રેસને છૂટકો જ ન થાય. આગળના જર્મન બંધારણમાં રાજા બુંદેસ્રાથની સંમતિથી જ લડાઇ જાહેર કરી શકતા.

લોકસભાની સંમતિ સીધી હોય કે તે આડકતરી હોય પણ તેના વગર કારોબારી લડાઇ લાંબો વખત ચલાવી શકે જ નહિ. લડાઇ જાહેર કર્યા પછી લડાઈ માટે યોજનાઓ કરવી, લશ્કરોને મોકલવાં, તેની ગોઠવણ કરવી વગેરે બધી સત્તા કારોબારી પાસે રહે છે. યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ લડાઈ વખતે શત્રુના હાથમાં આવેલા દેશમાં મરજી મુજબ લશ્કરી તંત્ર સ્થાપી શકે છે. ઘણાં બંધારણોમાં પ્રમુખને કટોકટીના વખતમાં લશ્કરી કાયદો જાહેર કરવાની સત્તા હોય છે, અને તેથી પ્રજાના બંધારણીય હક્કો તેટલો વખત મોકુફ રાખવામાં આવે છે. ઘણે ભાગે યુદ્ધના સમયમાં સ્વાભાવિક રીતે કારોબારીની સત્તા ઘણી જ વિસ્તૃત બને છે.

### (૪) ક્ષમા આપવાની સત્તા (Pardoning power)

ગુન્હેગારોને ક્ષમા આપવાની સત્તા એ સ્વાભાવિક રીતે કારોબારીને સુપ્રત કરવામાં આવે છે. આ હક્ક શરૂમાં રાજાઓ અને બાદશાહોનો હતો, એટલે પાર્લામેન્ટરી પ્રજાતંત્રવાદી કારોબારી આવા હક્કો ન ભોગવી શકે તેમ ઘણાનું માનવાનું થાય છે.

ન્યાયના વહીવટમાં દયા અને માનવતાને સ્થાન હોવું જોઇએ. કોઈપણ ન્યાય પદ્ધતિ દોષમુક્ત અને સંપૂર્ણ હોતી નથી, એટલે ન્યાયના નિર્ણયો ૧૦૦% ખામીવિહીન હોય તેમ માનવું ગેરવ્યાજબી છે. ક્ષમાની સત્તાથી આવી ભૂલો સુધરે છે એટલું જ નહિ પણ નિર્દોષ માણસો ઘણીવાર બચી જવા પામે છે.

ચીનમાં પ્રમુખ દયા માત્ર ધારાસભાની સંમતિથી જ બતાવી શકે છે. અમેરીકાનાં કેટલાંક રાજ્યોમાં દયા માટેની અરજી ઉપર તપાસ કરી સલાહ —

અને ભલામણ આપનારૂં એક મંડળ હોય છે. કેટલાક દેશોમાં રાજદ્રોહના ગુન્હા માટે દયાની સત્તા રહેતી નથી.

ઉપર જણાવ્યા અધિકારો સિવાય કારોબારીને બીજી કેટલીક પરચુરણ સત્તાઓ રહે છે, જેમાં ખિતાબો આપવા, પેન્શનો બાંધી આપવાં, બક્ષિસ આપવી, વસવાટના અધિકારો આપવા વગેરેનો સમાવેશ થાય છે. ફીનલેન્ડમાં પ્રમુખ પ્રજા તરીકે અખત્યારો ઇનાયત કરી શકે છે. ચીલીમાં પ્રમુખ પેન્શન તથા નોકરિયાતોની વિધવાઓને સહાયક ફંડમાંથી મદદ આપવાનો હુકમ કરી શકે છે. ચીલીના બધારણમાં તો એક એવી કલમ છે કે જેથી રાજ્યના આંતરિક વહીવટની સલામતી માટે કારોબારીની સત્તા ગમે તેટલી અને ગમે તે દિશામાં વધી શકે છે. ઓસ્ટ્રિયા અને ઝેકોસ્લોવીકિયાના પ્રમુખોને ખીતાબો, માનચાંદ, વગેરે ઇનાયત કરવાની સત્તા હતી. આ સિવાય કારોબારીને કેટલીક અવશેષ સત્તા રહે છે જેનો બંધારણમાં ઉલ્લેખ પણ ન કરવામાં આવ્યો હોય.

### કારોબારીનો ધારામંડળ સાથેનો સંબંધ

બધારણની રચનામાં કારોબારીનો ધારાસભા સાથેનો સંબંધ એ ઘણો જ અટપટો અને મુશ્કેલી ભરેલો પ્રશ્ન છે, અને આ સંબંધના સ્વભાવમાંથી કેબીનેટ અને પ્રમુખવાદી કારોબારી તેવા પ્રકારો પડે છે. સાધારણ રીતે કોઈ પણ એવું રાજ્ય નહિ હોય કે જ્યાં ધારાસભા અને કારોબારીનાં ક્ષેત્રો તદ્દન વિભક્ત હોય. દરેક ઠેકાણે કારોબારીને ધારામંડળ ઉપર થોડી ઘણી સત્તા આપવામાં આવી હોય છે, અને દરેક ઠેકાણે સીધી કે આડકતરી રીતે ધારામંડળના કામકાજમાં કારોબારી ભાગ લે છે. સામેથી ધારાસભાને પણ કારોબારી ઉપર અંકુશ માટે કેટલીક સત્તાઓ આપવામાં આવેલ હોય છે.

ધારાસભા ઉપરની કારોબારીની સત્તામાં ધારાસભાને બોલાવવી,.

ઉઘાડવી, બંધ રાખવી, મુલ્તવી રાખવી વગેરે સત્તા રહે છે, જ્યારે કેબીનેટ વાળી કારોબારી તો ધારાસભાને બરખાસ્ત પણ કરી શકે અને નવી ચૂંટણી માટે હુકમ પણ કરી શકે. પ્રજાસત્તાક તંત્રમાં કારોબારીની ધારાસભા બોલાવવાની સત્તા મર્યાદિત રહે છે, અને તે તાત્કાલીક બેઠક માટે જ ઉપયોગમાં લેવામાં આવે છે, કારણકે ઘણાખરા કીસ્સાઓમાં બંધારણમાં જ ધારાસભાને મળવા બાબતનો ઉલ્લેખ કરવામાં આવેલ હોય છે. કેબીનેટવાળા તંત્રમાં ધારાસભા માત્ર કારોબારી બોલાવે ત્યારે જ મળે છે. પ્રજાસત્તાક તંત્રોમાં નિયત ધોરણ પ્રમાણે ધારાસભા આપો આપ મળે છે, જ્યારે કેબીનેટ તંત્રમાં ધારાસભા બોલાવવાનું તથા તે ખુલ્લી મૂકવાનું કામ કારોબારીને કરવાનું રહે છે. ધારાસભા ખુલ્લી મૂકતી વખતે કારોબારીના વડા અગર મુખ્ય પ્રધાન પ્રધાનમંડળની નીતિની ચોખવટ કરે છે. ઉપરાંત કારોબારીને ધારાસભાની બેઠક મુલ્તવી રાખવાનો પણ અધિકાર રહે છે.

પ્રમુખવાળી કારોબારીમાં માત્ર બે ધારાસભા મુલ્તવી રાખવાના સમય માટે સંમત ન થાય ત્યારે જ પ્રમુખ વચમાં પડે છે. કેબીનેટ તંત્રમાં કારોબારીને ધારાસભા બરખાસ્ત કરવાનો અધિકાર રહે છે. પ્રમુખવાળા કારોબારી તંત્રમાં કારોબારીને બહુધા આવો અધિકાર રહેતો નથી. કારોબારી ધારાસભાના કામકાજમાં સીધી રીતે ભાગ લઈ શકે છે, જેમાં પ્રજાની વર્તમાન જરૂરીઆતો માટે જાણ કરવી, અમુક ધારાઓ ઘડવા માટે ભલામણો કરવી, ધારાઓની યોજનાઓ રજૂ કરવી અને કારોબારીના પસાર કરેલા હુકમોને મંજૂર કરાવવા વગેરેનો સમાવેશ થાય છે. આમ કરવા માટે કારોબારીની પાસે દેશ સમસ્તને લગતી તથા પરદેશનાં રાજ્યો સાથેના સંબંધો તથા આંતર રાજકીય પરિસ્થિતિને લગતી બધી હકીકતો હોય છે જે કારોબારી ધારાસભાના મંતવ્ય માટે તેની પાસે રજૂ પણ કરે છે.

### કારોબારીની ધારાઓ નામંજૂર કરવાની સત્તા

ધારાસભાના કામકાજ બાબતમાં કારોબારી પાસે સૌથી મહત્ત્વની સત્તા

ધારાસભાએ પસાર કરેલા કાયદા નામજૂર કરવાની છે, જેને અગ્રેજીમાં "Veto power" કહેવામા આવે છે ગ્રેટ બ્રિટનમા નામજૂરીની આ સત્તા સંપૂર્ણ છે અને ધારાસભાના ગમે તેટલા મતો એગા થાય તો પણ તેને અસર કરી શકતા નથી પણ આહિ આ સત્તા રાજા પાસે રહે છે, અને રાજાએ છેલ્લા બસો વર્ષો થયા આ સત્તાનો અસરકારક ઉપયોગ કરેલજ નથી, એટલે આજે આ સત્તા તદ્દન ઘસાઇ ગયેલ છે આ સિવાય કેટલાક બધારણોમા કારોબારીની નામજૂરીની આ સત્તા મર્યાદિત રહે છે, એટલે કે અમુક નામજૂર કરેલ ખરડો જો ફરી વખત ⅔ જેટલી બહુમતીથી ફરીવાર પસાર કરવામા આવે તો પછી તે પસાર થયેલ ગણવામા આવે તેની વ્યવસ્થા રહે છે નામજૂરીની સત્તા ખાસ કરીને ઉતાવળિયા અને અપરિપક્વ ખરડાઓ અટકાવવા તથા કારોબારીના અધિકારો ઉપર ધારાસભા વધુ પડતું આક્રમણ ન કરે તેટલા પૂરતી છે

## કારોબારીની ન્યાય કોર્ટની હકુમતમાંથી મુક્તિ

મુખ્ય કારોબારીને સાધારણ કોર્ટો ફોજદારી અગર દિવાની હકુમતના રાહે અડકી શકે નહિ તે પ્રસ્તુત સિદ્ધાન્ત છે યુનાઇટેડ સ્ટેટસમા પ્રેસીડન્ટ માત્ર તેના ફોજદારી ગુન્હા માટે સેનેટને જવાબદાર રહે છે પ્રમુખને સાધારણ કોર્ટો પકડી શકે નહિ કે તેના પર કામ ચલાવી શકે નહિ. પરંતુ પ્રમુખની નક્કી કરેલ મુદત પુરી થાય એટલે પ્રમુખ સાધારણ ખાનગી ગૃહસ્થ બને છે અને તેના પર સાધારણ કોર્ટોની હકુમત શરૂ થાય છે કારોબારીની સાધારણ હકુમતમાથી મુક્તિ એ આગળના "રાજા કદાપી ખોટુ કરે નહિ" (King can do no wrong) એ સિદ્ધાન્તનુ અવશેષ છે પણ જાહેર નીતિ અને હિત ખાતર કારોબારી બધાથી તેની મુદત દરમ્યાન સર્વોપરી રહે તે ઇચ્છવાજોગ છે

## પ્રમુખને ખસેડવાની પધ્ધતિ

પ્રમુખને તેની મુદત દરમ્યાન કોઇ પણ ગુન્હા માટે દૂર કરવા માટે

અમુક રીત રાખવામાં આવે છે. પ્રથમ તેના પર બેમાંથી એક સભા તહોમત મૂકે છે, અને તેનું કામ ઉપરની સભા સમક્ષ ચાલે જ્યારે નીચેની સભા ફરિયાદ પક્ષ બને છે, અને જો બહુમતીથી તેને ગુન્હેગાર ઠરાવવામાં આવે તો પ્રમુખને તેના હોદ્દા પરથી ખસેડવામાં આવે છે. ચીનમાં રાજદ્રોહ સિવાયના બીજા ગુન્હા માટે પ્રમુખ પર કામ ચાલી શકતું નથી. આવી જાતની રીત સામે કેટલાક આક્ષેપો પણ કરવામાં આવે છે, અને કહેવામાં આવે છે કે આવું કામકાજ વરિષ્ઠ અને નિષ્પક્ષ ન્યાયાધિશો જે રાજકીય પક્ષોથી ઉપરવટ હોય તેમની સમક્ષ ચાલવું જોઇએ.

## યુનાઇટેડ સ્ટેટ્સની કારોબારી (પ્રમુખ)

યુનાઇટેડ સ્ટેટસમાં પ્રમુખ એ પ્રજાના સામાજીક જીવનના પ્રતિનિધિ અને રાજ્ય કારોબારીના વડા તરીકે કામ કરે છે. ઘણાનું એમ કહેવું છે કે ઈંગ્લેન્ડના વડાપ્રધાન અમેરીકાના પ્રમુખ કરતાં વધુ સત્તા ભોગવે છે. પણ ઈંગ્લેન્ડના વડાપ્રધાન અને યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખની સ્થિતિ ઘણી રીતે જુદી રહે છે. એમ કહેવામાં આવે છે કે આધુનિક પાર્લામેન્ટરી તંત્ર અને પક્ષોની વ્યવસ્થા તથા ચૂંટણીની પદ્ધતિથી ઘણીવાર પ્રજાના મહાન પુરૂષોને ચૂંટી શકવા એ પ્રજાને માટે અશક્ય બને છે. આમ હોવા છતાં પણ અમેરીકામાં જે જે પુરૂષો પ્રમુખ તરીકે આવે છે તે સાધારણ પંક્તિના માણસો તો નથી જ. વૉશીંગ્ટન, જેફરસન, એન્ડ્રુ જેક્સન, અબ્રાહામ લીંકન, થીઓડોર રૂઝવેલ્ટ, વુડરો વીલ્સન, ફ્રેન્કલીન રૂઝવેલ્ટ વગેરે અમેરીકાએ આપેલા મહાન પ્રમુખો જગતમાં કોઇ પણ દેશના મહાન રાજ્ય-શાસક તરીકે સફળ બને. અમેરીકાના પ્રમુખ એ કારોબારી તથા રાજ્ય એમ બન્નેના વડા હોવાથી તેને બંધારણમાં જણાવેલ કેટલીક વસ્તુઓ આડે આવતી નથી.

### પ્રમુખની સત્તાઓ

યુનાઇટેડ સ્ટેટસનું બંધારણ ઘડનારાઓને ખ્યાલ ન હતો કે પ્રમુખને આપેલ

સત્તા માત્ર ૫૦ વર્ષમાં જ ઘણી વિસ્તૃત થઇ જશે. યુનાઇટેડ સ્ટેટસમાં પ્રમુખને કોઇ પણ કાયદો મંજૂર કે નામંજૂર કરવાની સત્તા છે. અમલદારોની નિમણૂક કરવા માટે તથા પરદેશનીતિ સંબંધમાં પ્રમુખને સેનેટની સલાહ બંધનકારક રહે છે. પ્રમુખે કરેલ સુલેહ શરતો સેનેટના ⅔ જેટલા સભ્યોની બહુમતી મંજૂર ન કરે તો તે નામંજૂર ગણાય છે. પ્રમુખે કોઈ પણ કાયદો નામંજૂર કર્યો હોય અને ધારાસભામાં સભ્યોની ⅔ સંખ્યાની બહુમતીથી તે ફરીવાર પસાર કરવામાં આવે તો તે કાયદો પસાર થયો ગણાય છે. અમેરીકાના પ્રમુખને અંગ્રેજ રાજાની જેમ દયા અને ક્ષમા આપવાની સત્તા છે, અને અમેરીકાના લશ્કરી બળના તે વડા રહે છે. ઘણી વખત ધારાસભા જે ઠરાવો પસાર કરતી હોય તે પ્રમુખને ન ગમતી હોય તો નામંજૂર કરતાં પહેલાં પ્રમુખ પોતાનો અણગમો જાહેર કરી શકે છે, અને તે બન્ને ધારાસભાને સૂચના રૂપે મોકલવામાં આવે છે. બંધારણ જાળવી રાખવા, તેનો બચાવ તથા સંરક્ષણ કરવા પ્રમુખ પામે ઘણી વહીવટી સત્તા રહે છે. ઘણીવાર કારોબારી ધારાસભાની પરવાનગી વિના કર ઉઘરાવે છે. સત્તાના વિભાગીકરણની માન્યતાને લઇને ઉપસ્થિત થતાં અનિષ્ટો પક્ષવ્યવસ્થા અને સર્વદેશીય પક્ષના ચૂંટણી વગેરેના કામકાજથી દૂર થાય છે. ઘણી વખત તેઓ સફળ પણ થતા નથી. છતાં તેમના પ્રયત્નોની પ્રજાઐક્ય ઉપર અસર થયા વિના રહેતી નથી. જ્યારે પ્રમુખને કોઇ પણ પક્ષનો ટેકો હોય છે ત્યારે તેનું કામ બહુ સરળ થઇ પડે છે. કારોબારીને કાયદા ઘડવાનું કામ રહે છે, અને કાયદાના મુસદ્દા ઘડવાનું કામ પણ કારોબારી માથે ઘણીવાર આવી પડે છે. પ્રમુખ લશ્કરી બળના વડા હોવાથી યુદ્ધના સમયમાં પ્રમુખની સત્તા લગભગ સરમુખત્યાર જેવી જ રહે છે. અમલદારોની નિમણૂક કરવાની પ્રમુખની સત્તાને લઇને પ્રમુખની લાગવગ બન્ને ધારાસભા ઉપર ઘણી રહે છે. પણ આ નિમણૂકો સેનેટની સંમતિથી થાય છે એટલે આ સત્તામાં ભાગ પડી જાય છે.

## પ્રમુખની કેબીનેટ

પ્રેસીડન્ટની કેબીનેટમાં બ્રિટિશ કેબીનેટ કરતાં ઘણા ઓછા સભ્યો રહે છે, એટલે આ કેબીનેટમાં ઐક્યભાવના સવિશેષ રહે છે. પ્રમુખની કેબીનેટ બ્રિટિશ કેબીનેટ કરતાં જુદી રહે છે. પ્રમુખની કેબીનેટમાં ૧૦ સભ્યો રહે છે. સેક્રેટરી ઓફ સ્ટેટ, સેક્રેટરી ઓફ ટ્રેઝરી, સેક્રેટરી ઓફ વોર, એટર્ની જનરલ, પોસ્ટ માસ્તર જનરલ, સેક્રેટરી ઓફ નેવી, સેક્રેટરી ઓફ ઈન્ટીરિયર, સેક્રેટરી ઓફ એગ્રીકલ્ચર, સેક્રેટરી ઓફ કોમર્સ અને સેક્રેટરી ઓફ લેબર. આ દશ સભ્યો ઉપરાંત કેટલાક કમીશનના વડા તથા પ્રમુખો પણ હોય છે, પરંતુ તેમને કેબીનેટમાં સ્થાન હોતું નથી. ઈ. સ. ૧૮૩૩ થી એક સીવીલ સર્વીસ કમીશન હોય છે જે સીવીલ સર્વીસમાં નિમણૂકો કરે છે અને સીવીલ સર્વીસ ધારાઓનો અમલ કરે છે. આ સિવાય ૧૨ ફેડરલ રીઝર્વ બેન્કો રહે છે જે કેબીનેટને ચલણ અને ભાવતાલની સ્થિરતા માટે મદદ કરે છે.

કેબીનેટનું નામ ક્યાંય બંધારણમાં નથી, પણ આ કેબીનેટ તેની સત્તા અને અસ્તિત્વ પ્રમુખ દ્વારા મેળવે છે. પ્રમુખ કેબીનેટની સત્તાનું ક્ષેત્ર નક્કી કરે છે, અને પ્રમુખને કેબીનેટમાં સભ્યો રાખવા કે દૂર કરવા તેની સત્તા હોય છે. કાયદેસર રીતે પ્રમુખને કેબીનેટમાં નિમણૂક કરવાની સેનેટની પરવાનગી લેવી જોઈએ, પણ વસ્તુતઃ પ્રમુખ આજે આ બાબતમાં સ્વતંત્ર રીતે કામ કરે છે. કેબીનેટના સભ્યોની નિમણૂક વખતે તેમને કેટલો વખત ચાલુ રહેવાનું છે તે જણાવવામાં આવતું નથી. ઘણીવાર કેબીનેટને પ્રમુખની મુદ્દતની મધ્યમાં જ બરખાસ્ત કરવામાં આવે છે અને નવા સભ્યો નિમવામાં આવે છે. કેબીનેટના સભ્યોને પ્રમુખથી સ્વતંત્ર અસ્તિત્વ રહેતું નથી. કેબીનેટમાં સીવીલ સર્વીસના માણસો પણ લેવામાં આવે છે. કેબીનેટના સભ્યો બેમાંથી કોઈ પણ ધારાસભામાંથી ચૂંટી શકાય નહિ. કેબીનેટના સભ્યોમાં ઘણી વખત રાજકારણ કરતાં બીજા ક્ષેત્રમાં પ્રખ્યાત થયેલા માણસો જોવામાં આવે છે. પક્ષોની તથા બીજી લાગવગને અંગે એલચી

તથા રાજ્ય પ્રતિનિધિઓ અને કેબીનેટના સભ્યો તરીકે પ્રમુખ દેશના ઘણા શ્રીમંતવર્ગના માણસોને પસંદ કરે છે.

## પ્રમુખની ચૂંટણી

યુનાઇટેડ સ્ટેટસમાં જન્મેલો અગર તો ૧૪ વર્ષોથી વસવાટ કરતો અને ૩૫ વર્ષની ઉમરનો કોઈ પણ માણસ અમેરીકામાં પ્રમુખ થઇ શકે છે. ખરી રીતે અમેરીકાના મોટા બે પક્ષમાંથી કોઈ પણ એકની મદદથી અથવા તો જે માણસે ગવર્નર અગર સેનેટમાં સભ્ય તરીકે સારી ખ્યાતી મેળવી હોય તેવા માણસને પ્રમુખ થવાનો વધુ સંભવ રહે છે. પહેલાં પ્રમુખની કેબીનેટમાંથી જ પ્રમુખ થઈ શકાતું, પણ આજે હવે તેમ રહ્યુ નથી.

૧૮૦૪ના બંધારણના બારમા સુધારાથી પ્રમુખ, ઉપપ્રમુખની ચૂંટણી આડકતરી રાખવામાં આવેલ છે. બન્ને ધારાસભાના સભ્યો પ્રમુખની ચૂંટણી કરી શકે. દરેક રાજ્યમાં ચૂંટનારા પ્રતિનિધિઓ નીચેની અને ઉપરની ધારાસભાના સભ્યો રહે છે, એટલે આજે પ્રમુખ ચૂંટનારાની સંખ્યા ૫૩૧ સભ્યોની રહે છે. આ સભ્યો પોતાના રાજ્યના મુખ્ય શહેરમાં એકઠા થાય છે અને મત આપે છે.

ઉપપ્રમુખની ચૂંટણી પણ પ્રમુખ સાથે જ થાય છે. પણ અમેરીકાના ઉપપ્રમુખ એટલા બધા અંધારામાં રહે છે કે બહારની દુનિયાને તેના અસ્તિત્વની ખબર પણ પડતી નથી. ઉપપ્રમુખ તે સેનેટની સભામાં પ્રમુખ તરીકે કામ કરે છે. કોઇ વખત અકસ્માતથી પ્રમુખનો અંત આવે તો ઉપપ્રમુખ બીજી ચૂંટણી થતાં સુધી પ્રમુખ બને છે.

## કારોબારીનો ધારાસભા સાથેનો સંબંધ

યુનાઇટેડ સ્ટેટસમાં કારોબારી અને ધારાસભા બન્ને સ્વતંત્ર હોવાથી કોંગ્રેસમાં રાજ્ય વહીવટ બાબત ટીકાઓ કરવામાં આવતી નથી. કોંગ્રેસ એ આ ખાતાના ખર્ચ માટે કરો નક્કી કરે છે અને સીવીલ સર્વીસના

અધિકારીઓની સત્તા કેટલી હોવી જોઈએ તે પણ નક્કી કરે છે. પ્રથમ ધારાસભાની કમિટિના પ્રમુખો અને સેનેટની કમિટિના પ્રમુખો વચ્ચે તથા તે તે ખાતાંઓ વચ્ચે સંબંધ રહે છે. એક જ પક્ષની ધારાકીય, ન્યાયવિષયક, અને કારોબારી ખાતાઓમાં બહુમતી ન હોય ત્યારે પ્રમુખની સત્તા નબળી પડે છે અને કોંગ્રેસ પણ ધાર્યા પ્રમાણે કામ કરી શકતી નથી.

## યુનાઈટેડ સ્ટેટ્સના સંયોજીત રાજ્યોમાં કારોબારી

સંયોજીત રાજ્યોમાં પણ કારોબારી ફેડરલ તંત્રની જેમજ રહે છે. ગવર્નર એ આંતરિક તંત્રમાં પ્રેસીડન્ટના જેટલી સત્તા ભોગવે છે. ગવર્નરની નિમણૂક પ્રજા સીધી રીતે બે અગર ચાર વર્ષ માટે કરે છે. રાજ્યોમાં કારોબારી કરતાં ધારાસભા પાસે વધુ સત્તા રહે છે. ગવર્નર પાસે પ્રમુખની જેમ કારોબારીના અમલદારો નિમવાની સત્તા નથી. રેફરેન્ડમ, રીકોલ તથા ઇનીશ્યેટીવને અંગે ગવર્નરને જાહેર વહીવટ ઉપર અંકુશ રહેતો નથી. ગવર્નરને કોઈ પણ કાયદો નામંજૂર કરવાની સત્તા હોય છે. રાજ્યમાં કેટલાક નીચેના અધિકારીઓની ગવર્નર નિમણૂક કરે છે, અને તેને ગુન્હેગારોને દયા અને ક્ષમા આપવાની સત્તા રહે છે.

## સ્વીટ્ઝર્લેન્ડની કારોબારી

સ્વીટ્ઝર્લેન્ડમાં પ્રજાસત્તાકના વડા તરીકે પ્રમુખ રહે છે. પ્રમુખ પોતે ફેડરલ તંત્રના મુખ્ય પ્રધાન તરીકે કામ કરે છે. પ્રમુખની કેબીનેટ જેને ફેડરલ કાઉન્સિલ કહેવામાં આવે છે તેમાં સાત સભ્યો રહે છે જે બન્ને ધારાસભાની સંયુક્ત સભામાંથી ચૂંટવામાં આવે છે. કેબીનેટના દરેક સભ્ય પાસે જે ખાતાંઓ છે તે (૧) પરદેશનીતિ, (૨) આંતરિક રક્ષણ, (૩) ન્યાય અને પોલીસ, (૪) લશ્કર, (૫) નાણાખાતું અને કરવેરા, (૬) ખેતી અને ઉદ્યોગ, અને (૭) તાર, ટપાલ અને રેલ્વે. પ્રમુખ તથા ઉપપ્રમુખ સાત સભ્યોમાંથી દર વર્ષે ચૂંટાય છે. બહુધા એક વર્ષના ઉપપ્રમુખ બીજે વર્ષે પ્રમુખ તરીકે આવે છે. દરેક ખાતાંઓ સાત સભ્યો વચ્ચે વહેંચી

દેવામાં આવે છે, અને દરેક ખાતું દરવર્ષે સભ્યો પાસેથી ફેરવવામાં આવે છે. કોઈ પણ સભ્ય ગમે તેટલીવાર કારોબારીમાં ચૂંટાઇ શકે છે. આથી કરીને સ્વીટઝર્લેન્ડમાં ઘણાં લાંબા વખતથી કામ કરતા પ્રધાનો જોવામાં આવે છે. કોઈ પણ એક પરગણામાંથી એકથી વધુ પ્રધાન ન આવી શકે તેવી ત્યાં પ્રથા છે. સ્વીટઝર્લેન્ડની આ કારોબારીમાં સંયુક્ત જવાબદારી નથી છતાં ઘણું જ ઐક્ય જોવામાં આવે છે. ધારાસભા પ્રધાનોની યોજના કે દરખાસ્તથી વિરૂદ્ધ મત આપે છતાં પણ પ્રધાનો રાજીનામું આપતા નથી. ધારાસભા કેબીનેટના વહીવટી કાયદાઓમાં ફેરફાર કરી શકે છે. ઉપરાંત રેફરેન્ડમ તથા ઇનીશ્યેટીવ વગેરેથી પણ કારોબારી ઉપર અંકુશ રહે છે. સ્વીસ કારોબારીનું સ્વરૂપ પાર્લામેન્ટરી નથી તેમ પ્રમુખવાદી પણ નથી. સ્વીટઝર્લેન્ડમાં પ્રજામત એટલો બધો કેળવાયેલ રહે છે કે પ્રજા કોઈ પણ રાજકીય સંસ્થાને વધુ પડતી સત્તા આપી દેતી નથી.

## બ્રિટિશ કારોબારી ( રાજા )

ઇંગ્લેન્ડના કારોબારી તંત્રમાં રાજા, પ્રધાનમંડળ, અને કેબીનેટનો સમાવેશ થાય છે. રાજા એ સર્વોપરી સંસ્થા છે, પણ ઇંગ્લેન્ડમાં રાજા રાજાતંત્રમાં ભાગ લેતા નથી, પણ રાજતંત્રનું કામકાજ રાજાને નામે કારોબારી પ્રધાનમંડળ કરે છે. પ્રધાનો આજદિન સુધી રાજાના જ પ્રધાનો કહેવાય છે, જ્યારે ખરી રીતે તેઓ પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ જ છે. પ્રધાનો કેટલીક સત્તા પ્રજાને નામે, કેટલીક પાર્લામેન્ટને નામે, અને કેટલીક રાજાને નામે ભોગવે છે. બ્રિટિશ સંસ્થાનો અને પરદેશના મુલકમાં બધી સત્તા તાજને નામે ચલાવવામાં આવે છે. બ્રિટનમાં પણ કેટલુંક કામકાજ તાજને નામે કરવામાં આવે છે. ન્યાયાધિશો અને કેટલાક મોટા અધિકારીઓની નિમણૂક તાજ કરે છે. પાર્લામેન્ટને તેને મુદત પહેલાં બરખાસ્ત કરવી હોય તો તે પણ તાજને નામે કરવામાં આવે છે. દયા અને ક્ષમા આપવાનો અધિકાર જે અગાઉ રાજા ભોગવતા તે આજે પ્રધાનો તાજને નામે ભોગવે છે. ટુંકામાં બ્રિટિશ કેબીનેટ તાજને નામે ઠીક પડે તેમ કરી શકે છે.

રાજાને નામની સત્તા રહે છે પણ તે ભોગવી શકતા નથી પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાઓ ધારે તો રાજા નામંજૂર કરી શકે છે, પણ ઘણા વખતથી કટાઈ ગયેલ સત્તા ફરીથી સતેજ કરવાની રાજાની હિંમત ચાલતી નથી, અગર તો ચાલવા દેવામા આવતી નથી ઈ સ ૧૯૧૩મા રૂઢીચુસ્ત પક્ષે આયરીશ હોમરૂલ બીલને રદ કરવા માટે રાજાની બીન નામંજૂર કરવાની સત્તાને ફરી પાછી સજીવન કરવા પ્રયત્નો કર્યા, પરંતુ પ્રજાને થયુ કે રાજા પાસેથી લઈ લેવામા આવેલ આ સત્તા એ લાંબા વખતથી સ્થાપિત થયેલ રૂઢી હતી, અને રૂઢીઓને માન આપતી અંગ્રેજી પ્રજાએ આ રૂઢીમા ડખલગીરી ન કરવા મુનાસબ ધાર્યું.

પરદેશનીતિ બાબતમા ઘણીવાર અંગ્રેજી રાજાઓને લાગવગ વધારવાની ઇચ્છા થયેલ, પણ તેઓ પ્રધાનમંડળના બળ આગળ કાંઈ કરી શક્યા નથી આજે રાજાની સંસ્થા બ્રિટનમા વધુ લોકપ્રિય છે કારણ કે તેઓ રાજ્ય વહીવટમા માથુ મારતા નથી, અગર તો માથુ મારવા જેવા સંજોગો રહ્યા નથી ઇંગ્લેન્ડની પ્રજાએ રાજાને આજસુધી ઐતિહાસિક રૂઢીઓ અને ઉમરાવવર્ગના સામાજીક જીવનના પ્રતીક રૂપે સાચવી રાખ્યા છે ઇંગ્લેન્ડમા રાજા એ પ્રજાના આભૂષણ સમાન જ રહ્યુ છે "રાજા પક્ષોથી ઉપરવટ રહે છે, રાજા એ પ્રજાઐક્યનું પ્રતીક છે, ઇંગ્લેન્ડ અને તેના સંસ્થાનો વચ્ચેની કડી રૂપ છે, રાજા કદાપિ ખોટુ કરી શકતા નથી, રાજાની સંસ્થા ઇંગ્લેન્ડમા અમર છે' વગેરે શાબ્દિક આડંબર અને ભ્રમમા આજે પણ ઇંગ્લેન્ડમા રાજાની સંસ્થા ટકાવી રાખવામા આવે છે

## રાજાની પ્રીવી કાઉન્સિલ

રાજાના સલાહકારમંડળને પહેલા પ્રીવી કાઉન્સિલ કહેવામા આવતી પણ આજે આ સંસ્થા નામની રહેલ છે [illegible] પ્રધાનમંડળના સભ્યો જ પ્રીવી કાઉન્સિલના સભ્યો તરીકે આજે ગણાય છે, અને તેઓ જ રાજાને

સલાહ આપે છે. પ્રીવી કાઉન્સિલની ન્યાય વિષયક કમિટી (Judicial Committee of Privi council)માં ઉમરાવના સભ્યો કામ કરે છે અને આ કમિટી તે સંસ્થાનો તથા પરદેશના બ્રિટિશ મુલકમાંથી આવતી અપીલો સાંભળે છે અને છેવટની અપીલ કોર્ટ તરીકે કામ કરે છે.

## બ્રિટિશ પ્રધાનમંડળ અને કેબીનેટ

બ્રિટિશ પ્રધાનમંડળની રચના નીચેની આમની સભાના બહુમતી પક્ષમાંથી હમેશાં થાય છે. આ મંડળમાં ઉમરાવની સભાના પણ એક બે સભ્યો લેવામાં આવે છે. પ્રધાનમંડળમાં ૬૦ જેટલા સભ્યો રહે છે, અને તેમાંથી એક મુખ્ય પ્રધાન બને છે. મુખ્ય પ્રધાનને રાજા ચૂંટે છે પણ વાસ્તવિક રીતે જે બહુમતી પક્ષ સફળ થયો હોય છે તેના નેતા પ્રધાન બને છે. સાધારણ ચૂંટણી વખતે જે પક્ષ સફળ થયો હોય તેમાંથી મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનો ચૂંટાય છે. મુખ્ય પ્રધાન બીજા પ્રધાનોની ચૂંટણી કરે છે. આ પ્રધાનમંડળમાંથી એક ૨૦ સભ્યોનું બનેલ પેટામંડળ રહે છે જેને કેબીનેટ કહેવામાં આવે છે. કેબીનેટના સભ્યોની સંખ્યામાં હમેશાં ફેરફારો થતા આવેલ છે, પરંતુ કેબીનેટમાં હમેશાં મોટા પ્રધાનો જ રહે છે. કેબીનેટના સભ્યોની જવાબદારી હમેશાં સંયુક્ત રહે છે. કેબીનેટ રાજ્યની ધારાકીય, નાણાકીય અને બીજી બધી બાબતો પર સર્વોપરી સત્તા ભોગવે છે. કેબીનેટ પાર્લામેન્ટ માટે કાયદાઓના મુત્સદ્દાઓ ઘડે છે અને તે પસાર કરે છે. કેબીનેટનું કામકાજ આજે મુખ્ય પ્રધાનના ઘેર જે ૧૦ ડાઉનીંગ સ્ટ્રીટ લંડનમાં આવેલ છે ત્યાં થાય છે. જ્યારે વહીવટી કામ બધું સેક્રેટરીયેટમાં થાય છે જેને વ્હાઇટહૉલ કહેવામાં આવે છે. પ્રધાનો પાર્લામેન્ટમાં બેઠકો લઈ શકે છે અને ગવર્મેન્ટની નીતિનો બચાવ કરે છે. દરેક પ્રધાનને એક મંત્રી અને ઉપમંત્રી રહે છે. મુખ્ય પ્રધાન એ કેબીનેટની નીતિ ઉપર ઘણી લાગવગ ધરાવતા હોય છે. ઘણીવાર કેબીનેટમાંથી પણ અમુક પાંચ ૭ સભ્યોની પેટા કેબીનેટ રહે છે. આજે લડાઇના સંચાલન માટે એક યુદ્ધ

કમિટિ કરવામાં આવેલ છે, જેને War cabinet કહેવામાં આવે છે. કેબીનેટના સભ્યો તેનું કામકાજ ખાનગી રાખે છે. કેબીનેટની મીટીંગ ઓછામાં ઓછી અઠવાડિયામાં એકવાર તો થાય છે જ. કેબીનેટનું રોજ કામ પણ રાખવામાં આવે છે અને તે માટે એક મંત્રી પણ રાખવામાં આવે છે.

## કેબીનેટનું કામકાજ

કેબીનેટનું કામકાજ નીચે મુજબ રહે છે:—

### (૧) રાજ્યનીતિનો નિર્ણય

રાજ્યનીતિ નક્કી કરવામાં રાજ્યની તમામ બાબતો આંતરિક અને બાહ્ય તેના પર પૂરતું લક્ષ આપવામાં આવે છે.

### (૨) રાજ્યનીતિનો અમલ

નક્કી થયેલ રાજ્યનીતિ પ્રમાણે કામકાજ વહીવટી ખાતા દ્વારા કરવામાં આવે છે.

### (૩) ધારાઓ ઘડવાનું કામકાજ

રાજ્યમાં નવા કાયદા કરવાની જરૂર છે કે કેમ અને ક્યા જૂના કાયદામાં ફેરફાર કરવો જોઇએ તે બધી બાબત કેબીનેટે નક્કી કરવાની રહે છે. આ સિવાય કેબીનેટ હંગામી કાયદાઓ અને વટહુકમો કાઢે છે જેને કાયદેસર કરવા માટે પાર્લામેન્ટની મંજૂરીની જરૂર રહે છે. પાર્લામેન્ટની પ્રવૃત્તિ, સમય નક્કી કરવો, રોયલ કમીશનો અને બીજાં કમીશનો નીમવાનું કામ કેબીનેટનું રહે છે.

### (૪) નાણાકીય બાબતો

બજેટ નક્કી કરવાનું કામ કેબીનેટનું રહે છે. નાણાખાતાને બ્રિટનમાં ટ્રેઝરી કહેવામાં આવે છે. નાણાખાતાને ખર્ચ અને આવકના આંકડા રજૂ કરવાના રહે છે. કેબીનેટ આ ખર્ચ અને આવકના આંકડાઓને ર

દૃષ્ટિએ તપાસે છે અને તેમા ફેરફારો સૂચવે છે આજે રાજતંત્રમાં ઘણાં ખાતાઓ જોવામા આવે છે જેથી ખર્ચના આકડાઓ પણ વધેલ છે. કેબીનેટને કર ભારણ કેવી રીતે વહેચાયેલ રહે છે તે નક્કી કરવાનુ રહે છે. કેબીનેટ તરફથી નાણા પ્રધાન બજેટ રજૂ કરે છે બ્રિટનમા કેબીનેટ સિવાય કોઇને બજેટમા કરમા વધારો કે નવી માગણી મૂકવાની સત્તા નથી. પાર્લામેન્ટ ઘટાડો સૂચવી શકે પણ નવી માગણીઓ કે વધારો સૂચવી શકતી નથી નાણાખાતુ ઇંગ્લેન્ડની બેન્ક સાથે સકળાયેલ રહે છે ચલણનુ ધોરણ સ્થિર રાખવુ, સોનાનો જથ્થો, અને બીજી કેટલીક આતરરાષ્ટ્રીય નાણાકીય સ્થિતિ માટે નાણાખાતું ઇંગ્લેન્ડની બેન્ક ઉપર પોતાનો કાબુ રાખે છે.

## (૫) નિમણૂકો

સસ્થાનોમા તથા પરદેશના મુલકોમા ગવર્નર-જનરલો, એલચીઓ તથા બીજા દરેક ખાતાઓમા અધિકારીઓની નિમણૂકો કેબીનેટ તરફથી થાય છે

## (૬) પરદેશનીતિ

પરદેશનીતિ કેમ અને શુ રાખવી તે તાજનો અધિકાર છે. પરતુ વાસ્તવિક રીતે આ અધિકાર કેબીનેટ જ ભોગવે છે ગજદારી વાટાઘાટો સબધી પાર્લામેન્ટને ખબરો આપવામા આવતી નથી પરદેશ ખાતામાં આજ સુધી ઉમરાવોને જ નિમવામા આવતા, પરદેશનીતિના ઘડતરમા પક્ષનીતિ ઘણો મોટો ફાળો આપે છે

## કેબીનેટની સરમુખત્યારી

સરમુખત્યારીવાળા તત્ર જેમ એક માણસ પાસે સર્વોપરી સત્તા રહે છે તેમ પાર્લામેન્ટરી તત્રમા અમુક થોડા માણસો પાસે સર્વ સત્તા રહે છે, જેને અગ્રેજીમા Cabinet Dictatorship કહેવામા આવે છે. કેબીનેટ સર્વસત્તાવાન થવા માટે નીચેના કારણો આપવામા આવે છે

૧. જાહેર કાર્યો અને કાયદાઓ માટે સમય એવી રીતે આપવામાં આવે છે કે કારોબારી સિવાયના મૂકાયેલા પ્રશ્નો માટે ચર્ચા ચલાવવા પણ પૂરતો વખત રહેતો નથી.

૨. ખાનગી સભ્યોને આગળ જે તક રહેલી તે આજે આપવામાં આવતી નથી.

૩. કેબીનેટની સંયુક્ત જવાબદારીનો અર્થ એ રીતે કરવામાં આવે છે કે જેથી પ્રતિપક્ષ તરફથી સૂચવાયેલ સુધારાઓ પણ નામંજૂર કરવામાં આવે છે.

૪. દરેક કામમાં નિષ્ણાતો ( Expert ) થઈ ગયેલા હોવાથી પાર્લામેન્ટમાં બીજા સભ્યો જે નિષ્ણાતો જેટલું જ્ઞાન ધરાવતા નથી તેમને માટે કામ કરવું મુશ્કેલ થઈ પડે છે. પરિણામે ઘણીવાર પાર્લામેન્ટ અને કેબીનેટ પ્રધાનો પણ વ્હાઇટ હોલ પર પરતંત્ર રહે છે.

૫. નાણાકીય બાબતોમાં કેબીનેટ બહારના સભ્યોને જરા પણ ચંચુપાત કરવા દેવામાં આવતો નથી.

૬. ધારા ઘડવામાં પણ કેબીનેટ બહારના સભ્યોને ઘણી જ ઓછી તક મળે છે એટલે ધારા ઘડવાનું ઘણું ખરૂં કામ કેબીનેટ જ કરે છે.

કેબીનેટ આજે એટલું બધું કામ કરવાને બાથ ભીડે છે કે તે બધી બાબતો પર પૂરતું લક્ષ આપી શકતી નથી. કેબીનેટની સરમુખત્યારીને અંગે વહીવટી કામકાજની ખામીઓ બહાર આવતી નથી. ૧૯૧૯ માં રાજતંત્રમાં સુધારા કરવા નિમાયેલ હોલ્ડન કમિટિએ ઘણા સુધારાઓ સૂચવ્યા હતા. કેબીનેટના સભ્યોની સંખ્યા ૧૦–૧૨ જેટલી રાખવામાં આવે, બધાં ખાતાંઓ દરેક પ્રધાન નીચે તેના સંબંધ પ્રમાણે રાખવામાં આવે, અને દરેક પ્રધાન હેઠળ એક સભ્યકમિટિ તેને મદદ કરવા માટે ગોઠવવામાં આવે

તો ઉપરનાં અનિષ્ટો દૂર થવા પામે. પાર્લામેન્ટની કમિટિઓનો સુધારાઓ સૂચવવા માટે ઉપયોગ કરવો જોઇએ. ઉપરાંત કોઈ પણ ચર્ચાસ્પદ વસ્તુ પાર્લામેન્ટમાં નક્કી થવાની જે રીત છે તેમાં પણ ફેરફાર થવો આવશ્યક છે.

આમ બધી રીતે તપાસીશુ તો ઇંગ્લેન્ડમાં કારોબારીમાં કેબીનેટ એ સર્વોપરી તંત્ર રહે છે. કેબીનેટના સભ્યો જે આવે તે ઇંગ્લેન્ડ અને તેના સામ્રાજ્યના શાસકો અને સંચાલકો રહે છે. આજે આ શાસકો અને સંચાલકો ઉપર યુદ્ધને અંગે ઘણી જ મોટી જવાબદારીઓ આવી પડે છે.

# પ્રકરણ ૧૭ મું

## ન્યાયખાતું

### પ્રાચીન સમયનો ન્યાય

ન્યાય આપવાનું કામ આજે ન્યાયખાતું કરે છે, અને આ ખાતું એ હાલના રાજ્યનો અનિવાર્ય વિભાગ અને ધર્મ બનેલ છે. પરંતુ અતિપ્રાચીન સમયમાં આમ ન હતું. ન્યાય મેળવવાની ઇચ્છા વૈરવૃત્તિ શાંત કરવાની લાગણીમાંથી જન્મે છે. શરૂઆતમાં કોઇ પણ માણસ કાંઇ નુકસાન કે ઇજા કરતો તો તેનો ત્યાંને ત્યાં ફેંસલો કાયદો હાથમાં લઇને કરવામાં આવતો. કોઈવાર આ તકરાર દ્વંદ્વ યુદ્ધમાં પરિણમતી. વખત જતાં થયેલ નુકસાન બદલ પૈસા આપવાની પદ્ધતિ પ્રચલિત બને છે. આ ઉપાયો બધા ખાનગી રીતે લેવામાં આવતા. ગુન્હેગારને દંડ કે નુકસાન ભરી આપવાનું કહેનાર કે હુકમ કરનાર કોઇ જાહેર સંસ્થા ન હતી. જાતના કાયદા કાનુનોનું ઉલ્લંઘન કરનારને નાતબહાર મૂકવાની પદ્ધતિ પણ પ્રચારમાં આવે છે.

સમય જતાં જાતનું ન્યાય ચૂકવવાનું કામ રાજા કરવા લાગ્યા અને ગુન્હેગારોને દંડ તથા સજા કરવાના હુકમો કરવા લાગ્યા. જાત સામે કરેલા ગુન્હાઓ દંડ માત્રથી વળી જતા નહિ, એટલે આવા ગુન્હાઓ રાજા સામેના ગુન્હાઓ તરીકે ગણાવા લાગ્યા. પરિણામે જાહેર હિત અને શાંતિ તથા સુલેહનો ભંગ થાય તેવા ગુન્હાઓ રાજા કોઈ પણ રીતે સહન કરી શકે નહિ તેમ માનવામાં આવ્યું. આ ગુન્હાઓમાં ચોરીના ગુન્હાઓનો પણ સમાવેશ થવા લાગ્યો. અહીંથી એ વિચારની શરૂઆત થાય છે જેમાં ગુન્હો એ માત્ર ખાનગી ઇસમ સામે જ નહિ પણ જાહેર રાજ્ય સામે પણ થાય છે, એટલે રાજ્યને એ ગુન્હેગારને સજા કરવાનો અખત્યાર છે. ૮૨

પ્રાચીન યુગમાં સજા કરવાની પદ્ધતિ ઘણી ભયંકર હતી. માથું ઉડાવી દેવું, હાથ પગ કાન નાક કાપી લેવાં, જીવતાં દાટી મૂકવાં, શૂળીએ ચડાવવાં વગેરે અંતીમ સજાના પ્રકારો હતા, જેમાંથી ફાંસી હજુ અવશેષ તરીકે રહી ગયેલ છે. પણ રાજ્યને આ અધિકાર સંપૂર્ણરીતે ભોગવવા પહેલાં ઘણો વખત લાગ્યો, કારણ કે જાતોના નિયમો, ઉમરાવો, અને ધર્મની સંસ્થાઓ તેના આ હક્કોને સંપૂર્ણપણે ભોગવવામાં આડી આવતી હતી. પણ રાજ્યનો વિકાસ થયો અને રાજાની સત્તા વધતી ગઇ તેમ આ સંસ્થાઓ રાજ્યના અધિકાર વચ્ચે આવતી અટકી ગઇ. છતાં પણ આજદીન સુધી યુરોપનાં ઘણાં રાજ્યોમાં ધાર્મિક સંસ્થાઓ કોર્ટ તરીકે કેટલીક હકુમતો ભોગવતી હતી. ખાસ કરીને આ પરિસ્થિતિ ઓગણીસમી સદીના મધ્ય સુધી જર્મની અને ઈંગ્લેન્ડમાં જોવામાં આવતી હતી. આજે આ યુગમાં હવે ન્યાય ચૂકવવાનો ધર્મ એ રાજ્યનો ધર્મ થઇ પડેલ છે, અને રાજ્યની આ સત્તા આજે સર્વાંગ સંપૂર્ણ બનેલ છે. છતાં પણ જૂના સમયની ભાવના હજુ ગયેલ નથી. હજુ પણ કોર્ટ એ ધર્મના મંદિરની જેમ ન્યાયમંદિર "Temple of Justice" કહેવાય છે.

### આધુનિક રાજતંત્રમાં ન્યાયખાતાનું સ્થાન

ન્યાયખાતું એ રાજતંત્રના ત્રણ મુખ્ય વિભાગોમાંનો એક છે. રાજ-તંત્રમાં કુશળ ન્યાયખાતું એ આવશ્યક વસ્તુ છે. વાઇકાઉન્ટ બ્રાઇસ કહે છે કે "There is no better test of the excellence of a Government than the efficiency of its judicial system, for nothing more nearly touches the welfare and security of the average citizen than his sense that he can rely on the certain and prompt administration of justice." [સુરાજ્યની પરીક્ષા સારા ન્યાયખાતા પરથી થાય છે, કારણકે દરેક પ્રજાજન તેની સહીસલામતી અને કલ્યાણ માટે ન્યાયના ચોક્કસ અને

તાત્કાલિક વહીવટ ઉપર જેટલો વિશ્વાસ રાખે છે તેટલો બીજા કોઇ પણ ખાતા પર તેઓ રાખતા નથી]. રાજ્યસત્તાનું વહન ન્યાયખાતા દ્વારા થાય છે, એટલે ન્યાયખાતું એ રાજ્યસત્તાનું મોટું દ્વાર બને છે. કોઇ પણ સારા રાજ્ય માટે કુશળ કારોબારી અને સારૂં ધારામંડળ જરૂરનાં છે તે ખરૂં પણ સૌથી વધુ સારૂં તો ન્યાયખાતું જોઇએ કારણ કે કારોબારીના હુકમોનું પાલન અને ધારામંડળના કાયદાઓનો અમલ ન્યાયખાતા દ્વારા થાય છે. ન્યાયાધીશ એ પ્રજાની સ્વતંત્રતાના સંરક્ષક છે, રાજ્યના ધારાઓના અમલ કરનાર તથા સમજુતી આપનાર અધિકારી છે, અને પ્રજામાં શાંતિ, સુલેહ, અને સુવ્યવસ્થા માટે બધી તકરારો અને ગુન્હાઓનો નિર્ણય આપનાર વ્યક્તિ છે. ઘણો વખત સુધી પ્રાચીન રાજસત્તાક રાજ્યોમાં રાજા એ ન્યાયના અધિષ્ઠાતા ગણાતા અને તેની ન્યાયવિષયક સત્તાઓ તે કારોબારી સત્તા કરતાં પણ વધુ મહત્ત્વની ગણાતી.

આધુનિક રાજતંત્રમાં ન્યાયાધીશની ફરજોનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવે છે. ન્યાયાધીશોને તેની સમક્ષ રજૂ થતી તકરારો અને ગુન્હાઓ માટે રાજ્યના કાયદાઓ લાગુ કરી તે પ્રમાણે ન્યાય આપવાનો રહે છે. દરેક ન્યાય કોર્ટ વાસ્તવિક હકીકતો પ્રમાણે કાયદાની નવી સમજુતી આપી કાયદાઓનું ક્ષેત્ર વધારી શકે છે. પ્રો. લાસ્કી કહે છે કે "The court finds the law, and in finding it the court also makes it. No statute has even been drawn that has covered or can cover the infinite variety of acts of which human ingenuity is capable." [કોર્ટ કાયદાનું સંશોધન કરે છે, અને તે રીતે તેમાંથી નવા કાયદાઓ બનાવે છે. હજુ સુધી કોઈ પણ કાયદો એવો નથી ઘડાયો કે મનુષ્ય બુદ્ધિની સર્વ દિશાને ખાળી શકે.]

ન્યાયાધીશની બધી ફરજો અદા ત્યારે જ થઇ શકે કે જ્યારે તે

બુદ્ધિમાન, વિદ્વાન, સ્વતંત્ર, પ્રમાણિક અને નિર્ભય હોય. ઈંગ્લેન્ડમાં ઇ. સ. ૧૬૮૮ સુધી ન્યાયાધીશો કારોબારીથી દબાયેલા રહેતા. ઇ. સ. ૧૭૦૧ ના એકટ ઓફ સેટલમેન્ટથી ન્યાયાધીશો કારોબારીની લાગવગથી છૂટા થયા તથા સ્વતંત્ર અને નિર્ભયરીતે કામ કરી શકવા લાગ્યા.

### ન્યાયખાતાની જરૂરિયાતો

પ્રથમ જરૂરિયાત સારા ન્યાયખાતા માટે કુશળ, અને બુદ્ધિમાન ન્યાયાધીશોની રહે છે. વકીલાત કરતા વકીલોમાંથી ન્યાયાધીશો નિમવાની પદ્ધતિ ઘણી જ ઉત્તમ છે. આજના ન્યાયના અમલમાં વિલંબ એ મોટામાં મોટું અનિષ્ટ છે. ન્યાયનું કામ જલદીથી થઈ શકે એટલા માટે વધારે સંખ્યામાં ન્યાયાધીશો રાખવા જોઇએ. આજનો ન્યાય કહેવાય છે કે તવંગર માટે છે. ન્યાય મેળવવો ગરીબ સાધનહીન માણસો માટે બહુ ભારે પડે છે. આટલા માટે ન્યાયનું કામકાજ સાદી અને સીધી રીતે થવું ઘટે, અને કોર્ટ ફી હંમેશાં મામુલી રહેવી જોઇએ. ઉપરાંત વકીલોની ફીનું ધોરણ દરેક બાબતમાં નક્કી કરવું મુસ્કેલ રહે છે, એટલે ગરીબ માણસોને મદદ કરી શકે તેવી વકીલોની સંસ્થા પણ રહેવી જોઇએ.

### ન્યાયાધીશોની નિમણૂક

ન્યાયાધીશોની નિમણૂક આજે ચાર રીતે થાય છે.

(૧) અનુભવી વકીલોમાંથી કારોબારી નિમણૂક કરે છે. બ્રિટન, અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસ, બ્રિટિશ સંસ્થાનો અને બીજા ઘણા દેશોમાં આ પદ્ધતિ જોવામાં આવે છે. આ નિમણૂકોમાં ઘણી વખત રાજદ્વારી હેતુઓ પણ ધ્યાનમાં લેવામાં આવે છે, પરંતુ એક વખત ન્યાયાધીશની નિમણૂક થયા પછી તેના પર કારોબારીની લાગવગ રહેતી નથી. ન્યાયાધીશોની નિમણૂક સારી વર્તણૂક ચલાવે ત્યાં સુધી ચાલુ રાખવામાં આવે છે. ન્યાયાધીશોને તેની જગ્યાએથી ખસેડવા માટે ધારાસભામાં મતો લેવાયા

પછી જ તેઓ નીકળી શકે છે તેવા ધારાઓ કેટલાક રાજ્યમા છે ન્યાયાધીશોને ૬૦, ૬૫ કે ૭૦ વર્ષની ઉમરે નોકરીમાથી મુક્ત કરવામા આવે છે પણ અમેરીકામા આવો ઉમરનો પ્રતિબધ નથી

(૨) અમુક દેશોમા અને ખાસ કરીને ન્યાયાધીશોની નિમણૂક અમુક પરીક્ષામા પસાર થયેલા ઉમેદવારોમાથી જ કરવામા આવે છે આ નિમણૂક કારોબારી કરે છે

(૩) સ્વીટ્ઝર્લેન્ડમા ધારાસભાના સભ્યો ન્યાયાધીશોની અમુક મુદત માટે ચૂટણી કરે છે સ્વીટ્ઝર્લેન્ડમા ફેડરલ ન્યાય ખાતામા ૨૪ ન્યાયાધીશો ૬ વર્ષ માટે ધારાસભાથી ચૂટાય છે આ ન્યાયાધીશો ફરી વખત પણ ચૂટાઈ શકે છે આ પદ્ધતિમા ખામીઓ હોવા છતા તેને સ્વીટ્ઝર્લેન્ડમા સારૂ કામ કરેલ છે પરતુ આના કારણમા સ્વીટ્ઝર્લેન્ડનુ નાનુ ક્ષેત્રફળ અને પ્રજામતની કેળવણી છે

(૪) ઘણા દેશમા ન્યાયાધીશોની નિમણૂક પ્રજાચૂટણી દ્વારા થાય છે આ પ્રથા સ્વીટ્ઝર્લેન્ડના પરગણામા તેમજ યુનાઈટેડ સ્ટેટ્સના કેટલાક રાજ્યોમા જોવામા આવે છે આવી ચૂટણીમા ન્યાયાધીશોની વિદ્વતા કે અનુભવ કરતા રાજદ્વારી હેતુઓ તરફ વધુ લક્ષ આપવામા આવે છે આવા કીસ્સામા જે ન્યાયાધીશો પ્રજાથી ચૂટાય છે અને ફરીવાર ચૂટાવા ઈચ્છા રાખે છે તે સ્વતત્ર અને નિષ્પક્ષ ન્યાય કદાપિ આપી શકતા નથી અમેરીકામા આ પદ્ધતિના અનિષ્ટો પણ જોવામા આવે છે, અને પરિણામે ન્યાયખાતામા ઉતરતી પકિતના માણસો પણ દાખલ થઈ જાય છે અમેરીકામા ઘણાખરા રાજ્યોએ જેણે આ પદ્ધતિ દાખલ કરેલ છે ત્યા આ પદ્ધતિના અનિષ્ટો દૂર રાખવા ન્યાયાધીશોની મુદત લાબી રાખવામા આવે છે અને જરૂર પડયે આ ન્યાયાધીશોને રીકાલ પદ્ધતિથી ખસેડી પણ શકાય છે

**માનદ ન્યાયાધીશો**

મિસર, હિન્દ, અને બીજા કેટલાક દેશોમા ન્યાયખાતાના રીતસરના

ન્યાયાધીશો ઉપરાંત કેટલાક પગાર વગરના માનદ ન્યાયાધીશો હોય છે જેને ઓનરરી માજીસ્ટ્રેટ કહેવામાં આવે છે. બ્રિટન તથા હિન્દમાં આવા ન્યાયાધીશો નીમવાની પદ્ધતિ ઘણા લાંબા સમયથી જોવામાં આવે છે. આ પદ્ધતિની તરફેણમાં બહુ કહેવા જેવું છે નહિ સિવાય કે આનાથી પ્રજાજનોને એક જાતની જવાબદારી ભર્યાં પ્રજાકીય કામો કરવાનો અવકાશ મળે છે. પણ આ સંસ્થાનો ઘણીવાર પક્ષો તરફથી ગેરઉપયોગ થવા વધુ સંભવ રહે છે. કાયદાના જ્ઞાન અને પગારની જવાબદારી વિનાના ન્યાયાધીશો પાસેથી ન્યાયના ઠરાવો અને ચૂકાદાઓ સંતોષકારક મળે તે માનવું મુશ્કેલ છે. પણ આવા ન્યાયાધીશોમાં ઘણેભાગે કાયદાના જ્ઞાનવાળા માણસો આવે તો વધુ ઈચ્છનીય છે.

### જ્યુરીની મદદથી ચાલતા મુકદ્દમાઓ

જ્યુરીથી મુકદ્દમો ચલાવવાની પદ્ધતિ ઇંગ્લેન્ડમાંથી ઉદ્‌ભવી છે પણ આજે તે ઘણા દેશોમાં પ્રચલિત થયેલ છે. બ્રિટિશ લોકોનો આ હક્ક તેના સ્વતંત્રતાના દસ્તાવેજ મેગ્નાકાર્ટામાં કરવામાં આવેલ છે. તેમાં જણાવવામાં આવેલ છે કે "None shall be judged except by the lawful judgement of his own peers." જ્યુરી એ પ્રજાના અધિકારોનું સંરક્ષણ કરનારી પદ્ધતિ છે, અને બ્રિટિશ લોકો આ હકમાં હજુ સુધી અખંડિત માન્યતા ધરાવે છે. જ્યુરી પદ્ધતિ એ ન્યાયાધીશો ઉપર નિષ્પક્ષ રીતે ન્યાય આપવા પુરતી અંકુશ રૂપે છે, પ્રજાજનોને તેમના નાગરિક તરીકેના હકોનું ભાન કરાવે છે, અને શુદ્ધ અને નિર્મળ ન્યાય આપવા માટે તે મદદરૂપ થાય છે તેમ માનવામાં આવે છે. જ્યુરીમાં શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને નીમવામાં આવે છે અને જ્યુરીમાં આવનારને જ્યુરર કહેવામાં આવે છે. જ્યુરરો હકીકતોના પ્રશ્નો પર ન્યાયના નિર્ણયમાં ન્યાયાધીશને મદદ કરે છે અને તેની બહુમતી પ્રમાણે ચૂકાદો અપાય છે.

જ્યુરીપદ્ધતિનાં અનિષ્ટો નથી એમ નહિ. કાયદાથી અનભિજ્ઞ માણસો

ન્યાયાધીશને મદદ કરવાને બદલે ઘણીવાર અંતરાય રૂપ લાગે છે. ઘણીવાર જ્યુરરો એટલા બધા પૂર્વગ્રહો બાંધી લે છે કે નિષ્પક્ષ ન્યાય મળવો મુશ્કેલ બને છે. જ્યુરીમાં કાયદાથી વાકેફ માણસો આવે તે વધુ ઇચ્છનીય છે.

"કાયદાનું ધોરણ" અને "વહીવટી કાયદો" (Rule of Law and Administrative Law)

બ્રિટિશ કાયદા શાસ્ત્રીઓ માને છે કે તવંગર અને ગરીબ, રાજા અને પ્રજા, અધિકારી અને બિન અધિકારી બધા માટે કાયદાનું ધોરણ સમાન રહેવું જોઇએ. આ સિદ્ધાંતને અંગ્રેજીમાં Rule of Law કહેવામાં આવે છે. આ સિદ્ધાન્ત બ્રિટન, યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રિટિશ સંસ્થાનો અને બીજા કેટલાક દેશોમાં છે. અહીં અધિકારીઓ તથા પ્રજા વચ્ચેના સંબંધ માટે જુદો કાયદો નથી, પણ ફ્રાન્સ તથા ઇટલીમાં આવી જાતનો કાયદો છે જેને "Droit Administratif" ડ્રોઇટ એડમીનીસ્ટ્રેટીફ (વહીવટી કાયદો) કહેવામાં આવે છે. આમાં એમ માનવામાં આવે છે કે સામાન્ય રીતે ખાનગી માણસો વચ્ચેનો વ્યવહાર અને ખાનગી માણસોનો અધિકારીઓ સાથેનો વ્યવહાર એ બન્ને વસ્તુ જુદી છે.

ફ્રાન્સની આ વહીવટી કાયદાની રીત ઐતિહાસિક બનાવો અને મોન્ટેસ્કયુના સત્તાના જુદા કરવાના સિદ્ધાંતનું પરિણામ છે. આટલા માટે ફ્રાન્સમાં જુદી વહીવટી કોર્ટો રહે છે. જ્યારે બ્રિટનમાં કાયદો બધાને માટે સમાન રહે છે. રાજ્યના અધિકારીઓ જે કાંઇ કરે છે તે પોતાની જવાબદારી સમજીને કરે છે એટલે તેઓને કાયદા પાસે સામાન્ય પ્રજાજનોની જેમ ગણવા જોઇએ.

બ્રિટનમાં કહેવત છે કે "રાજા કદાપી ખોટું ન કરે" તેનો અર્થ એ કે રાજા બ્રિટનમાં કાંઈ સ્વતંત્ર રીતે કરતા નથી. રાજાને નામે તેના અમલદારો બધો વહીવટ કરે છે એટલે તે વહીવટ અને તેમાં થતી ભૂલો કે ગુન્હા માટે તે અમલદારો જવાબદાર રહે છે નહિ કે રાજા. બ્રિટનમાં

વ્યક્તિગત સ્વતંત્રતા જાળવવા માટે ઈ. સ. ૧૬૭૯માં હેબીયસ કોરપસ એક્ટ તથા બીજા કેટલાક કાયદાઓ પસાર કરવામાં આવેલા છે.

કાયદાના સમાન ધોરણમાં ચાર વસ્તુઓનો સમાવેશ થાય છે:—

(૧) રાજ્યના અધિકારીઓ જ્યારે ખાનગી પ્રજાજનો સાથે લેવડદેવડ કરે ત્યારે ખાનગી પ્રજાજનો વચ્ચે જે રીત જોવામાં આવે છે તેના કરતાં અધિકારીઓ માટે જુદી રીત રહેતી નથી.

(૨) કારોબારી પાસે અમુક સત્તા હોય અને તે સત્તાની કેટલી હદ રહેવી જોઈએ તેનો નિકાલ કરવા માટે પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે તેનો કોઈપણ કોર્ટ ઠરાવ આપી શકે.

(૩) સાધારણ કોર્ટો શાંતિના સમયમાં પ્રજાના હિતની સંરક્ષકો રહે છે. કોઈપણ પ્રજાજનને પકડતાં પહેલાં Writ of Habeas Corpus રજૂ કરવી પડે છે.

(૪) અધિકારીઓનાં ગુન્હાહિત કૃત્યો સામાન્ય પ્રજાજનોની જેમજ ગણવાં જોઈએ. ઘણીવાર રાજ્યના મોટા અમલદાર વિરુદ્ધ કામ ચલાવવાનું રહે છે ત્યારે પ્રજાજને તેના માટે પ્રથમ અરજી કરી પરવાનગી મેળવવાની રહે છે.

## વકીલો અને ન્યાયાધીશો ( Bar and the Bench )

ન્યાયખાતાના કામકાજ સાથે વકીલાતના ધંધાને ઘણોજ નિકટનો સંબંધ રહે છે. વકીલ મંડળને સાધારણ રીતે બાર તરીકે ઓળખવામાં આવે છે. બન્ને પક્ષ તરફથી રજૂ થતા વકીલો ન્યાયાધીશ સમક્ષ પોતાના પક્ષની હકીકત તથા તેને લાગુ થતા કાયદાઓ રજૂ કરે છે. ન્યાયાધીશોની જેમ વકીલોએ પણ આજના ન્યાયખાતાનો મહત્વનો વિભાગ બનેલ છે. વકીલો મુખ્યત્વે કરીને પક્ષકારોનું હિત સાચવવા તથા ન્યાયના કામમાં મદદ કરવા માટે રજૂ થાય છે. આર્થિક અગરતો ધંધાદારી હેતુ એ વકીલાતના

ધંધામાં ગૌણુ છે પણુ આજે તો આ આદર્શથી કાંઇ વિપરીત અવસ્થા જ માલુમ પડે છે. વકીલ મંડળના સભ્ય તરીકે તથા કોર્ટમાં ન્યાયકામમાં મદદકર્તા તરીકે વકીલોની વર્તણુકના અમુક નિયમો પણુ રહે છે જે નિયમો પ્રમાણે દરેક વકીલને વર્તન ચલાવવાનું રહે છે. આજે વકીલોનું મંડળ (Bar Association) એ સત્તાવાન સંસ્થા બનેલ છે. વકીલાતના અભ્યાસ તથા નવા વકીલોને દાખલ થવા બાબતમાં તેઓને અમુક સત્તા આપવામાં આવેલ હોય છે.

વકીલાતનો ધંધો એ રોમન સામ્રાજ્યનો વારસો છે. પ્રાચીન રોમમાં Cicero ( સિસેરો ) અને Cato ( કેટો ) એ જુના અને જાણીતા પ્રથમ વકીલો થઈ ગયા. મધ્યયુગમાં વકીલો પાદરી વર્ગમાંથી આવતા. મધ્યયુગના અંતમાં આ વકીલો દુન્યવી બને છે અને પછી તો આ ધંધામાં પણુ બે વિભાગો થયા, જેમાં પ્રથમ Attorney–at–law હતા જેઓ અસીલના એજન્ટની જેમ બધું દાવાનું કામકાજ તૈયાર કરી આપતા, જ્યારે બીજા Barrister at law હતા જેઓ કોર્ટમાં જઈ એટોરનીએ તૈયાર કરેલ દાવા પ્રમાણે અપીલ તરફથી તેનો કેસ રજૂ કરતા. આજસુધી આ વિભાગો યુરોપના બધા દેશોમાં જોવામાં આવે છે. હિન્દમાં આવા ચોકખા વિભાગો નથી પણુ મોટા શહેરોમાં હાઈકોર્ટના કામકાજમાં સોલીસીટરો અને બેરીસ્ટરો તેવા વિભાગો જોવામાં આવે છે.

આજે વકીલાતના ધંધામાં પણુ ખાસ જ્ઞાનના વિભાગો રહે છે. આજે બંધારણીય કાયદા, આંતરરાષ્ટ્રીય કાયદા, એડમીરાલ્ટી, પેટન્ટ, વારસા, ટેરીફ, ફોજદારી વગેરે કાયદાનું ખાસ જ્ઞાન ધરાવતા વકીલો હોય છે.

આજે વકીલોને અંગે કોઇ પણુ માણુસ કોર્ટનું કામકાજ ફી ખર્ચી કરાવી શકે છે. દરેક માણુસને કાયદાની અને કોર્ટના કામકાજની આંટી-ઘુંટીની માહિતી હોતી નથી એટલે આ જ્ઞાન ધરાવતા માણુસોને ફી ખર્ચી [illegible]

## યુનાઇટેડ સ્ટેટસનું ન્યાયખાતું (સુપ્રીમ કોર્ટ)

અમેરીકાનું ન્યાયખાતું આજે જગતમાં ઘણું જ પ્રસિદ્ધ બનેલ છે. આંહિ ન્યાયકોર્ટ ધારાસભાએ પસાર કરેલા ઠરાવો બંધારણીય કે બિન-બંધારણીય છે તે જાહેર કરી શકે છે. અમેરીકાની સુપ્રીમ કોર્ટ અથવા વરિષ્ઠ અદાલત એ પ્રજાહિતો અને હક્કોની રક્ષણકર્તા રહે છે. ધારાસભાએ પસાર કરેલા કાયદાઓ કાયદેસર કે ગેરકાયદેસર છે તે જાહેર કરવાની સત્તા માત્ર અમેરીકાની વરિષ્ઠ અદાલતને જ છે. બ્રિટન કે ફ્રાન્સમાં કોર્ટોના અધિકારો આટલી હદ સુધી વિકસિત થયા નથી. સુપ્રીમ કોર્ટની આ સત્તાનો ઉલ્લેખ બંધારણમાં થતો નથી. ચીફ જસ્ટીસ માર્શલ (૧૮૦૧–૧૮૩૫) એટલે જેણે ૩૫ વર્ષ સુધી વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતું તેણે એમ જાહેર કર્યું કે સુપ્રીમ કોર્ટ એ પ્રજાના અધિકારોની સંરક્ષક સંસ્થા છે, અને પ્રજાના અધિકારોને રાજ્ય કારોબારી નુકસાન ન કરે તે જોવાનું કામ માત્ર સુપ્રીમ કોર્ટનું છે. સુપ્રીમ કોર્ટની આ સત્તાને Power of Judicial Review કહેવામાં આવે છે. આ સત્તા કોર્ટ પોતાની મેળે નહિ પણ કોઈ જાતની આવી અરજી થાય ત્યારે ભોગવી શકે છે. ધારાસભાના ઠરાવો કાયદેસર છે કે નહિ તે જોવા માટે યુનાઇટેડ સ્ટેટસમાં પ્રજાજનો હમેશાં પોતાના આ હક્કો સુપ્રીમ કોર્ટ મારફત અજમાવે છે. આવા કેસો દાખલ થયાના અનેક દાખલાઓ પણ બનેલ છે. પરિણામે ધારાસભા અને પ્રજાજનો પોતાની એકબીજાની જવાબદારી માટે વધુ સતેજ રહે છે. આમ હોવા છતાં પણ ઘણીવાર પ્રજાજનોનો આ હક સફળ બનતો નથી. સુપ્રીમ કોર્ટ કોન્ગ્રેસના બહુ જ થોડા ધારાઓને અત્યારસુધી ગેરકાયદેસર ઠરાવેલ છે.

સુપ્રીમકોર્ટમાં નવ ન્યાયાધીશોની નિમણૂક પ્રમુખ કરે છે. અને તેઓ સારું વર્તન ચલાવે ત્યાંસુધી કામ કરી શકે છે. આ ન્યાયાધીશો ઘણાજ કુશળ, વિદ્વાન, અને અનુભવી હોય છે. તેમને ચારસદીના કાયદાઓનો અભ્યાસ કરવાનો રહે છે જેમાં સંયોજીત રાજ્યોના કાયદાઓ, ફેડરલ તંત્રના

કાયદાઓ, સંયોજીત રાજ્યોનાં બંધારણો અને ફેડરલ બંધારણ વગેરે કાયદાઓ રહે છે.

સુપ્રીમ કોર્ટ સામાન્ય કાયદાઓ અગર તો રાજ્યના બંધારણીય કાયદાઓ ગેરકાયદેસર ઠરાવી શકે છે. ઈ. સ. ૧૮૮૯ થી ૧૯૨૫ સુધી સુપ્રીમ કોર્ટ પાસે ૬૨૦૦ ફેડરલ કાયદાઓ ઉપર અપીલ આવી હતી જેમાંથી માત્ર ૫૩ બિન બંધારણીય હતા તેમ જાહેર કરવામાં આવેલ છે. સુપ્રીમ કોર્ટ પ્રજાહકનું સંરક્ષણ કરે છે તે ખરૂં, પણ સાથે કોઈવાર ઇજા પણ તેટલી જ કરે છે. ઈ. સ. ૧૯૦૫ માં ફેડરલ તંત્રની આવક વેરો નાંખવાની સત્તા ગેરકાયદેસર જાહેર કરી હતી. સુપ્રીમ કોર્ટના આ ઠરાવને રદ કરવા માટેની રીત તો ઘણી જ મુસ્કેલ રહે છે, કારણ કે તેમાં બંધારણીય સુધારા કરવા પડે છે. આજે આ સત્તા માત્ર સમાજવાદી ધારાઓ સામે વાપરવામાં આવે છે. સુપ્રીમ કોર્ટના ન્યાયાધીશોએ ઘણીવાર મજૂરોને લગતા કાયદાઓ રદ કરેલ છે.

## ફેડરલ ન્યાયખાતું

યુનાઇટેડ સ્ટેટસ અને તેના બધા પ્રદેશો ઉપર ફેડરલ ન્યાયખાતાની હકુમત ચાલે છે. નવ ન્યાયાધીશોની બનેલ સુપ્રીમ કોર્ટ એ છેવટની કોર્ટ છે, અને તેને ધારાસભાના કાયદાઓ ઉપર પણ ચૂકાદો આપવાનો અધિકાર રહે છે. સુપ્રીમ કોર્ટ હેઠળ ૧૦ સરકીટ અપીલ કોર્ટ રહે છે, અને આ નીચે ૮૮ ડિસ્ટ્રીકટ કોર્ટો રહે છે. આ સિવાય પેટન્ટ, કસ્ટમ, અને કલેઇમ કોર્ટ પણ રહે છે. યુનાઇટેડ સ્ટેટસમાં ફેડરલ ન્યાયખાતાની ઇજ્જત ઘણી સારી છે, અને હજુ પણ તેમાં વધારો થતો રહે છે. ફેડરલ ન્યાયકોર્ટ પોતાની ડીક્રીનો સીધી રીતે પણ અમલ કરી શકે છે. આમ કરવામાં રાજ્યોની મદદની પણ જરૂર રહેતી નથી. યુનાઇટેડસ્ટેટની ફેડરલ કોર્ટની આ ખાસ વિશિષ્ટતા છે, જેથી ફેડરલ કોર્ટ ઘણું જ સ્વતંત્ર રહે છે અને પ્રજા સાથે સંસર્ગ રાખી શકે છે.

## યુનાઇટેડ સ્ટેટસનું ન્યાયખાતું (સુપ્રીમ કોર્ટ)

અમેરીકાનું ન્યાયખાતુ આજે જગતમાં ઘણુ જ પ્રસિદ્ધ બનેલ છે. આંહિ ન્યાયકોર્ટ ધારાસભાએ પસાર કરેલા ઠરાવો બંધારણીય કે બિન-બંધારણીય છે તે જાહેર કરી શકે છે. અમેરીકાની સુપ્રીમ કોર્ટ અથવા વરિષ્ઠ અદાલત એ પ્રજાહિતો અને હકોની રક્ષણકર્તા રહે છે. ધારાસભાએ પસાર કરેલા કાયદાઓ કાયદેસર કે ગેરકાયદેસર છે તે જાહેર કરવાની સત્તા માત્ર અમેરીકાની વરિષ્ઠ અદાલતને જ છે. બ્રિટન કે ફ્રાન્સમાં કોર્ટોના અધિકારો આટલી હદ સુધી વિકસિત થયા નથી સુપ્રીમ કોર્ટની આ સત્તાનો ઉલ્લેખ બંધારણમાં થતો નથી ચીફ જસ્ટીસ માર્શલ (૧૮૦૧-૧૮૩૫) એટલે જેણે ૩૫ વર્ષ સુધી વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતું તેણે એમ જાહેર કર્યું કે સુપ્રીમ કોર્ટ એ પ્રજાના અધિકારોની સંરક્ષક સંસ્થા છે, અને પ્રજાના અધિકારોને ગંભવ કારોબારી નુકસાન ન કરે તે જોવાનુ કામ માત્ર સુપ્રીમ કોર્ટનું છે. સુપ્રીમ કોર્ટની આ સત્તાને Power of Judicial Review કહેવામા આવે છે. આ સત્તા કોર્ટ પોતાની મેળે નહિ પણ કોઈ જાતની આવી અરજી થાય ત્યારે ભોગવી શકે છે. ધારાસભાના ઠરાવો કાયદેસર છે કે નહિ તે જોવા માટે યુનાઇટેડ સ્ટેટસમા પ્રજાજનો હમેશા પોતાના આ હકો સુપ્રીમ કોર્ટ મારફત અજમાવે છે. આવા કેસો દાખલ થયાના અનેક દાખલાઓ પણ બનેલ છે. પરિણામે ધારાસભા અને પ્રજાજનો પોતાની એકબીજાની જવાબદારી માટે વધુ સતેજ રહે છે આમ હોવા છતાં પણ ઘણીવાર પ્રજાજનોનો આ હક સફળ બનતો નથી. સુપ્રીમ કોર્ટ કોન્ગ્રેસના બહુ જ થોડા ધારાઓને અત્યારસુધી ગેરકાયદેસર ઠરાવેલ છે.

સુપ્રીમકોર્ટમાં નવ ન્યાયાધીશોની નિમણૂક પ્રમુખ કરે છે. અને તેઓ સારૂ વર્તન ચલાવે ત્યાસુધી કામ કરી શકે છે આ ન્યાયાધીશો ઘણાજ કુશળ, વિદ્વાન, અને અનુભવી હોય છે. તેમને ચારસદીના કાયદાઓનો અભ્યાસ કરવાનો રહે છે જેમા સંયોજીત રાજ્યોના કાયદાઓ, ફેડરલ તંત્રના

### બ્રિટનનું ન્યાયખાતું

ઈ. સ. ૧૮૭૮ અને ૧૮૯૪માં બ્રિટનના ન્યાયખાતામાં ભારી ફેરફારો કરવામાં આવેલ છે. ઈ. સ. ૧૮૯૪ પછી બ્રિટિશ કોર્ટો બે પ્રકારની જોવામાં આવે છે, જેમાં પ્રથમ મધ્યસ્થ કોર્ટો જે લંડનમાં આવેલ છે. અને બીજી સ્થાનિક કોર્ટો જે પરગણામાં આવેલ છે. મધ્યસ્થ કોર્ટોનો એક બીજા સાથેનો સંબંધ નીચેના ટેબલ પરથી જાણી શકાય છે.




### ઉમરાવની સભા

ઉમરાવની સભા એ છેલ્લી કોર્ટ ગણાય છે, પણ આ કોર્ટ માત્ર અસાધારણ સંજોગોમાં જ ભરાય છે. ખાસ કરીને મોટા અધિકારીઓ કે ઉમરાવો ઉપર કામ ચલાવવામાં આવે ત્યારે નીચેની આમની સભા ફરિયાદી બને છે, અને ઉમરાવની સભા કોર્ટ બને છે. વોરન હેસ્ટીંગ્સનો પ્રખ્યાત કેસ સાત વર્ષ સુધી ઉમરાવની સભામાં ચાલ્યો હતો.

### પ્રીવિ કાઉન્સિલ

પ્રીવિ કાઉન્સિલની ન્યાય વિષયક કમિટિ તે સંસ્થાનો અને દરિયાપારના મુલકના કેસોની છેવટની અપીલો સાંભળે છે. આ કમિટિમાં ન્યાયાધીશો ઘણે ભાગે ઉમરાવો રહે છે. હિન્દમાંથી પણ બે સભ્યો આ કમિટિમાં રહે છે.

## મધ્યસ્થ કોર્ટો

હાઈકોર્ટમાં ૨૫ ન્યાયાધીશો રહે છે. આ કોર્ટમાં બધા એક સાથે બેગા થતા નથી, પણ તેના ત્રણ વિભાગો રહે છે, જે કીંગ્સ બેન્ચ, ચાન્સરી, પ્રોબેટ, ડાઇવોર્સ, અને એડમીરાલ્ટી છે. આ બધી કોર્ટોને મૂળભૂત અને વિવાદી બન્ને હકુમતો રહે છે. કીંગ્સ બેન્ચના મુખ્ય ન્યાયાધીશને લૉર્ડ ચીફ જસ્ટીસ કહેવામાં આવે છે. આ મુખ્ય ન્યાયાધીશ સિવાય બીજા મદદનીશ ૧૭ ન્યાયાધીશો રહે છે. ચાન્સરી કોર્ટમાં મુખ્ય ન્યાયાધીશ લૉર્ડ ચાન્સેલર હોય છે જેની સાથે ૭ મદદનીશ ન્યાયાધીશો કામ કરે છે. આ કોર્ટમાં બાળકો, ગાંડા માણસો વગેરેના વાલીઓ માટે કામ ચાલે છે. જ્યારે ત્રીજો વિભાગ તેમાં ત્રણ કોર્ટોનું સંમિશ્રણ થયેલ છે. વારસા, છૂટાછેડા અને દરિયાઈ કામકાજને લગતા કેસો આમાં આવે છે. આમાં મુખ્ય ન્યાયાધીશ ઉપરાંત એક ઉપન્યાયાધીશ પણ રહે છે.

અપીલ કોર્ટમાં બ્રિટનની તમામ કોર્ટોમાંથી અપીલો આવે છે. આ કોર્ટના મુખ્ય ન્યાયાધીશ લૉર્ડ ચાન્સેલર રહે છે, અને તેની સાથે બીજા ૬ ન્યાયાધીશો રહે છે.

## સ્થાનિક ફોજદારી કોર્ટ

ન્યાયના વહીવટ માટે બ્રિટનમાં ૮ મુખ્ય વિભાગો છે અને આ મુખ્ય વિભાગોના કેટલાક પેટા વિભાગો રહે છે. ગુન્હાની ગંભીરતા પ્રમાણે હિંદમાં જેમ કોગ્નીઝીબલ અને નોન કોગ્નીઝીબલ ગુન્હાઓ રહે છે, તેમ Indictable (ઇન્ડીકટીબલ) અને Non Indictable (નોન ઇન્ડીકટેબલ) ગુન્હાઓ ત્યાં રહે છે. બીજા વિભાગમાં સાધારણ ગુન્હાઓ રહે છે, અને તેમાં જ્યુરીથી કામ ચાલતું નથી. આવા ગુન્હા માટે કોર્ટને પણ તાત્કાલિક નિકાલ કરવાની હકુમત રહે છે. આવા કેસો ચલાવવા માટે ઘણે ભાગે કોર્ટમાં મુખ્ય ન્યાયાધીશ, પગાર વગરના કોઈ જસ્ટીસ ઑફ ધી પીસ હોય છે, અને તેની મદદમાં કોઇ હોશિયાર શિરસ્તેદાર રહે છે.

ઇન્ડીક્ટીબલ ગુન્હાઓનું કામ સ્થાનિક કોર્ટ જેને સરકીટ, એસાઇઝ, અગર ક્વાર્ટર સેશન્સ કહેવામાં આવે છે તેમાં ચાલે છે. આ કોર્ટમાં ન્યાયાધીશો ઘણા કુશળ અને અનુભવી કાયદાબાજ માણસો હોય છે. ગુન્હેગારને પ્રથમ સમન્સથી બોલાવવામાં આવે છે અને સમન્સથી ન આવે તો પછી વારંટ કાઢવામાં આવે છે. ન્યાયાધીશોને તેના કામકાજમાં જ્યુરી મદદ કરે છે, અને જ્યુરીની બહુમતી પ્રમાણે ન્યાય આપવામાં આવે છે.

### સ્થાનિક દિવાની કોર્ટ

દિવાની કોર્ટમાં બન્ને પક્ષો વ્યક્તિગત રીતે રજૂ થાય છે. સરકીટ તથા એસાઇઝ કોર્ટોને પણ દીવાની હકુમત રહે છે પણ જ્યારે દિવાની કેસ ચાલવાના હોય છે ત્યારે તે જુદા ખંડમાં બેસે છે.

### ફ્રાન્સનું ન્યાયખાતું

ફ્રાન્સ તથા ઇટલીમાં ન્યાયની બે પદ્ધતિઓ જોવામાં આવે છે. એક તો ખાનગી માણસો વચ્ચેના વ્યવહાર માટે, અને બીજી પદ્ધતિ જેમાં ખાનગી માણસો તથા રાજ્યના અમલદારો સંડોવાયા હોય તેવા કિસ્સાઓ રહે છે. રાજ્યના અમલદારો માટે જે કાયદાની ન્યાયપદ્ધતિ રહે છે તેને Droit Administratif કહેવામાં આવે છે. આ ન્યાય આપવા માટે એક જુદી વહીવટી કોર્ટ કરવામાં આવે છે. આ કોર્ટની રીત અને કાયદાઓમાં ફરક રહે છે. રાજ્યના બધા નોકરીયાતોની ખાનગી અને અમલદાર તરીકેની જવાબદારીના કેસો જુદી જુદી કોર્ટોમાં ચાલે છે. દરેક જાતની કોર્ટો ઉપર અપીલ કોર્ટો રહે છે. વહીવટી કાયદાઓ અમલદાર અને પ્રજા બન્નેને રક્ષણ આપે છે. પ્રજાને રાજ્ય સામેના કેસોમાં તુરત જ ન્યાય મળી શકે છે અને ખાસ કરીને રાજ્યના અમલદારોમાં જે તુમાખીપણું આવી જાય છે તે આનાથી અટકી જાય છે. વહીવટી કાયદામાં પ્રજાને રાજ્યના અમલદારોએ કાંઇ નુકસાન કર્યું હોય તો તેનું વળતર આપવામાં આવે છે. કાઉન્સિલ

ઓફ સ્ટેટ રાજ્યના અમલદારોનાં કૃત્યોને ગેરકાયદેસર પણ ઠરાવી શકે છે અને આમ થતાં વહીવટી કોર્ટનું સંરક્ષણ મળતું નથી. આ કાયદાની પદ્ધતિથી જાહેર વહીવટીખાતું ઘણું જ સતેજ રહે છે અને પ્રજા તરફ બેદરકાર બની શકતું નથી. વહીવટી કોર્ટને ( Cousuil d' Etat ) કાઉન્સિલ ઓફ સ્ટેટ કહેવામાં આવે છે. આ કોર્ટના વડા એક નિષ્પક્ષ ન્યાયાધીશ રહે છે. આ કોર્ટ સીવિલ સર્વિસના નોકરો માટે ધારા ધોરણો ઘડે છે, અને તેના વિરૂદ્ધ ફરીઆદો પણ સાંભળે છે. આ કોર્ટ નીચે કાઉન્સિલ ઓફ પ્રીફેક્ટ રહે છે જે કરવેરા સંબંધમાં નીચેના નોકરોની વિરૂદ્ધ ફરીઆદો સાંભળે છે. ચૂંટણી સંબંધી અરજીઓનો પણ આ કોર્ટ નીકાલ કરે છે.

### બીજી ફ્રેન્ચ કોર્ટો

સામાન્ય કાયદાની સૌથી વડી અદાલતને ફ્રાન્સમાં Court of Cassation કહેવામાં આવે છે. આ કોર્ટ તે છેવટની અપીલ કોર્ટ રહે છે, અને આ કોર્ટ કાયદા વિરૂદ્ધના બધા ચૂકાદાઓ રદ કરે છે. આ પછી સામાન્ય કોર્ટો ઉત્તરોત્તર રહે છે. તકરારો, પંચો અને લવાદ માટે એક ખાસ કોર્ટ રહે છે જેને Court of conflict કહેવામાં આવે છે. ફ્રાન્સમાં ખિટન કરતાં ન્યાયાધીશોના પગાર ઓછા રહે છે પણ તેમની નિમણૂક જીવનપર્યંતની રહે છે.

### સ્વીટ્ઝર્લેન્ડનું ન્યાયખાતું

સ્વીટ્ઝર્લેન્ડમાં પણ છેવટની ફેડરલ ન્યાયકોર્ટને ફેડરલ કાયદાઓ તથા બંધારણીય કાયદાઓ ગેરકાયદેસર ઠરાવવાની સત્તા રહે છે. આ કોર્ટ ફેડરલ બંધારણ અને તેના કાયદાઓનો ફરજીઆત અમલ કરાવે છે. પરગણામાં આ અમલ પરગણાના રાજતંત્ર મારફત થાય છે. સ્વીસ ફેડરલ તંત્રને બધા કાયદાનો અમલ પરગણાના રાજતંત્ર દ્વારા કરવાનો રહે છે. સ્વીટ્ઝર્લેન્ડમાં એકજ ફેડરલ કોર્ટ રહે છે જે લોસાંમાં બેસે છે અને જેમાં ૨૪ ન્યાયાધીશો કામ કરે છે.

## કેનેડા તથા ઓસ્ટ્રેલીયાનું ન્યાયખાતું

કેનેડા તથા ઓસ્ટ્રેલીયામાં ફેડરલ અને પ્રાન્તિક ન્યાયખાતા વચ્ચે તફાવત નથી. માત્ર એકજ મજબુ ન્યાયખાતું રહે છે, જે ફેડરલ તંત્ર નીચે રહે છે. ફેડરલ તંત્ર ન્યાયાધીશોની નિમણુક કરે છે અને તે ન્યાયાધીશોના સદ્વર્તન સુધી ચાલુ રહે છે. યુનાઇટેડ સ્ટેટસની જેમ ફેડરલ ધારાસભાના કાયદાઓ પર ઠરાવ આપવાની ન્યાયખાતાને સત્તા નથી, પણ પ્રાન્તોની ધારાસભાના કાયદા પર ઠરાવ આપી શકે છે. સુપ્રીમ કોર્ટ હમેશાં પાટનગરમાં રહે છે અને તેને મુળભૂત અને વિવાદી બન્ને હકુમતો રહે છે, અને આ કોર્ટ પ્રાન્તો વચ્ચેની તકરારોનો પણ નિર્ણય આપે છે. ૧૯૩૧ પછી બ્રિટિશ સંસ્થાનો પ્રીવિ કાઉન્સિલમાં તેની અપીલો મોકલતાં નથી પણ સંસ્થાનોની કોર્ટો છેવટનો ફેંસલો આપે છે.

## પ્રકરણ ૧૮ મું

# જાહેર વહીવટ તથા સ્થાનિક સ્વરાજ્ય

## (૧) જાહેર વહીવટ

### જાહેર વહીવટ

આજે રાજ્યપ્રવૃત્તિ અને સત્તાના વિસ્તારને અંગે જાહેર વહીવટનો પણ ઘણો વિકાસ થયેલો જોવામાં આવે છે. ગત મહાન યુદ્ધ પછી આ વિકાસમાં પણ ઘણી પ્રગતિ થયેલ છે. આ પહેલાંના સમયમાં બંધારણમાં જાહેર વહીવટને બહુ અગત્યનું સ્થાન આપવામાં આવતું નહિ. જાહેર વહીવટ માટે આજે ત્રણ શબ્દો પ્રચલિત છે, જે Bureaucracy (નોકરશાહી), Civil Service (સનંદી નોકરી), અને Public Administration (જાહેર વહીવટ) છે. સીવીલ સર્વીસમાં ખુશ્કી, હવાઈ, અને દરિયાઈ, લશ્કરી નોકરિયાતો સિવાય બધાનો સમાવેશ થાય છે. નોકરશાહી એ શબ્દ આજે બહુ સારા અર્થમાં વપરાતો નથી. પ્રજામતને મિનજવામદાર નોકરિયાતોને માટે જ નોકરશાહી શબ્દનો ઉપયોગ થાય છે. પણ જાહેર વહીવટમાં આ બધી નોકરીઓની વ્યવસ્થાનો તથા જાહેર નોકરીનો સમાવેશ થઈ જાય છે. જાહેર વહીવટમાં નોકરોની ભરતી માટેના નિયમો, તેના શિક્ષણ, લાયકાત તથા શિસ્ત માટેનું ધારાધોરણ. જુદા જુદા નોકરોના પગારો, તેનો ગ્રેડ તથા પેન્શનો વગેરે ધારાધોરણોનો સમાવેશ થાય છે. જાહેર નોકરીમાં કામ કરતા માણસોને સરકારી નોકરો કહેવામાં આવે છે. પ્રજાવાદી તંત્રોમાં સરકારી નોકરો એટલે પ્રજાના સેવકો છે તેમ ધારીને જ તેઓને કામ કરવાનું શિખવવામાં આવે છે.

### પ્રાચીન સમયની નોકરશાહી

નોકરશાહીની ઉત્પત્તિ પ્રાચીન બાદશાહો અને સમ્રાટોની ચ

સંકળાયેલ છે. રોમના ઇતિહાસમાં જોઈશું તો તે વખતે ઘણા મોટા પાયા પર નોકરશાહીની વ્યવસ્થા કરવામાં આવી હતી. માણસ જ્યાં સુધી શારીરિક રીતે સશક્ત હોય ત્યાં સુધી તે નોકરી કરવા લાયક ગણાતો. રોમના ઑગસ્ટસ બાદશાહે નોકરી માટે નાતો કાઢેલી. ઉપરની નાતના માણસોને જીવનપર્યંત રાજ્યની નોકરી કરવી પડતી. નીચેના માણસોને નીચેની પંક્તિના અધિકારીઓ, અનુચરો વગેરે બનાવવામાં આવતા. પ્રાચીન ચીન અને હિંદમાં પણ આવી જાતની નોકરશાહી જોવામાં આવે છે. ઇ. સ. પૂ. ત્રીજા સૈકામાં મૌર્ય સામ્રાજ્યમાં રાજ્યના નોકરોની એક જુદી જ જાત કાઢવામાં આવી હતી. કૌટીલ્ય અર્થશાસ્ત્રમાં રાજ્યના નોકરો અને તેના ધર્મ બાબતમાં અમુક પ્રકરણો આપવામાં આવેલ છે. મોગલ બાદશાહોએ પણ નોકરિયાતો સંબંધમાં ધારાધોરણો કરેલાં હતાં. ચીનમાં રાજ્યના અમલદારોને Manderins ( મેન્ડેરીન્સ ) કહેવામાં આવતા. આ અમલદારો જીવનપર્યંત રાજ્યની નોકરી કરતા, અને તેના બદલામાં તેમને રાજ્ય તરફથી ખાસ અધિકારો મળતા. યુરોપમાં ઉમરાવશાહીને અંગે આવી જાતની નોકરિયાતોની પદ્ધતિની જરૂર ઉભી થઇ ન હતી. ઉમરાવશાહી નાબુદ થતાં નોકરશાહી યુરોપનાં રાજ્યોમાં અસ્તિત્વમાં આવે છે.

મધ્યયુગમાં યુરોપમાં કાયદા, ન્યાય, કેળવણી તથા કળા અને વિજ્ઞાન માટે એવાં મંડળો થયાં કે જે આ બાબતમાં કોઇ પણ વિષય ઉપર તૈયાર થયેલા નોકરો આપી શકે. રાજ્યના નોકરોએ પણ પોતાના કામમાં કૌશલ્ય માટે ઘણું ઉચું ધોરણ રાખ્યું હતું. આ વખતમાં પગાર કરતાં માનમર્તબા ઉપર વધુ ધ્યાન અપાતું. નોકરો ઉંચાં કુટુંબો અને ઉપરના વર્ગમાંથી આવતા હોવાથી સ્વાભાવિક રીતે કુશળ અને બુદ્ધિમાન રહેતા. ઘણાં રાજ્યોમાં ઉમરાવોને બદલે મધ્યમ વર્ગમાંથી પણ નોકરો આવતા. જર્મનીમાં પ્રશિયાએ જાહેર નોકરીની ઘણી જ ઉત્તમ વ્યવસ્થા કરી હતી. પ્રશિયાના રાજાઓએ રાજ્યની નોકરીમાં યુવકોને નોકરી આપવાનું પસંદ કર્યું અને તેઓને નોકરી તથા વફાદારી માટે કેળવવામાં પણ આવતા. રાજ્યના

નોકરોને તેની નોકરીની મુદત, પગાર, અને ભવિષ્યમાં આગળ વધવા માટે નિયમો નક્કી કરવામાં આવ્યા હતા. નાનપણથી વૃદ્ધાવસ્થા સુધી નોકરી કરવી પડતી એટલે નોકરીઆતો પણ વફાદાર રહેતા. જ્યારે તેઓ રાજ્ય-નોકરીમાંથી નિવૃત્ત થતા ત્યારે તેના હક્ક હિતોનું રાજ્ય રક્ષણ કરતું. આજે પણ જર્મનીમાં તેની જૂની રૂઢી પ્રમાણે જાહેર નોકરીનું ખાતું ઘણું જ વ્યવસ્થિત અને કુશળ છે.

ફ્રાન્સના બુર્બોન રાજાઓએ પણ જાહેર નોકરીની વ્યવસ્થામાં પોતાનો ફાળો આપેલ છે. ફ્રાન્સમાં રાજ્યના નોકરોની નિમણુક અને રૂખસદ આપવાની સત્તા રાજાના પ્રધાનના હાથમાં રહેતી. ફ્રાન્સમાં મધ્યમવર્ગમાંથી બહુ જ થોડા માણસોને નોકરીમાં લેવામાં આવતા. આ વખતે બ્રિટનમાં પણ આવી જ પરિસ્થિતિ હતી. પણ પાર્લામેન્ટ સબળ થયા પછી આ પરિસ્થિતિમાં ફેરફાર થવા પામેલ છે.

## જાહેર નોકરીની આધુનિક વ્યવસ્થા

૧૯ મી સદીમાં જાહેર નોકરીમાં વધુ પ્રગતિ ફ્રાન્સ, જર્મની, અને બ્રિટનમાં થયેલ જોવામાં આવે છે. આ સમયમાં વેપાર, ઉદ્યોગ, તથા વાણિજ્યનો વિકાસ તથા પૂર્વના દેશોમાંથી મળેલ સંસ્થાનોને અંગે યુરોપનાં રાજ્યોની સત્તાનું ક્ષેત્ર ઘણું જ વિસ્તૃત બન્યું, અને જાહેર નોકરીની સંસ્થા પણ સાથે વિશાળ બને છે. બ્રિટનમાંથી હિંદ માટે સારામાં સારી રીતે કેળવાયેલા અને ખાસ પરીક્ષામાં પસાર થયેલા નોકરો મોકલવા માટે ઇન્ડીયન સીવિલ સર્વીસની પદ્ધતિ દાખલ કરવામાં આવેલ છે. જ્યારે આ નોકરીઆતોની વ્યવસ્થા સફળ બની ત્યારે બ્રિટનમાં પણ આવી પદ્ધતિ દાખલ કરવામાં આવી. આટલા માટે સીવિલ સર્વીસ કમીશનની નિમણુક કરવામાં આવી, જે નોકરો માટે પરીક્ષા લઈ તેને નોકરીમાં દાખલ કરતા. આજે હવે લગભગ બધા દેશોમાં કારોબારી ઉપરાંત પબ્લીક સર્વીસ કમીશન રહે છે જે

નોકરીઆતોની નિમણૂક કરે છે. કારોબારીના સભ્યોને પબ્લીક સર્વીસ કમીશનમાં જગ્યા મળતી નથી. તેમને લાગવગ કે ભલામણો કરવાની મના રહે છે. જાહેર નોકરીની વ્યવસ્થા એ ઘણું મોટું અને અગત્યનું કામ રહે છે. માટે આ વ્યવસ્થા કરનાર સંસ્થા નિષ્પક્ષ અને પ્રજાનો વિશ્વાસ ભોગવતી હોય તેવી હોવી જોઇએ. નોકરોની ભરતી વખતે તેની ઉમર નક્કી કરવાની, ઉમેદવારોમાંથી અમુકને પસંદ કરવા, નોકરીઆતોની શારીરિક તથા માનસિક સ્થિતિ તપાસવા બાબતનાં ધોરણો ઘડવાં, જુદાં જુદાં ખાતાંઓ તથા નોકરો માટે અમુક શિક્ષણ અને કેળવણી માટે પ્રબંધ કરવો, દરેક નોકરીઆતના પગારો, પેન્શનો, અને ગ્રેડ નક્કી કરવા વગેરે બધું કામ પબ્લીક સર્વીસ કમીશનનું રહે છે. દરેક દેશમાં પબ્લીક સર્વીસ કમીશનની ફરજોની વિગતમાં ફેરફારો રહે છે. જર્મનીમાં સીવીલ સર્વીસમાં દાખલ થનાર ઉમેદવારે કાયદો, અર્થશાસ્ત્ર, રાજકારણ અને જાહેર વહીવટનું ખાસ જ્ઞાન મેળવેલું હોવું જોઇએ તેવું ધોરણ છે. બ્રિટનમાં સામાન્ય જ્ઞાન ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. જર્મનીમાં ઉમેદવારની ઉમરની હદ ૧૭–૧૮ વર્ષની રાખેલ છે, જ્યારે બ્રિટનમાં ૨૧–૨૨ વર્ષ નક્કી થયેલ છે. ફ્રાન્સમાં રાજ્યના નોકરોનાં હિત જાળવવા માટે તેમનું એક જુદું મંડળ પણ કરવા દેવામાં આવે છે. પણ બીજા કોઇ દેશમાં આવો હક્ક આપવા દેવામાં આવતો નથી. કેટલાક દેશોમાં રાજ્યના નોકરોના ગુન્હાઓ તથા શિસ્તભંગ માટે કામ ચલાવવા માટે ખાસ કોર્ટની નિમણૂક કરવામાં આવે છે અને આ કોર્ટને સજા કરવા માટે સત્તા પણ આપવામાં આવે છે.

### નોકરીઆતોની ફરજો

વહીવટી નોકરોને માત્ર વહીવટ સાથે જ સંબંધ છે તેમ નહિ. આજે હવે વહીવટી, ધારાકીય, અને ન્યાય વિષયક કામોમાં બહુ તફાવત રહ્યો નથી. આજે વહીવટી ખાતાંઓના ઉપરીઓ તથા તાબાના માણસોને ધારાઓને અમલમાં મૂકવાનું કામ પણ રહે છે. દરેક ખાતાના નિયમો કરવાનું કામ દરેક ખાતાના ઉપરી અધિકારીને સોંપવામાં આવેલ રહે છે. આ ધારા

ધોરણોને ધારાસભાની મંજૂરી મળતાં તે રીતસરના કાયદાઓ બને છે. વહીવટી ઉપરી અમલદારોને તેની નીચેના નોકરોએ કરેલા ગુન્હાહિત કામ માટે તપાસ કરવાની રહે છે. આવક વેરાના અમલદારોએ કરેલા ગુન્હા માટે ન્યાય આપવાનો રહે છે. મજૂરોને થયેલ ઈજા બાબતમાં વળતર આપવાનું કામ પણ ઔદ્યોગિક ખાતાના ઉપરીઓને રહે છે. દરેક ખાતામાં તેના પોતાના ખર્ચ પૂરતો હિસાબકીતાબ રાખવા પડે છે જ. ઓડીટ ખાતા તરફથી દર વર્ષે તપાસ થાય છે. ઉપરી અધિકારીઓએ કરેલા ચૂકાદા પર ઘણાં રાજ્યોમાં ન્યાય કોર્ટમાં અપીલ કરવાનો હક્ક રહે છે. વહીવટખાતામાં નાણાંખાતાની બાબતોનો પણ સમાવેશ થાય છે એટલે વહીવટખાતું રાજતંત્રનો ઘણો જ અગત્યનો વિભાગ બને છે. વહીવટી અમલદારોને ધારાધોરણો પ્રમાણે પ્રમાણિકતા તથા કૌશલ્યથી કામ કરવાનું રહે છે એટલું જ નહિ પણ પ્રજામતના સંસર્ગમાં પણ રહેવાનું હોય છે. વહીવટીખાતું એ રાજ્ય અને પ્રજા વચ્ચેના સંબંધમાં અગત્યની કડીરૂપ છે.

### જાહેર નોકરીના આદર્શો

પ્રજાતંત્રવાદી રાજ્યના નોકરીઆતોને તેની નોકરીની મુદત અને ભવિષ્યની બાબત નક્કી કરી આપવાના બદલામાં તેમની પાસેથી ઉંચી જાતના કૌશલ્ય તથા પ્રમાણિકતાની અપેક્ષા રાખવામાં આવે છે. રાજ્યના નોકરોને ઘણીવાર એવી ફરજો અદા કરવાની રહે છે કે સ્વાભાવિક રીતે તેને ન ગમે, પણ જાહેર હિત અને રાજ્યના હિત માટે તે કરવાની છે તેમ ધારી તેને ફરજો અદા કરવી જોઇએ. નોકરીઆતો લોકોપવાદના ભયથી ઉપરવટ રહેવા જોઇએ, તેની સાથે સસ્તી કીર્તિ મેળવવા માટે પણ પ્રયત્નો કરવા ન જોઇએ. નોકરીમાં જોડાયા પહેલાં ગમે તે પક્ષમાં હોય પણ નોકરીમાં દાખલ થયા પછી જે પક્ષ સત્તામાં હોય તેને બરાબર વફાદારીથી નોકરી બજાવવી જોઇએ. ખાતાના ઉપરી અધિકારીઓએ પ્રધાનોની સૂચનાનો બરાબર અમલ કરવો જોઇએ અને પ્રધાનોએ અમલદારોના હિતનું સંરક્ષણ

પણ કરવું જોઇએ. ઘણી વખત ધારાસભામાં પ્રશ્નોત્તરીમાં રાજ્યના નોકરોની સખ્ત ખબર લેવામાં આવે છે, પણ રાજ્યના નોકરોએ કાંઈ પણ પ્રમાણિકપણે રાજ્યના હિત માટે કરેલ હોય તો તેનો બચાવ કરવો જોઇએ. રાજ્યહિત અને પ્રજાહિત જુદાં નથી તેમ ધારીને દરેક નોકરે પોતાની ફરજો અદા કરવી જોઇએ, અને તેની સાથે પોતાના ખાતાનું કામ વધુ સારી રીતે બહાર આવે તે પણ લક્ષમાં રાખવું ઘટે. રાજતંત્રના ફેરફારો સાથે રાજ્ય નોકરીના આદર્શોમાં ફેરફારો થતા નથી, તેમ માનવું તે ભૂલ ભરેલું છે.

## જાહેર નોકરીનાં અનિષ્ટો

રાજ્યના નોકરોને અપાયેલા હક્કો તથા અધિકારોને અંગે તેમની વિરૂદ્ધ પ્રજાવર્ગને હંમેશા એક જાતનો પૂર્વગ્રહ રહે છે. કહેવામાં આવે છે કે અમુક વર્ષે નોકરીઆતો પેંધી ગયા પછી પ્રજામતને તેઓ ધુત્કારે છે અને કારોબારીના અમલદારોને રમાડી જાય છે. બ્રિટનની કૅબીનેટની સરમુખત્યારીમાં બ્રિટીશ નોકરીઆતોની કિલ્લેબંદીનો મોટો ફાળો છે. કૅબીનેટમાં આવેલા નવા પ્રધાનોને જેને વહીવટી ખાતામાં કશી માહિતી ન હોય તેઓને શરૂઆતમાં તાબાના અધિકારીઓ ઉપર આધાર રાખવો પડે છે, અને નીચેના અમલદારોની ભૂલ માટે પ્રધાનોને ઘણીવાર સહન કરવું પડે છે. ઘણીવાર કાયમી જાહેર નોકરીઆતોની લાગવગ પાસે પ્રધાનોની જવાબદારી નિરર્થક થઈ પડે છે. ઉપરાંત નોકરશાહીમાં જે નકામું તુમારી કામ ચાલે છે તે કંટાળાજનક રહે છે. જે વાતનો રૂબરૂમાં એક મિનીટમાં નીકાલ થાય તે તુમારે ચડી જતાં વર્ષો થાય છે. કાયમી નોકરો વખત જતાં સંકુચિત મનોવૃત્તિવાળા, રૂઢીચૂસ્ત અને સ્થિત અભિપ્રાયવાળા બની જાય છે, અને પરિણામે કારોબારીને વહીવટીતંત્રમાં પ્રજામતથી બેજવાબદાર બનતાં શીખડાવે છે, અને પોતે સ્વતંત્ર વિચાર કરી શકતા નથી.

પ્રજાને જવાબદાર તંત્રોમાં પણ આ અનિષ્ટ જોવામાં આવે છે. કુશળ અને મજબૂત પ્રધાનો નોકરીઆતો પાસેથી પોતાની ધારેલી નીતિ પ્રમાણે

કામ લઇ શકે છે. અધિકારીઓ પ્રધાનોને જોઇએ તે વસ્તુ તથા હકીકતો રજૂ કરવા માટે રાખવામાં આવેલ છે. આ અધિકારીઓ તથા નોકરો પાસેથી કામ કેમ લેવું તે પ્રધાનોના હાથની વાત છે. કારોબારીની અમુક નીતિ નક્કી થયા પછી નોકરીઆતોને તે અમલમાં મૂકયા વગર છૂટકો રહેતો નથી. પ્રજા અને અધિકારીઓ તથા નોકરીઆતો વચ્ચે જે દિવાલ ઉભી થાય છે તે દૂર કરવા માટે પ્રજાની બનેલી સલાહકારી કમિટિઓની જરૂર રહે છે. અમેરીકામાં છે તેમ કાયમી કરતાં હંગામી જગ્યાઓ રાખવાથી આ મુશ્કેલી દૂર થાય છે. દરેક ખાતામાં સ્વતંત્ર ચર્ચાઓ અને સહકારથી નોકરીઆતોમાં એક જાતની સમગ્ર દૃષ્ટિ આવે છે. નોકરીઆતોને પ્રજા સાથેના સીધા પરિચયમાં તથા સહકારમાં રાખવા જોઇએ. અમલ એવી વસ્તુ છે કે ગમે તેવા માણસને પણ ક્ષણભર તુમાખી બનાવી દે છે, એટલે અમલદારો તથા નોકરીઆતોએ ખ્યાન રાખવું ઘટે કે તેઓ રાજ્યના નોકરો છે તેમ પ્રજાના સેવકો છે, અને તેમનો પગાર પ્રજા પાસેથી આવે છે.

### જાહેર નોકરોના વિભાગો

જાહેર નોકરીના પાંચ મુખ્ય વિભાગો છે, જે કારોબારી (Ministerial), નિષ્ણાતો તથા ખાસ જ્ઞાનવાળી (Technical), આદેશનો અમલ કરનાર (Manipulative), અને વહીવટી (Administrative) છે. જાહેર વહીવટમાં કારોબારી વિભાગને ઘણું કામ કરવાનું રહે છે. તેમની પાસે અગત્યનાં રેકર્ડો તથા તુમારો રહે છે. કોઇપણ બાબત ઉપર તેઓને અભિપ્રાય રજૂ કરવાનો રહે છે. આજે તો તાર, ટપાલ, ઓડીટ વગેરે પણ આ ખાતામાં રહે છે. મેનીપ્યુલેટીવ શાખાને વહીવટી હુકમોનું પાલન કરાવવાનું રહે છે. ટેકનીકલ વિભાગમાં એન્જીનીયરો, ડોક્ટરો, વકીલો વગેરે ખાસ જ્ઞાન ધરાવતા માણસો કામ કરે છે. વહીવટી નોકરીમાં બ્રિટિશ પદ્ધતિ વધુ અનુકરણીય ગણાય છે.

### યુનાઇટેડ સ્ટેટ્સમાં જાહેર નોકરી

અમેરીકામાં નોકરી બાબતમાં શરૂમાં Spoils system (સ્પોઇલ્સ

પદ્ધતિ) હતી. આ પદ્ધતિમાં જે પક્ષ સત્તામાં આવે તેના હાથમાં બધી જગ્યાઓ જાય છે. પ્રમુખની ચૂંટણી પછી બધા અમલદારો નીકળી જાય અને જે પક્ષ સત્તામાં આવે તેના નીમેલા અમલદારો આવે. આ પદ્ધતિ પ્રમુખ જેકસને દાખલ કરી હતી. પણ આ પદ્ધતિનાં ઘણાં માઠાં પરિણામો આવવા લાગ્યાં. નવા નોકરોને રાજતંત્રનો અનુભવ ન હોવાથી રાજતંત્રમાં શિથિલતા તથા લાંચ રૂશ્વતની બદી દાખલ થવા લાગી. છેવટે આ પદ્ધતિ ૧૮૭૩ માં ફેરવી નાખવામાં આવી, અને કાયમી સીવિલ સર્વીસ દાખલ કરવામાં આવી. આજે પણ અમેરીકામાં ઘણી જગ્યાઓ માત્ર અમુક મુદત સુધી જ નોકરોની મળે છે, અને એ મુદત પછી બીજા નોકરોને લેવામાં આવે છે. હિંદ જેવા મોટા દેશમાં આ પદ્ધતિ દાખલ કરવા જેવી છે.

### બ્રિટનમાં જાહેર નોકરી

બ્રિટનમાં દર વર્ષે પબ્લીક સર્વીસ કમીશન કેટલી જગ્યાઓ ખાલી છે તે જાહેર કરે છે અને પછી યુનિવર્સિટી તથા બીજી સંસ્થાઓ તરફથી ઉમેદવારોની નિમણૂક કરવામાં આવે છે. ઉમેદવારોની શારીરિક સ્થિતિ, બુદ્ધિમત્તા, તથા હોશિયારીની કડક પરીક્ષા કરવામાં આવે છે. પરીક્ષામાં ૩૮ જેટલા મરજીઆત વિષયો રાખવામાં આવે છે. આજ સુધી પણ નિષ્પક્ષ-પણે નોકરીઆતોની ભરતી થતી નથી તેવી ફરિયાદો સાંભળવામાં આવે છે.

### હિન્દમાં જાહેર નોકરી

૧૯ મી સદીની શરૂઆતથી ઈંગ્લેન્ડમાં હિન્દ માટે નોકરોને તૈયાર કરવા માટે ઇસ્ટ ઇન્ડિયા કમ્પની તરફથી હેલ્સબરીમાં એક નિશાળ રાખવામાં આવી હતી. શરૂમાં આ નિશાળમાં દાખલ થવા માટે કમ્પનીના ડીરેક્ટરો ભલામણો કરતા. ઇ. સ. ૧૮૩૩ માં આ નિશાળમાં દાખલ થવા માટે પરીક્ષાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. ૧૮૫૩માં પરીક્ષામાં પસાર થયા હોય તેને જ નોકરીમાં દાખલ કરવામાં આવતા. આજે આમાં ઘણો ફેરફાર થયેલ છે. આજે ઇન્ડિયન સિવીલ સર્વીસમાં ઘણા જ ઉંચા ધોરણે પરીક્ષા

લેવામાં આવે છે. આ નોકરીમાં મોટું પ્રમાણ અંગ્રેજોનું રહે છે. હિન્દમાં જાહેર નોકરીમાં કોમી તત્ત્વો પ્રમાણે નોકરી આપવાનું નક્કી થયેલ છે. હિન્દમાં અત્યારે સીવિલ સર્વીસમાં માત્ર ૧૧૦૦ જેટલા અમલદારો છે જે હિંદ જેવડા વિશાળ ખંડ ઉપર લોખંડી વર્ચસ્વ જમાવી રાખે છે. હિન્દમાં આ નોકરીમાં ઘણો મોટો ભાગ રાજ્યકર્તા પ્રજાનો રહે છે જે તુમાખી અને બિનજવાબદાર રહે છે.

## (૨) સ્થાનિક સ્વરાજ્ય

### સ્થાનિક તંત્રની જરૂરિયાત

રાજકીય અને કાયમી કારોબારી ઉપરાંત રાજતંત્રનો એક વિશિષ્ટ વિભાગ તે સ્થાનિક સ્વરાજનો છે જે જગતના બધા દેશોમાં ઘણા વર્ષોથી ધોરણસર જીવનના પાયા રૂપે અસ્તિત્વ ધરાવે છે. કોઇપણ દેશમાં સુરાજ્ય અને સ્વરાજનો આધાર પ્રજાને આપેલ સ્વતંત્રતા ઉપર રહે છે, અને સુરાજ્ય અને સ્વરાજ્યના અસ્તિત્વમાં સ્થાનિકતંત્રનો મહત્વનો ફાળો છે. સ્થાનિક તંત્રમાં પક્ષભેદોનું અસ્તિત્વ બહુ ઓછું રહે છે. આ તંત્ર ચલાવવામાં બધા પક્ષો, નાતો અને જાતોના સહકારની જરૂર રહે છે, એટલે પ્રજામાં એક જાતનું ઐકય અને સંગઠન સ્થપાય છે. સ્થાનિક તંત્રમાં જુદાજુદા ધર્મ અને આર્થિક હિતવાળા પક્ષોને પણ સામાન્ય હિતો ખાતર હળીમળીને કામ કરવું પડે છે. રસ્તા, બત્તી, જાહેર આરોગ્ય અને જાહેર હિત એ બધી એવી વસ્તુઓ છે કે પ્રજાને બધાની જરૂર રહે છે. એટલે સ્થાનિક તંત્ર પ્રજાને જવાબદાર તંત્ર માટે સરસ રીતે કેળવે છે. પ્રાચીન ગ્રીસ તથા હિંદમાં સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ ઘણીજ સારા પાયા પર હતી. આજ સુધી પણ હિંદમાં જોવામાં આવતી ગ્રામ પંચાયત એ પ્રાચીન સ્થાનિક સ્વરાજ્યનો દાખલો છે. સ્થાનિકતંત્ર એ દેશના કાર્યકર્તાઓને બનાવનાર તથા બહાર લાવનાર સંસ્થા છે. ઘણા નેતાઓએ પ્રથમ પરગણામાં નેતા તરીકે કામ કરેલ છે અને પછી દેશ સમગ્રના નેતાઓ થયેલ છે. સ્વ. જોસેફ

ચેમ્બરલેઈનિ આનો દાખલો હતા. સ્થાનિક સ્વરાજ્ય એ પ્રજાતંત્રવાદમાં વધુ આવશ્યક બને છે કારણ કે આથી સત્તા વધુ પડતી કેન્દ્રિત થતી નથી.

## સ્થાનિક અને મધ્યસ્થ તંત્ર વચ્ચેનો સંબંધ

આજે મધ્યસ્થ તંત્ર ઘણાંખરાં સ્થાનિક તંત્રો રચે છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ તંત્રોનું અસ્તિત્વ બીજા સંજોગોને આધારી રહે છે. ફેડરલ રાજ્યોમાં સ્થાનિક સંસ્થાઓ સંયોજીત વિભાગ હેઠળ રહે છે, એટલે દરેક સંસ્થાના સંજોગો પ્રમાણે જુદાજુદા પ્રકારો તથા તફાવતો રહે છે. યુનાઇટેડ સ્ટેટસમાં શહેરો, ગામ અને ગામડાંઓ બધાના સ્થાનિક તંત્રોને વિશાળ સત્તાઓ રહે છે. જ્યારે ફ્રાન્સમાં મધ્યસ્થ તંત્ર સ્થાનિક તંત્રનું નાણાપ્રકરણ, ધારા ઘડવાની તથા બીજી કેટલીક સત્તા વગેરે નક્કી કરે છે. ઘણાંખરાં રાજ્યોમાં સ્થાનિકતંત્રને સ્થાનિક વહીવટ પૂરતું બધું કામકાજ કરવાનું રહે છે, જેમાં સ્થાનિક પ્રજાજનોનું ધારાસભામાં પ્રતિનિધિત્વ તથા સ્થાનિક હિતો જાળવવાનું અને સ્થાનિક બાબતોમાં મધ્યસ્થતંત્રના પ્રતિનિધિ તરીકે કામ કરવાનું હોય છે. પ્રજાતંત્રવાદી રાજ્યોમાં સ્થાનિક બાબતો પર સ્થાનિક તંત્રનો કાબૂ હોવો જોઇએ તેમ માનવામાં આવે છે. જ્યાંસુધી સ્થાનિક સંસ્થાઓ સ્વતંત્ર રીતે પોતાની બાબતમાં કામ ન કરી શકે ત્યાંસુધી મધ્યસ્થતંત્ર ગમે તેટલું પ્રજાતંત્રવાદી હોય તે નકામું છે. મધ્યસ્થ અને સ્થાનિક તંત્રની સત્તાઓ એવી રીતે વહેંચાયેલ રહેવી જોઇએ કે એક બીજા વચ્ચે સંવાદ રહે. સ્થાનિક તંત્ર પાસે સ્થાનિક બાબતોનો બરાબર નીકાલ થઈ શકે તેટલી સત્તા રહેવી જોઇએ અને મધ્યસ્થતંત્રે આ સત્તા બરાબર ભોગવાય છે કે કેમ, તેમાં કાંઇ અનિષ્ટો દાખલ થયાં છે કે કેમ વગેરેની દેખરેખ રાખવી જોઇએ. દેશના દરેક વિભાગની સ્થાનિક સંસ્થાઓના અનુભવ અને કાર્ય પછી એક સામાન્ય ધોરણ નક્કી કરવું જોઇએ કે જે બધાને સફળ રીતે લાગુ થઈ શકે. મધ્યસ્થ તંત્રને સ્થાનિક તંત્રને યોગ્ય રીતે નાણા બાબતમાં મદદ પણ કરવી જોઇએ, કેમકે

સામાજીક પ્રવૃત્તિઓ તથા જાહેર સુધારાઓને અંગે સ્થાનિક તંત્રને હંમેશાં આવક કરતાં ખર્ચ વિશેષ કરવું પડે છે.

## સ્થાનિક તંત્રની ફરજો

અમુક હદમાં માણસો સાથે રહેવાથી જે જરૂરિયાતો ઉભી થાય જેમ કે રસ્તાઓ, સાફસુફી, બત્તી, જાહેર આરોગ્ય, કેળવણી, વગેરે વસ્તુઓનો સ્થાનિક તંત્રની ફરજોમાં સમાવેશ થાય છે. આ ઉપરાંત સ્વચ્છ પાણી પુરૂં પાડવું, ગેસ, ઇલેક્ટ્રીસીટી, વ્યવહારનાં સાધનો ઉપરની દેખરેખ વગેરે પણ આ ફરજો ગણાય છે. સ્થાનિક તંત્રની ફરજોમાં હંમેશાં સંજોગો પ્રમાણે ફેરફારો રહે છે. શહેરોના સ્થાનિકતંત્ર પાસે પૈસા અને નાણાની વધુ છૂટ રહે છે કારણ કે તેમને નાણા મેળવવા માટે વિશાળ સાધનો મળે છે. જ્યારે ગામડાઓના સ્થાનિકતંત્રને નાણા બાબત હંમેશાં પરતંત્રતા ભોગવવી પડે છે. પણ ગામડાને એક ફાયદો એ રહે છે કે ગીચ વસ્તી ન હોવાથી તેઓ નાના પાયા પર બધી વસ્તુઓ કરી શકે છે. રમતગમત માટે મેદાનો, સંગ્રહસ્થાનો, લાયબ્રેરી, સ્વચ્છતા, શહેર સુધરાઇ, શાળાઓ શહેરની યોજના તથા હોસ્પીટલો વગેરે પોતાની સ્થિતિ પ્રમાણે રાખી શકે છે. આજે બ્રિટનમાં બરમીંઘામ, બ્રિસ્ટલ, લીવરપુલ, માંચેસ્ટર, ગ્લાસગો, એડીનબરો, અને યુનાઇટેડ સ્ટેટ્સમાં ચીકાગો, હારવર્ડ, કેલીફોર્નીઆ, સીંસીનાટી વગેરેમાં સારામાં સારી કેળવણીની સંસ્થાઓ સ્થાનિક તંત્ર તરફથી ચાલે છે.

સ્થાનિક તંત્રની ફરજોમાં બે વિભાગો રહે છે. એક તો પોતાના ફંડથી શરૂ કરેલાં મૂળભૂત કાર્યો અને બીજાં મધ્યસ્થ તંત્ર કે પ્રાંતિક તંત્રના પ્રતિનિધિ તરીકે કરવાનાં કાર્યો. મધ્યસ્થ તંત્રના પ્રતિનિધ તરીકે કરવાનાં કાર્યોમાં સ્થાનિક તંત્રને સ્વતંત્ર નીતિ રહી શકતી નથી કારણ કે મધ્યસ્થ તંત્ર ઉપર નાણાકીય મદદ માટે તેઓને આધાર રાખવો પડે છે.

સ્થાનિકતંત્રની મુખ્ય ફરજોમાં જાહેર આરોગ્ય અને કેળવણી એ ઘણું જ મહત્વનાં સ્થાન ભોગવે છે. આજે વૈદકીય શાસ્ત્ર અને જંતુ-શાસ્ત્રના વિકાસથી જાહેર આરોગ્યની ફરજોમાં ઘણો વધારો થયેલ છે. ચેપી રોગો જેવા કે શીતળા, ઈન્ફ્લુએન્ઝા, કોલેરા, પ્લેગ, ટાઇફોઈડ, તથા બીજાં દરદો સામે સાવચેતીનાં પગલાં લેવાં, હોસ્પીટલો રાખવી, દર્દો ફેલાયેલ વિભાગમાં વૈદકીય મદદ કરવી, જાહેર પ્રજાને ચેપી દરદો સામે લેવાતાં પગલાંઓની સૂચનાઓ આપવી વગેરે જાહેર આરોગ્ય માટે જરૂર રહે છે. ઉપરાંત ગંદકી ન થવા દેવી, સાફસુફી, સ્વચ્છ પાણી, ખોરાક તથા શાકપત્ર અને ખાવાની વેચાતી ચીજો સ્વચ્છ અને સારી છે અગર તો તે ખરાબ ન થઈ જાય તે બાબતની તપાસ રાખવી અને જાહેર આરોગ્યને કાંઈપણ નુકસાન ન કરે તે બાબતની પૂર્ણ તપાસ વગેરેનો જાહેર આરોગ્યની ફરજોમાં સમાવેશ થાય છે. જાહેર આરોગ્ય સાચવવા માટે ખાસ એક અમલદાર હોય છે જેને Public Health Officer એટલે જાહેર આરોગ્યના અધિકારી કહેવામાં આવે છે. આ અધિકારી પ્રજાના જાહેર આરોગ્ય બાબતમાં વાર્ષિક રિપોર્ટ રજૂ કરે છે, જેમાં નીચેની પાંચ વસ્તુઓ પર હમેશાં ધ્યાન આપવામાં આવે છેઃ (૧) સામાન્ય મરણ પ્રમાણ, (૨) બાળમરણ પ્રમાણ, (૩) સરેરાશ જીંદગીમાં વધારો, (૪) કેન્સર તથા ક્ષય જેવાં અસાધ્ય દરદોનું પ્રમાણ, અને (૫) ચેપી દરદોનું પ્રમાણ.

જાહેર આરોગ્ય પછી તેના જેવી જ બીજી ઉપયોગી ફરજ તે કેળવણીની છે. આજે ઘણાખરા દેશોમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવામાં આવેલ છે. કેળવણી ફરજીઆત થતાં સ્વાભાવિક રીતે સ્થાનિક તંત્રને તે સોંપવામાં આવે છે. આ ઉપરાંત બાળકોના ઉછેર માટેની સંસ્થાઓ, બાળ-મંદિરો, પ્રૌઢ શિક્ષણ શાળાઓ વગેરે સ્થાનિક તંત્રના વહીવટમાં આવી જાય છે. આજના યંત્રયુગ અને ઔદ્યોગિક જમાનામાં કારખાનાંઓને અંગે મજૂરોને રહેવાનાં મકાનો તથા તેની તપાસનું કામ તથા અપંગ અને નિઃસહાય ગરીબોને મદદ આપવાનું કાર્ય પણ સ્થાનિક તંત્રનું રહે છે.

સ્થાનિક તંત્રને તેને સોંપવામાં આવેલ સત્તાનો અમલ કરવા માટે હોશિયાર માણસો અને નાણાંની મદદની જરૂર રહે છે. જર્મની અને ફ્રાન્સમાં સ્થાનિક તંત્રમાં પણ નિષ્ણાતો અને તજ્જ્ઞોને સ્થાનિક નોકરીમાં રાખવામાં આવે છે, ઘરવેરો, ધંધાવેરો, વાહનવેરો, ટોલ વગેરેમાંથી સ્થાનિક તંત્ર નાણાં ઉઘરાવે છે, અને બાકીની જોઇતી મદદ મધ્યસ્થ કે પ્રાન્તિક તંત્ર આપે છે.

## યુનાઇટેડ સ્ટેટસમાં સ્થાનિક સ્વરાજ્ય

યુનાઇટેડ સ્ટેટસમાં ત્રણ જાતનાં સ્થાનિક તંત્રો આવે છે. પ્રથમ ન્યુ ઇંગ્લેન્ડ સ્ટેટસમાં ટાઉનશીપ પદ્ધતિ છે, જેમાં સ્થાનિક પ્રજાજનો એકત્ર મળી એક વર્ષ માટે સ્થાનિક તંત્રના અમલદારોની ચૂંટણી કરે છે, નવા કરો, ખર્ચ અને સ્થાનિક તંત્રની નીતિ નક્કી કરે છે. ગ્રામ્ય પ્રદેશોમાં વિકાસ પામેલા શહેરોની જેને Townships ( ટાઉનશીપ્સ ) કહેવામાં આવે છે તેને જુદું તંત્ર આપવામાં આવે છે. ગ્રામીય પ્રદેશમાં આવેલ ગામડાંઓના સ્થાનિક તંત્રને Folkmoot ( ફોકમુટ ) કહેવામાં આવે છે. મધ્ય યુનાઇટેડ સ્ટેટસ તથા પશ્ચિમ વિભાગનાં ગામડાંઓમાં બીજે છે તેમ ફોકમુટ નથી હોતાં, પણ સ્થાનિક તંત્રને માત્ર નિશાળો સંભાળવાની રહે છે. બીજામાં યુનાઇટેડ સ્ટેટસના દક્ષિણ વિભાગમાં કાઉન્ટી પદ્ધતિ છે. કાઉન્ટીની સ્થાનિક સભાના સભ્યો સ્થાનિક પ્રજા ચૂંટે છે અને આ સ્થાનિક સભાને ન્યાય વિષયક તથા વહીવટી કામ પણ કરવાનું રહે છે. ત્રીજી જાતમાં કાઉન્ટી અને ટાઉનશીપ પદ્ધતિનું મિશ્રણ જોવામાં આવે છે. આમાં સ્થાનિક તંત્રને પોતાના મતાધિકાર માટે ફેડરલ તંત્ર કરતાં જુદાં ધારાધોરણ રહે છે. કેટલેક ઠેકાણે હજુ મતાધિકાર સ્વતંત્ર અને સાર્વત્રિક થયેલ નથી. સ્થાનિક તંત્ર તથા મ્યુનિસિપલ તંત્રમાં પણ રેફરેન્ડમ અને ઇનીશ્યેટીવ પદ્ધતિ દાખલ કરવામાં આવેલ છે. ચૂંટાયેલા પ્રતિનિધિઓને પાછા બોલાવવાની રીત પણ દાખલ કરવામાં આવેલ છે. મોટાં શહેરો જેવાં કે ન્યુયોર્ક, ચીકાગો, બોસ્ટન, સાનફ્રાન્સીસ્કો, ડેટ્રોઇટ વગેરેમાં ચૂંટાયેલા સભ્યોની મ્યુનિસિપલ

કોરપોરેશન રહે છે, જેના પ્રમુખને સીધી રીતે મતદારો ચૂંટે છે અને જેને પગાર પણ આપવામાં આવે છે. પ્રમુખને મેયર કહેવામાં આવે છે. સ્થાનિક તંત્રના અધિકારીઓ જેને Commissioners કમિશ્નર કહેવામાં આવે છે તે ચૂંટાયેલા સભ્યો રહે છે અને જેઓને વહીવટી તથા સ્થાનિક તંત્રનું કામ કરવાનું રહે છે.

### જર્મનીનું સ્થાનિક તંત્ર

જર્મનીમાં સ્થનિક તંત્ર સૌથી સારા પાયા પર ચાલે છે. જર્મનીમાં મ્યુનિસિપલ કોરપોરેશનને સ્થાનિક પ્રજાજનોના જીવનના વિકાસ માટે પૂરતી સત્તા આપવામાં આવેલ છે. અહીં ફ્રાન્સની જેમ વહીવટી કોર્ટ રહે છે જેને મ્યુનિસિપલ પ્રવૃત્તિ ઉપર હકુમત રહે છે અને કોઈ પણ ગેરકાયદેસર પ્રવૃત્તિને તે અટકાવી શકે છે. જાહેર પ્રજાને ઉપયોગી થાય તેવી બધી પ્રવૃત્તિઓના વિકાસ માટે કર ઉઘરાવવાનો સ્થાનિક તંત્રને અધિકાર રહે છે. પરિણામે નાટ્યગૃહો, બગીચાઓ, ટ્રામ્વે, નિશાળો, હોસ્પીટલો, બેન્ક, અનાથાશ્રમો, કાયદાની સલાહ મેળવવાના બ્યુરો તેમજ બેકારી અને આગના વિમાઓ વગેરેનો વિકાસ સ્થાનિક તંત્ર કરે છે. આ સફળ મ્યુનીસીપલ પ્રવૃત્તિઓને અંગે જર્મન શહેરો તથા ગામડાંઓમાં સ્થાનિક સ્વતંત્રતા તથા સ્વદેશાભિમાન ઘણું જોવામાં આવે છે. આમ હોવાનું ખાસ કારણ જર્મન બંધારણીય કાયદો છે જે અમેરીકાના બંધારણની જેમ અવશેષ સત્તા જેનો બંધારણમાં ઉલ્લેખ ન થયો હોય તે સ્થાનિક તંત્રને સોંપવામાં આવે છે. સ્થાનિક તંત્ર શું ન કરી શકે તેનો બંધારણમાં ઉલ્લેખ રહે છે, પરંતુ શું કરી શકે છે તેનો ઉલ્લેખ નથી. જ્યારે બ્રિટનમાં સ્થાનિક તંત્રનું દરેક કાર્ય પાર્લામેન્ટે મંજૂર કરેલા કાયદા ઉપર અવલંબે છે.

### ગ્રેટ બ્રિટનમાં સ્થાનિક સ્વરાજ્ય

બ્રિટનમાં સ્થાનિક તંત્રમાં અનેક પરગણાંઓ છે જેને કાઉન્ટી ક્ષેત્રમાં

આવે છે. દરેક કાઉન્ટીમાં સ્થાનિક કર ભરનારાઓને પ્રતિનિધિઓ ચૂંટવાનો હક્ક રહે છે. આ પ્રતિનિધિઓની એક સભા બનાવવામાં આવે છે જેને કાઉન્ટી કાઉન્સિલ કહેવામાં આવે છે. આ કાઉન્ટી કાઉન્સિલ સ્થાનિક તંત્ર ચલાવે છે. આ સભાના સભ્યોને પગાર આપવામાં આવતો નથી, પણ ભાડું ભથ્થું આપવામાં આવે છે. આ સભાની મુદત ત્રણ વર્ષની રહે છે. આ સભા જે બીજા સભ્યોને ચૂંટે છે તેને Aldermen ( એલ્ડર મેન ) કહેવામાં આવે છે. કાઉન્ટીના પેટા વિભાગો તે Burough ( બરો ) અને Town ( ગામ ) છે. આ સિવાય શહેરી (Urban) અને ગ્રામ્ય (Rural) તેવા બે વિભાગો પણ રહે છે. શહેરી વિભાગ માટે એક પેટા સભા હોય છે તેને Urban District Council ( અર્બન ડીસ્ટ્રીકટ કાઉન્સિલ ) કહેવામાં આવે છે. કાઉન્ટી કાઉન્સિલ આ સભાને રસ્તા, પુલ, પાણીની આવજાવ, અને ખેતીવાડીના કામકાજ તથા સમાર કામ વગેરેની સત્તા આપે છે. લન્ડન અને તેનાં ઉપનગરોની કાઉન્સિલને તો ઘણી વિશાળ સત્તા રહે છે. બાળઉછેર પ્રવૃત્તિનાં કેન્દ્રો ઉઘાડવાં, ચેપી દરદોની હોસ્પીટલો કરવી, ક્ષય માટેનાં દવાખાનાં, આંધળાં તથા અપંગ માટેના અનાથાશ્રમો, નિશાળો, આશ્રયગૃહો, લાયબ્રેરી, મ્યુઝીયમ, ન્હાવાનાં સ્થળો, સ્મશાનો, બગીચાઓ, હાઇવે એકટ તથા હાઉસ એકટ અને જાહેર આરોગ્યને લગતા કાયદાઓનો અમલ કરવાનું કામ કાઉન્ટી કાઉન્સિલ કરે છે. પાર્લામેન્ટે પસાર કરેલા ખાસ કાયદાઓથી કેટલીક કાઉન્સિલ ગેસ, બત્તી, ઇલેક્ટ્રીસીટી, પાણી અને ટ્રામ્વે પણ સંભાળે છે. ગરીબોને મદદ કરવાનું કામ આજે કાઉન્ટી તથા બરો કાઉન્સિલને સોંપવામાં આવેલ છે. કાઉન્સિલોના કામકાજમાં ઘણુંખરૂ કામ સેવાભાવે કરવામાં આવે છે. પરંતુ ઘણીવાર નિષ્ણાતોને પણ જરૂર પડયે રાખવામાં આવે છે. કાઉન્ટી કાઉન્સિલને મધ્યસ્થ તંત્ર તરફથી પાંચ વર્ષની મુદત માટે નક્કી કરેલ અમુક રકમ મળે છે. કાઉન્ટીમાં લેફ્ટેનન્ટ તથા શેરીફ એ મધ્યસ્થ તંત્રના પ્રતિનિધિઓ તરીકે વહીવટી કામકાજ કરે છે, અને પોલીસ પણ મધ્યસ્થ તંત્ર નીચે રહે છે.

## ફ્રાન્સનું સ્થાનિક તંત્ર

બધા દેશો કરતાં ફ્રાન્સમાં મધ્યસ્થ તંત્રે સ્થાનિક તંત્રને ઓછામાં ઓછી સત્તા આપેલ છે. ફ્રાન્સમાં સ્થાનિક તંત્રો માટે જે વિભાગો કે પરગણાંઓ કરવામાં આવેલ છે તેને Department (ડીપાર્ટમેન્ટ) કહેવામાં આવે છે. દરેક ડીપાર્ટમેન્ટના ઉપરીને Prefect (પ્રીફેક્ટ) કહેવામાં આવે છે. આ અધિકારીની નિમણુક ગવર્મેન્ટ તરફથી કરવામાં આવે છે, અને તેને મદદ કરવા માટે બે સભાઓ રહે છે, જેમાં પ્રથમમાં ત્રણ નીમાયેલા સભ્યો રહે છે, જેની સભાને "Council of Prefecture" કહેવામાં આવે છે, જ્યારે બીજી સભા જેને "Council General" (કાઉન્સિલ જનરલ) કહેવામાં આવે છે, તેમાં ચૂંટાયેલા સભ્યો રહે છે. પ્રીફેક્ટ પ્રથમ સભા સાથે વહીવટી કોર્ટ (Administrative Court) તરીકે કામ કરે છે. આ કોર્ટને સ્થાનિક સંસ્થાઓ અને અધિકારીઓ ઉપર હકુમત રહે છે. આ વહીવટી કોર્ટ સ્થાનિક સંસ્થાઓ અને અધિકારીઓની નીતિ કાયદેસર કે ગેરકાયદેસર છે તે નક્કી કરે છે.

ફ્રાન્સમાં સ્થાનિક વિભાગોની ઉત્તરોત્તર રીતે ગોઠવણ કરવામાં આવેલ હોય છે. મુખ્ય ડીપાર્ટમેન્ટ ૯૦ની સંખ્યામાં રહે છે. તે નીચે ૬૬૮ જેટલા પેટા વિભાગો જેને Arrondissements (એરોનડીસમેન્ટસ) કહેવામાં આવે છે. આ એરોન્ડીસમેન્ટસ નીચે ૩૮૦૦ જેટલાં Communes (કોમ્યુન્સ) અને તેની નીચે ૪૫૬૦૦ જેટલાં કેન્ટન્સ રહે છે. પ્રીફેક્ટ નીચે કામ કરતો અધિકારી જેને સબ પ્રીફેક્ટ કહેવામાં આવે છે તે દરેક એરોન્ડીસમેન્ટનો ઉપરી રહે છે. આની મદદમાં એક કાઉન્સિલ રહે છે, જેમાં દરેક કેન્ટનવાર એક સભ્ય આવે છે. એરોન્ડીસમેન્ટની કાઉન્સિલ પોતાના પ્રદેશને લગતા કરો ઉઘરાવે છે. દરેક કેન્ટનમાં એક સ્થાનિક સભા રહે છે જેના પ્રમુખને મેયર કહેવામાં આવે છે. ઈ. સ. ૧૯૨૬ માં ફ્રાન્સમાં સ્થાનિક તંત્રમાં ફેરફારો કરવામાં આવ્યા હતા જેથી પ્રીફેક્ટ તથા સબ-પ્રીફેક્ટને વધુ સત્તા આપવામાં આવેલ છે.

## હિન્દમાં સ્થાનિક સ્વરાજ્ય

હિંદમાં સ્થાનિક તંત્ર એ ઘણી પુરાણી સંસ્થા છે. સારા રસ્તા તથા વાહનોની સગવડતાના અભાવે હિંદનાં ગામડાંઓ એકાકી અને આર્થિક દૃષ્ટિએ સંતોષી જીવન ગાળતાં. પૂર્વેના બાદશાહો તથા રાજાઓ ગામડાંમાંથી પોતાના કરવેરા ઉઘરાવી લેવા સિવાયનું તમામ કામ ગામડાના લોકોને સોંપી દેતા. ગામડાની સ્વતંત્ર સંસ્થાઓ સિવાય નજીકના પાસે પાસેના અમુક ગામડાંઓના જૂથની બનેલી એક સંસ્થા રહેતી. અત્યારે જેને આપણે જીલ્લો કહીએ છીએ તે આજકાલ નહિ પણ વર્ષોથી ઉદ્ભવેલો વિભાગ છે.

આજે હિંદમાં કેટલાક ઇલાકા પાડવામાં આવેલા છે. દરેક ઇલાકામાં કેટલાક જીલ્લા રહે છે. દરેક જીલ્લાના અધિકારી ઇન્ડિયન સીવિલ સર્વીસમાંથી આવે છે જેને કલેક્ટર કહેવામાં આવે છે. કલેક્ટર માજીસ્ટ્રેટ તથા વસુલાતી અધિકારીનું બન્ને કામ કરે છે. આ સિવાય બધી બાબતો પર દેખરેખ રાખવાનું કામ પણ તેને કરવાનું રહે છે. કલેક્ટર સિવાય પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, કેળવણી અધિકારી, ડીસ્ટ્રીક્ટ જજ તથા જાહેરખાતાના અને જાહેર આરોગ્યના અધિકારીઓ જીલ્લાના મુખ્ય ગામમાં રહે છે. દરેક જીલ્લામાં ડીસ્ટ્રીક્ટ બૉર્ડ રહે છે જેમાં ચૂંટાયેલા સભ્યો આવે છે અને આ સભ્યોમાંથી એક પ્રમુખ રહે છે. ડીસ્ટ્રીક્ટ બૉર્ડ હેઠળ નિશાળો, હૉસ્પીટલો, રસ્તા, જાહેર આરોગ્ય અને સ્વચ્છતાનાં ખાતાંઓ મૂકવામાં આવેલ છે. ખર્ચ માટે પ્રાન્તને આધુનિક સુધારા પછી ઇલાકા તરફથી મદદ મળે છે. તે ઉપરાંત તેઓ થોડા વેરા કર પણ નાખી શકે છે. ૧૯૧૯ ના સુધારા પછી સ્થાનિક સ્વરાજ્ય એ પ્રજાના ચૂંટાયેલા ઇલાકાના પ્રધાનોને સોંપવામાં આવેલ ખાતું બન્યું હતું. ગીચ વસ્તીવાળાં ગામડાંઓમાં મ્યુનિસિપાલીટી આપવામાં આવેલ છે. જ્યાંનું સ્થાનિક તંત્ર ચૂંટાએલા સભ્યોથી બનેલ મ્યુનિસિપલ કાઉન્સિલ ચલાવે છે તેના પ્રમુખને ચેરમેન કહેવામાં આવે છે. મ્યુનિસિપાલીટી ઘરવેરો, ધંધાવેરો, વાહનવેરો વગેરે

ઉઘરાવી શકે છે. મ્યુનિસિપલ કાઉન્સિલ ડૉક્ટરો, માસ્તરો, એન્જીનિયરો વગેરે સ્વતંત્ર રીતે નોકરીમાં રાખે છે. મ્યુનિસિપાલીટીના વહીવટી કામ માટે સરકાર તરફથી એક અધિકારી આવે છે જેને મ્યુનિસિપલ કમીશ્નર કહેવામાં આવે છે. કેટલીક મ્યુનિસિપાલીટીઓએ ફરજિયાત કેળવણીનો પ્રયોગ પણ કરેલ છે. જે ગામડાંઓમાં ગીચ વસ્તી નથી તેવાં કેટલાંકની યુનીયન બનાવવામાં આવે છે. આ યુનીયનમાં પણ કાઉન્સિલ અને ચેરમેન રહે છે. તદ્દન ઓછી વસ્તીવાળાં ગામડાંઓની ગ્રામ્ય પંચાયતો કરવામાં આવેલ છે. આ પંચાયતોમાં પોતાની મેળે ચૂંટાયેલા સભ્યો આવે છે જે સ્થાનિક તકરારોની પતાવટ કરે છે.

ઈલાકાનાં શહેરો જેવાં કે મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરેમાં ચૂંટાયેલા સભ્યોની બનેલી મ્યુનિસિપલ કોરપોરેશન રહે છે જેના પ્રમુખને મેયર કહેવામાં આવે છે. મ્યુનિસિપલ મતાધિકાર સરકાર તરફથી નક્કી થયેલ હોય છે અને તે આજે શહેરના લગભગ ૧૪% માણસોને મળે છે.

## ( વિભાગ ત્રીજો )

## પ્રકરણ ૧૯ મું

## કેટલાક દેશોની રાજ્યપદ્ધતિઓ

### રાજ્ય પધ્ધતિઓ

રાજ્યપદ્ધતિ એ રાજકારણનું વિશિષ્ટ અંગ છે. રાજ્યનાં શાસ્ત્રીય સ્વરૂપો, સિદ્ધાંતો અને આદર્શોનું વ્યવહારમાં કેટલે દરજ્જે પરિપાલન થાય છે તે રાજ્યપદ્ધતિના અભ્યાસથી માલુમ પડે છે. રાજ્યપદ્ધતિમાં અમુક દેશમાં રાજ્ય કારોબારી, ધારામંડળ, અને ન્યાયખાતુ તથા સ્થાનિક તંત્ર કેવી રીતે ચાલે છે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે. રાજકારણમાં રાજ્યના શાસ્ત્રીય સિદ્ધાંતો, તેની ઉત્ક્રાંતિ તથા રાજ્યતંત્ર વિષે જાણ્યા પછી તેનું જગતના જુદા જુદા દેશોમાં કેવી રીતે સંચાલન થાય છે તે જાણવું આવશ્યક છે. જુદી જુદી રાજકીય પદ્ધતિઓ સ્થાયી રહે કે તેમાં ફેરફાર થાય તે બહુ મહત્વનું નથી; પરંતુ રાજકારણની દૃષ્ટિએ તો રાજ્યપદ્ધતિઓ રાજ્યની ઐતિહાસિક ઉત્ક્રાન્તિના નમૂના તરીકે ઉપયોગી છે, માટે તેનો આ પુસ્તકમાં સમાવેશ થાય છે.

### (૧) અમેરીકાનાં યુનાઈટેડ સ્ટેટસ

ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે શોધી કાઢેલ નવી દુનિયા આજ સુધી પણ જગતને ઘણી બાબતોમાં અચંબાઓ અને નવીનતા રજૂ કર્યે જાય છે. જેમ્સ પહેલાની ધાર્મિક કનડગતથી ૧૬૨૦ ના સપ્ટેમ્બરમાં ઈંગ્લેંડમાંથી ભાગી છૂટેલા 'પીલગ્રીમ ફાધર્સ' અમેરીકાના પ્રથમ વતનીઓ તથા

સંસ્થાપકો બને છે. લગભગ દોઢસો વર્ષો સુધી યુરોપનાં રાજ્યોનાં ઘણાં માણસોએ આવી આ અંગ્રેજ સંસ્થાનોમાં વસવાટ કર્યો. ૧૭૬૫ સુધી વરજીનિયા, મેરીલેન્ડ કેરોલીન, જ્યોર્જીયા, મેસેચ્યુસેટ્સ, ર્‌હોડ, કનેકટીકટ, ન્યુહેમ્પશાયર, ન્યુયોર્ક, ન્યુજર્સી, પેન્સીલ્વેનિયા તથા ફિલાડેલ્ફીયા વગેરે સંસ્થાનો અંગ્રેજી હકુમત તળે રહ્યાં. આ સંસ્થાનોની પ્રજાની પ્રગતિ આડે ઇંગ્લેન્ડ હંમેશાં આવ્યાં કરતું, એટલે ઇંગ્લેન્ડ તરફ અસંતોષ ચાલુ રહ્યો. ગ્રેન ખીલના આ અસંતોષથીમાંથી બળવો ફાટી નીકળ્યો. ૧૭૭૫ માં આ સંસ્થાનો ઇંગ્લેંડ સામે યુદ્ધ જાહેર કરી સ્વતંત્ર થયાં. આ યુદ્ધને 'અમેરીકન વોર ઑફ ઇન્ડીપેન્ડન્સ' એટલે અમેરીકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ કહેવામાં આવે છે. આ સ્વાતંત્ર્યયુદ્ધથી માંડીને ગત મહાયુદ્ધ સુધીના સમયમાં યુનાઇટેડ સ્ટેટસ અને અમેરીકાનાં રાજ્યોનો થયેલો વિકાસ અદ્‌ભુત છે.

શરૂઆતમાં અમેરીકામાં ઘણી જ સસ્તી જમીનો મળતી, અને આર્થિક સુગમતા પણ ઘણી રહેતી, જેથી બહારના અસંખ્ય પરદેશીઓએ આવીને ત્યાં વસવાટ કર્યો. છેલ્લાં વીશ વર્ષ પહેલાં જ અમેરીકાનો વિકાસ સંપૂર્ણ થઇ ગયો હતો. આજે અમેરીકાની પ્રજામાં એક તત્ત્વ નથી, પણ અમેરીકાની પ્રજા પચરંગી બનેલ છે

આજે અમેરીકાની પ્રજા સમૃદ્ધિ અને આર્થિક આબાદીની દૃષ્ટિએ ટોચે પહોંચેલ છે. આધુનિક યુગમાં અમેરીકા એ પ્રજાકીય સ્વાતંત્ર્યની જન્મ-ભૂમિ ગણાય છે. ફ્રાન્સની પ્રજાને પણ અમેરીકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ એક જબ્બર પ્રોત્સાહન રૂપ બની ગયું હતું. સમવાયતંત્રનો પ્રથમ મોટા પાયા પર અખતરો સફળ રીતે અમેરીકાએ કર્યો. આખા જગતના રાજકારણમાં અમેરીકા અને તેનાં યુનાઇટેડ સ્ટેટસનું સ્થાન અજોડ રહે છે.

### સમવાય બંધારણ

યુનાઇટેડ સ્ટેટસ એ પ્રથમ તો ઘણો જ વિશાળ દેશ છે, અને તેની

રાજ્યપદ્ધતિમાં પણ કેટલીક સંસ્થાઓ હોવાથી તે ગૂંચવણ ભરેલ છે. યુનાઇટેડ સ્ટેટસના મધ્યસ્થતંત્ર ઉપરાંત તેમાં આવેલાં રાજ્યોનાં તંત્રોનો પણ સમાવેશ થાય છે.

અમેરીકાનાં આ રાજ્યો પ્રથમ ઇંગ્લેન્ડની કનડગત સામે તે દૂર કરવાના હેતુથી એકત્ર બની, યુદ્ધ જાહેર કરી, વિજય મેળવીને સંયુક્ત સંસ્થાનો બનેલ છે. આ બધાં રાજ્યોએ જે મધ્યસ્થતંત્ર સ્થાપ્યું તેને સમગ્ર સંચાલન માટે અમુક સત્તાઓ આપી હતી. યુનાઇટેડ સ્ટેટસનું સમવાયતંત્ર ઈ. સ. ૧૭૮૭ માં સ્વાતંત્ર્યની જાહેરાત પછી ઘડવામાં આવ્યું, અને ઈ. સ. ૧૭૮૯ માં તે અમલમાં મૂકવામાં આવ્યું હતું.

યુનાઇટેડ સ્ટેટસના બંધારણમાં ત્રણ સ્વતંત્ર અને જુદી સંસ્થાઓ છે. આ સંસ્થાઓમાં પ્રથમ કારોબારી, જેમાં પ્રમુખ અને તેની કેબીનેટ મુખ્ય છે, ત્યારબાદ કોંગ્રેસ, જેમાં ઉપર અને નીચેની ધારાસભાઓનો સમાવેશ થાય છે; અને છેલ્લે ન્યાયખાતું. જેમાં સુપ્રિમ કૉર્ટ, ફેડરલ કૉર્ટ, અને બીજી સામાન્ય કોર્ટોનો સમાવેશ થાય છે.' આ બંધારણ સત્તાના વિભાગીકરણના સિદ્ધાંત ઉપર રચવામાં આવ્યું હતું. અઢારમી સદીમાં આ સિદ્ધાંત એ ઘણો પ્રગતિમાન અને ઉદ્દામ ગણાતો. કોંગ્રેસ પ્રમુખની સમ્મતિ વિના કોઈ પણ કાયદો પસાર કરી શકે નહિ, પ્રમુખ કોઇ પણ ધારો કે બીલ દાખલ કરી શકે નહિ, અને કોંગ્રેસે કોઇ પણ ધારો પ્રમુખની મંજૂરીથી પસાર કર્યો હોય તો પણ સુપ્રીમ કોર્ટ તે ગેરકાયદેસર જાહેર કરી શકે તેમ બંધારણમાં નક્કી કરવામાં આવેલ છે. પરન્તુ વ્યવહારમાં આ જુદાપણું જે રીતે ધારવામાં આવેલ હતું તે પ્રમાણે કાર્યમાં મૂકી શકાયું નથી. કોંગ્રેસે પસાર કરેલાં બીલો સાધારણ રીતે પ્રમુખ મંજૂર જ કરે છે. સેનેટમાં સેનેટરો પ્રમુખે કરેલી નિમણૂકો મંજૂર રાખે છે, અને સુપ્રીમ કોર્ટ પણ કોંગ્રેસે પસાર કરેલ, અને પ્રમુખે મંજૂર રાખેલ ઠરાવોમાં ફેરફાર કરી શકતી નથી. શરૂઆતમાં તો સુપ્રીમ કોર્ટમાં પ્રમુખ એવા ન્યાયાધિશો રાખતા કે

જે પ્રમુખે મંજૂર રાખેલા કાયદાઓમાં ફેરફાર કરતા નહિ; પણ જ્યારે પ્રમુખ અને કોંગ્રેસ વચ્ચે મતભેદ થાય ત્યારે મુશ્કેલી ઉભી થાય છે.

### બંધારણીય સુધારા

બંધારણમાં સુધારા કરવાની પદ્ધતિ ઘણી મુશ્કેલ રહે છે. અત્યાર સુધીના ૧૫૧ વર્ષના ઇતિહાસમાં માત્ર ૨૧ સુધારાઓ પસાર થઈ શક્યા છે. સુધારો કરવાની દરખાસ્ત કોંગ્રેસ મૂકે છે, અગર તો કુલ રાજ્યોના ૨/૩ જેટલા ધારાસભાના સભ્યો અરજી કરે તો સુધારો મૂકાય. કોંગ્રેસની બન્ને ધારાસભાઓએ ૨/૩ જેટલી બહુમતીથી પસાર કર્યા બાદ કુલ રાજ્યોમાંનાં ૩/૪ રાજ્યોની ધારાસભાઓ પસાર કરે તો જ બંધારણીય સુધારો પસાર થાય છે. [પ્રમુખ, તેની સત્તાઓ, નીચેની ધારાસભા, સેનેટ, સુપ્રીમ કોર્ટ તથા સ્થાનિક તંત્ર વગેરેનો ૩૮૭, ૩૮૮, ૩૪૬, ૩૫૫, ૪૨૭ પાના ઉપર અનુક્રમે ઉલ્લેખ થયો છે.]

## (૨) ગ્રેટ બ્રિટન

ગ્રેટ બ્રિટનનું રાજતંત્ર એ બધાં પ્રજાવાદી તંત્રોમાં વિશિષ્ટ અને વિચિત્ર બન્ને છે. પાર્લામેન્ટની સંસ્થાની બ્રિટન જન્મભૂમિ છે. ઓગણીસમી સદીના અંતમાં બ્રિટિશ પાર્લામેન્ટરીવાદનો ઘણો પ્રચાર થયો, અને જગતના ઘણા દેશોએ બ્રિટિશ રાજતંત્રનું અનુકરણ પણ કરેલ છે તે તેની વિશિષ્ટતા છે. ગ્રેટ બ્રિટનનું રાજતંત્ર એ ત્યાંના સ્થાનિક સંજોગોનું પરિણામ છે. ધાર્મિક સુધારાઓ, ૧૬ તથા ૧૭ મી સદીમાં થયેલા રાજાઓની નબળાઇ, વ્યાપાર અને વાણિજ્યનાં સાધનોનો થયેલો વિકાસ, અને છેવટે ઔદ્યોગિક ક્રાન્તિ વગેરેથી બ્રિટનના તંત્રમાં ઘણા ફેરફારો થયા છે. ઔદ્યોગિક ક્રાન્તિ પછી બ્રિટનની સમૃદ્ધિ અને સંપત્તિમાં એકાએક વૃદ્ધિ થવા પામે છે, બ્રિટિશ લોકોના જીવનનું ધોરણ ઉંચું બને છે, અને આજનું રાજ્ય-બંધારણ પણ આ ક્રાન્તિનું પરિણામ છે તેમ ગણવામાં આવે છે. બ્રિટિશ

રાજતંત્રનું સંચાલન અનેક રૂઢીઓ, પ્રણાલિકાઓ, અને પ્રથાઓ પ્રમાણે થાય છે. રાજતંત્રમાં નીતિ, પક્ષ, કે રાજાના ફેરફારો થાય છતાં પણ જે લોકો તંત્રથી વાકિફ હોય તેને તે તંત્ર ચલાવવા દેવામાં આવે છે જેથી રાજ્યને કાંઈ પણ સહન કરવાનું રહેતું નથી. રૂઢીઓની સ્થિર ભૂમિકા પર સ્થાપિત થયેલ આ રાજતંત્ર જેટલું સ્થિતિ સ્થાપક છે તેટલું જ સ્થિર છે તે તેની ખાસ વિચિત્રતા છે.

## બ્રિટિશ રાજ્ય બંધારણ

બ્રિટિશ રાજતંત્ર એ ઘણું જૂનામાં જૂનું હોવા છતાં ત્યાં હજુ સુધી રાજ્ય બંધારણ લેખીત બન્યું નથી. બ્રિટિશ રાજ્ય બંધારણ એ પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાઓ અને આ કાયદાઓ તથા સામાન્ય કાયદા પ્રમાણે બ્રિટિશ ન્યાયકોર્ટોએ આપેલા ઠરાવો છે. વાસ્તવિક રીતે જોતાં લેખીત બંધારણના અભાવે બ્રિટનમાં રૂઢીઓ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. દાખલા તરીકે મુખ્ય પ્રધાનની જગાને કાયદાસર ભૂમિકા નથી છતાં પણ તે અસ્તિત્વ ધરાવે છે. અંગ્રેજી રાજકારણની સ્થિતિ સ્થાપકતામાં આ પ્રણાલિકા પદ્ધતિ ઘણો મોટો ભાગ ભજવે છે. કોઈ વખત ધાર્યા કરતાં અવળું પરિણામ પણ આવે છે. કારણ કે પાર્લામેન્ટ કોઈ પણ વખતે ધારે તે કરી શકે છે અને તેને તેમ કરતાં અટકાવનાર કોઈ પણ સત્તા રહેતી નથી. બ્રિટિશ લોકો તેમની કાયદા પરાયણ વૃત્તિ, રૂઢીગ્રસ્ત સ્વભાવ, અને બંધારણીય પ્રવૃત્તિઓ માટે વિખ્યાત છે, અને આજ કારણે બ્રિટનમાં ખૂનખાર વિપ્લવો થતાં અટકી ગયા છે.

## તાજ

બ્રિટનનું રાજતંત્ર તાજ, કારોબારી પ્રધાનમંડળ, અને બે ધારાસભાઓ, ન્યાયકોર્ટો તથા સ્થાનિક તંત્રથી બનેલું છે. તાજ એ બ્રિટનમાં છેવટની સર્વોપરી સત્તા ગણાય છે. બ્રિટને ઘણા લાંબા સમયથી રાજાશાહી જાળવી રાખેલ છે. શરૂઆતમાં રાજા પાસે બધી સર્વોપરી સત્તા રહેતી, પરંતુ સમય

જતાં બધી સત્તા ચાલી ગયેલ છે, છતાં પણ તાજ એ બ્રિટનમાં સર્વોપરી સત્તાના ચિન્હ રૂપ ગણવામાં આવે છે. તાજની કાયદેસર સ્થિતિ અને રાજા તથા તેના કુટુમ્બની વ્યક્તિગત સ્થિતિમાં તફાવત છે. આજે રાજતંત્રમાં તાજ તરફથી જરાપણ ડખલગીરી કરવામાં આવતી નથી. આ સત્તા ઘટાડવામાં કોઈ સીધો કાયદો બ્રિટિશ પ્રજાએ ઘડયો નથી. પણ રૂઢીઓ અને પ્રથાના કુશળ ઉપયોગ વડે રાજાની સર્વોપરી સત્તા ઉપર મર્યાદાઓ મૂકવામાં આવેલ છે. રાજાને ધારાસભાએ પસાર કરેલા કાયદાઓ નામંજૂર કરવાની સત્તા છે. પરંતુ આ સત્તા લાંબા વખત થયાં વપરાયા વગરની પડી છે એટલે તે ન વાપરવાની એક જાતની રૂઢી બંધાઇ ગઈ છે જેથી કોઇપણ રાજા આ રૂઢી-ભંગ કરતાં ડરે છે.

અંગ્રેજ પ્રજા ઘણી કુશળ પ્રજા છે. એક તરફથી પ્રજા રાજાની સત્તા લઈ લે છે, જ્યારે બીજી તરફથી અંગ્રેજ પ્રજાને રાજા પ્રત્યે ઘણી વ્યક્તિ-પૂજા રહે છે. દરેક બાબતમાં રાજાને સર્વોપરી માન આપવામાં આવે છે. ઉમરાવ વર્ગ પણ રાજાને પોતાના અગ્રેસર માને છે. રાજ્યની દરેક વિધિમાં રાજા અગ્રેસર રહે છે. દયા અને માફી પણ રાજા આપે છે. વડા પ્રધાનને પણ રાજા નીમે છે. નવા ઉમરાવોને પણ રાજા નીમે છે. માનચાંદ અને ઇલ્કાબો તથા ખિતાબો પણ રાજા પોતે જ આપે છે. ટુંકામાં રાજાને પ્રજાએ રાજ્યની શોભા રૂપે સાચવી રાખેલ છે.

આજે તાજ એ ગ્રેટ બ્રિટન અને સ્વતંત્ર સંસ્થાનો વચ્ચેના સંબંધની કડીરૂપ રહે છે. સંસ્થાનોની વફાદારી પાર્લામેન્ટને નહિ પણ તાજને નામે રહે છે. આજે પરદેશોના મુલકો સાથે બધું કામકાજ તાજના નામે થાય છે. [કારોબારી, પ્રધાનમંડળ, પાર્લામેન્ટ, આમની સભા, ઉમરાવની સભા, પક્ષપદ્ધતિ, ન્યાયખાતું, જાહેર વહીવટ, સ્થાનિક તંત્ર અને સનંદી નોકરો વગેરેનો ૩૯૨, ૩૯૪, ૭૪, ૩૩૭, ૩૬૦, ૪૧૦, ૪૨૨, ૪૨૯ પાના ઉપર અનુક્રમે ઉલ્લેખ કરવામાં આવેલ છે.]

## (૩) ફ્રાન્સ

સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવની રણગર્જના ગજાવનાર ફ્રાન્સ યુરોપની મોટામાં મોટી વિપ્લવભૂમિ બની ગયેલ છે. યુરોપમાં રાજાશાહીની જડ ઉખેડવાનું પ્રથમ કાર્ય ફ્રાન્સે કર્યું! યુરોપમાં પહેલવહેલું સમાજવાદી રાજ્ય ફ્રાન્સે બનાવ્યું! યુરોપમાં સ્વતંત્ર પ્રજાસત્તાક પ્રથમ ફ્રાન્સે સ્થાપ્યું! અત્યાર સુધી ફ્રાન્સ એ જગતનાં મહાન સામ્રાજ્યોમાંનું એક હતું. ફ્રાન્સનાં માણસો જેમ શૌર્ય માટે જાણીતાં હતાં, તેમ આજે યુરોપમાં ભોગવિલાસ માટે જાણીતાં છે. સૌન્દર્ય અને સાહિત્યનું યાત્રાધામ બનેલ પેરિસ એ જગતનાં સુંદર શહેરોમાંનુ એક છે.

ફ્રાન્સે જગતને મહાન ચિન્તકો, વિચારકો, લેખકો, અને નેપોલિયન જેવા સૈનિકો પણ આપેલ છે.

### વિપ્લવ પછીનું ફ્રાન્સ

ફ્રાન્સનું આધુનિક સામાજિક ઘડતર ફ્રેન્ચ વિપ્લવે કરેલ હોવાનું કહેવાય છે. ૧૭૮૯ ના ફ્રેન્ચ વિપ્લવ પછી જે રાજકીય સંસ્થાઓ ફ્રાન્સમાં સ્થાપવામાં આવી, તેમાં સંપૂર્ણ વ્યક્તિગત અને પ્રજાકીય સ્વતંત્રતા આપવામાં આવેલ હતી. ઇ. સ. ૧૭૮૯ના ફ્રેન્ચ વિપ્લવથી માંડીને અત્યારસુધીમાં ફ્રાન્સમાં ત્રણ પ્રજાસત્તાકો થઇ ચૂકયાં છે. વિપ્લવવાદીઓ ફ્રાન્સનું રાજ્યતંત્ર બરાબર ચલાવી શકયા નહિ અને પરિણામે ફ્રાન્સનું તંત્ર નેપોલિયનના હાથમાં આવી પડયું, અને નેપોલિયન ફ્રાન્સનો શહેનશાહ બન્યો; પરન્તુ નેપોલિયનની આપખુદ શહેનશાહત લાંબો કાળ ટકી નહિ. માત્ર નેપોલિયનના વખતમાં દાખલ કરેલ વહીવટી તંત્ર આજ સુધી ટકી રહ્યું.

નેપોલિયનના પતન સાથે વિપ્લવવાદીઓની બધી મહેનત ધૂળમાં મળી. બુરબોન રાજાઓ ફરીથી રાજ્ય ગાદીએ આવતાં વળી પાછા તેના તે પ્રતિબંધો શરૂ થયા; અને ફ્રાન્સે ઈ. સ. ૧૭૮૯માં મેળવેલ હક્કો વહીવટ

નાશ પામ્યા હોય તેમ જણાયું. આ હક્કો ફરીથી મેળવવા માટે ફ્રાન્સને ૧૮૩૦ અને ૧૮૪૮ માં ફરીથી યુદ્ધો કરવાં પડયાં હતાં. ૧૮૪૮માં ફ્રાન્સના શ્રમજીવી વર્ગે સામાજિક સમાનતાનું ધોરણ ઉંચું કરવા માટે પ્રયત્નો કર્યા, પણ તેને દબાવી દેવામાં આવ્યા, અને ૧૮૫૧ માં લૂઈ નેપોલિયને ફરીથી શહેનશાહતની સ્થાપના કરી. લૂઇ નેપોલિયને આ વખતે રાજ્યમાં પ્રજાકીય સુધારાઓ પણ દાખલ કર્યા હતા. લૂઇનું રાજ્યતંત્ર વધુ વખત ચાલ્યું હોત, પણ લૂઇની પરદેશનીતિના પરિણામે આ રાજ્ય વધુ કાળ નભ્યું નહિ. પ્રશિયા સામે જાહેર કરેલી લડાઈમા ફ્રાન્સે સખ્ત શિકસ્ત ખાધી, અને ફ્રાન્સમાં અરાજકતા વ્યાપી.

પેરિસના દ્વાર સુધી જર્મન ફોજ આવી પહોંચી હતી, અને આ વખતે પેરિસે કાર્લમાકર્સના સામ્યવાદી ફિલસુફી ગ્રહણ કરીને સામાજીક બળવો કર્યો. અને તેમાં તેને થોડા વખત માટે સફળતા મળી. પેરિસમાં બે માસ માટે જગતનું પ્રથમ સમાજવાદી રાજ્ય ( Paris Commune ) 'પેરિસ કોમ્યુન ' સ્થપાયું ! પણ આ સમાજવાદી રાજ્યને તરત જ દબાવી દેવામાં આવ્યું, અને 'પેરિસ કોમ્યુન'ની રાખમાથી ફ્રાન્સનું ત્રીજું પ્રજાસત્તાક જન્મ્યુ!

### ફ્રાન્સના ત્રીજા પ્રજાસત્તાક પ્રમાણેનું બંધારણ

ફ્રાન્સનું આ બંધારણ ઇ. સ. ૧૮૭૫ માં ઘડવામાં આવ્યું હતું; અને તેમાં ૧૮૭૯, ૧૮૮૪ અને ૧૯૨૬ માં સુધારા કરવામાં આવ્યા હતા. ફ્રાન્સના ત્રીજા પ્રજાસત્તાક રાજ્યબંધારણમાં પ્રમુખ, કારોબારી પ્રધાનમંડળ, અને બે ધારાસભા તથા વહીવટીતંત્ર એમ વિભાગો હતા. જ્યારે આ બંધારણની સ્થાપના કરવામાં આવી, ત્યારે તેમાં બ્રિટનના પાર્લામેન્ટરી તંત્રના સિદ્ધાંતો ગ્રહણ કરવામાં આવેલ હતો; પરન્તુ ફ્રાન્સના ઐતિહાસિક સંજોગો બ્રિટન કરતાં જુદા હોવાથી ફ્રાન્સમાં પાર્લામેન્ટરી તંત્ર બહુ અનુકૂળ નીવડયું નહિ. ફ્રાન્સમાં બ્રિટનની પેઠે એક કારોબારી વડા અને બે ધારાસભાનું તંત્ર બનેલ છે. ફ્રાન્સના પ્રમુખને બ્રિટિશ રાજા કરતાં વધુ

સત્તા હતી. ઉમરાવશાહીની કિલ્લેબંદી તરીકે પ્રસિદ્ધ થયેલ ફ્રાન્સે આજ સુધી પણ ઉમરાવોને રાજકારણમાંથી બાતલ રાખેલ છે, અગર તો ૧૭૮૯ પછી ઉમરાવો રાજકારણમાં ભાગ લેતા અટકી ગયા છે, એટલે ફ્રાન્સમાં ઉમરાવની સભા રાખી ન હતી, પણ જુદા જ સિદ્ધાન્તો પર રચાયેલ ઉપરની સભા ફ્રાન્સે રાખેલ છે.

## પ્રમુખ

પ્રમુખની ચૂંટણી ફ્રાન્સની બન્ને ધારાસભા, જેને નેશનલ એસેમ્બલી કહે છે, તે કરતી. ફ્રાન્સના પ્રમુખની મુદ્દત સાત વર્ષ માટે હતી, અને ફરીવાર તે ચૂંટાઈ શકતા. પ્રમુખ મુખ્ય પ્રધાનની નિમણૂક કરે છે, અને તે નિમણૂક ધારામંડળ કબૂલ રાખે તો જ મંજૂર થાય છે. પ્રધાનમંડળ પ્રમુખને નહિ, પણ ધારાસભાને જવાબદાર રહે છે. પ્રમુખ ઉપરની ધારાસભા સેનેટની સમ્મતિથી નીચેની ધારાસભા બરખાસ્ત કરી શકે, બન્ને ધારાસભા બોલાવી શકે, મુલ્તવી રાખી શકે; અને તેમને પોતાનો સન્દેશો મોકલાવી કોઈપણ બીલ, ફરી વિચારણા માટે મોકલાવી શકે, તેમજ કોઈપણ બીલ નામંજૂર પણ કરી શકે. પ્રમુખ કોઈપણ પ્રધાનની સમ્મતિથી જોડાણ કરવાની સંધિ કરી શકે, પણ સુલેહ કરવા માટે બન્ને ધારાસભાની સમ્મતિ જોઈએ. ટૂંકામાં ફ્રાન્સે પ્રમુખ ઘરેણા રૂપે જ રાખેલ હતા. પ્રમુખની જગ્યા હાલના બંધારણીય ફેરફારોમાં નાબૂદ થયેલ છે.

## કારોબારી પ્રધાનમંડળ

ઇંગ્લેન્ડની પેઠે ફ્રાન્સમાં પણ મુખ્ય પ્રધાનને બીજા પ્રધાનો નિમવાની સત્તા હતી. પ્રધાનો રાજ્યના મુખ્ય ખાતાના વડા રહેતા, અને કોઈપણ ધારાસભામાંથી તેઓ આવતા. ફ્રાન્સનું પ્રધાનમંડળ અંગ્રેજી પ્રધાનમંડળ જેવું જોરદાર ન રહેતું, કારણ કે પ્રધાનમંડળ પાસે કોઈપણ ધારાસભાને બરખાસ્ત કરવાની સત્તા ન હતી. નીચેની ધારાસભામાં સભ્યો ચાર વર્ષ માટે નીમાતા.

ફ્રેન્ચ પ્રધાનમંડળો હમેશાં સંયુક્ત પ્રધાનમંડળો રહેતાં, એટલે તેઓ લાંબો વખત ટકી શક્તાં નહિ. નીચેની ધારાસભાનો કોઇ પણ સભ્ય કોઇ પણ પ્રધાનને કોઇપણ પ્રશ્ન પૂછી શકે; અને એ પ્રશ્નને સામાન્ય ચર્ચાનો વિષય બનાવી, પ્રધાનમંડળની નીતિની વિરુદ્ધ ઠરાવ પસાર કરી શકે! આમ હોવાથી પ્રધાનમંડળ હમેશાં નીચેની ધારાસભાની દયા પર જ જીવતું. આ પરિસ્થિતિને અંગે ફ્રાન્સનાં પ્રધાનમંડળો હમેશાં અલ્પજિવી નીવડતાં. ત્રીજા પ્રજાસત્તાકના અત્યાર સુધીનાં ૬૫ વર્ષમાં ૧૦૦ પ્રધાનમંડળ બદલાયાં છે! દરેક પ્રધાનમંડળનું સરેરાશ જીવન આઠ માસથી વધુ નથી રહેતું.

## નીચેની ધારાસભા

નીચેની ધારાસભાને ફ્રાન્સમાં 'ચેમ્બર ઑફ ડેપ્યુટિઝ' કહેવામાં આવે છે. આ સભામાં ૬૧૨ જેટલા પ્રતિનિધિઓ રહે છે. ફ્રાન્સમાં ફક્ત પુરુષોને જ મતાધિકાર આપવામાં આવે છે. સ્ત્રીસન્માન માટે જાણીતા થયેલા દેશમાં હજુ સુધી સ્ત્રીમતાધિકાર દાખલ થયો નથી એ આશ્ચર્યની વાત છે! પ્રતિનિધિઓની સીધી ચૂંટણી એક સભ્યના બનેલ મતદારમંડળના ધોરણે થાય છે. જ્યાં બરાબર બહુમતી ન હોય ત્યાં દ્વિતીય મતપત્રક લેવામાં આવે છે. નીચેની ધારાસભાની મુદત ચાર વર્ષની છે. પ્રમુખ, જો ધારે તો, આ ધારાસભા બરખાસ્ત કરી શકે છે.

## ઉપરની ધારાસભા

ઉપરની ધારાસભાને 'સેનેટ' કહેવામાં આવે છે. સેનેટના સભ્યોની ઉમર ૪૦ વર્ષની રહે છે, અને સેનેટની મુદત નવ વર્ષની રહે છે. નવ વર્ષને અન્તે ⅓ જેટલા સભ્યો નીકળી જાય છે. સેનેટના સભ્યોની સીધી ચૂંટણી થતી નથી, પણ આડકતરી થાય છે. સેનેટના પ્રતિનિધિત્વમાં ગ્રામ્ય પ્રદેશની તરફેણમાં ઘણું વજન આપવામાં આવે છે. સેનેટ એ ફ્રાન્સમાં રૂઢિચુસ્ત સભ્યોની સભા તરીકે જાણીતી થયેલ છે, અને આ સભામાં ઘણા જાણીતા મૂડીદારો અને નિવૃત્ત થયેલા અમલદારો પણ આવે છે.

બન્ને ધારાસભાને સમાન હક્ક છે; સિવાય કે નાણાંકીય ખરડાઓ નીચેની ધારાસભામાં રજૂ થઇ શકે. બન્ને ધારાસભામાં ફ્રાન્સનાં સંસ્થાનોના પ્રતિનિધિઓ પણ ચૂંટાઈ આવે છે. રાજ્યદ્રોહના મોટા ગુન્હાઓનો ન્યાય ચૂકવવાની સત્તા સેનેટ પાસે રહે છે.

### રાષ્ટ્રસભા

બન્ને ધારાસભાની સંયુક્ત સભાને 'નેશનલ એસેમ્બલી' કહેવામાં આવે છે. આ બન્ને ધારાસભાની સંયુક્ત 'રાષ્ટ્રસભા' ફ્રાન્સના બંધારણમાં ફેરફારો કરી શકે છે. આ ફેરફારો માટે મતદારોની સમ્મતિની જરૂર રહેતી નથી.

### ફ્રેન્ચ રાજ્ય બંધારણના આધુનિક ફેરફારો

જર્મની સાથેના આધુનિક મહાયુદ્ધમાં ફ્રાન્સનું પતન થયા પછી ફ્રાન્સમાં ઘણા મોટા રાજકીય ફેરફારો થઇ ગયા છે. ફ્રાન્સે ત્રીજા પ્રજાસત્તાકને કબરમાં સુવાડ્યું છે, અને લાંબા વખતથી સ્થાપિત થયેલ પ્રજાતંત્રવાદને હાલને માટે રૂખસદ આપેલ છે.

ફ્રાન્સમાં ૧૯૪૦ના જુલાઇ માસમાં રાજ્ય બંધારણમાં ફેરફારો કરવા માટે રાષ્ટ્રસભાની બેઠક મળેલી, ત્યારે ત્રીજા પ્રજાસત્તાકના બંધારણમાં દાખલ કરેલ પ્રમુખ અને કારોબારી પ્રધાનમંડળની પદ્ધતિ નાબૂદ થયેલ છે. પ્રમુખ તથા પ્રધાનમંડળને બદલે બધી કારોબારી સત્તા રાજ્યના વડા (Chief of the state)ને સુપરત કરવામાં આવેલ છે. રાજ્યના વડાને આ રીતે સરમુખત્યાર જેવી સત્તાઓ મળે છે. રાજ્યના વડા ઠીક પડે ત્યારે ધારાસભાઓ બોલાવી શકે છે, અને જરૂર પડયે ધારાસભાની સમ્મતિ વગર કાયદાઓ પણ પસાર કરી શકે છે. રાજ્યના પ્રથમ વડા તરીકે 'માર્શલ પેતાં' આવેલ છે, નવા ફેરફારોમાં ધારામંડળ તથા વહીવટી તંત્રની પરિસ્થિતિ જેમની તેમ રાખવામાં આવી છે.

## (૪) ઇટલી

શિલ્પ, સ્થાપત્ય, અને ચિત્રકલાની ભૂમિ સમા ઇટલીમાં હિંસા, બળ, અને આક્રમણ પર સ્થાપિત થયેલ ફેસીસ્ટવાદ ૧૯૨૨ થી ચાલુ છે. ફેસીસ્ટવાદના આદિ પ્રસ્થાપક બેનીટો મુસોલિની છે. ઇટલીમાં મુસોલિની લઘુમતી પક્ષના નેતા તરીકે બહાર આવેલ છે, એટલે તે એકદમ ક્રાન્તિકારી ફેરફારો બંધારણમાં કરી શકેલ નથી. ઇટલીનું હાલનું બંધારણ ઈ. સ. ૧૮૪૮માં ઘડાયેલ છે. જો કે તેમાં ફેસીસ્ટ તંત્ર આવ્યા બાદ ઘણા ફેરફારો થયેલ છે, પણ બાહ્ય રીતે તેની રૂપરેખા જેમની તેમ રહે છે. ઇટલીમાં આજસુધી બંધારણીય રાજાશાહી મોજુદ છે. આજે મુસોલિનીના સરમુખત્યારી વ્યક્તિત્ત્વને લીધે ઇટલીના રાજાને બહારની દુનિયા બહુ ઓળખતી નથી.

**રાજા**

રાજા એ ઇટલીમાં છેવટની સત્તા છે, અને રાજા પોતે રાજ્યના વડા જે મુખ્ય પ્રધાન તથા રાજ્યમંત્રી કહેવાય છે, તેની નિમણૂક કરે છે, તેમજ તેને રૂખસદ પણ આપી શકે છે. આ સિવાય રાજ્યના વડાની સૂચના પ્રમાણે બીજા પ્રધાનોની પણ રાજા પોતે જ નિમણૂક કરે છે. ૧૯૨૫ના કાયદાથી ઇટલીના મુખ્ય પ્રધાનને એવી સત્તાઓ આપવામાં આવેલ છે, કે જેથી ઇટલીના મુખ્ય પ્રધાન એ પાર્લામેન્ટરી તંત્રોના મુખ્ય પ્રધાન કરતાં જુદી જ સત્તાઓ ભોગવે છે. ઇટલીમાં મુખ્ય પ્રધાનની સમ્મતિ સિવાય કોઇ પણ ઠરાવ ધારાસભામાં આવી શકે નહિ, અને ધારાસભા કદાચ તે નામંજૂર કરે તો તે ઠરાવ ફરીથી મુખ્ય પ્રધાન પેશ કરી શકે છે. મુખ્ય પ્રધાન પાસે તેના ખાતા ઉપરાંત બીજાં કોઇપણ ખાતાંઓ રહી શકે છે. આજે ઇટલીના મુખ્ય પ્રધાન અને રાજ્યના વડા (Head of the state) તરીકે મુસોલિની છે, જે વાસ્તવિક રીતે સરમુખત્યાર છે. રાજાની સ્થિતિ અહીં ઇંગ્લેન્ડ કરતાં પણ વિશેષ ખરાબ છે. રાજ્યનું દરેક કાર્ય રાજાને

નામે થાય છે, પણ વાસ્તવિક રાજા તો રાજ્યના મુખ્ય પ્રધાન રહે છે. જેની પાસે બધી ધારાકીય અને કારોબારી સત્તા કેન્દ્રિત થાય છે.

### ધારામંડળ

સરમુખત્યારીવાળાં તંત્રોમાં ધારામંડળો લગભગ નિર્જીવ અવસ્થામાં રહે છે. ઇટલીના ધારામંડળમાં બે ધારાસભાઓ રહે છે. જેમાં ઉપરની ધારાસભા તે સેનેટ છે, અને નીચેની ધારાસભાને 'ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ' કહેવામાં આવે છે.

### સેનેટ

સેનેટ એ આજે ઇટલીમાં તદ્દન બિનજરૂરી સંસ્થા થઈ પડેલ છે. આ સભામાં ઘણા ઉમરાવો, અને રાજાએ નિયુક્ત કરેલા ૪૦ વર્ષની ઉપરનાં સભ્યો આવે છે. આ સભાના સભ્યોની સંખ્યા કેટલી રાખવી, તે બાબતનો ખાસ નિયમ ન હોવાથી રાજા ઠીક પડે ત્યારે તેમાં ગમે તેટલા સભ્યો વધારી શકે છે.

### ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ

આ સભા તે નીચેની ધારાસભા છે. આ સભામાં ૪૦૦ જેટલા પ્રતિનિધિઓ સમગ્ર પ્રજા તરફથી ચૂંટાય છે, અને આ ચૂંટણી માટે આખા દેશનું એક જ મતદારમંડળ બને છે. આ સભામાં કેટલાંક મંડળો તરફથી આવવાના પ્રતિનિધિઓનાં નામોનું લિસ્ટ ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ તરફથી નક્કી થાય છે. ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ પોતાને ઠીક પડે તેટલાં નામો આ લિસ્ટમાં ઉમેરી શકે છે. એટલે ચેમ્બરમાં ફેસીસ્ટ પક્ષની સ્વાભાવિક રીતે હંમેશાં બહુમતી જ રહે છે. ૪૦૦ પ્રતિનિધિઓનું કરેલું લિસ્ટ પ્રજાસમક્ષ મૂકવામાં આવે છે, જેમાંથી પ્રજાને ઠીક પડે તેને મતો આપી શકે છે, પણ લિસ્ટ સિવાયના માણસોને મત આપવાનો અધિકાર પ્રજાને રહેતો નથી. જો અસાધારણ સંજોગોમાં ગ્રાન્ડ કાઉન્સિલે તૈયાર

કરેલ લિસ્ટ પ્રમાણે પ્રજા કોઈને મત ન આપે તો ફરી ચૂંટણી કરવામાં આવે છે, અને તેમાં પણ ગ્રાન્ડ કાઉન્સિલ પોતાનાં પસંદ કરેલાં નામો આપે છે.

અત્યાર સુધીમાં નવા કાયદા મુજબ ૧૯૨૯ અને ૧૯૩૪ માં બે વખત ચેમ્બરની ચૂંટણી થયેલ છે, જેમાં પ્રજાએ ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલના લિસ્ટ મુજબ બહુમતી મત આપેલ હતા. ટૂંકામાં ચેમ્બરના સભ્યોની નિમણૂક ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ જ કરે છે, તેમ કહીએ તો કાંઈ ખોટું નથી.

ઈટલીમાં દરેક ૨૨ વર્ષ અને તેની ઉપરની ઉમરના માણસને મતાધિકાર મળે છે. પ્રજાને સીધી રીતે મતાધિકાર રહેતો નથી, પણ તે મતાધિકાર ધંધાદારી મંડળોદ્વારા ભોગવવાનો રહે છે. ઈટલીમાં ધંધા પ્રમાણે પ્રજાના વિભાગો રહે છે, અને દરેક વિભાગનાં મંડળો રહે છે, જે મંડળો દ્વારા પ્રજા મત આપે છે. એટલે ઇટલીમાં કારપોરેટીવ પદ્ધતિ પ્રમાણે મતાધિકાર રહે છે. આજે ચેમ્બર એ ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલનો માત્ર પડઘો જ રહે છે, એટલે તેને સ્વતંત્ર અસ્તિત્વ જેવું કશું રહેતું નથી.

### ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ

ફેસીસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ એ ફેસીસ્ટ પક્ષનું મંડળ છે, જેમાં-(૧) ચાર આજીવન સભ્યો ( મુસોલિની અને બીજા ત્રણ ) (૨) બીજા મોટા અમલદારો જેવા કેઃ પ્રધાનો, ફેસીસ્ટ પક્ષના મંત્રી, ફેસીસ્ટ દળના સેનાધિપતિ, અને (૩) રાજ્યના અધિપતિ તરફથી ત્રણ વર્ષને માટે નિયુક્ત થયેલા જાણીતા અને નામાંકિત પુરુષો આવે છે. ત્રીજા વર્ગમાંથી ઘણા સભ્યો નિયુક્ત થઈ શકે છે. ટૂંકામાં ગ્રાન્ડ કાઉન્સિલના સભ્યો પણ રાજ્યના અધિપતિ તરફથી નીમાય છે. ફેસીસ્ટ પક્ષમાં સામાન્ય મંત્રી, કારોબારી મંડળ, સ્થાનિક મંત્રીઓ વગેરે રહે છે. આ બધાની નિમણૂક રાજ્યના અધિપતિ કરે છે.

### પ્રાન્તિક તંત્ર

પ્રાન્તિક તંત્રમાં ફેસીસ્ટોએ નવા ફેરફારો કરેલ છે, અને આ તંત્ર રાજ્યના અધિપતિની સીધી અને કડક દેખરેખ નીચે રહે છે. ઇટલીમાં કેટલાક પ્રાન્તો પાડવામાં આવે છે, અને દરેક પ્રાન્તના ગવર્નરને 'Podesta' (પોડેસ્ટા) કહેવામાં આવે છે, જેની નિમણૂક ગવર્નમેન્ટ તરફથી થાય છે; અને જે ગવર્નમેન્ટને સીધી રીતે જવાબદાર રહે છે. વ્યવસ્થા અને શાન્તિ જાળવવા માટે પોડેસ્ટા પાસે પણ ઘણી સત્તાઓ રહે છે. પોડેસ્ટાને સલાહ આપવા માટે એક પ્રાન્તિક સભા રહે છે, જેની નિમણૂક પણ રાજ્યના અધિપતિ જ કરે છે. આ સભાનું કામકાજ ખાનગી રહે છે. જ્યારે આ સભામાં જાણીતા ફેસીસ્ટો આવે ત્યારે તેઓ પોડેસ્ટાના કામકાજ ઉપર લાગવગ ધરાવી શકે છે. ફેસીસ્ટપક્ષ બહારના કોઇ પણ માણસને રાજ્યતંત્ર ઉપર ટીકા કે વિરૂદ્ધ વિવેચન કરવાનો અધિકાર રહેતો નથી.

### ધંધા પ્રમાણે પ્રતિનિધિત્વ આપવાની પધ્ધતિ (Corporative system)

કારપોરેટીવ પદ્ધતિ એ ફેસીસ્ટવાદનું પરિણામ છે. પાર્લામેન્ટરી પદ્ધતિ પ્રમાણે પ્રતિનિધિત્વ વ્યક્તિગત માણસોને આપવામાં આવે છે; પણ ફેસીસ્ટ-વાદમાં એમ માનવામાં આવે છે કે આવી જાતનું સામાન્ય પ્રતિનિધિત્વ આપવા કરતાં ધંધા પ્રમાણે પ્રતિનિધિત્વ આપવું એ વધુ સારૂં અને પદ્ધતિ-સર છે. આ વિચાર પ્રથમ ગીલ્ડ સોસ્યાલીઝમ તથા સીન્ડીકાલીઝમે ઉત્પન્ન કર્યો હતો. જેમ હિન્દમાં ન્યાતો પ્રમાણે પ્રતિનિધિત્વ આપવામાં આવે, તેવી રીતે ધંધાના વિભાગો પ્રમાણે પ્રતિનિધિત્વ આપવામાં આવે છે. આ પદ્ધતિને અંગે ઇટલીમાં દરેક કામના વિભાગના શ્રમજિવીઓ તેમજ ધંધાદારીઓનાં રીતસર મંડળો (Corporations) બને છે. ઇટલીમાં આ બધી કારપોરેશનની એક મોટી કારપોરેશન બને છે, જેને 'નેશનલ કાઉન્સિલ ઑફ કારપોરેશન' કહેવામાં આવે છે, અને જેના પ્રમુખ મુસોલિની રહે છે, અને તેને (Minister of corporations) કારપોરેશનના પ્રધાન કહેવામાં આવે છે,

જેનું કામ વ્યાપાર, વાણિજ્ય, ઉદ્યોગો, મજૂરો વગેરે ઉપર દેખરેખ રાખવાનું હોય છે. નેશનલ કાઉન્સિલ નીચેના મુખ્ય મંડળોની સંખ્યા પ્રથમ ૧૩ હતી, પણ આજે તે ઘટાડીને ૯ કરવામાં આવેલ છે. આ મુખ્ય મંડળોને (National Confederations) 'નેશનલ કોન્ફીડરેશન્સ' કહેવામાં આવે છે. આ મુખ્ય મંડળો નીચે નાનાં મંડળો હોય છે, જેને Syndical Associations કહેવામાં આવે છે. આ નાનાં મંડળોનું અસ્તિત્વ પણ રાજ્ય તરફથી મંજૂર કરવામાં આવે છે, અને તેનાં ધારાધોરણો પણ રાજ્ય તરફથી ઘડાય છે. આ મંડળોનો મુખ્ય ઉદ્દેશ ફેસીસ્ટવાદી રહે છે; અને મંડળોના સભ્યો પણ ફેસીસ્ટ પક્ષના માણસો જ રહી શકે છે. આમ હોવા છતાં કોઈપણ મંડળને મંજૂર કરવું કે નહિ, તે રાજ્યની મરજીની વાત છે. જ્યારે તે રાજ્ય તરફથી મંજૂર થાય ત્યારે તે મંડળ નીચેના સભ્યોને અમુક લવાજમ ભરવું પડે છે. દરેક મંડળમાં સભ્ય થવા માટે અમુક દાખલ ફી ભરવાની રહે છે. મંડળમાં સભ્ય થયા પછી તેને મત આપવાનો તથા ધારાસભામાં સભ્ય થવાનો હક્ક પ્રાપ્ત થાય છે. આમ ફેસીસ્ટ તંત્રમાં વ્યક્તિગત મતાધિકાર સીધી રીતે નહિ પણ મંડળો દ્વારા આપી શકાય છે.

દરેક મંડળ તરફથી ઉમેદવારો નક્કી કરવામાં આવે છે, પણ તેનો સ્વીકાર કરવો કે નહિ તે રાજ્યની મુન્સફીની વાત છે.

સીન્ડીકલ એસોસિએશનનો મુખ્ય ધર્મ કરારો નક્કી કરવાનો રહે છે, જે કરારો પ્રમાણે ઇટલીનું આર્થિક જીવન વ્યવસ્થિત થાય છે. દરેક ધંધા, વ્યાપાર, ઉદ્યોગ કે નોકરી માટે સીન્ડીકલ એસોસિએશન નક્કી કરે છે, અને તેણે નક્કી કરેલ ધોરણ તે બધા ધંધાદારી માણસોને, સભ્યો હોય કે નહિ, છતાં પણ લાગુ પડે છે. મંડળો મજૂરોના રોજ, દર, કલાકો, તથા રજાઓ, તેમજ ધંધા અને મજૂરીને લગતા દરેક પ્રશ્ન નક્કી કરે છે. આ નિયમોમાં દર ચાર વર્ષે જોઇતા ફેરફારો કરવામાં આવે છે. હડતાળો વગેરેનો સદંતર પ્રતિબંધ રહે છે. ઉદ્યોગોને લગતા ઝગડાઓનો સામાન્ય કોર્ટો અગર તો

લેબર કોર્ટો તરફથી નીકાલ થાય છે. પ્રાન્તોમાં પણ મંડળોની (Economic Council) 'ઈકોનોમીક કાઉન્સિલ' રહે છે, જે માત્ર ચર્ચાઓ કરી શકે છે. ફેસીસ્ટ તંત્રમાં આ બધાં મંડળો વર્ગભેદની ભૂમિકા પર રચાયેલાં રહે છે.

## ફેસીઝમ તથા ફેસીસ્ટ નીતિ

ફેસીસ્ટ તંત્રમાં પ્રતિપક્ષ જેવી વસ્તુ રહેતી જ નથી. વિરૂદ્ધ પક્ષને તુરત જ દબાવી દેવામાં આવે છે, અને તેટલા માટે અખબારો અને 'પ્રેસ' ઉપર કડક અંકુશો રાખવામાં આવે છે.

ફેસીસ્ટવાદ રાજાશાહીમાં માને છે, અને તેને ચાલુ રાખવા માગે છે. દરેક પ્રધાન,–મુખ્ય પ્રધાન સુદ્ધાં–તેનો અધિકાર રાજા પાસેથી મેળવે છે, તેમ માનવામાં આવે છે. રાજ્યના બધા મુખ્ય અમલદારોની નિમણુક રાજ્યના અધિપતિ (Head of the state) કરે છે. ફેસીસ્ટ પક્ષની રચનામાં પણ આપખુદ ધોરણો રહે છે. પક્ષ રચનામાં પણ પ્રજાતંત્રવાદી ધોરણને સ્થાન નથી. આજે ઈટલીનું સમગ્ર જીવન ફેસીસ્ટ પક્ષના હાથમાં રહે છે, અને ફેસીસ્ટ પક્ષનું અસ્તિત્વ મુસોલિનીના હાથમાં રહે છે. ટૂંકામાં મુસોલિની પાસે રાજ્યની તમામ સત્તા કેન્દ્રિત બને છે.

ફેસીસ્ટવાદમાં સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા આપવામાં આવેલ છે. ધર્મ વિરુદ્ધ ફેસીઝમને કાંઇ કરવાપણું રહેતું નથી. ફેસીઝમમાં સ્ત્રીમતાધિકારને સ્થાન નથી. સ્ત્રીઓ રાજકારણમાં ભાગ લે, એથી ફેસીસ્ટવાદ વિરૂદ્ધ છે. સ્ત્રીઓએ ઘર સંભાળવું અને પ્રજોત્પત્તિ કર્યા કરવી એ તેમનો ધર્મ છે, તેમ માનવામાં આવે છે.

ફેસીસ્ટવાદ ખાનગી મિલ્કત, અને હાલ છે તેવા વર્ગભેદમાં સંપૂર્ણ રીતે માને છે; પણ ખાનગી મિલ્કત ધરાવનારાઓ રાજ્યના હિતની વિરૂદ્ધ વર્તન ચલાવે, ત્યારે તેમની સખ્ત ખબર લેવામાં આવે છે.

સામાજિક વર્ગો પણ જેમના તેમ રાખવામાં આવે છે. દરેક ધંધો અને ધંધાદારી વર્ગ જુદા રહે છે, અને રાજ્યે તે જુદા રાખવામાં સહાયભૂત બનવું જોઇએ એમ માનવામાં આવે છે. સમાનતાના સિદ્ધાંતમાં ફેસીઝ્મવાદ માનતો નથી. ટૂંકામાં ફેસીઝ્મવાદ રાષ્ટ્રભાવના ઘણી જ તીવ્ર કક્ષાએ વિકસાવી શકે છે. ફેસીસ્ટ તંત્રમાં રાષ્ટ્રવાદ એ રાજ્યનો મુખ્ય ધર્મ બને છે.

મુસોલિની કહે છે કે, "The state becomes the conscience and will of the people. [રાજ્ય એ પ્રજાનો પ્રાણ અને ઇચ્છા બને છે.] રાજ્યનો વિચાર ફેસીઝ્મમાં આદર્શવાદી અને ગૂઢ બન્ને રહે છે. ફેસીઝમ પ્રજા પાસેથી રાજ્ય પ્રત્યેની સંપૂર્ણ વફાદારીની અપેક્ષા રાખે છે. રાજ્ય કરતાં બીજી કોઇપણ સસ્થા માટે વધુ ચડીઆતી વફાદારી હોઇ શકે જ નહિ, આ વિચાર પ્રમાણે જ મુસોલિનીએ તેનો, કોરપોરેટીવ પદ્ધતિનો, કાર્યક્રમ દાખલ કરેલ છે. કોરપોરેટીવ સંસ્થાઓ એ રાજ્યતંત્રનાં યંત્રો છે, અને આ સંસ્થાઓ એ પાર્લામેન્ટરી તંત્રની સંસ્થાઓ કરતાં વધુ અસરકારક છે, એમ ફેસીસ્ટો માને છે. ફેસીઝમ માત્ર એક જ પક્ષમાં માને છે.

રાષ્ટ્રભાવના એ યુવકોની લાગણી વધુ સારી રીતે ઉત્તેજી શકે છે, એટલા માટે ઇટલીમાં યુવકોની સંસ્થાઓ અને યુવકોનાં મંડળોને ઘણું ઉત્તેજન મળે છે. ફેસીસ્ટવાદનું પ્રચાર કાર્ય એવી રીતે થાય છે કે યુવકોને આ ફેસીસ્ટ આદર્શ તુરત જ ગળે ઉતરી જાય છે. પ્રેસ ઉપર ઘણો કડક અંકુશ રહેવાથી ફેસીસ્ટવાદ સિવાય બીજા કોઈપણ સિદ્ધાંત માટે તેમાં ચર્ચા થઈ શકતી નથી, અને કેળવણી પણ આ સિદ્ધાંતને અનુસરીને જ આપવામાં આવે છે. ફેસીસ્ટ પક્ષમાં માણસો પણ ખૂબ જોઇ વિચારીને નિયુક્ત કરવામાં આવે છે. નાનાં બાળકોથી માંડીને યુવકો સુધીના દરેકને માટે મંડળો અને સંસ્થાઓ રહે છે, જે નવા ફેસીસ્ટો ઘડ્યે જ જાય છે.

આ ઉપરાંત એક મોટું ફેસીસ્ટ લશ્કર પણ રાખવામાં આવે છે, જે

ફેસીસ્ટ તંત્ર માટે બધું કરવા માટે તૈયાર રહે છે. આ તંત્રમાં મુસોલિની એ સર્વ સત્તાધિકારી સરમુખત્યાર રહે છે. મુસોલિનીએ એવી રીતે તંત્રરચના કરેલ છે કે જેથી ઇટલીનું રાજ્ય તેને આધિન બનેલ છે; અને તેથી દરેક માણસના મનમાં મુસોલિની સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ વધુ ચડીઆતી જણાતી જ નથી.

ફેસીસ્ટવાદ એ આક્રમણકારી રાષ્ટ્રવાદ છે. ૧૯૩૫ની એબિસિનીયાની લડાઇ તેનો સચ્ચોટ પુરાવો છે. મુસોલિની કહે છે કે "Fascism believes neither in the possibility nor in the desirability of perpetual peace" [ ફેસીઝમ, કાયમી શાન્તિ શક્ય છે, અગર તો ઇચ્છવા યોગ્ય છે, એમ માનતો નથી. ] દરેક જગ્યાએ જ્યાં ફેસીસ્ટવાદ જન્મેલ છે, ત્યાં બળ, હિંસા અને આક્રમણ એ તેના મુખ્ય મંત્રો થઈ પડેલ છે.

રાષ્ટ્ર–રાજ્ય માત્ર ત્યારે જ શક્ય બને છે કે જ્યારે તે સ્વાયત્ત અને સ્વતઃ સ્વતંત્ર હોય, અને એટલા માટે તે બીજાં રાજ્યોનું અસ્તિત્વ સહન કરી શકતાં નથી. આ વિચારને લઇને કાલ સવારે ફેસીસ્ટ રાજ્ય કયું પગલું ભરશે તે કહી શકાતું નથી

## (૫) જર્મની

ફ્રેડરીક ધી ગ્રેઇટથી માંડીને આજસુધી છેલ્લાં બસો વર્ષો થયાં જર્મન પ્રજામાં જે લશ્કરી બળ, વ્યવસ્થા, અને શૌર્ય ઉત્પન્ન થયેલ છે, જે આક્રમણકારી રાષ્ટ્રભાવના જાગેલ છે, અને જે મહત્વાકાંક્ષાઓ ઉદ્દભવી છે તેને લઇને જગતમાં યુદ્ધનું પુનરાવર્તન સ્વાભાવિક બની ગયેલ છે. ફ્રેડરીક, બિસ્માર્ક, કૈઝર, કે હિટલર ગમે તે લ્યો પણ એકજ યંત્રમાંથી નીકળેલા માલની જેમ તેના બધાના પર તેની તે છાપ જોવામાં આવે છે. પરંતુ આ બધામાં હજુ સુધી કોઈને ફાળે ન ગયેલ વસ્તુઓ તથા સફળતાઓ હિટલરે પ્રાપ્ત કરી છે...

## ૧૯૧૪ પહેલાંનું જર્મની

૧૯૧૪ ના યુદ્ધ પહેલાંના જર્મનીમાં આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતાં કેટલાંક રાજ્યોનું બનેલ એક સમવાયતંત્ર હતું. આ બધાં રાજ્યોમાં પ્રશિઆનું રાજ્ય સર્વોપરી હતું. પણ આજે નાઝી તંત્ર આવતાં આ બધાં રાજ્યોનું આંતરિક સ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવેલ છે. જૂનાં રાજ્યો તદ્દન નાબૂદ થયાં નથી પણ તેઓ વહીવટી એકમ બની ગયેલ છે, અને તે બધા ઉપર મધ્યસ્થ સત્તાની આણ ફરે છે.

## વેઇમર બંધારણ

ગત મહાયુદ્ધમાં જર્મની પરાજય પામ્યા પછી એક પાર્લામેન્ટરી તંત્રવાળું બંધારણ દાખલ કરવામાં આવ્યું, જેને વેઇમર બંધારણ કહેવામાં આવે છે. આ બંધારણમાં મધ્યસ્થ અને પ્રાંતિક સરકાર તેવા બે વિભાગો રહેતા, અને બન્ને વિભાગોની સત્તાના વિષયો જુદા જુદા રહેતા. મધ્યસ્થ તંત્રમાં ત્રણ વિભાગો હતા, જે પ્રમુખ અને તેનું કાર્યવાહી મંડળ, ધારા મંડળ અને ન્યાયખાતું હતાં.

### પ્રમુખ

પ્રમુખ તે કાર્યવાહીના સૌથી વડા રહેતા, અને તેની ચૂંટણી પ્રજા કરતી. પ્રમુખની મુદત સાત વર્ષ સુધીની હતી, અને પ્રમુખ ફરીવાર ચૂંટાઈ શકતા. પ્રમુખ પ્રધાનોની નિમણૂક કરતા અને પ્રધાનોના વડા તરીકે એક ચાન્સેલરની પણ પ્રમુખજ નિમણૂક કરતા. પ્રમુખ અને તેનું પ્રધાનમંડળ ધારાસભાને જવાબદાર રહેતું. પ્રમુખ પાસે છેવટની વિશાળ કારોબારી સત્તા રહેતી; જેમાં પરદેશનાં રાજ્યો સાથેનો સંબંધ, સંધિ, કે સુલેહ કરવાની સત્તા, અધિકારીઓની નિમણૂક કરવી અને કાયદાની વ્યવસ્થા જાળવવી વગેરે મુખ્ય સત્તા હતી.

### ધારામંડળ

ધારામંડળમાં બે ધારાસભાઓ રહેતી. જેમાં નીચેની ધારાસભાને

રાઇસ્ટેગ (Reichtag) કહેવામાં આવતી, અને ઉપરની ધારાસભાને રાઇશ્રેટ (Reichtrat) કહેવામાં આવતી. રાઇસ્ટેગ પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓની રહેતી. આ સભાની મુદત ચાર વર્ષની રહેતી, અને આ સભા કાર્યવાહી પર સીધો કાબૂ ધરાવતી. આ સભા પાસે બંધારણીય અને સામાન્ય કાયદાઓ ઘડવાની સત્તાઓ રહેતી. ઉપરની ધારાસભા રાઇશ્રેટમાં જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓ રહેતા. આમાં પ્રતિનિધિત્વ પ્રજા સંખ્યા પ્રમાણે રહેતું. આ ધારાસભા પાસે પણ ધારાઓ પસાર કરવાની સત્તા હતી. બન્ને ધારાસભાની સંમતિથી ખરડાઓ પસાર થઇ શકતા.

### ન્યાયખાતું

ન્યાયખાતામાં સુપ્રીમ કોર્ટ તે વરિષ્ઠ કોર્ટ રહે છે. આ કોર્ટ પાસે ધારામંડળે પસાર કરેલા કાયદાઓ રદ કરવાની સત્તા ન હતી. બાકીની બીજી સામાન્ય કોર્ટો હતી તેને રાષ્ટ્રીય કોર્ટો (National courts) કહેવામાં આવતી.

વેઇમર બંધારણને નાત્ઝીપક્ષ સત્તામાં આવ્યા પછી અભેરાઈ પર ચડાવી દેવામાં આવેલ છે. વેઇમિર બંધારણમાંથી માત્ર અત્યારે રાઇસ્ટેગ અને વહીવટી ખાતાંઓ અસ્તિત્વ ભોગવે છે. નાત્ઝીઓએ વેઇમિર બંધારણમાં હતી તેના કરતાં મધ્યસ્થ તંત્ર પાસે વધુ સત્તાઓ એકઠી કરી છે, અને જર્મનીને આજે એક અને અવિભાજ્ય બનાવેલ છે.

### નાત્ઝીવાદ અને તેનો વિકાસ

નાત્ઝીવાદની ઉત્પત્તિનું કારણ ગતમહાયુદ્ધના અંતે થયેલ વર્સાઇના કરારો છે તેમ કહેવામાં આવે છે. વર્સાઇના કરારોમાં જે જર્મનીને અપમાન-જનક વર્તાવ દેખાડવામાં આવ્યો, જે અન્યાયો કરવામાં આવ્યા, અને પરાજયને લઈને જે માનભંગ થયો તેના જર્મન પ્રજા પર થયેલ પ્રત્યાઘાતમાંથી નાત્ઝીવાદનો જન્મ થાય છે. જેમ ઇટલીમાં ફેસીસ્ટવાદના સર્જક મુસોલીની હતા તેમ જર્મનીના નાત્ઝીવાદના જન્મદાતા હેર હિટલર છે. જર્મનીને છિન્નભિન્ન કરવાના હેતુથી કરવામાં આવેલા વર્સાઇના કરારોના પ્રત્યાઘાતમાંથી

નાત્ઝીવાદ ઉદ્‌ભવતો હોવાથી તેમાં ઐક્ય અગર તો એકીકરણની ભાવના ઘણીજ તીવ્ર હોય તે સ્વાભાવિક છે. ગતયુદ્ધનો અંતે થયેલ ખુવારી, ખાનાખરાબી, અને નુકસાનીમાંથી જર્મનીનું ફરી આર્થિક ઘડતર કરવું એ અત્યંત મુશ્કેલ પ્રશ્ન બન્યો હતો. તેમાંય ૧૯૨૯ પછી ભયંકર આર્થિક સંકડામણો જર્મનીમાં ઉભી થવા પામી, જેને અંગે નાત્ઝીવાદનો વિકાસ થવા માટે યોગ્ય સંજોગો પણ મળી ગયા. સામ્યવાદની ઘણી બીક લાગતી હોય તેવો મધ્યમવર્ગ, આર્થિક મુશ્કેલીઓથી કંટાળી ગયેલો ખેડુત વર્ગ, અને પ્રજાનો રાષ્ટ્રવાદી ભાગ નાત્ઝી ચળવળમાં માનવા લાગ્યો. તેઓ માનતા હતા કે જર્મની ઉપર લાદવામાં આવેલો ભારી દંડ જર્મની કદાપિ ભરી શકે તેમ ન હતું, અને જર્મની માટે આર્થિક અને રાજકીય વિટંબણાઓમાંથી ઉગારવા માટે માત્ર વર્સાઈના કરાર તોડી પાડવા અગર તો તેનો સામનો કરવો એ જ ઉપાય હતો.

આમ વર્સાઇના કરારોથી થયેલ અન્યાયો દૂર કરવા એ નાત્ઝી ચળવળની મુખ્ય ભૂમિકા બને છે. ૧૯૧૪ના યુદ્ધ પછી તુરત જ નાત્ઝીઓ તેના સિદ્ધાન્તોને અમલમાં મૂકી શકે તેમ હતા નહિ. કારણ કે જર્મની હજુ વિશ્વ યુદ્ધના મારમાંથી ઉભું થઈ શક્યું ન હતું, અને બીજી તરફથી મિત્ર રાજ્યો પણ જર્મની જરા ઉંચું માથું કરે તો તેને બરાબર શિક્ષા કરવા તૈયાર હતાં. જેમ જેમ વખત જતો ગયો તેમ મિત્ર રાજ્યોનો ક્રોધ ઓછો થતો ગયો અને જર્મની સામે સખ્ત પગલાં લેવા માટે તેઓ બહુ આતુર રહ્યાં નહિ. ઈ. સ. ૧૯૨૩ માં જર્મનીએ ફ્રાન્સને તેના દંડનું કિસ્ત ભર્યું નહિ એટલે ફ્રાન્સે જર્મનીનો રૂહર પ્રાન્ત કબજે કર્યો. આ સામે જર્મનીએ થોડો ઘણો વાંધો પણ લીધો જેના પરિણામે કેટલાંક જર્મનોનાં ભોગ આપવો પડયો હતો અને ૧૪૭૦૦૦ જર્મનોને હદપાર કરવામાં આવ્યાં હતા. ગ્રેટ બ્રિટને ફ્રાન્સના આ કૃત્ય સામે વાંધો પણ રજૂ કર્યો હતો. આ પછી આર્થિક કટોકટી, વેઇમર બંધારણની નબળાઈ, પક્ષોની ફાટફૂટ વગેરેથી નાત્ઝીઓને જોઈતા સંજોગો મળી ગયા.

નાઝીવાદના સૈદ્ધાન્તિકોનો મોટો ભાગ મિલ્કત દારો અને મૂડીદારો તેમજ મધ્યમ વર્ગના માણસો જેને સામ્યવાદની બીક લાગતી તેઓ હતા. આ સિવાય મિલ્કતદાર ખેડુતો, દુકાનદારો, વેપારીઓ, નાના ઉદ્યોગપતિઓ તથા માલીકો અને બુદ્ધિશાળી શ્રમજીવીઓનો વર્ગ પણ હતો. વેઇમર બંધારણ હેઠળ જર્મની અર્ધદગ્ધ સમાજવાદ તરફ ધસડાતુ હતુ. સમાજવાદી પક્ષ પણ બહુ જોરદાર હતો નહિ, તેમ તેની પાસે આકર્ષક કાર્યક્રમ પણ હતો નહિ. રાજ્ય તરફથી જર્મનીના આર્થિક જીવનને ધોરણસર કરવા યત્નો થતા હતા, પણ આથી મૂડીવાદીઓના હિતને ગંભીર નુકશાન થતુ હતું. બીજી તરફથી સામ્યવાદી પક્ષ બળવો કરવા માટે ઝંખતો હતો, અને તેની તરફેણમાં યુવકોની સહાનુભૂતિ ખેંચતો હતો તથા મજૂરોને પણ સાથમાં લેતો હતો. પરંતુ સામ્યવાદી પક્ષ જર્મનીમા ફાવ્યો નહિ કારણકે જર્મનીના મિલ્કતદારો અને મૂડીદારો તથા મધ્યમવર્ગ સામ્યવાદથી વિરૂદ્ધ હતા, અને ઉપરાંત મજૂર વર્ગમાં પણ જોઇએ તેની એકતા ન હતી. આથી કરીને સામ્યવાદી પક્ષ નિષ્ફળ નીવડનાં ઘણા સામ્યવાદીઓ નાઝીપક્ષમાં ભળી ગયા. નાઝીવાદે પ્રજામાં વર્ગભેદ તથા મૂડીવાદ તેમનાં તેમ જાગતી રાખેલ છે, અને આર્થિક સુધારણા સાથે રાષ્ટ્રીય ભાવના ઘણી જ તીવ્ર બનાવેલ છે. સામ્યવાદની આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ જર્મનીની રાષ્ટ્રવાદી પ્રજાને બહુ રૂચી નહિ.

સામ્યવાદીઓ પછી બીજો મહત્વનો પક્ષ સમાજવાદી પ્રજાતંત્રવાદીઓ (Social Democrats) નો હતો. પરંતુ આ પક્ષની સમાધાનવૃત્તિ તરફ પ્રજાને બહુ આકર્ષણ થયું નહી, તેમજ આર્થિક મુશ્કેલીઓ વધી જતાં સમાજવાદી પ્રજાતંત્રવાદી પક્ષ નબળો પડી ગયો હતો. યુદ્ધ પછીના થોડા સમય માટે આ પક્ષ બળવાન રહ્યો પરંતુ આ પક્ષને રાજ્યમાં બહુમતી ન હોવાથી તેઓને મધ્યમ વર્ગના પક્ષ સાથે સંયુક્ત રીતે સત્તા ભોગવવી પડતી. ૧૯૧૮ પછીના સમયમાં સોશ્યલ ડેમોક્રેટીક પક્ષની સમાધાની વૃત્તિ

નાત્ઝીવાદ ઉદ્‌ભવતો હોવાથી તેમાં ઐક્ય અગર તો એકીકરણની ભાવના ઘણીજ તીવ્ર હોય તે સ્વાભાવિક છે. ગતયુદ્ધની અંતે થયેલ ખુવારી, ખાનાખરાબી, અને નુકસાનીમાંથી જર્મનીનું ફરી આર્થિક ઘડતર કરવું એ અત્યંત મુશ્કેલ પ્રશ્ન બન્યો હતો. તેમાંય ૧૯૨૯ પછી ભયંકર આર્થિક સંકડામણો જર્મનીમાં ઉભી થવા પામી, જેને અગે નાત્ઝીવાદનો વિકાસ થવા માટે યોગ્ય સંજોગો પણ મળી ગયા. સામ્યવાદની ઘણી બીક લાગતી હોય તેવો મધ્યમવર્ગ, આર્થિક મુશ્કેલીઓથી કંટાળી ગયેલો ખેડુત વર્ગ, અને પ્રજાનો રાષ્ટ્રવાદી ભાગ નાત્ઝી ચળવળમાં માનવા લાગ્યો. તેઓ માનતા હતા કે જર્મની ઉપર લાદવામાં આવેલો ભારી દંડ જર્મની કદાપિ ભરી શકે તેમ ન હતું, અને જર્મની માટે આર્થિક અને રાજકીય વિટંબણાઓમાંથી ઉગારવા માટે માત્ર વર્સાઈના કરાર તોડી પાડવા અગર તો તેનો સામનો કરવો એ જ ઉપાય હતો.

આમ વર્સાઇના કરારોથી થયેલ અન્યાયો દૂર કરવા એ નાત્ઝી ચળવળની મુખ્ય ભૂમિકા બને છે. ૧૯૧૪ના યુદ્ધ પછી તુરત જ નાત્ઝીઓ તેના સિદ્ધાન્તોને અમલમાં મૂકી શકે તેમ હતા નહિ. કારણ કે જર્મની હજુ વિશ્વ યુદ્ધના મારમાંથી ઉભું થઈ શકયું ન હતું, અને બીજી તરફથી મિત્ર રાજ્યો પણ જર્મની જરા ઉંચું માથું કરે તો તેને બરાબર શિક્ષા કરવા તૈયાર હતાં. જેમ જેમ વખત જતો ગયો તેમ મિત્ર રાજ્યોનો કિન્નો ઓછો થતો ગયો અને જર્મની સામે સખ્ત પગલાં લેવા માટે તેઓ બહુ આતુર રહ્યા નહિ. ઈ. સ. ૧૯૨૩ માં જર્મનીએ ફ્રાન્સને તેના દંડનું કિસ્ત ભર્યું નહિ એટલે ફ્રાન્સે જર્મનીનો રૂહર આન્ત કબજે કર્યો. આ સામે જર્મનીએ થોડો ઘણો વાંધો પણ લીધો જેના પરિણામે કેટલાંક જર્મનોનો ભોગ આપવો પડયો હતો અને ૧૪૭૦૦૦ જર્મનોને હદપાર કરવામાં આવ્યા હતા. ગ્રેટ બ્રિટને ફ્રાન્સના આ કૃત્ય સામે વાંધો પણ રૂજૂ કર્યો હતો. આ પછી આર્થિક કટોકટી, વેઇમર બંધારણની નબળાઇ, પક્ષોની ફાટફુટ વગેરેથી નાત્ઝીઓને જોઈતા સંજોગો મળી ગયા.

નાત્ઝીવાદના સહાયકોનો મોટો ભાગ મિલકત દારા અને મૂડીદારો તેમજ મધ્યમ વર્ગના માણસો જેને સામ્યવાદની બીક લાગતી તેઓ હતા. આ સિવાય મિલકતદાર ખેડુતો, દુકાનદારો, વેપારીઓ, નાના ઉદ્યોગપતિઓ તથા માલીકો અને બુદ્ધિશાળી શ્રમજીવીઓનો વર્ગ પણ હતો. વેઈમર બંધારણ હેઠળ જર્મની અર્ધદગ્ધ સમાજવાદ તરફ ધસડાતું હતું. સમાજવાદી પક્ષ પણ બહુ જોરદાર હતો નહિ, તેમ તેની પાસે આકર્ષક કાર્યક્રમ પણ હતો નહિ. રાજ્ય તરફથી જર્મનીના આર્થિક જીવનને ધોરણસર કરવા યત્નો થતા હતા, પણ આથી મૂડીવાદીઓના હિતને ગંભીર નુકસાન થતું હતું. બીજી તરફથી સામ્યવાદી પક્ષ બળવો કરવા માટે ઝંખતો હતો, અને તેની તરફેણમાં યુવકોની સહાનુભૂતિ ખેંચતો હતો તથા મજૂરોને પણ સાથમાં લેતો હતો. પરંતુ સામ્યવાદી પક્ષ જર્મનીમાં ફાવ્યો નહિ કારણકે જર્મનીના મિલકતદારો અને મૂડીદારો તથા મધ્યમવર્ગ સામ્યવાદથી વિરુદ્ધ હતા, અને ઉપરાંત મજૂર વર્ગમાં પણ જોઇએ તેવી એકતા ન હતી. આથી કરીને સામ્યવાદી પક્ષ નિષ્ફળ નીવડતાં ઘણા સામ્યવાદીઓ નાત્ઝીપક્ષમાં ભળી ગયા. નાત્ઝીવાદે પ્રજામાં વર્ગભેદ તથા મૂડીવાદ તેમનાં તેમ જાળવી રાખેલ છે, અને આર્થિક સુધારણા સાથે રાષ્ટ્રીય ભાવના ઘણી જ તીવ્ર બનાવેલ છે. સામ્યવાદની આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ જર્મનીની રાષ્ટ્રવાદી પ્રજાને બહુ રૂચી નહિ.

સામ્યવાદીઓ પછી બીજો મહત્વનો પક્ષ સમાજવાદી પ્રજાતંત્રવાદીઓ (Social Democrats) નો હતો. પરંતુ આ પક્ષની સમાધાનવૃત્તિ તરફ પ્રજાને બહુ આકર્ષણ થયું નહી, તેમજ આર્થિક મુશ્કેલીઓ વધી જતાં સમાજવાદી પ્રજાતંત્રવાદી પક્ષ નબળો પડી ગયો હતો. યુદ્ધ પછીના થોડા સમય માટે આ પક્ષ બળવાન રહ્યો પરંતુ આ પક્ષને રાજ્યમાં બહુમતી ન હોવાથી તેઓને મધ્યમ વર્ગના પક્ષ સાથે સંયુક્ત રીતે સત્તા ભોગવવી પડતી. ૧૯૧૮ પછીના સમયમાં સોશ્યલ ડેમોક્રેટીક પક્ષની સમાધાની

તથા નિષ્ફળ રાજનીતિના પરિણામે જર્મનીના યુવકો નાઝીવાદ તરફ વધુ ઢળવા માંડયા હતા.

જર્મનીમાં ગત યુદ્ધ પછી તેનું આર્થિક પુનરૂત્થાન કરવું ઘણુંજ કઠિન થઈ પડયું હતું. ૧૯૨૪માં જર્મનીમાં એક આર્થિક યોજના ઘડી કાઢવામાં આવી જેને "Dawes Plan" ડોઝ યોજના કહેવામાં આવે છે આ યોજના પછી ઇ. સ. ૧૯૨૪–૧૯૨૯ સુધીના સમયમાં જર્મનીમાં શાંતિ અને આર્થિક પુનઘટના થવા લાગે છે. આ વખતે એમ થવા લાગ્યું કે જર્મની ગતયુદ્ધના મારમાંથી પગભર થતું હતું. આ સમયે જો મિત્ર રાજ્યોએ જર્મની ઉપરના તેમના દંડો અને નુકશાનીના દાવા જતા કરી જર્મનીને સમાન વર્તાવ આપ્યો હોત તો આજે જે બન્યું છે તે બન્યું ન હોત.

પણ મિત્ર રાજ્યોના મુત્સદ્દીઓમાં આ વખતે રાજકીય દીર્ઘદષ્ટિનો અભાવ હતો. જર્મનીને તેની આર્થિક પુનર્રચના કરવા માટે તથા દંડની રકમો ભરી આપવા માટે ફરજ પાડવામાં આવી. ૧૯૨૯માં જગતભરમાં જે આર્થિક કટોકટી ઉભી થવા પામી તેમાં સૌથી વધુ જર્મનીને સહન કરવું પડયું. ઇ. સ. ૧૯૨૯થી ૧૯૩૨ સુધી જર્મનીએ ગમે તેમ ચલાવ્યું. પણ છેવટે ગુંગળાઇ રહેલ નાઝીવાદનાં ઘોડાપુર જર્મનીમાં જોશભેર ઉછળવા લાગ્યાં અને તેના જોશ પાસે જર્મનીમાં તે વખતે સ્થાપિત થયેલ બ્રુનીંગ સરકારને ખસી જઇને માર્ગ આપી દેવો પડયો, અને પ્રથમવાર જર્મનીમાં નાઝીપક્ષ સૌથી બળવાન બન્યો.

૧૯૩૨ માં જ્યારે બ્રુનીંગ સરકારની પડતી થઇ, અને હિટલર પક્ષને સત્તામાં આવવાનો પ્રસંગ હતો, ત્યારે પ્રમુખ હીન્ડનબર્ગે હિટલરને બદલે હેરફોન પેપનની ૧૯૨૨ના જુનની પહેલી તારીખે ચાન્સેલર તરીકે નિમણૂક કરી, અને નાત્ઝી પક્ષના થોડા સમયને માટે બધા મનોરથો તૂટી પડયા. નેશનાલીસ્ટ પક્ષ હિટલર સાથે સમાધાન કરી સંયુક્ત તંત્ર રચવા તૈયાર હતો, પરન્તુ હિટલરે ના પાડવાથી પેપન સરકાર લાંબો વખત સુધી નભી શકી નહિ પેપન સરકારની પડતી થયા બાદ જનરલ વોન શ્લેશર સત્તામાં આવે છે. પણ પેપન તથા શ્લેશર વચ્ચે ખટપટ જાગતાં શ્લેશર સરકાર વધુ વખત ટકી શકી નહિ. હવે હીન્ડનબર્ગને હિટલરને ચાન્સેલર નીમ્યા વગર છૂટકો જ ન હતો, કારણ કે રાઇસ્ટાગમાં તેનો પક્ષ એટલો બળવાન બન્યો હતો કે બીજો કોઈ પણ પક્ષ તેની સામે ટક્કર ઝીલી શકતો ન હતો.

### હિટલર

હીન્ડનબર્ગે ૧૯૩૩માં હિટલરની ચાન્સેલર તરીકે નિમણૂક કરી, અને હિટલરે ફોન પેપનને વાઇસ ચાન્સેલર બનાવ્યો, તથા તેના મિત્રોને પ્રધાન-મંડળમાં પણ દાખલ કર્યા. નેશનાલીસ્ટો જેમાં ઉમરાવો અને નિવૃત્ત થયેલા અધિકારીઓ હતા તેની પાછળ પ્રજામતનું પીઠબળ રહ્યું હતું નહિ. નાત્ઝીઓ પાછળ પ્રજાનો બહોળો સમૂહ હતો અને નાત્ઝી નેતાઓમાં જે મુત્સદ્દીગીરી અને વ્યવસ્થાશક્તિ હતી તેને લઇને તેઓએ રાજ્યની બધી ઉપયોગી જગ્યાઓ કબજે કરી.

૧૯૨૩ના મ્યુનીક ઉપરના હિટલરના નિષ્ફળ આક્રમણ પછી હિટલરને ઠસી ગયું હતુ કે સીધી રીતે બળવો કરી સત્તા લઇ લેવાનુ કામ તેને માટે મુશ્કેલ હતું, એટલે બંધારણીય રીતે તેણે પોતાની ચળવળ એવી જોરશોરથી ચાલુ રાખી કે બીજા કોઇ પણ પક્ષને નાત્ઝી પક્ષની સહાય વગર રાજતંત્ર ચલાવવું મુશ્કેલ બન્યું, અને પરિણામે તેના ધાર્યા મુજબ પ્રમુખ હીન્ડન-

બર્ગને હિટલરને ચાન્સેલર તરીકે નિયુક્ત કર્યા વગર છૂટકો જ ન રહ્યો. ચાન્સેલરની હીન્ડનબર્ગે નિમણૂક કર્યા પછી તેના પર પ્રજાસભાના મત લેવા માટે ૫ મી માર્ચ ૧૯૩૩ની તારીખ મુકરર થઈ હતી. પરંતુ ૨૭ ફેબ્રુઆરી ૧૯૩૩ના રોજ એકાએક રાઇસ્ટાગના મકાનમાં આગ લાગે છે. નાત્ઝી પક્ષવાળાએ આ આગ સામ્યવાદીઓએ લગાડી હોવાનો પ્રચાર કર્યો. પરિણામે સેંકડો સામ્યવાદીઓની ધરપકડ કરવામાં આવી. હિટલર પક્ષનો વિરોધી પક્ષ, સામ્યવાદી પક્ષ આમ આપોઆપ બંદીવાન બની જતાં હિટલરના ચાન્સેલર તરીકેની નિમણૂક મંજૂર થવા માટેનો માર્ગ તદ્દન ખુલ્લો થઇ ગયો. કહેવાય છે કે રાઈસ્ટાગના મકાનને આગ લગાડવાનું કાવત્રું નાત્ઝીપક્ષે અગાઉથી જ તૈયાર કરી રાખેલ હતું. આમ હિટલર બંધારણીય રીતે જર્મનીનો સરમુખત્યાર બને છે.

હિટલરે માત્ર બંધારણીય ચળવળ કરી હતી એટલું જ નહિ પણ તેના પક્ષના બળ માટે તેણે એક લશ્કર પણ ઉભું કર્યું હતું જેને 'Nazi Stormtroopers' નાત્ઝી સ્ટોર્મટ્રુપર્સ કહેવામાં આવતા. આ સૈનિકોને સામ્યવાદીઓ તથા રીપબ્લીકન પક્ષના માણસો સાથે અવારનવાર અથડામણ થતી અને તેથી હિટલરના સ્ટોર્મટ્રુપર્સ રાજકીય બળ અને હિંસા કેમ વાપરવાં તે બાબતમાં ખૂબ કેળવાયા હતા. આ લશ્કરી બળની હીલચાલ તથા દેખાવોથી જર્મનીના પરાજીત માનસ ઉપર અસર પણ ઘણી થઈ હતી, અને પ્રજાને એમ થતું કે માત્ર નાત્ઝીઓ અને તેના નેતા હિટલર જ જર્મનીને બંદીવાન અવસ્થામાંથી મુક્ત કરી શકશે. નાત્ઝી પક્ષ હિટલરની નેતાગીરી હેઠળ સત્તામાં આવ્યા પછી પણ હિટલરને નાત્ઝીવાદ અને તેની સર્વોપરી નેતાગીરી ટકાવવા માટે ઘણું કરવાનું બાકી હતું. નાત્ઝી પક્ષમાં જ ઘણા મતભેદો હતા. સ્ટોર્મટ્રુપર્સ અને તેના નેતાઓ બધા ઉદ્દામવાદીઓ હતા. તેઓને તાત્કાલિક આર્થિક લાભો જોઇતા હતા, અને આટલા માટે મૂડીવાદીઓ અને શ્રીમંતોનો તેઓ નાશ કરવા માગતા હતા. ડૉ. ગોબેલ્સ અને રોહમ આ ઉદ્દામ પક્ષના નેતાઓ હતા. જ્યારે ગોરીંગ રાષ્ટ્રવાદીપક્ષના

નેતા હતા, અને તેની તરફેણમાં હિટલર પણ હતો. હિટલરની સ્થિતિ આમ સુડી વચ્ચે સોપારી જેવી બની. સ્ટોર્મટ્રુપર્સની હિટલરને સત્તા મજબૂત કરવા માટે ખાસ જરૂર હતી અને તેઓનો સંપૂર્ણ સહકાર સત્તા મેળવવા માટે જરૂરી હતો, અને તે સહકાર માટે મૂડીવાદ તથા ઉમરાવશાહી વિરુદ્ધ હિટલરને પ્રચાર કરવો પડયો હતો. પણ હિટલર એકવાર સત્તા પર આવી ગયા પછી તે બધાને પહોંચી વળે છે. સ્ટોર્મટ્રુપર્સ હિટલર સત્તા પર આવ્યા પછી તેમને આપેલાં વચનો પળાવવા માટે ખૂબ હિટલરને મુંઝવવા લાગ્યા. હિટલરને કોઈપણ હિસાબે તેમને રોકયા વગર છૂટકો જ ન હતો. ૧૯૩૪ના જુનની ૩૦ મી તારીખે હિટલરે એકાએક સ્ટોર્મટ્રુપર્સ અને તેના નેતાઓ ઉપર તરાપ મારી, અને હિટલરે સ્ટોર્મટ્રુપર્સના નેતાઓ ઉપર, હિટલર સામે તેઓ કાવત્રા કરતા હતા, તેવા આક્ષેપો મૂકયા. રોહમ અને હેઇન્સ તથા બીજા કેટલાક સ્ટોર્મટ્રુપર્સ નેતાઓને ઠાર કરવામાં આવ્યા. વોન શ્લેશર પણ આ કાવત્રામાં સડોવાયો હતો તેમ માનવામાં આવતાં શ્લેશર તથા તેની ઓરતનું ખૂન કરવામાં આવ્યું. ઉદ્દામ પક્ષના ઘણા માણસોને પકડવામાં આવ્યા અને કેટલાકને મારી નાખવામાં પણ આવ્યા. આ કાર્ય પણ હિટલરે તેની આધુનિક ઝડપી લડાઈઓ ( Blitzkrieg )ની જેમ વિજળીક વેગે પૂરૂં કર્યું. ડૉ. ગોબેલ્સ પણ આ વખતે શિકારનો ભોગ બન્યો હોત, પણ તેની સિદ્ધાંતોની સ્થિતિસ્થાપકતાને અંગે અને હિટલરની કુમકે જઈ ઉભો રહેવાથી તે બચી જવા પામ્યો. આમ હિટલરની સર્વોપરી સત્તા વચ્ચે આડા આવતા કંટકો નીકળી જવાથી હિટલર જર્મની ઉપર પોતાનું સંપૂર્ણ વર્ચસ્વ અને આધિપત્ય જમાવે છે. તા. ૨૦ ઑગસ્ટ ૧૯૩૪ના રોજ પ્રેસીડન્ટ હીન્ડનબર્ગ મૃત્યુ પામ્યા, અને વેઈમર પ્રજાસત્તાકનો અંત આવ્યો. હીન્ડનબર્ગ મૃત્યુ પામ્યા પછી હિટલરે પ્લેબીસીટ લઈ પ્રેસીડન્ટ અને ચાન્સેલરના હોદ્દા એકમેક કરી નાખ્યા, અને હિટલર જર્મનીનો ફ્યુહરેર બન્યો. નાત્ઝી પક્ષની આંતરિક વ્યવસ્થા કર્યા બાદ ધંધાદારી લશ્કર ( Reichwehr ) રાઈશ્વેહર ઉપરનો સંપૂર્ણ કાબુ ગોરીંગને સોંપ્યો, ડૉ.

ગોબેલ્સ તેના પ્રચાર મંત્રી બન્યા, અને જર્મનીના પુનરુત્થાન માટે હિટલરે વિજળીક વેગે સખ્ત કાર્યક્રમ ઉપાડયો.

## જર્મનીનું નાત્ઝી રાજ્યતંત્ર

હિટલર સત્તા પર આવ્યા પછી તેને બધા વિરોધી પક્ષને દાબી દીધા અને માત્ર એક જ નાત્ઝીપક્ષ રાખી સરમુખત્યારીવાળું તંત્ર દાખલ કર્યું. ૧૯૩૩ ના કાયદાથી પાર્લામેન્ટરી તંત્ર નાબૂદ કરવામાં આવ્યું અને હિટલર પ્રમુખ અને ચાન્સેલર બન્ને બને છે. હિટલર પાસે સર્વોપરી અને કુલ કારોબારી સત્તા રહે છે. તમામ લશ્કરી ફોજનો તે વડો રહે છે. હજુ સુધી પણ સાર્વત્રિક મતાધિકારથી ચૂંટાયેલ પ્રતિનિધિવાળી રાઇસ્ટેગ સજીવ છે. પણ આ રાઇસ્ટેગમાં માત્ર નાત્ઝી પ્રતિનિધિઓ જ ચૂંટાઈ આવે છે, ટુંકામાં રાઈસ્ટેગમાં માત્ર એક જ નાત્ઝીપક્ષ છે. રાઇસ્ટેગ પાસે પણ આજે કાંઈપણ સત્તા રહેતી નથી. કારણ કે આજે હિટલર રાઈસ્ટેગની સંમતિ વગર કોઈ પણ કાયદો પસાર કરી શકે છે. રાઇસ્ટેગની બેઠકો હવે તો માત્ર હિટલરના ભાષણો અગર કોઇ જરૂરી એલાન સમજાવવા માટે ભરવામાં આવે છે. વેઈમર બંધારણની ઉપરની સભા રાઇશ્રેટ નકામી બની જતાં તે અદશ્ય થયેલ છે, હજુ સુધી જૂની સીવિલ સર્વીસને તેમની તેમ રાખવામાં આવેલ છે, પણ નોકરીઆતો બધા નાત્ઝીપક્ષના ખાસ પરીક્ષા કરેલા માણસો જ રહે છે. પ્રાન્તિક તંત્રમાં જે ધારાસભાઓ હતી તે નાબૂદ કરવામાં આવેલ છે, અને પ્રાન્તિક તંત્ર નાત્ઝી ગવર્નરો નીચે મૂકવામાં આવેલ છે. આ ગવર્નરને "Statthalter" સ્ટાટહાલ્ટર કહેવામાં આવે છે. જર્મનીમાં આમ મધ્યસ્થ તંત્ર પાસે સર્વસત્તા કેન્દ્રિત બનેલ છે. જર્મનીમાં નાત્ઝીવાદ સામે વિરોધ જરા પણ સહન કરવામાં આવતો નથી. નાત્ઝીવાદના વિરોધીઓને સખ્તમાં સખ્ત નશ્યત કરવામાં આવે છે. જર્મનીનું નાત્ઝી પ્રચારકાર્ય ઘણા જબ્બર પાયા પર ચાલે છે, અને આ પ્રચારકાર્યનો લગભગ કળાની કક્ષા સુધી વિકાસ કરવામાં આવેલ છે.

## નાઝીનીતિ (૧) આર્યભાવના

નાઝીનીતિમાં રાષ્ટ્રભાવના અને આર્થિક સમાજવાદનું મિશ્રણ જોવામાં આવે છે. રાષ્ટ્રભાવનામાં પ્રથમ જર્મનીની પ્રજા બીજી પ્રજા કરતાં ઉત્તમ લોહીવાળી આર્યપ્રજા છે, જે બીજી કોઈ પણ પ્રજાનું આધિપત્ય સાંખી શકે નહિ તેવા સિદ્ધાંતોનો સમાવેશ કરવામાં આવે છે. જર્મન સિવાયની બીજી પ્રજા ( Non-nordic )જર્મનીમાં રહીને જર્મન હિતો વિરૂદ્ધ આચરણ ન કરી શકે તે માટે પણ ઘણો પ્રચાર કરવામાં આવે છે. ઉપરાંત જર્મન પ્રજાને આકર્ષે તેવા બધા ઉદ્દેશોનો નાઝીનીતિમાં સમાવેશ કરવામાં આવે છે. તેઓ માને છે કે જર્મન પ્રજા ઘણી જ ઉત્તમ, બુદ્ધિશાળી, અને બહાદુર આર્યપ્રજા છે અને તેમનું આર્યત્વ જાળવી રાખવા માટે તથા આર્ય ન હોય તેવી પ્રજા જર્મનીની પ્રજામાં લોહીનું સંમિશ્રણ ન કરી જાય તેટલા માટે તેમને જર્મનીમાંથી હાંકી કાઢવી જોઇએ અને જર્મનો દુનિયાના ગમે તે પ્રદેશમાં હોય તો પણ સાં જર્મનીનું તેમને રક્ષણ મળવું જોઇએ. જર્મનીના આર્યત્વના આ સિદ્ધાંતમાંથી યાહુદીઓની કમનસીબી જન્મે છે. ગત મહાયુદ્ધમાં યાહુદીઓએ જર્મન હિતો વિરૂદ્ધ વર્તન રાખેલું હતું તેટલા માટે તથા યાહુદીઓ જર્મનીમાં બધો વેપાર સાચવી બેઠા હતા એટલે યાહુદીઓને જર્મનીમાંથી હાંકી કાઢવા સખ્ત પ્રચાર કરવામાં આવ્યો તથા તેના પર ઘણા અત્યાચારો પણ ગુજારવામાં આવે છે. જર્મન પ્રજા બહાદુર છે, શૂરવીર છે તેમ દરેક યુવકના મનમાં ઠસાવવામાં આવે છે, અને યુવકોને નાનપણથી જ લશ્કરી તાલીમ આપી જર્મનીના આર્યત્વ અને શૌર્યને જાળવી રાખવા તેમને ઉપદેશ કરવામાં આવે છે.

## (૨) આર્થિક નીતિ

નાઝીવાદની આર્થિક નીતિમાં રાષ્ટ્રીય સમાજવાદ એ નાઝીવાદનો મુખ્ય ઉદ્દેશ રહે છે. નાઝીવાદ એનો અર્થ જ રાષ્ટ્રીય સમાજવાદ થાય

છે. નાત્ઝીપક્ષના શરૂઆતના પ્રચારકાર્યમાં આર્થિક સ્થિતિ બાબત કરવામાં આવેલી જાહેરાતો અને સત્તા પર આવ્યા પછી તેઓએ કરેલા આર્થિક ફેરફારોમાં ઘણો તફાવત રહે છે. શરૂઆતમાં સમાજવાદી પક્ષ ઘણો પ્રબળ હતો અને હિટલરના સ્ટોર્મટ્રુપર્સ બધા મૂડીવાદ વિરૂદ્ધ હતા. આથી શરૂઆતમાં મૂડીવાદ વિરૂદ્ધ ઘણુ કહેવામાં આવતું અને તેથી જર્મન યુવકો પણ ઘણા આકર્ષાયા હતા. આજે પણ સમાજવાદી તત્ત્વો તરફ ડૉ. ગોબેલ્સ તથા નાત્ઝીપક્ષના સામાન્ય સભ્યોનુ વધુ વલણ રહે છે. પણ વાસ્તવિક રીતે જોશું તો નાત્ઝીવાદમાં સમાજવાદ જેવું કશું છે નહિ. માત્ર મોટા પ્રમાણના મૂડીવાદ તથા મોટા પ્રમાણની શ્રીમંતાઈ સામે જ વાંધો છે, અને આ વિરોધ પણ સામાન્ય વેપારીઓ, માલીકો અને ખેડૂતો તથા શ્રમજીવીઓ જે નાત્ઝીપક્ષના મુખ્ય સહાયકો છે તેના આકર્ષણ માટે જ રાખવામાં આવેલ છે.

નાત્ઝીવાદ વર્ગભેદ જાળવી રાખવા માગે છે. વિશાળ પ્રમાણના મૂડીવાદ તથા સમાજવાદ સામે નાત્ઝીવાદ મધ્યમ વર્ગની સામાજીક સ્થિતિ અને મિલ્કત તેમની તેમ જાળવી રાખવા માગે છે. નાત્ઝીવાદ મૂડીવાદના સદંતર નાશથી વિરૂદ્ધ રહે છે, અને ખાનગી મિલ્કત તથા ખાનગી સાહસમાં સંપૂર્ણ રીતે માને છે. આ નીતિને અંગે નાત્ઝીવાદમાં મૂડીદારો પણ ભળે છે, અને સામાન્ય માણસો પણ આવે છે. આ પક્ષમાં તેઓને સામ્યવાદ સામે રક્ષણ મળે છે તેમ તેઓ માને છે. સમાજવાદ એ નાત્ઝીપક્ષનો ઉપરનો ડોળ માત્ર છે. મૂડીવાદીઓ જેવા કે હેર થાઇસે નાત્ઝીપક્ષને ખૂબ મદદ કરી છે, અને આજે પણ ઘણા મૂડીદારો મદદ કરે છે. જર્મનીમાં ઘણા ખરા યાહુદીઓ મૂડીવાદીઓ હતા એટલે શરૂમાં મૂડીવાદ વિરૂદ્ધની ધગશ યાહુદીઓને બહાર કાઢી મૂકવામાં કામ લાગી.

૧૯૩૪ થી ૧૯૩૭ સુધીમાં નાત્ઝીઓએ જર્મનીની આર્થિક પુનર્ઘટના માટે તનતોડ પ્રયત્નો કર્યા હતા. ૧૯૩૭ સુધીમાં જર્મની આર્થિક રીતે

પગભર પણ થઇ ગયું હતું. જર્મનીમાં યુદ્ધ માટે તડામાર તૈયારીઓ ચાલતી હતી એટલે બેકારી અને બિનરોજગારી ઘણી ઓછી થઇ ગઇ હતી. જર્મની ઘણો તૈયાર માલ બનાવી તેની નીકાસ કરતું. પણ રાઈસ્માર્કની વધુ પડતી સોનામાં કિંમત હોવાથી આ માલ બહાર બહુ ઓછો ખપવા લાગ્યો. છતાં પણ જર્મનીએ ગમે તે રીતે પોતાનો માલ બહાર કાઢ્યો. જર્મનીએ બહારથી મોટી રકમો ઉછીની લીધી, પણ છેવટે ડૉ. શાટની આર્થિક નીતિએ જર્મની માટે ઘણો ફાયદો કરી દીધો, અને ભારી યુદ્ધ-ખર્ચ માટે જર્મની પહોંચી વળવા લાગ્યું.

(૩) સામ્યવાદનો વિરોધ

સામ્યવાદ અને સામ્યવાદી આંતરરાષ્ટ્રીય ફિલ્સુફી જર્મનીને ગળે બહુ ઉતરતી ન હતી. છતાં પણ મહાયુદ્ધ પછી થોડો વખત બાવેરીયામાં સામ્યવાદે ઘણું જોર પકડયું હતું. પરંતુ નાત્ઝીપક્ષ સત્તામાં આવ્યા પછી સામ્યવાદી તત્ત્વોનો નાશ કરવામાં આવ્યો એટલું જ નહિ પણ સામ્યવાદ સામે રીતસરનું પ્રચારકાર્ય શરૂ કરવામાં આવ્યું. જર્મનીને સામ્યવાદી રશિયા વિરૂદ્ધ થવા યુરોપના બીજા દેશોએ પણ જર્મનીને મદદ કરી અને યુરોપમાં બે મહાન પ્રજાને એકબીજા વચ્ચે લડતી રાખી સત્તાનું સમતોલપણું જાળવવું એ યુરોપના અન્ય મુત્સદ્દીઓની રાજરમત હતી. પણ આમાં તેઓ ફાવ્યા નહિ. રશિયા અને જર્મનીના રાજકીય સંબંધ વચ્ચેની ઉગ્ર કડવાશનો આધુનિક યુદ્ધ શરૂ થતાં પહેલાં જર્મની અને રશિયા વચ્ચે બિનઆક્રમણકારી કરારો થતાં અંત આવી ગયો. આજે રશિયા વિરૂદ્ધ જર્મનીમાં કોઈ હરફ પણ ઉચ્ચારતું નથી અને સામ્યવાદ પ્રત્યેનો જર્મનીનો અણગમો આજે એકાએક ઓગળી ગયેલ છે.

(૪) વર્સાઇના કરારો

વર્સાઇના કરારોને તોડી પાડવા એ નાત્ઝીપક્ષનો મુખ્ય ઉદ્દેશ બન્યો હતો. ગત યુદ્ધ પછી જર્મનીનાં આફ્રીકાનાં બધાં સંસ્થાનો લઈ લે

આવ્યાં, આલ્સેસ લોરેઇનનો પ્રદેશ ફ્રાન્સમાં ભેળવી દેવામાં આવ્યો, ડાન્ઝીગ બંદર પોલેન્ડને આપવામાં આવ્યું, અને પોલેન્ડને એક કોરીડોર કાઢી આપવામાં આવી. જર્મની ઉપર અસહ્ય દંડ મૂકવામાં આવ્યો. આ બધી વસ્તુઓથી જર્મની માનસ ઉપર સખ્ત પ્રત્યાઘાત થયો હતો અને તેનો નાત્ઝીપક્ષે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આજે જોઇએ છીએ તો જર્મની વર્સાઇના કરારોને તોડી પાડવામાં સફળ બન્યુ હોય તેમ લાગે છે, અને હવે જર્મનીનો ધરો લઈ ભવિષ્યમાં બીજું વર્સાઇ થાય તેમ કોઈ માનતું નથી.

### નાત્ઝીવાદ અને શ્રમજીવીઓ

નાત્ઝીવાદ શ્રમજીવીઓનું પ્રજાસત્તાક સ્થાપવાની સદંતર વિરૂદ્ધ છે, એટલે શ્રમજીવીઓની બધી સંસ્થાઓ ઉપર કડક પ્રતિબંધ રહે છે. જર્મનીમાં ટ્રેઈડ યુનિયન સ્થાપવી તે મહાન ગુન્હો છે. મોટા ઉદ્યોગપતિઓને ખૂબ પ્રોત્સાહન આપવામાં આવે છે. આજે નાત્ઝીઓ નીચે એક શ્રમજીવીઓનું મંડળ છે જેને "Labour front" લેબર ફ્રન્ટ કહેવામાં આવે છે, અને આ મંડળના નેતાઓ ખાસ ચૂંટાયેલા નાત્ઝીઓ રહે છે. નાત્ઝીઓએ શ્રમજીવીઓની શક્તિઓને બીજે રસ્તે વાળી જવા માટે પ્રયત્નો કરેલ છે. શ્રમજીવીઓની સ્થિતિ સુધારવા માટે નાત્ઝીઓ બનતું કરે છે, તેઓને આનંદ કરવાનાં સાધનો આપવામાં આવે છે, તેમને માટે કલબ અને વિહારસ્થાનો હોય છે, તેઓને સસ્તો અને સારો ખોરાક મળે તેવી વ્યવસ્થા કરવામાં આવે છે, અને તેઓને કેળવણી પણ આપવામાં આવે છે તેમ નાત્ઝીઓ પ્રચાર કરે છે.

વેઇમર બંધારણ હેઠળ ઉદ્યોગને લગતા ઝઘડાઓ પતાવવા માટે લવાદી કોર્ટો રાખવામાં આવતી, અને નાત્ઝીઓએ આ કોર્ટોમાં નાત્ઝી અધિકારીઓ રાખવા સિવાય બીજા કોઇ ફેરફારો કરેલ નથી. આ સિવાય એક કોર્ટ ઑફ ઓનર રહે છે જેમાં મજૂરોની વિરૂદ્ધ કોઇ પણ ફરિયાદ થઈ શકે છે, અને મજૂરો તેના માલીકો વિરૂદ્ધ પણ ફરિયાદ કરી શકે છે. આ સંસ્થાઓ દ્વારા નાત્ઝીઓ મજૂરો અને શ્રમજીવીઓનો વિપ્લવ ન થાય તેનું ધ્યાન

રાખે છે, એટલું જ નહિ પણ તેને કાબૂમાં રાખે છે. કોઇ પણ શ્રમજીવી કે મજૂરને લગતી કાંઇ પણ જાહેર ચળવળ કરે તો તેને સખ્ત સજા કરવામાં આવે છે. પરંતુ નાત્ઝીઓ ગમે તેટલું કરે પણ મજૂરોની સ્થિતિ જર્મનીમાં જોઇએ તેવી તો નથી. તેમાં ય છેલ્લા યુદ્ધની તૈયારી માટે જર્મન મજૂર પાસેથી તેના ગજા ઉપરાંત કામ લેવામાં આવેલ છે. જર્મનીમાં જતે દિવસે વહેલો કે મોડો મજૂરોનો અસંતોષ ફાટી નીકળવાનો ભય રહે છે, અને તેમાં ય હવે રશિયા જર્મનીનું તદ્દન નજીકનું પડોશી બનતાં રશિયાનો મજૂર-વાદ એ પણ નાત્ઝીવાદ માટે ભયકારક તો ખરો જ.

### નાત્ઝીઓ અને ધર્મ

નાત્ઝીઓ ધર્મમાં માને છે. પણ આ ધર્મની દરેક સંસ્થા ઉપર પોતાનું વર્ચસ્વ રહેવું જોઇએ તેમ તેઓ ખાસ માને છે. નાત્ઝીઓએ પોતાની ફિલસુફીને રૂચે તેવા ફેરફારો કરી નોર્ડીક ક્રિશ્ચીયન ધર્મ કર્યો છે, અને આમાંથી નોર્ડીક ન હોય તેવાં તત્ત્વોને બાતલ કરવામાં આવેલ છે. હિટલરે ધર્મની બાબતમાં રશિયા જેવાં પગલાં લીધાં નથી. પણ નાત્ઝીઓને ધર્મ માટે બહુ પડી નથી. તેઓનો ખાસ ધર્મ નાત્ઝીવાદ છે, જેમાં બધા ધર્મોનો સમાવેશ થાય છે, તેમ તેઓ માને છે. ખ્રિસ્તીધર્મ સામે હિટલરને એટલો જ વાંધો છે કે ઇસુખ્રિસ્ત પોતે યાહુદી હતા. આજે કોઇ પણ સરમુખત્યારને ધર્મ માટે બહુ ખેવના રહી નથી.

### નાત્ઝીવાદ અને યુદ્ધ

આક્રમણકારી રાષ્ટ્રાભિમાનમાંથી જન્મેલ કોઇ પણ વાદનું મુખ્ય લક્ષ્યબિંદુ યુદ્ધ જ રહે છે. ઇટલીના ફેસીસ્ટવાદની જેમ જર્મનીના નાત્ઝીવાદમાં પણ યુદ્ધ એ જર્મનીનો જીવનમંત્ર બની ગયેલ છે. નાત્ઝીઓએ સત્તામાં આવ્યા પછી તુરત જ જર્મન યુવકોને મોટા પાયા પર યુદ્ધ માટે લશ્કરી તાલીમ આપવાનું શરૂ કર્યું, લશ્કરી તાલીમ ફરજીઆત કરવામાં આવી, અને જર્મન

યુવકોનું માનસ યુદ્ધમય બનાવી દીધું. હિટલરે જર્મનીની આંતરિક સ્થિતિ સુધારવાની સાથે શસ્ત્રસરંજામ અને શસ્ત્રસજ્જતાનું કામ પણ એટલા જ જોરશોરથી ઉપાડ્યું. આખું જર્મની થોડા વખતમાં એક યુદ્ધની છાવણી-સમું બની ગયું. ડૉ. ગોબેલ્સ કહે છે કે, "War is the most simple affirmation of life. Suppress war and it would be like trying to suppress the process of nature."

[ યુદ્ધ એ જીવનનું સામાન્ય ભારદર્શક લક્ષણ છે. યુદ્ધ ઉપર અંકુશ મૂકવો એ કુદરતના નૈસર્ગિક ક્રમને દબાવી દેવા બરાબર છે. ]

ઉપરનું વાક્ય એ નાઝી માનસનું ખરૂં પ્રતિબિંબ છે. યુદ્ધ માટે ઝંખના કરતાં જર્મનીએ ફરીવાર જગતને યુદ્ધની ભેટ કરી છે.

## (૬) રશિયા

રશિયા તેનું રાજકારણ, રાજતંત્ર, અને રાજકીય ફિલસુફી યુરોપમાં કાંઇક જુદી જ ભાત પાડે છે. જગતે ન સાંભળ્યા હોય તેવા બનાવો રશિયામાં બન્યા છે, જગતે ન જોયા હોય તેવા રાજકીય અખતરાઓ રશિયામાં કરવામાં આવેલ છે, અને જગતે ન અનુભવેલ હોય તેવી સામાજિક ઉથલ-પાથલો રશિયાએ અનુભવી છે.

### ૧૯૧૭ના સામ્યવાદી બળવાઓ

કાર્લમાર્ક્સના સામ્યવાદી સિદ્ધાન્તો જે તેની જન્મભૂમિમાં નિષ્ફળ ગયા, તેનો વિકાસ જગતમાં કયાંય નહિ, પણ રશિયામાં જ થયો; અને આ વિકાસ માટે રશિયામાં યોગ્ય ભૂમિકા પણ તૈયાર હતી. અસહ્ય ગરિબાઇ, મૂડીદારો તથા રાજાશાહીના જુલમો, અરાજકતા અને અનેક સંકટો વચ્ચે રશિયન પ્રજા વિપ્લવની અણીપર આવી પહોંચી હતી. ૧૯૧૬ના ડિસેમ્બરમાં રાસપુટીનના ખૂન પછી પણ રશિયાના રાજતંત્રમાં સૈનિકો અને પ્રજાનો વિશ્વાસ બેઠો ન હતો. ૧૯૦૩માં શરૂ થયેલો સમાજવાદી પક્ષ ઘણો જ

બળવાન બનતાં તેના નેતાઓ ઘણાખરા હદપારી ભોગવતા હતા. ૧૯૧૭ના માર્ચની ૮મી તારીખે રશિયામાં પેટ્રોગ્રેડના મજૂરોએ ઓચિંતો બળવો કર્યો; પણ આ વખતે નેતાઓ બહાર હોવાથી પ્રજા નેતાહીન હતી. પ્રજાએ પ્રિન્સ લેવાલના પ્રમુખપણા હેઠળ એક કામચલાઉ રાજ્યતંત્ર પણ સ્થાપી દીધું. આ વખતે કાર્લમાર્ક્સના ચૂસ્ત અનુયાયી લેનિન જે સ્વિટ્ઝર્લેન્ડમાં હદપારી ભોગવતો હતો, તે સાનુકૂળ સંજોગો થતાં રશિયામાં ગયો, અને સામ્યવાદી પક્ષને મજબૂત બનાવ્યો.

૧૯૧૭ના માર્ચમાં શરૂ થયેલો બળવો ફરી પાછો લેનિનની સર્વોપરી નેતાગિરિ હેઠળ નવેમ્બરમાં ફાટી નીકળે છે. સામ્યવાદીઓ પાસે મજૂરોનું ઘણું જ સરસ સંગઠિત બળ હતું, લશ્કર પણ તૈયાર હતું, અને તેઓએ ઝારને ઉઠાડી મૂકી રશિયાના રાજ્યતંત્રનો કબજો લીધો. માત્ર ઝારના કુટુમ્બના નાશ સિવાય આ બળવામાં બહુ લોહી રેડાયું ન હતું. સામ્યવાદીઓ સત્તામાં આવ્યા બાદ રશિયા જે ૧૯૧૪ના યુદ્ધમાં સંડોવાયું હતું, તેને આ યુદ્ધમાંથી તારવી લીધું, અને જર્મની સાથે બ્રેસ્ટ-લીટોસ્કની સંધિ કરી. આ સંધિથી રશિયાને યુક્રેઇન, પોલેન્ડ, ફિન્લેન્ડ, લીથુઆનિયા, ઇસ્થોનિયા, અને લેટવિયાને જતાં કરવાં પડયાં, અને આને સ્વતંત્ર રાજ્યો બનાવવામાં આવ્યાં. બ્રેસ્ટ-લીટોસ્કની સંધિથી રશિયાને ઘણું આપવું પડયું, પણ રશિયાનું સામ્યવાદીતંત્ર એ રશિયાનું રીતસરનું તંત્ર હતું, તેમ આ સંધિથી જગજાહેર થયું.

રશિયાનો સામ્યવાદી બળવો એ ઈટલી અને જર્મનીના યુદ્ધ પછીના ફેસીસ્ટ બળવા કરતાં જુદોજ હતો, કારણ કે રશિયાના આ બળવાએ માત્ર રાજકીય ફેરફારોજ કર્યા નથી, પરંતુ સાથે સાથે આર્થિક અને સામાજિક પદ્ધતિમાં પણ ઘણીજ ઉથલપાથલ કરી છે. આ બળવાને લીધે રશિયામાં સામાજિક વ્યવહારમાં અવનવા ફેરફારો થઇ ગયેલ છે. તવંગર, મધ્યમ અને ગરીબ; એવા આર્થિક ભેદોનો નાશ થયેલ છે, તેને બદલે શ્રમજિવીઓનો એક જ

વર્ગ બનેલ છે, અને તેના વિભાગો સામાજિક કે આર્થિક સ્થિતિ પર નહિ, પણ ધંધા પર રચાયેલા રહે છે.

મજૂરી, જે હલકા લોકો માટે ગણાતી, તે બાબતના વિચારોમાં ઘણા ફેરફારો થયેલ છે. સૈનિકો, રાજ્યના અધિકારીઓ, અને મજૂરો; બધાને સમાન ગણવામાં આવે છે, અને બધાને સમાન રીતે, ઉંચનીચના ભેદો વિના કામ કરવાનું રહે છે. મૂડીવાદનો નાશ થતાં મિલ્કતને લગતા ગુન્હાઓ, ચિન્તાઓ, અને મિલ્કત મેળવવામાં થતો શકિતનો વ્યય નાબુદ થયેલ છે. માણસોના જીવનનાં દૃષ્ટિબિન્દુમાં પણ ફેરફાર થયેલ છે, સ્ત્રી–પુરૂષના સંબંધમાં પણ ફેરફારો થયેલ છે, અને સ્ત્રીઓને સર્વ ક્ષેત્રમાં પુરૂષની સમાન હક્કદાર માનવામાં આવે છે. રાજ્યમાં આર્થિક અને રાજકીય પ્રશ્નો એકમેક બન્યા છે. રશિયા જે તંત્ર ચલાવે છે, તે જોતાં ઘડીભર પ્લેટોનું આદર્શનગર કે સર થોમસ મોરનો આદર્શવાદ યાદ આવે છે. માણસના રાજકીય, આર્થિક, જાતીય અને સામાજિક જીવનમાં ઝડપી ફેરફારો થયા છે, ટુંકામાં આ તંત્રનો ઉદ્દેશ સમષ્ટિ જીવનનો સમાન ઉત્કર્ષ છે.

### સામ્યવાદી તંત્રની ભૂમિકા

રશિયાના સામ્યવાદી તંત્રની ભૂમિકા કાર્લમાર્કસના ૧૮૪૮ના કામ્યુનીસ્ટ મેનીફેસ્ટોમાં જે સિદ્ધાંત આપેલ છે, તે પ્રમાણે લેનિને રચેલ છે. આ સિદ્ધાંતમાં એમ આપવામાં આવેલ છે કે મૂડીવાદી રાજ્યમાંથી સામ્યવાદી તંત્ર રચવાના સંક્રાન્તિ કાળમાં શ્રમજીવીઓની સરમુખત્યારીવાળું તંત્ર રહેવું જોઇએ; અને આ તંત્રની ઉત્ક્રાન્તિ પ્રજાએ બળવાથી પ્રાપ્ત કરેલી હોવી જોઇએ. રશિયામાં જોઇશું તો સામ્યવાદીઓ, મજૂરો, સૈનિકો તથા ખેડૂતોએ બળવો કરીને સામ્યવાદી તંત્ર સ્થાપેલ છે, અને ત્યાં સરમુખત્યારીવાળું તંત્ર રહે છે. રશિયામાં મજૂરો ઘણા થોડા હતા, પણ ખૂબ સંગઠિત હતા. ખેડૂતોનો ભાગ મોટો હતો, એટલે ખેડૂતોની સ્થિતિનો ઉદ્ધાર કર્યા વગર છૂટકો જ ન હતો. પણ ખેડૂતોને જમીનના માલિકો બનાવવામાં આવે તો

સામ્યવાદ રહે નહિ, કારણ કે સામ્યવાદ, મૂડીવાદ અને ખાનગી મિલ્કતમાં માનતો નથી. એટલે ખેડૂતોની અમુક સહકારી સંસ્થાઓ કરવામાં આવી, અને ખેતીનું કામકાજ એ પણ કારખાનામાં થતી મજૂરી જેવું જ હતું, તેમ પ્રચાર કરવામાં આવ્યો. આજે પણ ગ્રામ્ય પ્રદેશો અને ખેડૂતો ઉપર રશિયામાં સવિશેષ ધ્યાન આપવામાં આવે છે, અને ખેડૂતો ભાગીદારીમાં કામ કરે છે. સામ્યવાદી તંત્રમાં તમામ મિલ્કત અને મૂડી રાજ્યની રહે છે. અને રાજ્ય તમામ ઉદ્યોગ તથા વેપાર ઉપર અંગત દેખરેખ રાખે છે. પ્રજાનું શિક્ષણ, સુખ, સગવડતાઓઃ એ દરેક માણસને સમાન રીતે મળે છે, અને રાજ્યમાં ઉચ્ચનીચના આર્થિક ભેદો સદન્તર કાઢી નાખવામાં આવેલ છે. ધર્મ એ મૂડીવાદની સહચરી હોવાનું માનવામાં આવતાં, રશિયામાંથી ધર્મને રદ બાતલ કરવામાં આવેલ છે. સામ્યવાદની મુખ્ય ભાવના રાષ્ટ્રીય કરતાં વધુ આન્તરરાષ્ટ્રીય રહે છે. સમગ્ર જગતના શ્રમજીવીઓનો ઉદ્ધાર એ સામ્યવાદનો મુદ્રાલેખ છે.

### રશિયાની પાંચ વર્ષની યોજના ( Piatiletka )

રશિયામાં સામ્યવાદી તંત્ર સામ્યવાદીઓએ સ્થાપી તો દીધું, પણ તે તેના સિદ્ધાન્તો પ્રમાણે ચલાવવું તે અત્યન્ત દુષ્કર અને ભગીરથ કાર્ય હતું. રશિયાની પ્રજાની અજ્ઞાનતા, ધર્મચૂસ્તતા, અને સ્થિતિચૂસ્તતા, કાર્યકરોને ડગલે ને પગલે આડી આવતી હતી. રશિયાને આર્થિક અને રાજકીય રીતે પગભર કરવા માટે પાંચ વર્ષની યોજના કરવામાં આવી છે, જેને 'The five year plan' કહેવામાં આવે છે. આ યોજનાનો પ્રથમ વિચાર કરનાર લેનિન હતો. સમગ્ર પ્રજાને જીવનનું સુંદર ધોરણ કેવી રીતે આપવું તે મહાન પ્રશ્ન હતો. ઉપરાંત ૧૯૨૦–૨૧ના ભયંકર દુષ્કાળથી લાખ્ખો માણસો અને પશુઓ મરી ગયાં હતાં.

રશિયામાં વિશાળ અને ફળદ્રુપ જમીન હોવા છતાં રશિયાની પ્રજાને પેટ પુરતું અનાજ મળતું ન હતું. ખેડૂતો સર્જનજુની રીત પ્રમાણે હિન્દની

વર્ગ બનેલ છે, અને તેના વિભાગો સામાજિક કે આર્થિક સ્થિતિ પર નહિ, પણ ધંધા પર રચાયેલા રહે છે.

મજૂરી, જે હલકા લોકો માટે ગણાતી, તે બાબતના વિચારોમાં ઘણા ફેરફારો થયેલ છે. સૈનિકો, રાજ્યના અધિકારીઓ, અને મજૂરો; બધાને સમાન ગણવામાં આવે છે, અને બધાને સમાન રીતે, ઉચનીચના ભેદો વિના કામ કરવાનું રહે છે. મૂડીવાદનો નાશ થતાં મિલ્કતને લગતા ગુન્હાઓ, ચિન્તાઓ, અને મિલ્કત મેળવવામાં થતો શક્તિનો વ્યય નાબૂદ થયેલ છે. માણસોના જીવનનાં દષ્ટિબિન્દુમાં પણ ફેરફાર થયેલ છે, સ્ત્રી–પુરુષના સંબંધમાં પણ ફેરફારો થયેલ છે, અને સ્ત્રીઓને સર્વ ક્ષેત્રમાં પુરુષની સમાન હક્કદાર માનવામાં આવે છે. રાજ્યમાં આર્થિક અને રાજકીય પ્રશ્નો એકમેક બન્યા છે. રશિયા જે તંત્ર ચલાવે છે, તે જોતાં ઘડીભર પ્લેટોનું આદર્શનગર કે સર થોમસ મોરનો આદર્શવાદ યાદ આવે છે. માણસના રાજકીય, આર્થિક, જાતીય અને સામાજિક જીવનમાં ઝડપી ફેરફારો થયા છે, ટુંકામાં આ તંત્રનો ઉદ્દેશ સમષ્ટિ જીવનનો સમાન ઉત્કર્ષ છે.

### સામ્યવાદી તંત્રની ભૂમિકા

રશિયાના સામ્યવાદી તંત્રની ભૂમિકા કાર્લમાર્ક્સના ૧૮૪૮ના કોમ્યુનીસ્ટ મેનીફેસ્ટોમાં જે સિદ્ધાંત આપેલ છે, તે પ્રમાણે લેનિને રચેલ છે. આ સિદ્ધાંતમાં એમ આપવામાં આવેલ છે કે મૂડીવાદી રાજ્યમાંથી સામ્યવાદી તંત્ર રચવાના સંક્રાન્તિ કાળમાં શ્રમજીવીઓની સરમુખત્યારીવાળું તંત્ર રહેવું જોઇએ; અને આ તંત્રની ઉત્ક્રાન્તિ પ્રજાએ બળવાથી પ્રાપ્ત કરેલી હોવી જોઇએ. રશિયામાં જોઇશુ તો સામ્યવાદીઓ, મજૂરો, સૈનિકો તથા ખેડૂતોએ બળવો કરીને સામ્યવાદી તંત્ર સ્થાપેલ છે, અને ત્યાં સરમુખત્યારીવાળું તંત્ર રહે છે. રશિયામાં મજૂરો ઘણા થોડા હતા, પણ ખૂબ સંગઠિત હતા. ખેડૂતોનો ભાગ મોટો હતો, એટલે ખેડૂતોની સ્થિતિનો ઉદ્ધાર કર્યા વગર છૂટકો જ ન હતો. પણ ખેડૂતોને જમીનના માલિકો બનાવવામાં આવે તો

સામ્યવાદ રહે નહિ, કારણ કે સામ્યવાદ, મૂડીવાદ અને ખાનગી મિલ્કતમાં માનતો નથી. એટલે ખેડુતોની અમુક સહકારી સંસ્થાઓ કરવામાં આવી, અને ખેતીનું કામકાજ એ પણ કારખાનામાં થતી મજૂરી જેવું જ હતું, તેમ પ્રચાર કરવામાં આવ્યો. આજે પણ ગ્રામ્ય પ્રદેશો અને ખેડુતો ઉપર રશિયામાં સવિશેષ ધ્યાન આપવામાં આવે છે, અને ખેડુતો ભાગીદારીમાં કામ કરે છે. સામ્યવાદી તંત્રમાં તમામ મિલ્કત અને મૂડી રાજ્યની રહે છે. અને રાજ્ય તમામ ઉદ્યોગ તથા વેપાર ઉપર અંગત દેખરેખ રાખે છે. પ્રજાનું શિક્ષણ, સુખ, સગવડતાઓ: એ દરેક માણસને સમાન રીતે મળે છે, અને રાજ્યમાં ઉચ્ચનીચના આર્થિક ભેદો સદન્તર કાઢી નાખવામાં આવેલ છે. ધર્મ એ મૂડીવાદની સહચરી હોવાનું માનવામાં આવતાં, રશિયામાંથી ધર્મને રદ બાતલ કરવામાં આવેલ છે. સામ્યવાદની મુખ્ય ભાવના રાષ્ટ્રીય કરતાં વધુ આન્તરરાષ્ટ્રીય રહે છે. સમગ્ર જગતના શ્રમજીવીઓનો ઉદ્ધાર એ સામ્યવાદનો મુદ્રાલેખ છે.

## રશિયાની પાંચ વર્ષની યોજના ( Piatiletka )

રશિયામાં સામ્યવાદી તંત્ર સામ્યવાદીઓએ સ્થાપી તો દીધું, પણ તે તેના સિદ્ધાન્તો પ્રમાણે ચલાવવું તે અત્યન્ત દુષ્કર અને ભગીરથ કાર્ય હતું. રશિયાની પ્રજાની અજ્ઞાનતા, ધર્મચૂસ્તતા, અને સ્થિતિચૂસ્તતા, કાર્યકરોને ડગલે ને પગલે આડી આવતી હતી. રશિયાને આર્થિક અને રાજકીય રીતે પગભર કરવા માટે પાંચ વર્ષની યોજના કરવામાં આવી છે, જેને 'The five year plan' કહેવામાં આવે છે. આ યોજનાનો પ્રથમ વિચાર કરનાર લેનિન હતો. સમગ્ર પ્રજાને જીવનનું સુંદર ધોરણ કેવી રીતે આપવું તે મહાન પ્રશ્ન હતો. ઉપરાંત ૧૯૨૦-૨૧ના ભયંકર દુષ્કાળથી લાખ્ખો માણસો અને પશુઓ મરી ગયાં હતાં.

રશિયામાં વિશાળ અને ફળદ્રુપ જમીન હોવા છતાં રશિયાની પ્રજાને પેટ પુરતું અનાજ મળતું ન હતું. ખેડુતો સર્જનજુની રીત પ્રમાણે હિન્દની

જેમ ખેતી કરતા હતા. તેઓ લાકડાનાં હળ વાપરતા, અને ઝુંપડાંમાં રહેતા. ગામડાંઓમાં ગંદકી અને ગરીબાઇનો પાર ન હતો. ખેડૂતોનાં ખેતરો ઘણાં દૂર દૂર આવેલાં હતાં, જેથી તેઓને માઇલો સુધી ચાલીને જવું પડતું. ખેડૂતોમાં ભયંકર અજ્ઞાન અને કાંઇ પણ નવી વસ્તુ માટે ઘણો જ ભય હતો. આ વખતે રશિયામાં ૨૨૦૦૦૦૦૦ જેટલા સ્વતંત્ર ખાતેદાર ખેડૂતો હતા. પ્રથમ કાર્ય આ ખેડૂતોમાંથી કાંઈ પણ નવી વસ્તુ માટેની ભડક દૂર કરાવવાની, અને તેઓને ખેતીનાં નવાં સાધનો પ્રમાણે સંયુક્ત ધોરણે કામ કરવાની ફરજ પાડવાનું અત્યંત દુષ્કર કાર્ય હતું.

ખેતી પછી રશિયામાં બીજો પ્રશ્ન ઉદ્યોગોનો હતો. રશિયામાં શાહી યુદ્ધોને અંગે બધા ઉદ્યોગોનો લગભગ નાશ થયો હતો. નવાં આધુનિક યંત્રો, નવા કામદારો, નવા મજૂરો અને નવાં કારખાનાં ઉભાં કરવાં તે ઘણું જ મોટું કામ હતું. ઉપરાંત મજૂરોને નવાં યંત્રો કેમ ચલાવવાં તે શિખવવું, અને તેમને આ શિખવવા માટે પ્રાથમિક જ્ઞાનની ખાસ જરૂર હતી.

આ પછી રશિયામાં ભાગ્યે જ સારો રસ્તો હતો કે જ્યાં મોટર ચાલી શકે. માત્ર થોડી રેલ્વે હતી. એન્જીનો જૂની પદ્ધતિનાં હતાં, અને વ્યવહારનાં સાધનોનો બિલકુલ અભાવ હતો. રશિયા જેવા વિશાળ દેશમાં રસ્તાઓ કરવા, રેલ્વે બાંધવી અને વ્યવહારનાં સાધનો ગોઠવવાં એ કાંઈ નાનુંસુનું કામ ન હતું. આ બધાંની યોગ્ય રચના કરવા માટે અઢળક ધન, વ્યવસ્થિત મજૂરી અને કેળવાયેલ માણસોની જરૂર હતી. આ બધાને પહોંચી વળવા લેનિને કામ ભીડી. શરૂઆતમાં રશિયાને શી વસ્તુની જરૂર હતી, તે નક્કી કરવામાં આવ્યું, અને તે નક્કી કર્યા પછી કેટલા માણસો તાત્કાલિક કામ કરવા માટે તૈયાર હતા, તે નક્કી કર્યું. આ બધું નક્કી કરવા માટે લેનિને આર્થિક યોજના માટેનું એક કમિશન નીમ્યું હતું. જેને 'Gosplan' કહેવામાં આવતું હતું. પરન્તુ લેનિન આ બધું કાર્ય કરવા વધુ જીવ્યો નહિ, અને તેના સ્થાન પર સ્ટેલીન આવ્યો.

સ્ટેલીને લેનિનનો અધુરો વિચાર ઉપાડી લીધો. ૧૯૨૫માં કેટલું ઉત્પન્ન કરવું, કેટલું બહાર મોકલવું, કેટલું આયાત કરવું, અને કેટલું ભવિષ્ય માટે રાખવું; એ બધાના આંકડાઓ નક્કી કરવામાં આવ્યા. છેવટે લેબર અને ડીફેન્સ કાઉન્સીલે ૧૯૨૮ના ઓકટોબરથી ૧૯૩૩ના ઓકટોબર સુધીની પાંચ વર્ષની યોજના બહાર પાડી. પાંચ વર્ષમાં રશિયાએ ઇંગ્લેન્ડ તથા અમેરિકા કરતાં પણ ઘણા મોટા પાયા પર પોલાદ અને લોખંડનાં કારખાનાંઓ, ઇલેકટ્રીક પ્લાન્ટસ, મોટરનાં કારખાનાંઓ, વગેરે બનાવવાનું માથે લીધું. પાંચ વર્ષમાં રશિયાના ખેડુતોને સહકારી પદ્ધતિ પ્રમાણે સંયુક્ત રીતે મોટાં ખેતરો આધુનિક યંત્રોવડે ખેડી ૨૫૬ ગણું વધુ ઉત્પન્ન આપવાનું હતું. મૂડીવાદી રાજ્યો આ યોજના જોઇ, તેની અવ્યવહારિકતા સામે હસતાં હતાં. પરન્તુ સામ્યવાદીઓએ અને રશિયાની પ્રજાએ ૧૯૨૮થી ૧૯૩૨ સુધીમાં જે કાર્ય કર્યું છે, જે કામ મૂક્યું છે, જે શ્રમ ઉઠાવ્યો છે, તે સર્વ જગતના ઇતિહાસમાં અજોડ અને અદ્વિતીય છે. રશિયાની ૧૬ કરોડની પ્રજા એક માણસની જેમ રાતદિન કામ કરવા લાગી. પરિણામ એ આવ્યું કે નહિ ધારેલું બની ગયું, અને અશક્ય શક્ય થયું. રશિયાની પ્રજાએ પાંચ વર્ષની યોજના ચાર વર્ષમાં પૂરી કરી. ગંદું, ગરીબ અને અવ્યવસ્થિત રશિયા ૧૯૩૨માં વ્યવસ્થા, શિસ્ત, વ્યાપાર, વાણિજ્ય, ઉદ્યોગો, ખોરાક અને જરૂરી વસ્તુઓથી ભરચક બની દીપી ઉઠ્યું. રશિયા પોતાને જરૂરનું હોય તેટલું રાખી, ઘઉં, કાપડ, ચામડાં, લાકડાં વગેરે વસ્તુઓની નીકાસ કરવા માંડ્યું. મુડીવાદી દેશો આ જોઈ સ્તબ્ધ બન્યા. રશિયાનો અખતરો સફળ થયો છે, તેનું કહેવાની જો કે કોઇની હિંમત નહોતી, પણ રશિઆએ પોતાનું અજોડ સ્થાન જગતમાં નક્કી કરી લીધું હતું, તેની કોઇથી ના કહી શકાય તેમ નહોતું.

પાંચ વર્ષના ગાળામાં રશિયાએ જે પ્રાપ્ત કર્યું તે બાબતમાં એક વિવેચક કહે છે કે: " In five years the thirty three million illiterates of U. S. S R. have been taught to read, the

twenty million peasant holdings have been combined in collective forms, and the one hundred and sixty million inhabitants of U. S. S. R. are conscious of having achieved the great revolution in the history." [ "પાંચ વર્ષમાં રશિયાના ત્રણ કરોડ અભણ માણસો વાંચતા થયા છે, બે કરોડ ખેડૂતો સાથે મળીને કામ કરતા થયા છે, અને રશિયાના સોળ કરોડ પ્રજાજનોએ જગતના ઇતિહાસમાં જબ્બર ક્રાન્તિ કરેલ હોવાનું તેઓ જાણતા થયા છે." ]

## રશિયાનું સોવિયેટ બંધારણ ( U. S. S. R. )

રશિયામાં સાત જુદાં જુદાં રાજ્યોનું જે સમૂહતંત્ર બનાવવાનાં આવેલ છે, તેને ( Union of Socialist Soviet Republic ) સોશ્યાલીસ્ટ સોવિયેટ રિપબ્લીક કહેવામાં આવે છે, અર્થાત્ યુ. એસ. એસ. આર. પણ કહેવામાં આવે છે.

## સંયોજીત રાજ્યો

રશિયાના આ સંયોજીત રાજ્યમાં સૌથી મોટું રાજ્ય રશિયન સોશ્યાલીસ્ટ ફેડરલ સોવિયેટ રિપબ્લીક છે. આ બધામાં સૌથી મહત્વનું રાજ્ય યુક્રેનીયન સોશ્યાલીસ્ટ સોવિયેટ રિપબ્લીક છે. યુક્રેઈન ૧૯૨૦ સુધી યુ. એસ. એસ. આર.માં ભળ્યું નહતું. આ સિવાયનાં બીજાં રાજ્યોમાં તાર્તર રિપબ્લીક, જર્મન રિપબ્લીક ઓફ વોલ્ગા, અને જ્યોર્જીયા, એર્મેનીયા અને આઝર બેઇજનનાં પ્રજાસત્તાક રાજ્યો છે.

આ રાજ્યો, ફેડરેશનમાં હોય છે, તેનું ઘણું આંતરિક સ્વાતંત્ર્ય ભોગવે છે. આ રાજ્યોને પરદેશનો વેપાર, આંતરિક રક્ષણ, આર્થિક નીતિ, કરવેરા, કેળવણી, જાહેર આરોગ્ય, મજૂરો અને તેનાં મંડળોની વ્યવસ્થા વગેરે બાબતોમાં ઘણી સ્વતંત્ર સત્તાઓ રહે છે. જ્યારે સમગ્ર દેશના આર્થિક અને રાજકીય તંત્ર ઉપર મધ્યસ્થ ફેડરલ સત્તાનો કાબૂ રહે છે. આ બધાં રાજ્યોમાં

પ્રજાને સંપૂર્ણ રીતે લખવા, બોલવા અને છાપવાની સ્વતંત્રતા રહે છે; અને આ સ્વતંત્રતા સોવિયેટ ફિલસુફીને આનુષંગિક રહે છે. માર્કસવાદના સિદ્ધાંતો પ્રમાણે સ્થાપેલ સમાનતંત્રોવાળાં રાજ્યોનું સમૂહતંત્ર એ સોવિયેટ યુનીયન છે. આ સમૂહતંત્રમાંથી જુદા પડવાનો કોઇપણ રાજ્યને અધિકાર રહે છે.

### મતાધિકાર

સોવિયેટ સમૂહતંત્રમાં દરેક માણસ, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ તેને બધા સમાન રીતે મતાધિકાર મળે છે. જેઓ ભાડે મજૂરો રાખતા હોય, અપંગ હોય, કામ ન કરતા હોય, તેવા માણસોને તેમજ પાદરીઓ વગેરેને મતાધિકાર આપવામાં આવતો નથી. મતાધિકાર એ સરમુખત્યારી તંત્રને લઇને બહુ ઉપયોગી રહેતો નથી, પણ રશિયામાં મતાધિકાર એ નાગરિકતાના ઘણા હક્કોનો એક વિભાગ રહે છે. નાગરિકતાના હક્કોમાં ટ્રેડ યુનિયનમાં સભ્ય થવું, ખોરાક માટે રજાચિઠ્ઠી, રાજ્યની નોકરીઓમાં કામ કરવાનો અધિકાર વગેરેનો સમાવેશ થાય છે. પ્રજાજન રાજ્ય સામે રાજ્યને લગતો કાંઇ ગુન્હો કરે, ત્યારે ઘણીવાર તેના નાગરિકતાના હક્કો છીનવી લેવામાં આવે છે, જેનું પરિણામ એ આવે કે ગુનેગાર લગભગ નાતબહાર કે દેશપાર હોય, તેવી અવસ્થા ભોગવે છે. સ્ત્રીઓને રાજકીય અને સામાજિક બાબતોમાં સમાન અધિકારો મળે છે. સોવીયેટ લગ્નના કાયદા, બધાને સમાન પગારનું ધોરણ, જાહેર હોસ્પિટલો અને બાલગૃહો, પ્રસુતિગૃહો વગેરે બધી જગ્યાએ અને બધી બાબતોમાં સ્ત્રીઓને સમાન ગણી હક્કો આપવામાં આવે છે. સ્ત્રીસ્વાતંત્ર્યની મોટી મોટી વાતો કરી, તેને લગતા કાયદાઓ પસાર કરી, તેને અમલમાં મૂકવાની વાત આવે, ત્યારે તેમાંનું કાંઇજ નહિ, એવું રશિયામાં નથી. રશિયા તો તે બાબતમાં એટલે સુધી આગળ વધ્યું છે, કે ત્યાં તો સ્ત્રી-વિમાનીઓ (Women Pilots)નું પણ લશ્કર રહે છે.

### ધારામંડળ (સોવિયેટ કોંગ્રેસ)

રશિયામાં આરોહણ પદ્ધતિ પ્રમાણે પ્રતિનિધિત્વ રહે છે. અર્થાત્ ત્યાં પ્રતિનિધિત્વ છેવટથી શરૂ થાય છે. રશિયામાં સ્થાનિક રાજ્યતંત્ર ચલાવનાર મંડળ અગર કાઉન્સિલને 'Soviet' સોવિયેટ કહેવામાં આવે છે. છેવટમાં કેટલાંક ગામો તથા ગામડાંનાં તંત્ર ચલાવનારાં મંડળો, જેને (Rural Soviets) રૂરલ સોવીયેટસ કહેવામાં આવે છે, જેમાં મોટાં કારખાનાંનાં મંડળોનો પણ સમાવેશ થાય છે, તેને જીલ્લાનાં મંડળ (District Soviets) (ડીસ્ટ્રીક્ટ સોવીયેટસ) કહે છે, તે પ્રતિનિધિઓ ચૂંટીને મોકલે છે. ડિસ્ટ્રીક્ટ સોવીયેટ તે પ્રાન્તોના સોવીયેટમાં પ્રતિનિધિઓ ચૂંટીને મોકલે છે; અને પ્રાન્તિક સોવીયેટ તેમજ મધ્યસ્થ સોવીયેટ, જેને 'Central Congress of Soviets' કહેવામાં આવે છે, તે સભ્યો ચૂંટીને મોકલે છે. ગામડાંઓ કરતાં શહેરના વિભાગોને વધુ પ્રતિનિધિત્વ મળે છે.

કોંગ્રેસમાં પ્રતિનિધિત્વ એ રીતે આપવામાં આવે છે કે જેથી ગામડાં અને ટાઉનશીપ સોવિયેટમાં દર ૨૫૦૦૦ મતદારોના બનેલ મતદારમંડળમાંથી દરેક મતદારમંડળ દીઠ એક પ્રતિનિધિ[illegible] માં આવે છે, અને પ્રાન્તિક કોંગ્રેસમાં ૧૨૫૦૦૦ મતદારોના બને[illegible]ારમંડળ[illegible]ણ એક પ્રતિનિધિ કોંગ્રેસમાં આવી શકે છે

આ કારોબારીમાંથી એક કેબિનેટ જેવું મંડળ ચૂંટી કાઢવામાં આવે છે, જેને ' Presidium ' કહેવામાં આવે છે. આ પ્રેસિડીયમમાં બન્ને કાઉન્સિલો તરફથી ચૂંટાયેલા લગભગ ૨૧ જેટલા સભ્યો રહે છે.

## કાઉન્સિલ ઑફ પીપલ્સ કોમીસરીઝ

પ્રેસિડીયમ નીચે તેને આધીન એવી એક કાઉન્સિલ રહે છે. તેમાં દરેક રાજ્યના પ્રતિનિધિઓ હોય છે, તેને ' કાઉન્સિલ ઑફ પીપલ્સ કોમીસરીઝ ' કહેવામાં આવે છે. આ પ્રતિનિધિઓ તે દરેક રાજ્યના ઉપરી અધિકારીઓ હોય છે. આ સિવાય કારોબારી નીચે કેટલીક કાઉન્સિલો, કમિશનો, અને કમિટીઓ રહે છે, જે રાજ્યતંત્ર ચલાવવાના કામમાં મદદ કરે છે.

## સુપ્રીમ કોર્ટ

આ સિવાય સુપ્રીમ કોર્ટ રહે છે, તે ન્યાયનું કામ કરે છે. સુપ્રીમ કોર્ટ નીચે કેટલીક બીજી કોર્ટો તથા રાજ્યોની કોર્ટો રહે છે. રશિયાની કાયદાની પદ્ધતિ ઘણી જ સહેલી અને સરલ છે. કાયદાનો ધંધો કરનારાની રશિયામાં જુદી જાત નથી. દરેક ટ્રાયલ કોર્ટમાં કાયદાના જ્ઞાન વગરના ન્યાયાધિશો પણ કાયમી ન્યાયાધિશો સામે ન્યાય આપવા બેસે છે. વકીલોને ફી આપવાની નથી હોતી, પરંતુ તેમને રાજ્ય તરફથી અમુક પગાર આપવામાં આવે છે. તહોમતદારની વિરુદ્ધ તથા તરફેણમાં ખૂબ સાંભળી લીધા પછી તેને યોગ્ય સજા કરવામાં આવે છે. સજા ઘણી હલકી રહે છે, અને જેલજીવનમાં કેદી તરફ એક મનુષ્ય તરીકે વર્તાવ રાખવામાં આવે છે. કેદીના સ્વભાવ અને માનસમાં રહેલ વિકૃતિને દૂર કરવાની ઇસ્પિતાલ એવો જેલનો અર્થ કરવામાં આવે છે.

આ સિવાય ' કોમીસરીયેટ ઑફ વર્કમેન્સ એન્ડ પેઝન્ટસ ઈન્સ્પેક્શન' ( Commissariat of workmen's and peasant's Inspection )

### ધારાસભા (સોવિયેટ કોંગ્રેસ)

રશિયામા આરોહણ પદ્ધતિ પ્રમાણે પ્રતિનિધિત્વ રહે છે. અર્થાત્ ત્યાં પ્રતિનિધિત્વ છેવટથી શરૂ થાય છે રશિયામા સ્થાનિક રાજ્યતંત્ર ચલાવનાર મંડળ અગર કાઉન્સિલને 'Soviet' સોવિયેટ કહેવામા આવે છે જેવટમાં કેટલાક ગામો તથા ગામડાના તંત્ર ચલાવનાર મંડળો, જેને (Rural Soviets) રૂરલ સોવીયેટસ કહેવામા આવે છે, જેમા મોટા કારખાનાંના મંડળોનો પણ સમાવેશ થાય છે, તેને જીલ્લાના મંડળ (District Soviets) (ડીસ્ટ્રીક્ટ સોવીયેટ્સ) કહે છે, તે પ્રતિનિધિઓ ચૂટીને મોકલે છે ડિસ્ટ્રીક્ટ સોવીયેટ તે પ્રાન્તોના સોવીયેટમા પ્રતિનિધિઓ ચૂટીને મોકલે છે, અને પ્રાન્તિક સોવીયેટ તેમજ મધ્યસ્થ સોવીયેટ, જેને 'Central Congress of Soviets' કહેવામા આવે છે, તે સભ્યો ચૂટીને મોકલે છે ગામડાઓ કરતા શહેરના વિભાગોને વધુ પ્રતિનિધિત્વ મળે છે

કોંગ્રેસમા પ્રતિનિધિત્વ એ રીતે આપવામા આવે છે કે જેથી ગામડાં અને ટાઉનશીપ સોવિયેટમા દર ૨૫૦૦૦ મતદારોના બનેલ મતદારમંડળમાથી દરેક મતદારમંડળ દીઠ એક પ્રતિનિધિ કોંગ્રેસમા આવે છે, અને પ્રાન્તિક કોંગ્રેસમા ૧૨૫૦૦૦ મતદારોના બનેલ દરેક મતદારમંડળ તરફથી પણ એક પ્રતિનિધિ કોંગ્રેસમા આવી શકે છે

### કારોબારી (પ્રેસિડીયમ)

સોવિયેટ કોંગ્રેસ પછી તેમાથી કાઉન્સિલ ઑફ યુનિયનની ચૂટણી કરે છે આ સિવાય દરેક સયોજીત રાજ્યમાથી આવતા પ્રતિનિધિઓની પણ એક કાઉન્સિલ રહે છે, જેને 'કાઉન્સિલ ઑફ નેશનાલીટીઝ' કહેવામા આવે છે આ બન્ને કાઉન્સિલો મળીને મધ્યસ્થ કારોબારી બને છે, જેને (Central Executive Committee of the Union) 'સેન્ટ્રલ એક્ઝીક્યુટીવ કમિટિ ઑફ ધી યુનિયન' કહેવામા આવે છે આ કારોબારીમાં ઘણા સભ્યો રહે છે, એટલે તેની વારવાર બેઠકો કરવી એ મુશ્કેલ હોવાથી

આ કારોબારીમાંથી એક કેબિનેટ જેવું મંડળ ચૂંટી કાઢવામાં આવે છે, જેને 'Presidium' કહેવામાં આવે છે. આ પ્રેસિડીયમમાં બન્ને કાઉન્સિલો તરફથી ચૂંટાયેલા લગભગ ૨૧ જેટલા સભ્યો રહે છે.

### કાઉન્સિલ ઑફ પીપલ્સ કૉમીસરીઝ

પ્રેસિડીયમ નીચે તેને આધીન એવી એક કાઉન્સિલ રહે છે. તેમાં દરેક રાજ્યના પ્રતિનિધિઓ હોય છે, તેને 'કાઉન્સિલ ઑફ પીપલ્સ કૉમીસરીઝ' કહેવામાં આવે છે. આ પ્રતિનિધિઓ તે દરેક રાજ્યના ઉપરી અધિકારીઓ હોય છે. આ સિવાય કારોબારી નીચે કેટલીક કાઉન્સિલો, કમિશનો, અને કમિટીઓ રહે છે, જે રાજ્યતંત્ર ચલાવવાના કામમાં મદદ કરે છે.

### સુપ્રીમ કોર્ટ

આ સિવાય સુપ્રીમ કોર્ટ રહે છે, તે ન્યાયનું કામ કરે છે. સુપ્રીમ કોર્ટ નીચે કેટલીક બીજી કોર્ટો તથા રાજ્યોની કોર્ટો રહે છે. રશિયાની કાયદાની પદ્ધતિ ઘણી જ સહેલી અને સરલ છે. કાયદાનો ધંધો કરનારાની રશિયામાં જુદી જાત નથી. દરેક ટ્રાયલ કોર્ટમાં કાયદાના જ્ઞાન વગરના ન્યાયાધિશો પણ કાયમી ન્યાયાધિશો સાથે ન્યાય આપવા બેસે છે. વકીલોને ફી આપવાની નથી હોતી, પરંતુ તેમને રાજ્ય તરફથી અમુક પગાર આપવામાં આવે છે. તહોમતદારની વિરુદ્ધ તથા તરફેણમાં ખૂબ સાંભળી લીધા પછી તેને યોગ્ય સજા કરવામાં આવે છે. સજા ઘણી હલકી રહે છે, અને જેલજીવનમાં કેદી તરફ એક મનુષ્ય તરીકે વર્તાવ રાખવામાં આવે છે. કેદીના સ્વભાવ અને માનસમાં રહેલ વિકૃતિને દૂર કરવાની ઇસ્પિતાલ એવો જેલનો અર્થ કરવામાં આવે છે.

આ સિવાય 'કૉમીસરીયેટ ઑફ વર્કમેન્સ એન્ડ પેઝન્ટસ ઇન્સ્પેકશન' (Commissariat of workmen's and peasant's Inspection)

જેને R. K. I. કહેવામાં આવે છે, તે રહે છે. મધ્યસ્થ કારોબારીમાં કેટલાંક ખાતાંઓ રહે છે, અને દરેક ખાતાદીઠ એક પ્રમુખ રહે છે. કોમીસાર કાઉન્સિલના એક પ્રમુખ રહે છે. આ જગ્યા લેનિને લીધી હતી, પરન્તુ ત્યાર પછી આ જગ્યાનું મહત્વ ઘટી જવા પામ્યું છે.

આમ રશિયાનું બંધારણ જોશું તો તે સ્થાનિક તંત્રોની કાઉન્સિલ સોવિયેટ ઉપર સ્થાપિત થયેલ છે, એમ જણાશે. રશિયા જેવા સમાજવાદી રાજ્યમાં જ્યાં આર્થિક અને રાજકીય જીવન એકમેક બનેલ છે, ત્યાં રાજ્યતંત્ર ચલાવવાનું કામ ઘણું જ મુશ્કેલ અને વિશાળ તંત્ર પર રચાયેલ રહે છે. એટલે રાજ્યતંત્રના કામને પહોંચી વળવા સોવિયેટ ઉપરાંત પણ કેટલીક સંસ્થાઓ રહે છે, જે બધું કામકાજ ઘણી જ સિફતથી કરે છે. જ્યાં વ્યાપાર, ઉદ્યોગ, વાણિજ્ય અને વ્યવહારનાં સાધનો તથા ખેતી એ ખાનગી નહિ, પણ જાહેર મિલ્કત બને છે, ત્યાં રાજ્યતંત્રનું કામકાજ ઘણું જ બહોળું રહે તે સ્વાભાવિક છે.

### રશિયાની સહકારી યોજના

રશિયાની સહકારી યોજના બીજા દેશો કરતાં જુદી છે. રશિયાના રાજ્યતંત્રનું ઘણુંખરું કામકાજ ઉપરની સંસ્થાઓથી ચાલે છે, અને આ કામકાજમાં ટ્રેઈડ યુનિયન અને કોઓપરેટીવ સોસાઇટીનો ઉપયોગ પણ કરવામાં આવે છે. પણ ખાસ કરીને સ્થાનિક તંત્રમાં પ્રજાની સત્તાને હરકત આવતી નથી, કારણ કે સ્થાનિક રીતે પ્રજાને ઘણું કરવાનું બાકી રહે છે. દરેક ફેકટરીમાં ફેકટરી કમિટિ રહે છે, અને મજૂરોનાં સામાજિક જીવન અને તેની જરૂરિયાતો પર પૂરતી દેખરેખ રાખે છે. મજૂરોને આરામગૃહો, રમતગમતનાં સાધનો, અને બીજી કેળવણી વગેરેની સગવડતાઓ મળે તે માટે પૂરતું ધ્યાન આપવામાં આવે છે. દરેક ફેકટરી, ફેકટરીઓના સહકારી મંડળમાં જોડાયેલ હોય છે. ફેકટરીઓ એકલી નહિ પણ અમુક જુથમાં કામ કરે છે. તે જેમ સહકારથી સંયુક્ત રીતે કામ કરે છે, તેવી જ રીતે

ખેતીનું પણ હોય છે. સંયુક્ત રીતે ખેતી કરવાની પદ્ધતિને રશિયામાં (Kolkhozi) 'કોલ્ખોઝાઇ' એટલે સંયુક્ત ખેતી (Collective farm) કહેવામાં આવે છે. આવી જ રીતે બીજા બધા વિષયોમાં માણસો સહકારી અને સંયુક્ત રીતે કામ કરે છે. આ યોજનાનો રશિયાના ખેડૂતોએ ઘણો જ સામનો કર્યો હતો, પરંતુ સ્ટેલીનની પોલાદી ઇચ્છા સામે કોઇનું ન ચાલ્યું. બીજા બધા કરતાં રશિયામાં હાલ ખેતી અને ઉદ્યોગમાં આ સહકારી ધોરણનો વિશેષ કરીને વિકાસ કરવામાં આવ્યો છે.

ફેક્ટરીમાં ઉત્પન્ન થતા માલ ઉપર ફેક્ટરી કમિટિનો અંકુશ રહે છે, અને ફેક્ટરી કમિટિ ઉપર રાજ્યનો સીધો અંકુશ રહે છે. મજૂરોના કામ કરવાના દિવસો અને કલાકો તથા દર રાજ્ય નક્કી કરે છે. ફેક્ટરીના નિયમોનો કોઈ મજૂર ભંગ કરે તો તેના પર રીતસર કોર્ટમાં કામ ચાલે છે. રશિયાની પાંચ વર્ષની યોજનામાં આ સહકારી મંડળોએ ઘણું અદ્દભુત કાર્ય બજાવેલ છે. સહકારી મંડળો એ આધુનિક રશિયાની ઘણી જ અદ્દભુત વસ્તુ છે. આ મંડળોદ્વારા રશિયા પોતાના વિશાળ સમાજવાદી દેશનું એકત્રીકરણ કરે છે, તેઓની શક્તિઓનો વ્યવસ્થિત ઉપયોગ કરે છે, અને દરેક માણસને સુખી બનાવવા પ્રયત્નો કરે છે. રશિયામાં આજે જે સમૂહ-વૃતિ–જુથમાં રહીને કામ કરવાની વૃત્તિ જાગી છે તે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં જોવામાં આવતી નથી. આ સમૂહવૃત્તિ તે ખરી પ્રજાકીય સ્વતંત્રતાનું પીડબળ છે, જેનો આજે કહેવાતા પ્રજાતંત્રવાદી દેશોમાં ઘણો અભાવ જોવામાં આવે છે.

## સર્વોપરી સામ્યવાદી પક્ષ

આ પક્ષના મૂળ રચયિતા લેનીન હતા. આજના રશિયાનું રાજ્યતંત્ર સામ્યવાદીઓના હાથમાં છે. રશિયામાં સામ્યવાદી પક્ષ એ બીજા સર-મુખત્યારીવાળા તંત્રની પેઠે એક જ પક્ષ રહે છે. સહકારી મંડળો અને સામ્યવાદી પક્ષનો ઉલ્લેખ ક્યાંય રશિયાના રાજ્યબંધારણમાં જોવામાં આવતો

નથી; છતાં પણ આ બન્ને વસ્તુઓ ત્યાં આજે ઘણું જ અગત્યનું સ્થાન ધરાવે છે. રશિયામાં આજે એક જ પક્ષ છે, અને તે સમાજવાદી પક્ષ છે. રશિયાની ધારાકીય અને રાજકીય નીતિ સામ્યવાદી પક્ષનાં મંડળોની સભાઓમાં થાય છે. રશિયાની ખરી સત્તા સામ્યવાદી પક્ષની કારોબારી પાસે રહે છે, જેને રશિયન ભાષામાં ( Politburo ) પોલીતબુરો કહેવામાં આવે છે. આ કારોબારીના મંત્રી તરીકે આજે મો. સ્ટેલીન છે. આજે રાજ્યમાં બધી ઉપયોગી જગ્યાઓ, જેની સંખ્યા વીસ લાખ જેટલી થાય છે, તે બધી સામ્યવાદીઓના હાથમાં છે. સામ્યવાદી સભ્યો સ્થાનિક સોવિયેટમાં તથા સહકારી મંડળોમા બહુમતીમાં રહે છે. એટલે સામ્યવાદી પક્ષની નીતિનું ચૂસ્તપણે પાલન કરવામાં આવે છે.

સામ્યવાદી પક્ષની શિસ્ત ઘણી જ કડક રહે છે. શિસ્તભંગ માટે રશિયામાં ઘણા સામ્યવાદીઓને તેમના જીવનનો ભોગ આપવો પડ્યો છે. એકવાર આ પક્ષમાં દાખલ થયા પછી તે છોડી દેવો બહુ મુશ્કેલ થઇ પડે છે. સામ્યવાદી પક્ષ સામે કોઈ પણ મતનો વિરુદ્ધ પ્રચાર સહન કરવામાં આવતો નથી. સામ્યવાદી પક્ષ સામેના ગુન્હાઓને દંડ, અગર મોતની સજા કે હદપારી સહન કરવાનું રહે છે. હમણાં થોડાં વર્ષો પહેલાં જ ઘણા માણસો સામે રશિયામાં કામ ચાલ્યું હતું, અને તેમાં ઘણા જેઓ સ્ટેલીનના મિત્રો હતા, અગર તો સામ્યવાદ માટે જીવનભર ઝઝૂમ્યા હતા, તેઓને પણ મોતની સજા કરવામાં આવી હતી. ટ્રોટસ્કીની હદપારી રશિયાની સામ્યવાદી સ્વતંત્રતાના કલંકરૂપે મોજુદ છે.

સામ્યવાદી પક્ષના સભ્યોમાં હંમેશાં બહુમતી શ્રમજીવીઓની રહે છે. અને તેમ કરવા માટે ખાસ ધ્યાન પણ રાખવામાં આવે છે. પક્ષમાં દાખલ થવું બહુ મુશ્કેલ રહેતું નથી, પણ દાખલ કરતાં પહેલાં ઘણી જ કડક પરીક્ષા કરવામાં આવે છે, અને દાખલ કર્યા પછી પણ થોડો અજમાયશ સમય રાખવામાં આવે છે, આ અજમાયશ સમય વીત્યા બાદ, સભ્યના

ગુણ-દોષની બરાબર ખાની કર્યા પછી જ તે સભ્ય રીતસર સામ્યવાદી પક્ષમાં ભળી શકે છે. સભ્યોને મોટા પાયા ઉપર સેવાભાવના કેળવવાની રહે છે, અને સામ્યવાદ તથા તેના સિદ્ધાંતોનું યથાર્થ પરિપાલન કરવું પડે છે. તેમજ બીજાઓને સામ્યવાદી સભ્ય તરીકે આદર્શરૂપ થઈ પડે તેવું વર્તન ચલાવવાનું રહે છે.

## યુવાનોનાં મંડળો

આ સિવાય ( Komsomol ) 'કોમ્સોમોલ' એટલે નાની ઉમરના યુવાન સામ્યવાદી સભ્યોનાં મંડળો રહે છે. તેમાં પણ સભ્ય થવા માટે તો ઉપરના બધા નિયમોનું પાલન કરવું પડે છે. આવા સભ્યોની સંખ્યા લગભગ સાઠ લાખની છે. આ સભ્યોની ઉમર ૧૬ થી ૨૪ વર્ષ સુધીની રહે છે. આ સિવાય વિદ્યાર્થીઓ માટે પણ સંસ્થાઓ ચાલે છે, જેને 'પાયોનીયર' ( Pioneer ) કહેવામાં આવે છે. પાયોનીયરની સંસ્થા લગભગ આપણી સ્કાઉટોની સંસ્થાને મળતી આવે છે; પણ ફેર માત્ર એટલો રહે છે કે પાયોનીયરના દરેક વિદ્યાર્થીને ગુડટર્નને બદલે સમાજના ભલાને માટે અમુક નિયત કામ કરવાનું રહે છે. રશિયામાં આ યુવાનોની સંસ્થાઓએ સમાજના ઉત્કર્ષમાં ઘણો સારો ફાળો આપ્યો છે.

સામ્યવાદી પક્ષની નીતિનું ઘડતર, જ્યાંસુધી લેનિન જીવ્યો ત્યાંસુધી ( ૧૯૨૩ સુધી ) લેનિન કરતો; અને ત્યાર પછી હવે સ્ટેલીન સરમુખત્યાર બનતાં તે કરે છે. લેનિન મરી ગયા પછી થોડો વખત સામ્યવાદી પક્ષમાં મતભેદ થયો, અને સ્ટેલીન અને ટ્રોટસ્કી વચ્ચે સત્તા માટે હરિફાઈ ચાલી, પણ સ્ટેલીન છેવટે વિજયી બન્યો, અને ટ્રોટસ્કીને રશિયા છોડી જવાની ફરજ પાડવામાં આવી. ટ્રોટસ્કી એ સામ્યવાદમાં ઉદ્દામપક્ષનો નેતા હતો. ૧૯૨૭ માં ટ્રોટસ્કી રશિયામાંથી હદપાર થયા બાદ હજી સુધી [illegible] દેખાઈ આવે એવો મતભેદ રશિયામાં ઉભો થવા પામ્યો નથી. [illegible] પક્ષમાં પણ ફેસીસ્ટ અને નાત્ઝીપક્ષની જેમ વિરોધ સહન [illegible]

નથી. વિચાર વિરોધ અને મતભેદ એ સામ્યવાદી પક્ષમાં ભયંકર ગુન્હો ગણાય છે. સામ્યવાદી પક્ષની રચના ફૅસીસ્ટ ધોરણે જ થાય છે; પક્ષ પ્રતિનિધિત્વ માટે સામ્યવાદી પક્ષ સ્થાનિક અને વ્યક્તિગત વિવેકશક્તિને સ્થાન આપે છે; અને સાથે પક્ષહિતની સહીસલામતી માટે ખાસ ધ્યાન રાખવામાં આવે છે. સામ્યવાદી પક્ષ તેના સભ્યો પાસેથી અંગત સેવા માગે છે, અને રાજ્યની તમામ સંસ્થાઓ તેની નીતિ પ્રમાણે જ ચલાવવામાં આવે છે. ફૅસીસ્ટવાદ અને નાત્ઝીવાદ કરતાં સામ્યવાદ એ બુદ્ધિને વધુ સ્પર્શે છે.

## સામ્યવાદી રશિયાની જમા અને ઉધાર બાજુ

૯૯ સુધી રશિયા એ જગતને મન એક કોયડો જ રહ્યું છે. એક તરફથી સામ્યવાદની આકર્ષક ફિલસુફી અને સામાજિક ઉત્કર્ષ અને બીજી તરફથી સામ્યવાદી અત્યાચારો ( Purges ) જોતાં માણસોનું મન ડગમગી જાય છે. રશિયા એ ઘણાને મન સ્વર્ગ છે, જ્યારે ઘણાને તેના માટે અકથ્ય ઘૃણા અને જુગુપ્સા રહે છે.

રશિયા એ મૂડીવાદી દેશો વચ્ચે સર થોમસ મોરનો યુટોપીયા ટાપુ બનેલ છે. રશિયા વિરુદ્ધ અનેક જાતનું વ્યવસ્થિત પ્રચારકાર્ય કરવામાં આવે છે, બીજી બાજુ રશિયા સામ્યવાદી પ્રચારકાર્ય કરવામાં કાંઈ બાકી રાખતું નથી. આમ પરસ્પર વિરોધી પ્રચારકાર્ય વચ્ચે માણસને સાચું શું, અને ખોટું શું, તે પારખવુ ક્ષણભર મુશ્કેલ થઇ પડે છે, પણ વાસ્તવિક રીતે રશિયાની સ્થિતિ તપાસશું તો માલમ પડશે કે રશિયન પ્રજા એ સમાજવાદી પ્રજા છે જે મૂડીવાદી દુનિયા વચ્ચે 'જીવવા માટે પ્રયત્નો કરે છે, અને જેનું બંધારણ માર્ક્સવાદના સિદ્ધાંતો ઉપર રચાયેલું છે, જે સિદ્ધાંતો અમલમાં મૂકાયા પછી જીવનની ઝીણી વિગતોનો તોડ કેમ લાવવો, તે બાબતનો ઉકેલ કરતા નથી. બીજી તરફથી આ અખતરાનું સફળ સંચાલન કરવા માટે કોઇ પણ જાતનો 'વિરોધ કે પ્રતિપક્ષ સહન

કરવો પણ અશક્ય બને છે; કારણ કે તેમ કરવાથી બળવાનો મોટો ભય રહે છે. આમ રશિયાને અંદરના ઘરઘાતકીઓ અને બહારની વિરોધી દુનિયા એમ બન્નેનો એક સાથે સામનો કરવો પડે છે.

ગત મહાયુદ્ધ પછી સામ્યવાદી સિદ્ધાંતોનો પ્રચાર યુરોપમાં ખૂબ થયો. ૧૯૧૮ ના જર્મન બળવા પછી બાવેરિયા અને હંગેરીમાં તો સોવિયેટ તંત્રો પણ સ્થપાઈ ચૂક્યાં. થોડીવાર ઇંગ્લેન્ડમાં મજૂરો અને સિપાઇઓએ એવો ઉગ્ર અસંતોષ ફેલાવ્યો કે ત્યાં પણ સામ્યવાદી બળવાના ભણકારા વાગવા માંડ્યા. બીજી તરફથી ફ્રાન્સમાં પણ પ્રજાના નીચલા થરને સામ્યવાદ આકર્ષવા લાગ્યો. આમ થોડો સમય યુરોપ આખામાં સામ્યવાદી સિદ્ધાંતોનો ખૂબ પ્રચાર થઈ ગયો. આ વખતે રશિયાએ જગતના તમામ સામ્યવાદી પક્ષો માટે એક પરિષદ સ્થાપી, જેને થર્ડ ઇન્ટરનેશનલ કહેવામાં આવે છે. રશિયાએ તમામ મૂડીવાદી દેશોમાં બળવો ફેલાવવા માટે ખૂબ પ્રયત્નો કર્યા; પરંતુ જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ રશિયાને પ્રતીતિ થઇ ગઇ કે કોઇ પણ દેશ રશિયાને પગલે ચાલવા તૈયાર ન હતો, અને રશિયા તેના સિદ્ધાંતોમાં એકલું અને અટુલું હતું. ૧૯૨૭ પછી તો સ્ટેલીને બહારની દુનિયામાં બળવો ફેલાવવાની વાત પડતી મૂકી, અને રશિયાની આંતરિક પુનઃરચનાના ભગીરથ કાર્યમાં રોકાઈ ગયો.

ટ્રોટસ્કીની હદપારી પછી પણ રશિયામાં ઘણા અત્યાચારો ચલાવવાની જરૂર પડી છે. રશિયામાં સામ્યવાદ વિરુદ્ધ બિલકુલ ટીકા સહન કરવામાં આવતી નથી. ત્યાં દરેક બાબતની છૂપી તપાસ રાખનાર જર્મન ગેસ્ટાપો જેવું એક ખાતું રહે છે, જેને ( G. P. U. ) કહેવામાં આવે છે. રાજ્ય-વિરોધી ચળવળ કરનારને રશિયામાં સખ્ત નશિયત કરવામાં આવે છે, અને આ વસ્તુ મૂડીવાદી દેશોના પ્રચારકાર્યનો મુખ્ય ખોરાક છે.

પણ રશિયાનું જમે બાજુનું પલ્લું ઉધાર કરતાં ઘણું નમે છે. રશિયામાં

જઇ જે લોકો નજરોનજર જોઇ આવ્યા છે, તે બધા કહે છે કે રશિયામાં પ્રજાનું નવું જ ઘડતર થાય છે. કેળવણી, સંસ્કારિતા, બાળઉછેર વગેરે માટે તો રશિયામાં આદર્શ રીતે અનેક સંસ્થાઓ કાર્ય કરી રહી છે, ઉપરાંત ઔદ્યોગિક વિકાસમાં પણ મૂડીવાદી દેશો કરતાં રશિયાના શ્રમજીવીઓનું જીવન અનેક રીતે ઉચું અને વધુ સુખી છે. ઉપરાંત રશિયાના ખેડુતો પણ જગતના બીજા દેશો કરતાં અનેક રીતે સુખી હોવાનું કહેવાય છે. આ સિવાય પણ બીજા કેટલાક સામાજીક અખતરાઓ રશિયામાં થાય છે, જેની અસર સારી નહિ તો ખરાબ તો નથી જ થઇ. ટુંકામાં સમગ્ર રીતે રશિયાની પ્રજાનું આર્થિક, રાજકીય, અને સામાજીક જીવન આગળ હતું તેના કરતાં અનેકરીતે ઉચ્ચતર અને સુખી છે. સ્થિતિચૂસ્ત સામ્યવાદી કહે છે કે રશિયામાં અત્યારે જે થોડું ઘણું કડક શિસ્તપાલન છે તે સમય જતાં માણસો કેળવાશે તેમ ઓછું થતું જશે. આજે રશિયાને બહારની ભીતિ હોવાથી ત્યાં ચાર કરોડ માણસોનું, આધુનિક શસ્ત્રોથી સજ્જ થયેલ એક મોટું લશ્કર છે, જગતમાં કોઇ દેશને ન હોય તેવડું જબરજસ્ત તેનું ક્ષેત્રફળ છે, યુરોપમાં કોઇ દેશમાં નથી, એટલી વિશાળ તેની વસ્તી છે, યંત્રો છે, અને સુખી પ્રજા છે. એટલે રશિયા અત્યારે જગતમાં એક મોટા બળવાન દેશ ગણાય છે, જેને કોઇ પણ પક્ષ વિસારી શકે તેમ નથી.

### રશિયાની પરદેશનીતિ

રશિયા ૧૯૨૭ સુધી બહારના મૂડીવાદી દેશોમાં બળવા જગાવી, સામ્યવાદી સિદ્ધાંતોનો ફેલાવો કરવામાં માનતું હતું. તે વખતની યુરોપની પરિસ્થિતિ પણ એવી હતી, પણ રશિયા સામે મૂડીવાદી પ્રજાતંત્રોનો કાયમી વિરોધ થતાં, અને ખાસ કરીને ઇટલી અને જર્મની સામે આવ્યા પછી રશિયાનો બહારના દેશોમાં બળવો ફેલાવવાનો મોહ ઘણો ઓછો થઇ ગયો. રશિયા આંતરિક પુનર્ઘટનાના કાર્યમાં રોકાઈ ગયું. રશિયાની બાજુમાં પોલેન્ડ તથા જર્મની ખાસ કરીને તેને ભયકારક લાગવા માંડયાં. મૂડીવાદી

દેશોનો ભય તો રશિયાને પ્રથમથી જ હતો, એટલે તેણે મોટા પાયા પર શસ્ત્રો બનાવ્યાં, અને તે શસ્ત્રોનો ઉપયોગ કરવા માટે તેમજ રશિયાનું રક્ષણ કરવા માટે એક મોટું જબરજસ્ત લશ્કર ઉભું કર્યું. બહારના દેશોને રશિયાની ભડક હતી, તે નીકળી જવા લાગી, અને રશિયા એક રાષ્ટ્ર–રાજ્ય તરીકે ગણાવા લાગ્યું. ૧૯૨૫ થી ૧૯૩૫ સુધીના સમયમાં રશિયાએ બહારના દેશો સાથે કરારો અને સંધિઓ વડે પોતાનો સંબંધ તાજો કર્યો, અને આ કાર્ય કરવામાં રશિયાના માજી પરદેશ મંત્રી લિટવીનોફનો મોટો ફાળો હતો. અમેરિકા, જર્મની, નોર્વે, ઈંગ્લેન્ડ, ફ્રાન્સ વગેરે દેશો સાથે રશિયાને ગાઢ સંબંધ થવા માંડયો, ત્યાં સુધી કે ૧૯૩૪માં રશિયા, મૂડીવાદી દેશોની બનેલ 'લીગ ઓફ નેશન્સ'માં પણ જોડાઇ ગયું. જર્મનીમાં હિટલર જોર પર આવ્યા પછી નાત્ઝીઓએ રશિયા સામે ઘણું વિરૂદ્ધ પ્રચાર કાર્ય કર્યું, અને રશિયાનો રાજકીય સંબંધ જર્મની સાથે ઘણોજ ખરાબ થઈ ગયો, ઝેકોસ્લોવેકીઆ જર્મનીએ લીધા પછી આધુનિક યુદ્ધની ઘડીઓ ગણાતી હતી. એક તરફથી ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ રશિયાને પોતાની તરફેણમાં લેવા માટે વાટાઘાટો ચલાવતાં હતાં, ત્યાં એકાએક એક સવારમાં જગતે સાંભળ્યું કે રશિયા અને જર્મની વચ્ચે બિનઆક્રમણકારી કરારો થઇ ગયા હતા! અને એક વખતના કટ્ટા શત્રુઓએ સંધિ કરી લીધી હતી! રશિયા એવી સ્થિતિમાં હતું કે યુરોપના બધા દેશોને તેની ગરજ હતી. બ્રિટન તરફ રશિયા હોત તો જર્મની પર ઘણો જ ભારે અંકુશ આવી પડત; પણ બ્રિટન રશિયા સાથે સુલેહ કરવામાં નિષ્ફળ ગયું, અને મુત્સદ્દીગિરિનું તેણે દેવાળું ફૂંક્યું. જર્મનીએ ૧૯૩૯ના સપ્ટેમ્બર માસમાં પોલેન્ડનું પતન કર્યું. રશિયાએ પણ પોલેન્ડમાં દાખલ થઇ વ્હાઇટ યુક્રેઇનનો પ્રદેશ કબજે કર્યો. પોલેન્ડના ભાગલા પાડવાની જર્મની સાથે રશિયાએ શરતી સંધિ કરી હતી. ત્યારબાદ ૧૯૩૯ના ડિસેમ્બરમાં રશિયાએ ફિન્લેન્ડ સાથે લડાઈ કરી. ફિન્લેન્ડ જો કે પ્રથમ રશિયાનો એક ભાગ જ હતો, પણ ૧૯૧૯ પછી તે સ્વતંત્ર પ્રજા-

... ફિન્લેન્ડ પાસેથી રશિયાએ ... તથા

માગ્યા, જે ન મળતાં રશિયાએ ફિન્લેન્ડ ઉપર આક્રમણ કર્યું, અને બોથનીઆના અખાતમાં કેટલાક ટાપુઓ તથા બીજો કેટલોક પ્રદેશ રશિયાને સુલેહ થતાં મળ્યાં.

રશિયાને ફિન્લેન્ડ સાથેની લડાઇમાં કેટલાંક માણસોનો ભોગ આપવો પડયો હતો. ફિન્લેન્ડની સામે લડાઇ જાહેર કરવાથી રશિયાને 'રાષ્ટ્રસંઘ'માંથી બરતરફ કરવામાં આવ્યું. ફિન્લેન્ડનો પ્રદેશ લઇ રશિયા ચૂપકીદીથી બેઠું હતું, પણ ફ્રાન્સ પડયા પછી રૂમાનીઆ પાસે એકાએક બેસરેબિયા તથા બુકાવીના સુપ્રત કરવા માગણી કરી. આ બન્ને પ્રદેશો ૧૯૨૧ પહેલાં રશિયાના જ હતા. રશિયાના જર્મનીની સાથેના આંતરિક મેળથી રૂમાનીઆ ઉપર દબાણ આવ્યું, અને રૂમાનીઆની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થતાં રશિયાને વગર મહેનતે બેસરેબીઆ અને ઉત્તર બુકાવીનાનો પ્રદેશ મળી ગયો. ત્યારબાદ બાલ્ટિક સમુદ્રને કાંઠે આવેલાં ઇસ્ટોનીઆ, લેટવીઆ, અને લિથુઆનીઆ, જેનાં બંદરો પણ રશિયાએ માગણી કરી લઇ લીધાં હતાં, તેમણે ૧૯૪૦ના જુલાઈમાં રશિયા સાથે ભળી જવા નિરધાર કર્યો. આમ ૧૯૩૯ ના યુદ્ધમાં રશિયાને પોલેન્ડનો ભાગ, ફિન્લેન્ડનો ભાગ, બેસરેબીઆ, બુકાવીના, ઇસ્ટોનીઆ, લેટવીઆ અને લિથુઆનીઆના પ્રદેશો વગર મહેનતે મળી ગયા.

રશિયાને આ દેશો મળતાં તેની સ્થિતિ ઘણી જ બળવત્તર બની છે. ઘણાં વર્ષોથી ચૂપકીદી સેવી બેસી રહેલ રશિયાએ પોતાના હાથ લંબાવવા માંડયા છે.

## (૭) ચીન

વીસ લાખ ચોરસ માઈલ જેનું વિશાળ ક્ષેત્રફળ છે, પચાસ કરોડ જેટલી જેની વિશાળ વસ્તી છે, તે દેશમાં રાજકીય ઐક્યનો આજે ઘણાં વર્ષો થયાં અભાવ જોવામાં આવે છે. ચીનના લોકોની ટેવ અને રહેણીકરણી ઘણી રીતે વિચિત્ર છે. ટૂંકા પગ, લાંબી મૂછો, લટકતી ચોટલી, અને અફીણનું

વ્યસન એ એક વખત ચીની પ્રજાનાં લક્ષણો હતાં. પ્રાચીન ચીન જગતના સંસ્કૃત પ્રદેશોમાંનો એક હતો. ચીનાઈ સંસ્કૃતિ એ ઘણી પ્રાચીન છે. આજે પણ આ સંસ્કૃતિના અવશેષો મોજુદ છે. ચીનમાં આજે પણ વિદ્વાન માણસ તરફ ઘણી માનભરી લાગણી રાખવામાં આવે છે. જાપાનની જેમ ચીનમાં વર્ગભેદો નથી. ચીનમાં લશ્કરી નેતાઓ ગમે તે વર્ગમાંથી આવે છે. ચીનમાં હિંદ જેવા જ્ઞાતિ–ભેદો પણ નથી, તેમજ ધર્મભેદો પણ તેટલા મોટા નથી. ચીનમાં બુદ્ધ, તાઓ અને કન્ફ્યુશીયસના ધર્મો ચાલે છે. ઉપરાંત ચીનમાં પિતૃપૂજા ઘણા જ તીવ્ર સ્વરૂપમાં જોવામાં આવે છે. પણ ધર્મને ચીનમાં રાજકારણ ઉપર લાગવગ નથી. ચીનમાં બે કરોડ જેટલા મુસ્લીમો છે, પણ તે પાકીસ્તાનની યોજનામાં માનતા નથી. ઉપરાંત ચાલીસ લાખ જેટલા ચીની ખ્રિસ્તિઓ છે, પણ આ બધા માતૃભૂમિનો પ્રશ્ન આવે છે, ત્યારે એકમેક થઇ જાય છે. આજે ચીનમાં પણ વિદેશી હિતો ઘણી જ મજબૂત રીતે સ્થપાયાં છે. અમેરિકા, ફ્રાન્સ અને બ્રિટનને આખા દેશમાં ઘણાં હિતો છે. ચીનના લોકોને સૌથી વધુ સારો સંબંધ અમેરિકા સાથે છે. ચીનાઓ અમેરિકામાં જઇને શિક્ષણ લે છે, અને ત્યાંની રીતભાત અપનાવે છે. ચીનના ઘણાખરા નેતાઓને રાજકીય શિક્ષણ યુરોપમાં મળેલ છે. અર્વાચીન ચીનના રાષ્ટ્રવાદી નેતા સુન યાટ સેને પણ યુરોપમાં તાલીમ લીધી હતી. આધુનિક નેતા ચાંગ–કૈ–શાકે મોસ્કોમાં લશ્કરી તાલીમ લીધી હતી. ચાંગ–કૈ–શાકની પત્ની માદામ ચાંગ–કૈ–શાકે વેલેસ્લી કૉલેજમાં શિક્ષણ લીધું હતું. આ બધા વિદેશી શિક્ષણ પામેલા નેતાઓએ આધુનિક યુગ પ્રમાણે ચીનના રાજકીય જીવનમાં ફેરફારો પણ કરેલ છે.

### ચીનનું પ્રજાસત્તાક

ચીનનું પ્રજાસત્તાક બળવાના પરિણામે ઇ. સ. ૧૯૧૩માં સ્થપાયેલ છે. સુન યાટ સેન આ પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ હતા. સુન યાટ સેને વિદેશમાં ક્રાન્તિકારી મંડળો સ્થાપી દક્ષિણ ચીનમાં બળવો કરાવ્યો અને દક્ષિણમાંથી

બળવો ઉત્તરમાં પણ ફેલાયો, અને મન્ચુ વંશના છેલ્લા રાજાને પદભ્રષ્ટ કર્યો. સુનયાટ સેન રાષ્ટ્રવાદી પક્ષના નેતા હતા. આ પક્ષને કોમીનટંગ કહેવામાં આવે છે. આ વખતે એમ થયું કે ચીનમાં રાજકીય એકત્રીકરણ થઇ પાર્લામેન્ટરી તંત્રની સ્થાપના થશે અને ચીનનો ફરી ઉદય થશે; પણ કોમીનટંગની ઉત્તર ચીનમાં બહુ લાગવગ હતી નહિ. એટલે ઉત્તર ચીનમાં પ્રજાતંત્રવાદને બહુ સારો આવકાર મળ્યો નહિ ઉત્તર ચીનમાં યુઆન-શી-કાઇ ત્યાંનો મોટો નેતા હતો, અને તેણે પ્રજાતંત્રવાદના વધતા જુવાળને અટકાવી દીધો. યુઆન-શી-કાઈ પ્રજાતંત્રવાદમાં માનતો હતો, પણ સુન-યાટ-સેનને પ્રમુખ તરીકે કબૂલ રાખવા માગતો નહોતો; પણ વધુ વિખવાદ થાય, તેમજ ચીનનું રાજકીય ઐક્ય જળવાઇ રહે, તેટલા માટે સુન-યાટ સેને પ્રમુખ તરીકે થોડો વખત કામ કરી રાજીનામું આપ્યું, અને યુઆન પ્રજાસત્તાકનો પ્રમુખ થયો. સુન-યાટ-સેન ૧૯૨૫માં મરી ગયો ત્યાં સુધી તેનો પ્રજાતંત્રવાદી કાર્યક્રમ યુઆને બરાબર અમલમાં મૂક્યો ન હતો. સુન-યાટ-સેનની રાજકીય નીતિમાં પ્રજાતંત્રવાદ, રાષ્ટ્રવાદ, અને સમાજવાદ એમ ત્રણેનું મિશ્રણ હતું; અને ચીનનું એકત્રીકરણ એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો.

### ચીનનો આન્તરવિગ્રહ

યુઆને માત્ર પોતાની સત્તા વધારવાનું કાર્ય ચાલુ રાખ્યું, જેને પરિણામે ૧૯૧૩માં મતભેદો ફાટી નીકળ્યા, અને દક્ષિણ ચીનમાં સુન-યાટ-સેને ફરી બળવો જગાવ્યો, પણ તે દાબી દેવામાં આવ્યો. સુન-યાટ-સેનને કેન્ટનની હદપાર કરવામાં આવ્યો; અને તેને ચીનના અંદરના ભાગમાં આશ્રય શોધવો પડયો. ૧૯૧૪માં યુરોપીય યુદ્ધ ફાટી નીકળતાં જાપાનને તક મળી. જાપાન આ વખતે મિત્રરાજ્યોની તરફેણમાં હતું; એટલે તેણે તરત જ જર્મનીનાં ઉત્તર ચીનનાં સંસ્થાનો લઇ લીધાં; અને શાન્ટુન્ગ પણ કબજે કર્યું.

૧૯૧૫માં જાપાને યુઆન સમક્ષ ૨૧ માગણીઓ રજૂ કરી. યુઆનને જાપાન સાથે યુદ્ધ કરવું પરવડે તેમ ન હતું, એટલે તેણે જાપાનને અમુક

હિસ્સો આપી સમાધાન કરવા પ્રયત્નો કર્યા, અને પોતે ૧૯૧૫ના ડિસેમ્બરમાં શહેનશાહ તરીકે જાહેરાત કરી. પણ આથી કરીને ચીનમાં ફરીવાર ઉગ્ર બળવો ફાટી નીકળ્યો; અને આ આન્તરવિગ્રહમાં યુઆન મરણ પામ્યો. આ પછી ચીનમાં ઘણા પક્ષો અને ભાગલાઓ પડી ગયા. ૧૯૧૫ પછીનો લગભગ એક દાયકાનો ચીનનો ઇતિહાસ આન્તરવિગ્રહ, બળવાઓ, અને સત્તા માટે મારામારીથી ભરપૂર છે. ૧૯૧૭માં જાપાનના આક્રમણ સામે યુરોપીય સત્તાની સહાનુભૂતિ મેળવવા ચીન લડાઈમાં ઉતર્યું, અને જ્યારે લડાઇ પૂરી થઇ ત્યારે સુલેહ માટે પરિષદ મળી, તેમાં જાપાન પાસેથી ચીનને શાન્ટન્ગ પાછું અપાવવા વાટાઘાટો પણ થએલી, પણ તે નિષ્ફળ નીવડી, એટલે વર્સાઇના કરારમાં ચીને સહી કરવા ના પાડી.

૧૯૧૯માં ચીનમાં જાપાનનો બોયકોટ કરવાની સખ્ત ચળવળ ઉપડી, પણ ૧૯૨૧માં અમેરિકા વચ્ચે પડતાં આ ચળવળ મોળી પડી ગઈ. ૧૯૨૧ની વૉશિંગ્ટન પરિષદમાં ચીનની સ્વતંત્રતા માન્ય રાખવામાં આવી, અને ચીનમાં દરેક પ્રજાને વ્યાપાર કરવાના સમાન હક્કો આપવામાં આવ્યા. આ સંધિને અંગે જ ચીન થોડાં વર્ષોને માટે જાપાની આક્રમણના ભયમાંથી મુક્ત થયું.

જાપાની આક્રમણને તથા બોયકોટ ચળવળને અંગે ચીનમાં રાષ્ટ્રવાદ વધુ તીવ્ર બનતો ગયો. ચીનના રાષ્ટ્રવાદના વિકાસમાં ચીનના વિદ્યાર્થીઓનો ઘણો મોટો ફાળો છે. ચીનના વિદ્યાર્થીઓએ અમેરિકા વગેરે દેશોમાં જઇને પાશ્ચાત્ય કેળવણી લીધી હતી, અને ચીનના આમવર્ગને વ્યવસ્થિત કરવામાં તેમણે ઘણી જહેમત ઉઠાવી હતી. આ વખતે ચીનના પડોશી રશિયામાં સામ્યવાદ જન્મ્યો હતો, એ સામ્યવાદનો ચેપ ચીનમાં પણ ફેલાયો. વિદ્યાર્થી આલમને આ ચેપ તુરત જ લાગુ પડી ગયો. એશીઆઈ રશિયામાં સામ્યવાદી પ્રજાસત્તાક સ્થપાયા પછી તેની અસર ચીનમાં તુરત જ થઈ. ૧૯૧૯માં જાપાનીઓને સાઇબિરિયામાંથી પીછેહઠ કરવી પડી; અને ચીનમાં રશિયાની લાગવગ વધવા માંડી. ચીનના વિદ્યાર્થીઓનાં ટોળાં રશિયામાં શિક્ષણ માટે

ઉતરી પડયાં, અને ચીનમાં સામ્યવાદનો પ્રચાર કરવા માંડયો. ૧૯૨૨માં ચીનમાં સામ્યવાદી પક્ષની સ્થાપના થઇ.

### ચીનમાં સામ્યવાદ

થોડો વખત રાષ્ટ્રવાદીઓ અને સામ્યવાદીઓ એકબીજા વિરૂદ્ધ કામ કરતા, પણ ૧૯૨૩માં રશિયાના ચીનના પ્રતિનિધિ જોફે તથા સુન-યાટ-સેને મળી આ પક્ષો વચ્ચે સમાધાન કરાવી દીધું, અને આથી સામ્યવાદીઓ રાષ્ટ્રવાદી પક્ષ કોમીન્ટંગમાં દાખલ થવા લાગ્યા. સુન-યાટ-સેન તુરતમાં ચીનમાં સામ્યવાદ દાખલ કરવાથી વિરૂદ્ધ હતો, જે વસ્તુ જોફે સ્વીકારી લીધી. આ પછી ચીનને તેના પ્રજાસત્તાકના નવીન ઘડતર માટે રશિયાએ સંપૂર્ણ મદદ આપવાનું શરૂ કર્યું. ચીની લશ્કરને તાલીમ આપવા રશિયાથી જનરલ બ્લુશર આવ્યા, અને ચાંગ-કૈ-શાક જે સુન-યાટ-સેનના પ્રતિનિધિ તરીકે રશિયામાં હતો, તેને વ્હેમ્પોઆ લશ્કરી સંસ્થાના ઉપરી તરીકે મૂકવામાં આવ્યો. કોમીન્ટંગની રશિયાના સામ્યવાદી પક્ષને ધોરણે પુનર્વ્યવસ્થા થવા લાગી. ૧૯૨૪માં ચીનના રાષ્ટ્રપક્ષની રશિયાના ધોરણે જે વ્યવસ્થા થતી હતી, તે સામે બળવો ફાટી નીકળ્યો, પણ તે તુરત જ દબાવી દેવામાં આવ્યો. કોમીન્ટંગ અને સામ્યવાદી તત્ત્વોની લાગવગ માત્ર દક્ષિણ ચીનમાં જ હતી. ઉત્તર તરફ હજુ લશ્કરવાદીઓ મજબૂત હતા, અને ઉત્તરનો બધો પ્રદેશ તેમના તાબામાં હતો. સુન-યાટ-સેન જનરલ ફેન્ગ સાથે સમાધાન કરવા માટે ૧૯૨૫માં પેકીંગ ગયો, અને ત્યાં તે મૃત્યુ પામ્યો. આ પછી સત્તા માટે હરિફાઈ ચાલી. છેવટે ચાંગ-કૈ-શાક લીઓ-ચાંગ-કાઇના ખૂન પછી કોમીન્ટંગના નેતા તરીકે બહાર આવ્યો.

### ચાંગ-કૈ-શાક

દરમિયાનમાં ઉદ્દામપક્ષની ચળવળ યાંગ્સે ખીણના પ્રદેશમાં તથા દક્ષિણમાં જોશભેર ફેલાતી હતી. મજૂરમંડળો સ્થાપવામાં આવ્યાં હતાં, અને વિદેશી સત્તાઓ સામે ઘણી હડતાલો પણ પાડવામાં આવી હતી. ૧૯૨૫ના

મે ની ૩૦મી તારીખે બ્રિટિશ લોકોએ શાંગહાઇમાં હડતાલીયાઓ ઉપર ગોળીબાર કર્યો, અને પરિણામે આખાયે ચીનમાં બ્રિટિશ વિરૂદ્ધ લાગણી ફેલાઇ ગઇ. અને બ્રિટિશ સંસ્થાઓ અને માલનો બોયકોટ કરવામાં આવ્યો. ૧૯૨૬માં ચાંગ–કૈ–શાકે ઉત્તર ચીન ઉપર આક્રમણ કરી, ત્યાંના સ્થાનિક લશ્કરી નેતાઓને હાંકી કાઢયા, અને સર્વત્ર કોમીન્ટંગનો બળનો જાહેર કર્યો. ક્રિશ્ચિયન વિરોધી લાગણી આખા ચીનમાં ફેલાવવામાં આવી, અને પાદરીઓને હાંકી કાઢવામાં આવ્યા. યાંગ્સે પ્રદેશના મધ્યમાં બળવાખોરોએ હેન્કોમાં કેટલાંક સ્થાનો લઈ લીધાં. શાંઘાઈમાં જે આન્તરરાષ્ટ્રીય સેટલમેન્ટ હતું, તેના રક્ષણ માટે ચારેતરફ પોલીસ ટુકડીઓ ગોઠવી દેવામાં આવી. ૧૯૨૭ ના માર્ચમાં રાષ્ટ્રીય સૈન્યે નાનકીંગ લઈ લીધું, અને વિદેશી લોકોના ઘરબારોમાં લૂંટ ચલાવવામાં આવી, અને ઘણાં પરદેશીઓનાં ખૂન કરવામાં આવ્યાં.

નાનકીંગ પડયા પછી રાષ્ટ્રીય પક્ષમાં મોટો ઝોક આવ્યો. રાષ્ટ્રપક્ષના રૂઢિચૂસ્તો રશિયાની લાગવગથી વિરૂદ્ધ હતા. ચાંગ–કૈ–શાકને ચીનના બેન્કરો તથા વિદેશી સ્થાપિત હિતવાળાઓએ મદદ કરી, અને ચાંગ–કૈ–શાક સામ્યવાદી તત્ત્વોની વિરૂદ્ધ થઈ ગયો; અને સામ્યવાદી વિરોધી સરકાર સ્થાપી તેમજ સામ્યવાદીઓ તથા તેના સહાયકોને હાંકી કાઢવા માટે પગલાં લેવા માંડયાં. શાંઘાઇ અને બીજાં શહેરોમાં સામ્યવાદીઓની કતલ કરવામાં આવી, અને થોડા વખત પહેલાં સામ્યવાદ માટે પ્રચાર કરતો ચાંગ–કૈ–શાક ચીનમાંથી સામ્યવાદીઓને હાંકી મૂકવા તત્પર થયો.

૧૯૨૭ પછી ચાંગ–કૈ–શાકે રાષ્ટ્રપક્ષના રૂઢિવાદીઓ તથા વિદેશી સત્તાવાળાઓની મદદથી ચીનમાં એક સ્થાયી રાજ્યની સ્થાપના કરી, અને નાનકીંગને રાજધાની બનાવવામાં આવ્યું. ગ્રેટબ્રિટને તેના હેન્કોમાં મળેલા વિભાગો જતા કર્યા. યુનાઇટેડ સ્ટેટસે ટેરીફની સંપૂર્ણ સ્વતંત્રતા ચીનને

આપી. આ સિવાય યુનાઇટેડ સ્ટેટસ તથા રશિયાએ તેના અસાધારણ મુલ્કી હક્કો જતા કર્યા. ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી ચાંગ–કૈ–શાકના અધ્યક્ષપણા હેઠળ રાજ્યતંત્રની નવેસરથી રચના થઇ. શાંઘાઈમાં વિદેશી થાપણો ખડકાવા લાગી, અને નાન્કીંગ સરકારને ટેરીફ જકાતની સારી આવક થવા લાગી. નાન્કીંગ સરકાર લશ્કરને બરાબર બળવાન બનાવવા માટે સારા પૈસા ખરચવા લાગી. સામ્યવાદીઓને દક્ષિણમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા, છતાં પણ તેઓ હજુ કીઆન્ગસી તથા યાજીર્સ પ્રાંતોમાં મજબૂત હતા. ચાંગ–કૈ–શાક ગુલાંટ મારી વામપક્ષવાળાની સાથે મળી ગયો, તેથી ઉદ્દામવાદીઓ તેનાથી છૂટા પડ્યા. ચીનમાં રશિયાની લાગવગ તદ્દન નાબૂદ થઇ ન હતી. રશિયાનો ઉદ્દામપક્ષ ચાંગ–કૈ–શાકથી તદ્દન વિરૂદ્ધ થઇ ગયો હતો, અને તેઓએ છેવટે તા. ૧૨–૧૨–૩૭ ના રોજ ચાંગ–કૈ–શાકનું અપહરણ કર્યું.

દેશના સર્વોપરી નેતાનું અપહરણ કરી તેને પૂરી રાખવાનો દાખલો પ્રથમ ચીને પૂરો પાડયો. ચીનમાં ફરી પાછી અરાજકતા અને રાજકીય અંધાધુંધી વ્યાપી ગઈ. છેવટે ૧૯૩૧ માં ચાંગ–કૈ–શાકને ઉદ્દામપક્ષ સાથે સમાધાન કરવાની ફરજ પડી, અને ઉદ્દામપક્ષ તેમજ રાષ્ટ્રપક્ષનું અભૂતપૂર્વ જોડાણ થયું. આ જોડાણનો મુખ્ય હેતુ જાપાનનો સબળ સામનો કરવાનો હતો.

### ચીનનું રાજ્યબંધારણ

સુન–યાટ–સેનના સિદ્ધાંતો પ્રમાણે ૧૯૨૮ ની રાષ્ટ્ર પરિષદમાં ચીનનું રાજ્યબંધારણ ઘડવામાં આવ્યું છે. આ બંધારણ પ્રમાણે રાજ્યસત્તા પાંચ વિભાગોમાં જુદી પાડવામાં આવેલ છે, અને તે કારોબારી, ધારામંડળ, ન્યાયખાતું, તપાસખાતું તથા દેખરેખખાતું વગેરે છે. આ દરેક ખાતામાં એક કાઉન્સિલ રહે છે, જેને "યુઆન" કહેવામાં આવે છે. આ કાઉન્સિલો પ્રધાનમંડળ કરતાં જુદી રહે છે. પ્રધાનમંડળના સભ્યો આ કાઉન્સિલોના પ્રમુખો તથા ઉપપ્રમુખો રહે છે.

### કારોબારી કાઉન્સિલ

એ સર્વોપરી કારોબારી સત્તા ભોગવે છે, જે પ્રધાનમંડળની રચના કરે છે, અને તેની ફરજો તથા સત્તા નક્કી કરે છે. કારોબારી કાઉન્સિલ એ લેજીસ્લેટીવ કાઉન્સિલ સમક્ષ બીલ, તેના મુત્સદ્દાઓ, સંધિઓ અને કરારો તથા વાર્ષિક બજેટ રજૂ કરે છે.

લેજીસ્લેટીવ કાઉન્સિલ આ બીલ કે અંદાજપત્રમાં ફેરફારો કરી શકે, અગર તો નામંજૂર પણ કરી શકે છે. આમ લેજીસ્લેટીવ કાઉન્સિલ એ પાર્લામેન્ટને મળતી આવે છે; પણ ફેર એટલો રહે છે કે લેજીસ્લેટીવ કાઉન્સિલમાં સભ્યો કોમીન્ટંગ પક્ષમાંથી નિયુક્ત થાય છે.

### ન્યાયવિષયક કાઉન્સિલ

જેને જ્યુડીસ્યલ કાઉન્સિલ કહેવામાં આવે છે. આ કાઉન્સિલ તમામ ન્યાયકોર્ટો ઉપર દેખરેખ રાખે છે, અને તે કાયદાઓનો સંગ્રહ કરી બહાર પાડે છે.

### પરીક્ષક કાઉન્સિલ

એ વહીવટી અમલદારોની પરીક્ષા લઇ, તેની નિમણૂક કરે છે. આ કાઉન્સિલનો વહીવટી ખાતા ઉપર ઘણો કાબૂ રહે છે; અને કાઉન્સિલ ભવિષ્યના કોઇ પણ બંધારણમાં ચાલુ રહેશે તેમ ધારવામાં આવે છે.

### દેખરેખ રાખતી કાઉન્સિલ

જેને કન્ટ્રોલીંગ કાઉન્સિલ કહેવામાં આવે છે. તે રાજ્યવહીવટને લગતી દરેક બાબત પર દેખરેખ રાખે છે, અને રાજ્યના તમામ ખાતાઓના હિસાબ તપાસે છે.

આ બધી કાઉન્સિલોમાં કોમીન્ટંગ પક્ષમાંથી જ સભ્યો નિયુક્ત થાય છે. એટલે સિદ્ધાંતની દૃષ્ટિએ ચીનમાં પણ જર્મની કે ઇટલીની પેઠે એકપક્ષી

આપી આ સિવાય યુનાઇટેડ સ્ટેટસ તથા રશિયાએ તેના અસાધારણ મુંકી હક્કો જતા કર્યા ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી ચાગ–કૈ–શાકના અધ્યક્ષપણા હેઠળ રાજ્યતંત્રની નવેસરથી રચના થઇ. શાંઘાઈમા વિદેશી થાપણો ખડકાવા લાગી, અને નાન્કીંગ સરકારને ટેરીફ જકાતની સારી આવક થવા લાગી નાન્કીંગ સરકાર લશ્કરને બરાબર બળવાન બનાવવા માટે સારા પૈસા ખરચવા લાગી સામ્યવાદીઓને દક્ષિણમાથી કાઢી મૂકવામા આવ્યા હતા, છતા પણ તેઓ હજુ કીઆન્ગસી તથા યાજીસ પ્રાંતોમા મજબૂત હતા ચાગ–કૈ–શાક ગુલાંટ મારી વામપક્ષવાળાની સાથે ભળી ગયો, તેથી ઉદ્દામવાદીઓ તેનાથી છૂટા પડયા ચીનમા રશિયાની લાગવગ તદ્દન નાબૂદ થઇ ન હતી રશિયાનો ઉદ્દામપક્ષ ચાગ–કૈ–શાકથી તદ્દન વિરૂદ્ધ થઇ ગયો હતો, અને તેઓએ છેવટે તા ૧૨–૧૨–૩૭ ના રોજ ચાગ–કૈ–શાકનું અપહરણ કર્યું.

દેશના સર્વોપરી નેતાનું અપહરણ કરી તેને પૂરી રાખવાનો દાખલો પ્રથમ ચીને પૂરો પાડયો ચીનમા ફરી પાછી અરાજકતા અને રાજકીય અંધાધુધી વ્યાપી ગઈ છેવટે ૧૯૩૧ મા ચાગ–કૈ–શાકને ઉદ્દામપક્ષ સાથે સમાધાન કરવાની ફરજ પડી, અને ઉદ્દામપક્ષ તેમજ રાષ્ટ્રપક્ષનું અભૂતપૂર્વ જોડાણ થયુ આ જોડાણનો મુખ્ય હેતુ જાપાનનો સબળ સામનો કરવાનો હતો.

## ચીનનું રાજયબંધારણ

સુન–યાટ–સેનના સિદ્ધાંતો પ્રમાણે ૧૯૨૮ ની રાષ્ટ્ર પરિષદમા ચીનનું રાજ્યબંધારણ ઘડવામા આવ્યુ છે આ બંધારણ પ્રમાણે રાજ્યસત્તા પાચ વિભાગોમા જુદી પાડવામા આવેલ છે, અને તે કારોબારી, ધારાસભા, ન્યાયખાતુ, તપાસખાતું તથા દેખરેખખાતું વગેરે છે. આ દરેક ખાતામાં એક કાઉન્સિલ રહે છે, જેને "યુઆન" કહેવામા આવે છે આ કાઉન્સિલો પ્રધાનમંડળ કરતા જુદી રહે છે પ્રધાનમંડળના સભ્યો આ કાઉન્સિલોના પ્રમુખો તથા ઉપપ્રમુખો રહે છે

### કારોબારી કાઉન્સિલ

એ સર્વોપરી કારોબારી સત્તા ભોગવે છે, જે પ્રધાનમંડળની રચના કરે છે, અને તેની ફરજો તથા સત્તા નક્કી કરે છે. કારોબારી કાઉન્સિલ એ લેજીસ્લેટીવ કાઉન્સિલ સમક્ષ બીલ, તેના મુત્સદ્દાઓ, સંધિઓ અને કરારો તથા વાર્ષિક બજેટ રજૂ કરે છે.

લેજીસ્લેટીવ કાઉન્સિલ આ બીલ કે અંદાજપત્રમાં ફેરફારો કરી શકે, અગર તો નામંજૂર પણ કરી શકે છે. આમ લેજીસ્લેટીવ કાઉન્સિલ એ પાર્લામેન્ટને મળતી આવે છે; પણ ફેર એટલો રહે છે કે લેજીસ્લેટીવ કાઉન્સિલમાં સભ્યો કોમીન્ટંગ પક્ષમાંથી નિયુક્ત થાય છે.

### ન્યાયવિષયક કાઉન્સિલ

જેને જ્યુડીસ્યલ કાઉન્સિલ કહેવામાં આવે છે. આ કાઉન્સિલ તમામ ન્યાયકોર્ટો ઉપર દેખરેખ રાખે છે, અને તે કાયદાઓનો સંગ્રહ કરી બહાર પાડે છે.

### પરીક્ષક કાઉન્સિલ

એ વહીવટી અમલદારોની પરીક્ષા લઇ, તેની નિમણૂક કરે છે. આ કાઉન્સિલનો વહીવટી ખાતા ઉપર ઘણો કાબૂ રહે છે; અને કાઉન્સિલ ભવિષ્યના કોઇ પણ બંધારણમાં ચાલુ રહેશે તેમ ધારવામાં આવે છે.

### દેખરેખ રાખતી કાઉન્સિલ

જેને કન્ટ્રોલીંગ કાઉન્સિલ કહેવામાં આવે છે. તે રાજ્યવહીવટને લગતી દરેક બાબત પર દેખરેખ રાખે છે, અને રાજ્યના તમામ ખાતાઓના હિસાબ તપાસે છે.

આ બધી કાઉન્સિલોમાં કોમીન્ટંગ પક્ષમાંથી જ સભ્યો નિયુક્ત થાય છે. એટલે સિદ્ધાંતની દૃષ્ટિએ ચીનમાં પણ જર્મની કે ઇટલીની પેઠે એકપક્ષી

તંત્ર ચાલે છે. કોમીન્ટંગ પક્ષમાં નાત્ઝી કે ફેસીસ્ટ પક્ષની જેમ એક જ જાતનો મત રહેતો નથી. કોમીન્ટંગ પક્ષમાં બેન્કરો, વેપારીઓ (જેઓ સમાજવાદથી ઘણા વિરૂદ્ધ છે) સમાજવાદીઓ, ખેડૂતો, મજૂરો અને લશ્કરવાદીઓ વગેરે છે. આમ બે પક્ષમાં દેશના જુદા જુદા મતોનાં બનેલાં તત્ત્વો જોવામાં આવે છે. કોમીન્ટંગ પક્ષમાં ઉદ્દામવાદીઓ પણ છે, જેઓ બહુધા દક્ષિણ ચીનમાં જોવામાં આવે છે. આ પક્ષમાં પણ આ જાતની પક્ષાપક્ષીને અંગે ફાટફુટ ઘણી રહે છે, અને આન્તરવિગ્રહનો પણ ભય ઝઝુમ્યા કરે છે. આ જાતનો આંતરવિગ્રહ સને ૧૯૩૪ માં ફાટી નીકળેલ, અને તેને પરિણામે ચાંગ–કૈ–શાકનું અપહરણ પણ થયેલું; પરંતુ બન્ને પક્ષો વચ્ચે સમાધાન થતાં આજે ફરીવાર ચીન એકત્ર બનેલ છે.

### જાપાનનો સામનો

ચીન જ્યારે અંદર અંદરના વિખવાદોમાં પડયું હતું, ત્યારે ૧૯૩૧ માં જાપાને ચીન પર આક્રમણ કરી, મંચુરીઆ લઇ લીધું. ત્યારબાદ આંતરિક વિરોધને અંગે ચીને જાપાન સાથે સમાધાન કર્યું, પણ ચીનમાં વિરૂદ્ધપક્ષો ફરી પાછા એકત્ર બનતાં ૧૯૩૭ના જુલાઈમાં ચીન ઉપર જાપાને ફરીવાર આક્રમણ કરેલ છે. જાપાને ચીન પાસેથી ઘણો પ્રદેશ લઈ લીધેલ, અને ચીનની રાજધાની પણ જાપાને કબજે કરેલ છે. ચીનની સરકાર અત્યારે ચુન્કીંગમાં ભરાઈ બેઠી છે. ચીનાઓ જાપાન સાથે જીવન–મરણનું યુદ્ધ ખેલી રહ્યા છે, છતાં પણ જાપાની ધસારા સામે સીધી રીતે તેઓ યુદ્ધમાં ટકી શકતા નથી. ચીન પાસે આધુનિક ઢબનાં શસ્ત્રો પણ નથી. ચીન ઉપરના જાપાની આક્રમણથી ચીનમાં જાન–માલની ભયંકર ખુવારી થાય છે, જેનો સ્હેજે ખ્યાલ આવી શકે તેમ નથી.

જાપાને ચીનનાં ઘણાંખરાં બંદરો લઇ લીધાં છે, અને ચીન પરની નાકાબંધી ઘણી જ કડક બનાવેલ છે. પણ ચીન એ ઘણો વિશાળ દેશ છે. ૪૦ લાખ ચોરસ માઇલના રાક્ષસી ક્ષેત્રફળવાળો દેશ ઠીંગુજી જાપાન

જલદીથી જીતી શકે તેમ નથી, જીતે છે તો બહુ પચાવી શકતું નથી, કારણ કે ચીનાઓ ફરી ફરીને ગોરીલા હુમલાઓ કરી જીતેલો પ્રદેશ ફરી લઈ લે છે. પરન્તુ આધુનિક યુદ્ધ શરૂ થયા પછી જાપાનને ચીન પર છૂટી રીતે હાથ અજમાવવાની તક મળી છે. યુરોપના દેશો યુરોપીય યુદ્ધમાં સંડોવાયેલા હોવાથી તેઓ પૂર્વના ચીનમાં આવેલાં તેમનાં સંસ્થાનો તથા હિતો તરફ બહુ લક્ષ આપી શકે તેમ નથી, તેમ ચીનને નાણાંની કે લશ્કરી મદદ પણ કરી શકે તેમ નથી. ચીનની આ કફોડી અને ભયાનક સ્થિતિમાં તેને માત્ર રશિયા એક જ મદદ કરી શકે તેમ છે.

## ચીનનો શરીરચ્છેદ

છેલ્લાં સો વર્ષથી અનેક સામ્રાજ્યવાદી હિતો ચીનને ફોલી ખાતાં આવ્યાં છે, અને તેના ભાગલા પાડતાં આવ્યાં છે. તેના પ્રદેશો વિદેશી રાજ્યોએ લઈ લીધા છે. વિદેશી સંસ્થાનો અને સેટલમેન્ટો ચીનની ભૂમિ ઉપર, ચીનના ભોગે ખૂબ વિકસ્યા છે. ચીનમાં વિદેશીઓને એક્સ્ટ્રા ટેરીટોરિયાલીટીના હક્કો અપાયા છે, એટલે ચીનમાં વિદેશીઓને ચીની કાયદાઓ નહિ, પણ વિદેશી કાયદાઓ લાગુ પડે છે. પહેલાં મંચુરીઆ અને મોંગોલિયા રશિયાના કબજામાં હતા, છેવટે તે જાપાને લઈ લીધાં. બ્રિટિશોએ હોંગકોંગ લઈ લીધું, અને યાંગ્સે પ્રદેશ ઉપર પોતાની લાગવગ જમાવી. ફ્રેન્ચો પણ હિન્દી ચીનમાંથી ચીનમાં ઘૂસી ગયા, અને જાપાનીઓએ કોરિયા અને ફોર્મોસાના ટાપુઓ પણ પડાવી લીધા; ઉપરાંત મંચુરિયા અને જેહોલ પણ લઇ લીધાં. અમેરિકાએ કાંઈ પ્રદેશ લીધો નહિ, પણ વેપાર માટે ચીનને પોતાની થાપણ બનાવ્યું! ટૂંકામાં યુરોપના દેશોએ પોતાના માટે ચીનનાં સઘળાં દ્વારો ખૂલ્લાં મૂકાવ્યાં.

પરન્તુ અત્યારે યુરોપ મહાયુદ્ધમાં રોકાયેલ હોવાથી ચીનમાંથી તેની લાગવગ ઘણી ઓછી થઇ ગયેલ છે. હજુ પણ જાપાનનું ચીન સાથેનું યુદ્ધ ચાલુ છે. જાપાને ચીનનો ઘણો મુલક લઇ લીધો છે, એટલું જ નહિ પણ

ચીનાઓની મદદ વડે ત્યાં પુતળાં સરકાર પણ સ્થાપેલ છે. આજે જાપાનની મહત્ત્વાકાંક્ષા ચીનને ગળી જવાની છે. ઘરડાં અને મરવા પડેલ પ્રાણીને જેમ ગીધો ફોલી ખાતાં હોય, તેમ ચીનના અવયવોનો એક પછી એક છેદ થતો જાય છે. જગતને ચીન પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે, પણ માત્ર સહાનુભૂતિ આજે ચીનને બચાવી શકે તેમ નથી. ચીન ઉપર અત્યારે બે રાજ્યોની આંખ ઠરી છે. એક રશિયા, અને બીજું જાપાન. જો ચીન સામ્યવાદી બને તો રશિયા જગતમાં સર્વસત્તાવાન દેશ બને, અને પૂર્વ આખું સામ્યવાદથી રંગાઇ જાય.

ચીન જો જાપાનના હાથમાં આવે તો જાપાનની એશિયા સર કરવાની પીળી મહત્ત્વાકાંક્ષા પાર પડે, અને એશિયા જાપાની લશ્કરવાદના દબાણમાં ભરાઈ પડે.

## (૮) તુર્કસ્તાન

### ગત મહાયુદ્ધ વખતનું તુર્કસ્તાન

ગત મહાયુદ્ધમાં તુર્કસ્તાને જર્મનીનો પક્ષ લીધો હતો, અને જર્મની પરાજીત થયા પછી તુર્કસ્તાનની કફોડી સ્થિતિ થઇ પડી હતી. તુર્કસ્તાન પરાજીત બની નબળું પડ્યું હતું, એટલું જ નહિ, પણ એક સ્વતંત્ર રાજ્ય તરીકેની તેની હસ્તી સદંતર નાબૂદ થવાના મોટા ભયમાં આવી પડી હતી. તુર્કસ્તાનની જૂની રાજધાની કૉન્સ્ટાન્ટીનોપલ મિત્રરાજ્યોના કબજામાં હતી, અને તુર્કસ્તાનનો તે વખતનો સુલતાન મિત્રરાજ્યોના હાથનું રમકડું માત્ર હતો. મિત્રરાજ્યોએ તુર્કસ્તાનના ભાગલા પાડવાનું શરૂ કરી દીધું હતું; પણ બ્રિટન, ફ્રાન્સ અને ઇટલીની વચ્ચે તુર્કસ્તાનના ભાગ પાડવા સંબંધી ઘણો જ મતભેદ જાગ્યો, અને આ મતભેદથી તુર્કસ્તાનને ઘણો ફાયદો થયો. ગ્રીક લોકોએ એશિયા માઇનોર પર ચઢાઇ કરી, અને છેવટે આ વસ્તુઓ તુર્ક લોકોને માટે અસહ્ય થઇ પડી. તુર્ક લોકોમાં તીવ્ર સ્વદેશાભિમાનની લાગણી જાગી; અને મુસ્તફા કમાલપાશાની સરદારી હેઠળ તુર્ક લોકો

એકત્ર બન્યા, અને ગ્રીક લોકોને હરાવીને હાંકી કાઢ્યા. મિત્રરાજ્યોને તુર્કસ્તાનનો આ વિજય કબૂલ રાખવો પડ્યો. અને તુર્ક લોકોએ ૧૯૨૦ની તેમના પર લાદવામાં આવેલી સંધિને તોડી ફોડી નાખી. ૧૯૨૩ની લોસાં સંધિથી તુર્કસ્તાનને તેનું સ્વાતંત્ર્ય મળ્યું, અને તુર્કસ્તાને કમાલપાશાના નેતૃત્વ હેઠળ તુર્કસ્તાનનું એક સ્વતંત્ર અને આઝાદ રાજ્ય સ્થાપ્યું, અને નવા તુર્કસ્તાનનો ઉદય થયો.

### નવું તુર્કસ્તાન

આ નવા તુર્કસ્તાનમાં પ્રજાનો મોટો ભાગ ટર્ક લોકોનો છે, પણ તુર્કસ્તાનને ગ્રીસ અને બલ્ગેરિયા સાથે મોટા પ્રમાણમાં પ્રજાબદલો કરવો પડ્યો હતો. માત્ર એશિયા માઇનોર અને કોન્સ્ટાન્ટીનોપલમાં નાની એવી લઘુમતીઓ છે. ગત યુદ્ધ પછી ટર્કીમાં થોડા વખત બે રાજ્યો ચાલતાં; એક તો કોન્સ્ટાન્ટીનોપલના ખલીફનું રાજ્ય અને તે સિવાયના દેશ પરનું અંગોરાની નેશનલ એસેમ્બલીનું રાજ્ય; જેમાં કમાલ ઘણી લાગવગ ભોગવતો હતો. ૧૯૨૨ પછી મિત્રરાજ્યોએ ખલીફને અપાતું રક્ષણ બંધ કર્યું; એટલે ખલીફા ટર્કી છોડી નાસી ગયો.

જૂના તુર્કસ્તાનમાં જે ખલીફાની સંસ્થા હતી, તે કમાલપાશાએ ૧૯૨૪થી નાબૂદ કરી, અને ધર્મઝનૂનમાંથી પ્રજાને બચાવવા માટે ઘણા રસ્તાઓ શોધી કાઢ્યા. જૂના ધર્મચુસ્ત રિવાજોને બદલે કમાલે પાશ્ચાત્ય પાયા પર ટર્કી પ્રજાનું નવીન ઘડતર કરવા માંડ્યું. ૧૯૨૩માં તુર્કસ્તાન પ્રજાસત્તાક તરીકે રીતસર જાહેર થયા પછી મુસ્તફા કમાલપાશા આ પ્રજાસત્તાકના ધારાસર પ્રમુખ બને છે. દોઢ કરોડની વસ્તીના નવા તુર્કીનો મોટો ભાગ એશિયામાં છે, અને તેનું મુખ્ય શહેર અંગોરા છે.

### કમાલના સુધારાઓ

કમાલપાશાએ તુર્કસ્તાનની સીકલ એક રાતમાં ફેરવી નાખ્યાનું કહેવાય છે. કમાલે ઘણા જ સખ્ત સુધારાઓ દાખલ કર્યા. સ્ત્રીઓના બુરખા કાઢી

નંખાવ્યા, સ્ત્રીઓને કેળવણી આપવાનું શરૂ કર્યું, તેમને બહાર હરવા ફરવાની છૂટ આપી, અને તેમને યુરોપીય પોશાકમાં સજ્જ થવાનો હુકમ કાઢયો. રાતી ફેઝ કેપ કાઢી યુરોપીય ટોપી પહેરવાનો હુકમ કર્યો. અરબી લિપિ કાઢી નાખી, કુરાન પણ યુરોપિય લિપિમાં લખાવા માંડયું. લગ્નના કાયદામાં ઘણા ફેરફાર કરવામાં આવ્યા. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે નવી કોર્ટો સ્થાપવામાં આવી. આ બધા સુધારાઓ કમાલે તુર્કસ્તાનમાં વીજળી વેગે દાખલ કર્યા, જે કોઈ આ સુધારાનો સામનો કરતું, તેને સખ્ત નશિયત કરવામાં આવતી. કમાલે ખુર્દીશ બળવાખોરો તથા પ્રોગ્રેસીવ પક્ષને નાબૂદ કર્યા પછી તેનો સામનો કરે તેવું કોઈ રહ્યું ન હતું, એટલે કમાલના સામાજિક, રાષ્ટ્રીય, રાજકીય અને આર્થિક સુધારાઓ ઘણા જ થોડા સમયમાં સફળ થયા. તુર્કસ્તાન કમાલની સરદારી અને સરમુખત્યારી હેઠળ નવીન પ્રજાનો નવીન દેશ બની ગયો.

## તુર્કસ્તાનનું રાજ્યબંધારણ (ધારાસભા)

૧૯૨૧માં અંગોરામાં જે રાષ્ટ્રીય પ્રજાસભા (National Assembly) હતી, તેને પ્રજાનું પૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી સભા બનાવવામાં આવી. આ સભા દર બે વર્ષે ચૂંટાતી, અને તેની ચૂંટણી આડકતરી રહેતી. ૧૯૨૪માં તુર્કસ્તાનનું નવું બંધારણ ઘડવામાં આવ્યું, જેમાં પ્રજાસભાની ચૂંટણી હતી તેમ આડકતરી રાખવામાં આવી, પણ પ્રજાસભાની મુદ્દત બે વર્ષને બદલે ચાર વર્ષની કરવામાં આવી. વખત જતાં આડકતરી ચૂંટણીને બદલે સીધી ચૂંટણી પણ રાખવામાં આવેલ છે. કમાલ સત્તા પર આવ્યા પછી તેણે પોતાના પ્રતિપક્ષોને નાબૂદ કર્યા અને એક પોતાનો જ પક્ષ રાખ્યો, એટલે ધારાસભામાં માત્ર કમાલના પક્ષના જ માણસો આવતા. સ્ત્રીઓને પણ ૧૯૩૧માં મતાધિકાર આપવામાં આવેલ છે. સ્થાનિક તંત્ર મધ્યસ્થ તંત્રની સીધી દેખરેખ નીચે રહે છે. તુર્કસ્તાનમાં એક જ ધારાસભા છે. કમાલપાશા એ રાષ્ટ્રીય સેનાના અધિપતિ હતા, અને આખું લશ્કર તેમના તાબામાં હતું.

પ્રજાને સંપૂર્ણ રીતે લખવા, બોલવા અને છાપવાની સ્વતંત્રતા રહે છે; અને આ સ્વતંત્રતા સોવિયેટ ફિલસુફીને આનુષંગિક રહે છે. માર્કસવાદના સિદ્ધાંતો પ્રમાણે સ્થાપેલ સમાનતત્ત્વોવાળાં રાજ્યોનું સમૂહતંત્ર એ સોવિયેટ યુનીયન છે. આ સમૂહતંત્રમાંથી જુદા પડવાનો કોઇપણ રાજ્યને અધિકાર રહે છે.

### મતાધિકાર

સોવિયેટ સમૂહતંત્રમાં દરેક માણસ, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ તેને બધા સમાન રીતે મતાધિકાર મળે છે. જેઓ ભાડે મજૂરો રાખતા હોય, અપંગ હોય, કામ ન કરતા હોય, તેવા માણસોને તેમજ પાદરીઓ વગેરેને મતાધિકાર આપવામાં આવતો નથી. મતાધિકાર એ સરમુખત્યારી તંત્રને લઇને બહુ ઉપયોગી રહેતો નથી, પણ રશિયામાં મતાધિકાર એ નાગરિકતાના ઘણા હક્કોનો એક વિભાગ રહે છે. નાગરિકતાના હક્કોમાં ટ્રેડ યુનિયનમાં સભ્ય થવું, ખોરાક માટે રજાચિઠ્ઠી, રાજ્યની નોકરીઓમાં કામ કરવાનો અધિકાર વગેરેનો સમાવેશ થાય છે. પ્રજાજન રાજ્ય સામે રાજ્યને લગતો કાંઇ ગુન્હો કરે, ત્યારે ઘણીવાર તેના નાગરિકતાના હક્કો છીનવી લેવામાં આવે છે, જેનું પરિણામ એ આવે કે ગુનેગાર લગભગ નાતબહાર કે દેશપાર હોય, તેવી અવસ્થા ભોગવે છે. સ્ત્રીઓને રાજકીય અને સામાજિક બાબતોમાં સમાન અધિકારો મળે છે. સોવીયેટ લગ્નના કાયદા, બધાને સમાન પગારનું ધોરણ, જાહેર હોસ્પિટલો અને બાલગૃહો, પ્રસૂતિગૃહો વગેરે બધી જગ્યાએ અને બધી બાબતોમાં સ્ત્રીઓને સમાન ગણી હક્કો આપવામાં આવે છે. સ્ત્રીસ્વાતંત્ર્યની મોટી મોટી વાતો કરી, તેને લગતા કાયદાઓ પસાર કરી, તેને અમલમાં મૂકવાની વાત આવે, ત્યારે તેમાંનું કાંઇજ નહિ, એવું રશિયામાં નથી. રશિયા તો તે બાબતમાં એટલે સુધી આગળ વધ્યું છે, કે ત્યાં તો સ્ત્રી-વિમાનીઓ (Women Pilots)નું પણ લશ્કર રહે છે.

## ધારામંડળ (સોવિયેટ કોંગ્રેસ)

રશિયામાં આરોહણ પદ્ધતિ પ્રમાણે પ્રતિનિધિત્વ રહે છે. અર્થાત્ ત્યાં પ્રતિનિધિત્વ છેવટથી શરૂ થાય છે. રશિયામાં સ્થાનિક રાજ્યતંત્ર ચલાવનાર મંડળ અગર કાઉન્સિલને ' Soviet ' સોવિયેટ કહેવામાં આવે છે. છેવટમાં કેટલાંક ગામો તથા ગામડાંનાં તંત્ર ચલાવનારાં મંડળો, જેને ( Rural Soviets ) રૂરલ સોવીયેટસ કહેવામાં આવે છે, જેમાં મોટાં કારખાનાંનાં મંડળોનો પણ સમાવેશ થાય છે, તેને જીલ્લાનાં મંડળ (District Soviets) ( ડીસ્ટ્રીકટ સોવીયેટસ ) કહે છે, તે પ્રતિનિધિઓ ચૂંટીને મોકલે છે. ડિસ્ટ્રીકટ સોવીયેટ તે પ્રાન્તોના સોવીયેટમાં પ્રતિનિધિઓ ચૂંટીને મોકલે છે; અને પ્રાન્તિક સોવીયેટ તેમજ મધ્યસ્થ સોવીયેટ, જેને ' Central Congress of Soviets ' કહેવામાં આવે છે, તે સભ્યો ચૂંટીને મોકલે છે. ગામડાંઓ કરતાં શહેરના વિભાગોને વધુ પ્રતિનિધિત્વ મળે છે.

કોંગ્રેસમાં પ્રતિનિધિત્વ એ રીતે આપવામાં આવે છે કે જેથી ગામડાં અને ટાઉનશીપ સોવિયેટમાં દર ૨૫૦૦૦ મતદારોના બનેલ મતદારમંડળમાંથી દરેક મતદારમંડળ દીઠ એક પ્રતિનિધિ કોંગ્રેસમાં આવે છે, અને પ્રાન્તિક કોંગ્રેસમાં ૧૨૫૦૦૦ મતદારોના બનેલ દરેક મતદારમંડળ તરફથી પણ એક પ્રતિનિધિ કોંગ્રેસમાં આવી શકે છે.

## કારોબારી ( પ્રેસિડીયમ )

સોવિયેટ કોંગ્રેસ પછી તેમાંથી કાઉન્સિલ ઑફ યુનિયનની ચૂંટણી કરે છે. આ સિવાય દરેક સંયોજીત રાજ્યમાંથી આવતા પ્રતિનિધિઓની પણ એક કાઉન્સિલ રહે છે, જેને ' કાઉન્સિલ ઑફ નેશનાલીટીઝ ' કહેવામાં આવે છે. આ બન્ને કાઉન્સિલો મળીને મધ્યસ્થ કારોબારી બને છે, જેને ( Central Executive Committee of the Union ) 'સેન્ટ્રલ એક્ઝીક્યુટીવ કમિટિ ઑફ ધી યુનિયન ' કહેવામાં આવે છે. આ કારોબારીમાં ... યો રહે છે ... તેની વારંવાર બેઠ... થી

આ કારોબારીમાંથી એક કેબિનેટ જેવું મંડળ ચૂંટી કાઢવામાં આવે છે, જેને 'Presidium' કહેવામાં આવે છે. આ પ્રેસિડીયમમાં બન્ને કાઉન્સિલો તરફથી ચૂંટાયેલા લગભગ ૨૧ જેટલા સભ્યો રહે છે.

## કાઉન્સિલ ઑફ પીપલ્સ કોમીસરીઝ

પ્રેસિડીયમ નીચે તેને આધીન એવી એક કાઉન્સિલ રહે છે. તેમાં દરેક રાજ્યના પ્રતિનિધિઓ હોય છે, તેને 'કાઉન્સિલ ઑફ પીપલ્સ કોમીસરીઝ' કહેવામાં આવે છે. આ પ્રતિનિધિઓ તે દરેક રાજ્યના ઉપરી અધિકારીઓ હોય છે. આ સિવાય કારોબારી નીચે કેટલીક કાઉન્સિલો, કમિશનો, અને કમિટીઓ રહે છે, જે રાજ્યતંત્ર ચલાવવાના કામમાં મદદ કરે છે.

## સુપ્રીમ કોર્ટ

આ સિવાય સુપ્રીમ કોર્ટ રહે છે, તે ન્યાયનું કામ કરે છે. સુપ્રીમ કોર્ટ નીચે કેટલીક બીજી કોર્ટો તથા રાજ્યોની કોર્ટો રહે છે. રશિયાની કાયદાની પદ્ધતિ ઘણી જ સહેલી અને સરલ છે. કાયદાનો ધંધો કરનારાની રશિયામાં જુદી જાત નથી. દરેક ટ્રાયલ કોર્ટમાં કાયદાના જ્ઞાન વગરના ન્યાયાધિશો પણ કાયમી ન્યાયાધિશો સામે ન્યાય આપવા બેસે છે. વકીલોને ફી આપવાની નથી હોતી, પરંતુ તેમને રાજ્ય તરફથી અમુક પગાર આપવામાં આવે છે. તહોમતદારની વિરુદ્ધ તથા તરફેણમાં ખૂબ સાંભળી લીધા પછી તેને યોગ્ય સજા કરવામાં આવે છે. સજા ઘણી હલકી રહે છે, અને જેલજીવનમાં કેદી તરફ એક મનુષ્ય તરીકે વર્તાવ રાખવામાં આવે છે. કેદીના સ્વભાવ અને માનસમાં રહેલ વિકૃતિને દૂર કરવાની હૉસ્પિતાલ એવો જેલનો અર્થ કરવામાં આવે છે.

આ સિવાય 'કોમીસરીયેટ ઑફ વર્કમેન્સ ઍન્ડ પેઝન્ટસ ઈન્સ્પેકશન' (Commissariat of workmen's and peasant's Inspection)

જેને R. K. I. કહેવામાં આવે છે, તે રહે છે. મધ્યસ્થ કારોબારીમાં કેટલાંક ખાતાંઓ રહે છે, અને દરેક ખાતાદીઠ એક પ્રમુખ રહે છે. કેમીસાર કાઉન્સિલના એક પ્રમુખ રહે છે. આ જગ્યા લેનિને લીધી હતી, પરન્તુ ત્યાર પછી આ જગ્યાનું મહત્વ ઘટી જવા પામ્યું છે.

આમ રશિયાનું બંધારણ જોશું તો તે સ્થાનિક તંત્રોની કાઉન્સિલ સોવિયેટ ઉપર સ્થાપિત થયેલ છે, એમ જણાશે. રશિયા જેવા સમાજવાદી રાજ્યમાં જ્યાં આર્થિક અને રાજકીય જીવન એકમેક બનેલ છે, ત્યાં રાજ્યતંત્ર ચલાવવાનું કામ ઘણું જ મુશ્કેલ અને વિશાળ તંત્ર પર રચાયેલ રહે છે. એટલે રાજ્યતંત્રના કામને પહોંચી વળવા સોવિયેટ ઉપરાંત પણ કેટલીક સંસ્થાઓ રહે છે, જે બધું કામકાજ ઘણી જ સિફતથી કરે છે. જ્યાં વ્યાપાર, ઉદ્યોગ, વાણિજ્ય અને વ્યવહારનાં સાધનો તથા ખેતી એ ખાનગી નહિ, પણ જાહેર મિલ્કત બને છે, ત્યાં રાજ્યતંત્રનું કામકાજ ઘણું જ બહોળું રહે તે સ્વાભાવિક છે.

### રશિયાની સહકારી યોજના

રશિયાની સહકારી યોજના બીજા દેશો કરતાં જુદી છે. રશિયાના રાજ્યતંત્રનું ઘણુંખરું કામકાજ ઉપરની સંસ્થાઓથી ચાલે છે, અને આ કામકાજમાં ટ્રેઈડ યુનિયન અને કોઓપરેટીવ સોસાઇટીનો ઉપયોગ પણ કરવામાં આવે છે. પણ ખાસ કરીને સ્થાનિક તંત્રમાં પ્રજાની સત્તાને હરકત આવતી નથી, કારણ કે સ્થાનિક રીતે પ્રજાને ઘણું કરવાનું બાકી રહે છે. દરેક ફેક્ટરીમાં ફેક્ટરી કમિટિ રહે છે, અને મજૂરોનાં સામાજિક જીવન અને તેની જરૂરિયાતો પર પૂરતી દેખરેખ રાખે છે. મજૂરોને આરામગૃહો, રમતગમતનાં સાધનો, અને બીજી કેળવણી વગેરેની સગવડતાઓ મળે તે માટે પૂરતું ધ્યાન આપવામાં આવે છે. દરેક ફેક્ટરી, ફેક્ટરીઓના સહકારી મંડળમાં જોડાયેલ હોય છે. ફેક્ટરીઓ એકલી નહિ પણ અમુક જુથમાં કામ કરે છે. તે જેમ સહકારથી સંયુક્ત રીતે કામ કરે છે, તેવી જ રીતે

ખેતીનું પણ હોય છે. સંયુક્ત રીતે ખેતી કરવાની પદ્ધતિને રશિયામાં (Kolkhozi) 'કોલ્ખોઝાઇ' એટલે સંયુક્ત ખેતી (Collective farm) કહેવામાં આવે છે. આવી જ રીતે બીજા બધા વિષયોમાં માણસો સહકારી અને સંયુક્ત રીતે કામ કરે છે. આ યોજનાનો રશિયાના ખેડૂતોએ ઘણો જ સામનો કર્યો હતો, પરંતુ સ્ટેલીનની પોલાદી ઇચ્છા સામે કોઇનું ન ચાલ્યું. બીજા બધા કરતાં રશિયામાં હાલ ખેતી અને ઉદ્યોગમાં આ સહકારી ધોરણનો વિશેષ કરીને વિકાસ કરવામાં આવ્યો છે.

ફેક્ટરીમાં ઉત્પન્ન થતા માલ ઉપર ફેક્ટરી કમિટિનો અંકુશ રહે છે, અને ફેક્ટરી કમિટિ ઉપર રાજ્યનો સીધો અંકુશ રહે છે. મજૂરોના કામ કરવાના દિવસો અને કલાકો તથા દરો રાજ્ય નક્કી કરે છે. ફેક્ટરીના નિયમોનો કોઈ મજૂર ભંગ કરે તો તેના પર રીતસર કોર્ટમાં કામ ચાલે છે. રશિયાની પાંચ વર્ષની યોજનામાં આ સહકારી મંડળોએ ઘણું અદ્ભુત કાર્ય બજાવેલ છે. સહકારી મંડળો એ આધુનિક રશિયાની ઘણી જ અદ્ભુત વસ્તુ છે. આ મંડળોદ્વારા રશિયા પોતાના વિશાળ સમાજવાદી દેશનું એકત્રીકરણ કરે છે, તેઓની શક્તિઓનો વ્યવસ્થિત ઉપયોગ કરે છે, અને દરેક માણસને સુખી બનાવવા પ્રયત્નો કરે છે. રશિયામાં આજે જે સમૂહ-વૃત્તિ–જુથમાં રહીને કામ કરવાની વૃત્તિ જાગી છે તે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં જોવામાં આવતી નથી. આ સમૂહવૃત્તિ તે ખરી પ્રજાકીય સ્વતંત્રતાનું પીઠબળ છે, જેનો આજે કહેવાતા પ્રજાતંત્રવાદી દેશોમાં ઘણો અભાવ જોવામાં આવે છે.

## સર્વોપરી સામ્યવાદી પક્ષ

આ પક્ષના મૂળ રચયિતા લેનીન હતા. આજના રશિયાનું રાજ્યતંત્ર સામ્યવાદીઓના હાથમાં છે. રશિયામાં સામ્યવાદી પક્ષ એ બીજા સર-મુખત્યારીવાળા તંત્રની પેઠે એક જ પક્ષ રહે છે. સહકારી મંડળો અને સામ્યવાદી પક્ષનો ઉલ્લેખ ક્યાંય રશિયાના રાજ્યબંધારણમાં જોવામાં આવતો

નથી, છતા પણ આ બન્ને વસ્તુઓ ત્યાં આજે ઘણું જ અગત્યનુ સ્થાન ધરાવે છે રશિયામા આજે એક જ પક્ષ છે, અને તે સમાજવાદી પક્ષ છે. રશિયાની ધારાકીય અને રાજકીય નીતિ સામ્યવાદી પક્ષના મડળોની સભાઓમા થાય છે રશિયાની ખરી સત્તા સામ્યવાદી પક્ષની કારોબારી પાસે રહે છે, જેને રશિયન ભાષામા ( Politburo ) પોલીતબુરો કહેવામા આવે છે આ કારોબારીના મત્રી તરીકે આજે મો સ્ટેલીન છે આજે રાજ્યમા બધી ઉપયોગી જગ્યાઓ, જેની સખ્યા વીસ લાખ જેટલી થાય છે, તે બધી સામ્યવાદીઓના હાથમા છે સામ્યવાદી સભ્યો સ્થાનિક સોવિયેટમા તથા સહકારી મડળોમા બહુમતીમા રહે છે એટલે સામ્યવાદી પક્ષની નીતિનું ચુસ્તપણે પાલન કરવામા આવે છે.

સામ્યવાદી પક્ષની શિસ્ત ઘણી જ કડક રહે છે. શિસ્તભગ માટે રશિયામા ઘણા સામ્યવાદીઓને તેમના જીવનનો ભોગ આપવો પડયો છે એકવાર આ પક્ષમા દાખલ થયા પછી તે છોડી દેવો બહુ મુશ્કેલ થઇ પડે છે સામ્યવાદી પક્ષ સામે કોઈ પણ મતનો વિરુદ્ધ પ્રચાર સહન કરવામા આવતો નથી સામ્યવાદી પક્ષ સામેના ગુન્હાઓને દડ, અગર મોતની સજા કે હદપારી સહન કરવાનુ રહે છે હમણા થોડા વર્ષો પહેલા જ ઘણા માણસો સામે રશિયામા કામ ચાલ્યુ હતુ, અને તેમા ઘણા જેઓ સ્ટેલીનના મિત્રો હતા, અગર તો સામ્યવાદ માટે જીવનભર ઝઝૂમ્યા હતા, તેઓને પણ મોતની સજા કરવામા આવી હતી ટ્રોટસ્કીની હદપારી રશિયાની સામ્યવાદી સ્વતત્રતાના કલકરૂપે મોજુદ છે

સામ્યવાદી પક્ષના સભ્યોમા હમેશા બહુમતી શ્રમજીવીઓની રહે છે. અને તેમ કરવા માટે ખાસ ધ્યાન પણ રાખવામાં આવે છે. પક્ષમાં દાખલ થવુ બહુ મુશ્કેલ રહેતુ નથી, પણ દાખલ કરતાં પહેલા ઘણી જ કડક પરીક્ષા કરવામા આવે છે, અને દાખલ કર્યા પછી પણ થોડો અજમાયશ સમય રાખવામા આવે છે, આ અજમાયશ સમય વીત્યા બાદ, સભ્યના

ગુણ-દોષની બરાબર ખાત્રી કર્યાં પછી જ તે સભ્ય રીતસર સામ્યવાદી પક્ષમાં ભળી શકે છે. સભ્યોને મોટા પાયા ઉપર મૈત્રીભાવના કેળવવાની રહે છે, અને સામ્યવાદ તથા તેના સિદ્ધાંતોનું યથાર્થ પરિપાલન કરવું પડે છે. તેમજ બીજાઓને સામ્યવાદી સભ્ય તરીકે આદર્શરૂપ થઈ પડે તેવું વર્તન ચલાવવાનું રહે છે.

**યુવાનોનાં મંડળો**

આ સિવાય ( Komsomol ) 'કોમ્સોમોલ' એટલે નાની ઉમરના યુવાન સામ્યવાદી સભ્યોનાં મંડળો રહે છે. તેમાં પણ સભ્ય થવા માટે તો ઉપરના બધા નિયમોનું પાલન કરવું પડે છે. આવા સભ્યોની સંખ્યા લગભગ સાઠ લાખની છે. આ સભ્યોની ઉમર ૧૬ થી ૨૪ વર્ષ સુધીની રહે છે. આ સિવાય વિદ્યાર્થીઓ માટે પણ સંસ્થાઓ ચાલે છે, જેને 'પાયોનીયર' ( Pioneer ) કહેવામાં આવે છે. પાયોનીયરની સંસ્થા લગભગ આપણી સ્કાઉટોની સંસ્થાને મળતી આવે છે; પણ ફેર માત્ર એટલો રહે છે કે પાયોનીયરના દરેક વિદ્યાર્થીને ગુડટર્નને બદલે સમાજના ભલાને માટે અમુક નિયત કામ કરવાનું રહે છે. રશિયામાં આ યુવાનોની સંસ્થાઓએ સમાજના ઉત્કર્ષમાં ઘણો સારો ફાળો આપ્યો છે.

સામ્યવાદી પક્ષની નીતિનું ઘડતર, જ્યાંસુધી લેનિન જીવ્યો ત્યાંસુધી ( ૧૯૨૩ સુધી ) લેનિન કરતો; અને ત્યાર પછી હવે સ્ટેલીન સરમુખત્યાર બનતાં તે કરે છે. લેનિન મરી ગયા પછી થોડો વખત સામ્યવાદી પક્ષમાં મતભેદ થયો, અને સ્ટેલીન અને ટ્રોટસ્કી વચ્ચે સત્તા માટે હરિફાઈ ચાલી, પણ સ્ટેલીન છેવટે વિજયી બન્યો, અને ટ્રોટસ્કીને રશિયા છોડી જવાની ફરજ પાડવામાં આવી. ટ્રોટસ્કી એ સામ્યવાદમાં ઉદ્દામપક્ષનો નેતા હતો. ૧૯૨૭ માં ટ્રોટસ્કી રશિયામાંથી હદપાર થયા બાદ હજી સુધી કોઈ પણ દેખાઈ આવે એવો મતભેદ રશિયામાં ઉભો થવા પામ્યો નથી. સામ્યવાદી પક્ષમાં પણ ફેસીસ્ટ અને નાત્ઝીપક્ષની પેઠે વિરોધ સહન કરવામાં આ-

નથી. વિચાર વિરોધ અને મતભેદ એ સામ્યવાદી પક્ષમાં ભયંકર ગુન્હો ગણાય છે. સામ્યવાદી પક્ષની રચના ફેસીસ્ટ ધોરણે જ થાય છે, પક્ષ પ્રતિનિધિત્વ માટે સામ્યવાદી પક્ષ સ્થાનિક અને વ્યક્તિગત વિવેકશક્તિને સ્થાન આપે છે, અને સાથે પક્ષહિતના સહીસલામતી માટે ખાસ ધ્યાન રાખવામાં આવે છે. સામ્યવાદી પક્ષ તેના સભ્યો પાસેથી અંગત સેવા માગે છે, અને રાજ્યની તમામ સંસ્થાઓ તેની નીતિ પ્રમાણે જ ચલાવવામાં આવે છે. ફેસીસ્ટવાદ અને નાત્ઝીવાદ કરતા સામ્યવાદ એ બુદ્ધિને વધુ સ્પર્શે છે.

## સામ્યવાદી રશિયાની જમા અને ઉધાર બાજુ

હજી સુધી રશિયા એ જગતને મન એક કોયડો જ રહ્યુ છે. એક તરફથી સામ્યવાદની આકર્ષ- ફિલસુફી અને સામાજિક ઉત્કર્ષ અને બીજી તરફથી સામ્યવાદી અત્યાચારો ( Purges ) જોતાં માણસોનું મન ડગમગી જાય છે. રશિયા એ ઘણાને મન સ્વર્ગ છે, જ્યારે ઘણાને તેના માટે અકથ્ય ઘૃણા અને જુગુપ્સા રહે છે.

રશિયા એ મૂડીવાદી દેશો વચ્ચે સર થોમસ મોરનો યુટોપીયા ટાપુ બનેલ છે. રશિયા વિરૂદ્ધ અનેક જાતનું વ્યવસ્થિત પ્રચારકાર્ય કરવામા આવે છે, બીજી બાજુ રશિયા સામ્યવાદી પ્રચારકાર્ય કરવામાં કાંઈ બાકી રાખતુ નથી. આમ પરસ્પર વિરોધી પ્રચારકાર્ય વચ્ચે માણસને સાચું શું, અને ખોટું શું, તે પારખવુ ક્ષણભર મુશ્કેલ થઇ પડે છે, પણ વાસ્તવિક રીતે રશિયાની સ્થિતિ તપાસશુ તો માલમ પડશે કે રશિયન પ્રજા એ સમાજવાદી પ્રજા છે જે મૂડીવાદી દુનિયા વચ્ચે જીવવા માટે પ્રયત્નો કરે છે, અને જેનું બંધારણ માર્કસવાદના સિદ્ધાંતો ઉપર રચાયેલું છે, જે સિદ્ધાંતો અમલમાં મૂકાયા પછી જીવનની ઝીણી વિગતોનો તોડ કેમ લાવવો, તે બાબતનો ઉકેલ કરતા નથી. બીજી તરફથી આ અખતરાનું સફળ સંચાલન કરવા માટે કોઇ પણ જાતનો વિરોધ કે પ્રતિપક્ષ સાન

આપઘાત કરે છે, જેને હારાકરી કહેવામાં આવે છે. જાપાનીઓની ટેવ ઘણીજ સાદી હોય છે, અને હિંસામાં માનતા જાપાનીઓ ધર્મે બુદ્ધિસ્ટ છે. તેઓ ઘણા જ ઉદ્યોગશીલ હોય છે, અને આજે જાપાનીઓ જગતમાં સસ્તામાં સસ્તો માલ વેચી શકે છે. અને એક વખતને માટે દુનિયાનાં બજારોને તેઓ તોડી નાખવા ધારે તો તોડી પણ શકે છે. તેઓએ ઘણા જ થોડા સમયમાં અદ્ભુત રીતે જાપાનનું ઉદ્યોગીકરણ કરેલ છે.

જાપાનમાં ખેડૂતોનો પ્રશ્ન એ ઘણો જ કૂટ પ્રશ્ન છે. જાપાન એ ડુંગરાળ પ્રદેશ છે, અને વારંવાર ધરતીકંપ થતા હોઇ જમીનનો ઘણોખરો ભાગ ખેતીને યોગ્ય નથી. જાપાનની આબોહવામાં પણ ઘણો ફેરફાર રહે છે. કોઇ વિભાગો ઘણા જ ઠંડા રહે છે, જ્યારે કોઇ સ્થળે ખૂબ જ ગરમી પડે છે. જાપાનનું ક્ષેત્રફળ ઘણું જ થોડુ હોવાથી, તેમજ ખેતીને માટે ઘણો ભાગ નકામો હોવાથી વસ્તી ઘણી ઘટ્ટ રહે છે. ગીચ વસ્તીને લીધે ખેડૂતોને ભાગે ખેતી માટે ઘણી ઓછી જમીન આવે છે. ચોખા એ જાપાનનો મુખ્ય ખોરાક છે. ચોખા ઉપરાંત ઘઉં તથા બીજાં કઠોળ પણ થાય છે, પણ જાપાનની ખાસ પેદાશ તો સોયાબીન્સ છે.

જાપાનમાં સામાન્ય માણસોના જીવનનું ધોરણ ગરીબ હોવાથી ત્યાં મજૂરો ઘણા સસ્તા દરે મળે છે, જાપાની યેનના ચલણના નીચા ભાવ રાખી જાપાને નીકાસ ઘણી જ વધારેલ છે, આને લઇને ખેડૂતોને ઘણી રાહત મળે છે. જાપાનમાં ઘણાં જ સારાં કારખાનાં કરવામાં આવે છે, અને મજૂરો થોડા દરે ઘણા કલાક કામ કરે છે, એટલે જાપાન ઘણો જ સસ્તો માલ પેદા કરી શકે છે. જાપાનના મજૂરોમાં અસંતોષ નથી એમ નહિ. જાપાનમાં મજૂરમંડળો છે, પણ તેઓની વચ્ચે ઘણા મતભેદ હોવાથી ઐક્યની ખામી જણાય છે. આમ હોવા છતાં જાપાનમાં હિંદ અને ચીન કરતાં મજૂરોને વધુ ઉંચા રોજ મળે છે, અને મજૂરમંડળોની વ્યવસ્થા હિંદ કરતાં ઘણા સારા પાયા ઉપર રહે છે.

## જાપાનમાં રાજદ્વારી ખૂનો

જાપાનમાં લશ્કરી પક્ષના સભ્યોમાં રાષ્ટ્રભાવના ઘણી જ તીવ્ર રહે છે, અને રાજ્યના હિત માટે તેઓ કાંઇપણ કરવાને તૈયાર રહે છે. તેઓ પોતાનાં ખાનગી મંડળો પણ સ્થાપે છે, અને આ મંડળો ઘણીવાર ભયાનક પ્રવૃત્તિઓ પણ હાથ ધરે છે. જાપાનમાં ઘણાંખરાં રાજદ્વારી ખૂનો પાછળ આ મંડળોનો છૂપો હાથ હોય છે. ૧૯૨૧માં જાપાનના સામાન્યવર્ગમાંથી પ્રથમ મુખ્ય પ્રધાન બનેલા હારાનું ખૂન તથા જાપાની યસુદા બેન્કના પ્રમુખનું ખૂન કરવામાં આ મંડળોનો હાથ હતો. ૧૯૩૦માં બીજા મુખ્ય પ્રધાન હામા ગુચીનું એક રાષ્ટ્રવાદીએ ખૂન કર્યું હતું. ૧૯૩૨માં લશ્કરપક્ષવાળાએ ઇનુકી નામના એક પ્રધાનનું ખૂન કરાવ્યું હતું. આમ ખૂન એ લશ્કરપક્ષવાળાના હાથનું એક બળવાન હથિયાર બની ગયેલ છે. જાપાનમાં દેશને માટે રાજદ્વારી ખૂન એ સ્વાભાવિક વસ્તુ બની ગઇ છે. ખૂનીઓને ઘણીવાર પ્રજા તરફથી માન મળે છે, અને તેને સજા પણ ઘણી થોડી કરવામાં આવે છે.

## જાપાની રાષ્ટ્રવાદ

જાપાનનું રાજ્યતંત્ર જોતાં તેની રીતરસમો યુરોપના સરમુખત્યારીવાળા દેશોને અંશતઃ મળતી આવે છે. સ્થાનિક તંત્ર મધ્યસ્થ તંત્રના સંપૂર્ણ કાબૂ નીચે રહે છે, એટલે સ્થાનિક તંત્રમાં સ્થાનિક સભાઓ નકામી બની જાય છે, મધ્યસ્થ તંત્ર બધી સત્તા એકહથ્થુ ચલાવે છે, અને નોકરશાહીનું ઘણું જોર રહે છે. રાજ્ય વિરૂદ્ધ જરાપણ ટીકા સહન કરવામાં આવતી નથી, અને રાજ્ય સામે અડચણો ઉભી કરતા માણસોને લાગવગની જગ્યાઓથી દૂર કરવામાં આવે છે. વેપાર અને ઉદ્યોગનો વિકાસ રાજ્યની સીધી દેખરેખ નીચે થાય છે. રાજ્ય દરેક બાબતમાં વેપારીઓને નાણાંકીય મદદ અને સાહસ માટે બધી સગવડતાઓ આપે છે. જાપાનનો વેપારી બહારની દુનિયા સાથેના સંબંધમાં રાજ્યની મદદની હમેશાં અપેક્ષા રાખે છે, રાજ્યમાં નાણાંકીય અને વ્યાપારી સંબંધો એવી રીતે ચલાવવામાં આવે છે, કે જેથી

રાષ્ટ્રના હિત તરફ વધુ લક્ષ રહે. જાપાનમાં બધી આર્થિક સંસ્થાઓ–ખેતી સુદ્ધાં–યોજનાપૂર્વક ચલાવવામાં આવે છે; જે વસ્તુ રશિયા સિવાય બીજા કોઇ પણ દેશમાં નથી.

યુરોપમાં ફેસીસ્ટવાદ એ પ્રજાની ચળવળ રહે છે, જ્યારે રાષ્ટ્રવાદ એ લશ્કરીબળ ઉપર સ્થાપિત થાય છે; અને લશ્કરીબળ એ જાપાની ધારાસભાના અંકુશ બહાર રહે છે. જાપાની માનસને પાર્લામેન્ટરીવાદ બિલકુલ અનુકૂળ આવતો નથી. કદાચ આ વસ્તુ સમગ્ર એશિયાના માનસને પણ લાગુ પાડી શકાય. જ્યારે જાપાને પશ્ચિમનું અનુકરણ કરવા માંડયું, ત્યારે તેણે ઇંગ્લેન્ડને કે ફ્રાન્સને નહિ પણ જર્મનીને પોતાના આદર્શ તરીકે રાખ્યું, કારણ કે ત્યાં પણ લશ્કરવાદ અને એકહથ્થુ તંત્ર વિશેષપણે જોવામાં આવતાં હતાં. ૧૯૧૮ પછી જર્મનીના પરાજય અને પ્રજાતંત્રવાદના વિજયને લઇને જાપાને મને કમને પાર્લામેન્ટરી તંત્ર દાખલ તો કર્યું, પણ તે તેને બહુ અનુકૂળ આવ્યું નહિ. છેવટે ૧૯૨૫ પછી સરમુખત્યારી તંત્રો વધુ લોકપ્રિય થતાં જાપાને તેનું તંત્ર સરમુખત્યારોના ધોરણે જ કરી દીધુ છે. યુરોપના બીજા કોઈ પણ દેશ કરતાં જાપાનને જર્મનીના તંત્ર માટે વધુ મોહ રહ્યો છે. જાપાનીઓ પણ જર્મનોની પેઠે રાષ્ટ્રહિતમાં વ્યક્તિહિત સમાયેલ છે, એમ માને છે. જાપાનને યુરોપના ફેસીસ્ટ દેશોની જેમ રશિયાના સામ્યવાદ તરફ ઘૃણા હતી, જો કે થોડો વખત રશિયાના સામ્યવાદી વિચારો એ પણ ફેશનરૂપ બની ગયા હતા, પણ જાપાનને સામ્યવાદ કોઈ પણ રીતે રૂચે કે માફક આવે તેમ ન હતો. ગત યુદ્ધ પછી જાપાનની આર્થિક હાલત ઘણી જ સુધરી હતી. પૂર્વના એક ઘણા જ બળવાન દેશ તરીકે જાપાન જાણીતું થઇ ચૂકયું હતું. જાપાન પાસે મોટું લશ્કર અને દરિઆઇ કાફલો પણ હતો. જર્મની સાથે મૈત્રી થતાં છેવટે જાપાન રશિયા વિરૂદ્ધના એન્ટીકોમીન્ટર્ન પેકટમાં જોડાયું. જાપાન 'લીગ ઑફ નેશન્સ'માં જોડાયું હતું, પણ ૧૯૩૫ માં જર્મની પછી તરત જ તે પણ લીગમાંથી નીકળી ગયું. જાપાનનો રાષ્ટ્રવાદ પણ આક્રમણકારી હતો, એટલે જર્મની

તથા ઇટલીની જેમ જાપાને પણ ચીન ઉપર આક્રમણ કરી મંચુરિયા તથા બીજો પ્રદેશ લઇ લીધો છે. આજે જાપાને રોમ–બર્લિન ધરી સાથે પોતાનું જોડાણ કરેલ છે. નકલ કરવા માટે જાણીતું થયેલ જાપાન આજે યુરોપનાં ફૈસીસ્ટ તંત્રોની બધી બાબતોમાં નકલ કરી રહ્યું છે.

## જાપાનની વિસ્તારનીતિ

આંતરિક, આર્થિક મુશ્કેલીઓને અંગે જાપાનની વિસ્તારનીતિનો ઉદ્‌ભવ થયેલ હોવાનું માનવામાં આવે છે. જાપાનનો પ્રદેશ ઔદ્યોગિક તથા ખેતીના વિકાસ માટે વધુ અનુકૂળ નથી. જાપાનનો મોટો ભાગ ડુંગરાળ હોવાથી તે ખેતીને માટે નકામો થઈ પડે છે, અને ખેતી થઈ શકે તેવા પ્રદેશ પર પ્રજાવિસ્તારને અંગે બોજો પણ વધતો જાય છે. ઉપરાંત જાપાની ખેડૂતોને ભાગે જમીન એટલી ઓછી આવે છે કે તેઓની આર્થિક સ્થિતિ ઉંચી આવતી જ નથી.

ઉદ્યોગો માટે જાપાન પાસે કાચા માલનો અભાવ રહે છે, એટલે રેશમ સિવાય રૂ તથા લોખંડ વગેરે કાચા માલ માટે જાપાનને બીજા દેશો પર આધાર રાખવો પડે છે. જાપાન પાસે કોલસો છે, પણ તે હલકી કોટિનો હોવાથી બહુ ઉપયોગમાં આવતો નથી. ઉપરાંત સ્વતંત્ર અને પગભર બનતાં જાપાનમાં જે શક્તિનો વિકાસ થયો, તેથી તે અંદર રૂંધાઇ રહેવા માગતું ન હતું. જાપાનને બહાર ગયા વિના છૂટકો જ નહોતો. એટલે પ્રથમ તો જ્યાં કાચો માલ જથ્થાબંધ મળી શકે તેમ હતું, તે મંચુરિયા

સંસ્થાનો છે. જાપાનની નવી નીતિમાં પૂર્વમાંથી યુરોપનાં બધાં રાજ્યોને હાંકી કાઢવાનો મુખ્ય સિદ્ધાંત સમાયેલો છે. બ્રિટનને હોંગકોંગ તથા ચીનમાં મોટો વેપાર, અને ઓસ્ટ્રેલિયા તથા ન્યુઝીલેન્ડ વગેરે આ તરફ છે. હોલેન્ડને ડચ ઈસ્ટ ઇંડીઝ, અમેરિકાને ફિલીપાઇન્સના ટાપુઓ, અને ફ્રાન્સને ફ્રેન્ચ ઇન્ડો ચાઇના છે. બ્રિટિશ લોકોએ સિંગાપોરમાં દરિયાઇ લશ્કરી મથક બનાવેલ છે, અને જાપાનના કોઇ પણ જાતના આક્રમણ કે સામ્રાજ્ય વિસ્તાર સામે તે પ્રતિબંધ રૂપ છે. જાપાને કોરિયા તથા ફોર્મોસાના ટાપુઓ લઇ લીધા છે. યુરોપના દેશો તથા અમેરિકા જાપાનની વિસ્તારનીતિની આડે આવે છે.

## ચીન-જાપાન યુધ્ધ

જાપાનની વિસ્તારનીતિમાંથી ચીન-જાપાન યુદ્ધ શરૂ થાય છે. આ યુદ્ધની શરૂઆત તો ૧૯૩૦ થી થઇ હતી, પણ વચ્ચે સમાધાન થતાં તે બંધ પડયું હતું. તે વળી પાછું ૧૯૩૭ માં શરૂ થયું છે, હજી સુધી તેનો અંત આવ્યો નથી. જાપાનની મહત્વાકાંક્ષાઓને કોઈ સીમા નથી, તેને ચીન આખું ગળી જવું છે, અને સમગ્ર એશિયા પર સર્વોપરી સત્તા સ્થાપવી છે. જાપાન ચીન વચ્ચે આજે છેલ્લાં ત્રણ વર્ષ થયાં સતત યુદ્ધ ચાલે છે, જેને પરિણામે જાપાને ચીન પાસેથી કેન્ટોન, હેન્કાઉ, પેકીંગ, નાન્કીંગ, ટીનસીન તથા તેની આજુબાજુનો પ્રદેશ લઈ લીધો છે. જનરલ ચાંગ-કૈ-શાકને ચીનના અંદરના ભાગમાં ચુન્કીંગ ચાલ્યું જવું પડયું છે. આ યુદ્ધને અંગે જાપાનની આર્થિક હાલત ઘણી જ તંગ થવા પામી છે. પણ તે ચીન સાથેનું યુદ્ધ હવે કોઇ રીતે છોડી શકે તેમ નથી. ચીન એટલો મોટો પ્રદેશ છે, કે તેને જીતવામાં જ જાપાનને પોતાનું સર્વસ્વ હોમી દેવું પડે તેમ છે. ચીન જાપાન સામે મોટી લડાઈમાં ટકી શકતું નથી, પણ ગોરીલા નીતિ પ્રમાણે છૂટક હુમલાઓ કરે છે. એક દિવસ જાપાને લઈ લીધેલો પ્રદેશ ચીન બીજે દિવસે હાથ કરે છે, એટલે આ યુદ્ધ જાણે નિરંતર

ચાલ્યા કરતું હોય તેવું બની ગયું છે. આમ હોવા છતાં જાપાને ચીન પાસેથી સવા બે લાખ ચોરસ માઇલ જેટલો પ્રદેશ જીતી લીધો છે, તેમજ બધાં બંદરોનો કબજો લઈ લીધો છે. આ પ્રદેશમાં જાપાને પોતાનું તંત્ર પણ ચાલુ કર્યું છે, અને ત્યાં વેંગ–ચીંગ–ચીના અધ્યક્ષપણા હેઠળ ચીની પ્રધાનમંડળ પણ સ્થાપેલ છે. જાપાનને અત્યાર સુધીમાં યુદ્ધનો બાર અબજ યેનનો ખર્ચ થયેલ છે, અને આ બધાં નાણાં જાપાને પોતાના રાજ્યમાંથી જ ઉભાં કરેલાં છે. ૧૯૩૯નું યુરોપીય યુદ્ધ ફાટી નીકળતાં, બન્ને પક્ષોને પૂરતા પ્રમાણમાં દારૂગોળો મળતો બંધ થતાં, મોટું યુદ્ધ ન થતાં માત્ર નાની ઝપાઝપીઓ જ થાય છે.

## જાપાનની પરદેશનીતિ

જાપાનને કાચા માલ માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે, એટલે તેણે અત્યાર સુધી હિંદ, બ્રિટન, અમેરિકા વગેરે સાથે સંબંધ બગાડ્યો નથી. પણ જાપાનને સૌથી વધુ જો કોઇની સાથે ભળતું હોય તો તે જર્મની તથા ઇટાલી સાથે. ત્યાંનું રાજ્યતંત્ર, ત્યાંની રીતભાત તથા ત્યાંનું માનસ જાપાનને વધુ અનુકૂળ આવે છે. એટલે જેવી રીતે જર્મની અને ઇટલી બન્ને સમાન સિદ્ધાંતથી સંયુક્ત થયેલ છે, તેવી રીતે જાપાન પણ રોમ–બર્લીન ધરીમાં મળી જઈ, આ ધરીને રોમ–બર્લીન–ટોકીઓની ધરી બનાવી દે છે. અંગ્રેજોને ચીનમાં કેટલાંક બંદરો છે, તેમજ વાર્ષિક ૬૦ કરોડ પાઉંડનો વેપાર છે. આ સિવાય ફ્રાન્સને પણ કેટલોક વેપાર ચીન સાથે છે. આ વસ્તુ જાપાનને બીલકુલ ગમતી નથી. જાપાને બધા પશ્ચિમના દેશોને પૂર્વમાંથી હાંકી કાઢવાનો મનસુબો ઘણા વખતથી દુનિયા પાસે રજૂ કર્યો છે.

૧૯૩૪માં જાપાનના મુખ્ય પ્રધાને અમેરિકાની જેમ જાપાની 'મનરો સિદ્ધાન્ત'ની વાત જગત સમક્ષ મૂકી હતી; અને થોડા વખત પહેલાં જ જાપાની ' મનરો સિદ્ધાન્ત'ની એની એ વાત જાપાની વિદેશમંત્રી મી. અરીટાએ ફરીને ઉચ્ચારી હતી. આધુનિક યુદ્ધ શરૂ થતાં ...ન સાથેના

યુદ્ધમાં રોકાયેલ હોવાથી, ગત યુદ્ધમાં જેમ તેણે નફો મેળવ્યો હતો, તેમ આ વખતે થઈ શક્યું નથી. આજે તો જાપાન પોતાની સર્વ શક્તિ ચીનને જીતવા પાછળ વેડફી રહ્યું છે.

અત્યાર સુધી ચીન પછી જાપાનનો બીજો શત્રુ રશિયા હતું. પણ ૧૯૩૯ યુદ્ધની શરૂઆત થયા પછી રશિયા–જર્મની વચ્ચે સંબંધ સુધરી જતાં, જાપાને પણ રશિયા સાથેનો તેનો સર્જનજૂનો વિરોધ છોડી દીધો છે, અને બન્ને વચ્ચે વ્યાપારી સંધિ થઈ ગયેલ છે. મંચુરિયાની સરહદ માટે રશિયા અને જાપાન વચ્ચે મતભેદો હતા, તે કમિશન નીમી દૂર કર્યા છે.

જાપાને ચીન સાથેના યુદ્ધમાં નાકાબંધી કરવા માટે ટીન્સીન ઉપર ચોકી બેસાડી, કેટલાક અંગ્રેજોનાં કપડાં પણ ઉતરાવ્યાં, અને કેટલાક અંગ્રેજોને કેદમાં પણ નાખ્યા. આ બનાવથી ઇંગ્લેન્ડ અને જાપાનનો સંબંધ ઘણો બગડવા પામ્યો. ઉપરાંત જર્મની સાથેના યુદ્ધમાં ફ્રાન્સનું પતન થયું કે તુરત જ જાપાને ઇંગ્લેન્ડ અને ફ્રાન્સને તેઓ ચીનને દારૂગોળો પૂરો પાડતા હતા તે બંધ કરવાનું જણાવ્યું. ફ્રાન્સને તેનો હિન્દી ચીનનો માર્ગ બંધ કરવો પડયો, અને અંગ્રેજોને પણ બર્મા–યુનાન રસ્તો જે માર્ગે ચીનને દારૂગોળો જતો તે તા. ૧૯ મી જુલાઇ ૧૯૪૦થી ત્રણ માસ માટે જ બંધ કરવો પડયો. જાપાન ચીનની નાકાબંધી કરે, તે પહેલાં બ્રિટને તેનાં બધાં ચીની બંદરો ખાલી કર્યાં.

ઇંગ્લેન્ડ અત્યારે જાપાન સાથે કોઇપણ હિસાબે સંબંધ બગાડવા માગતું નથી, તેમજ જાપાન સાથે યુદ્ધમાં પણ તે અત્યારે ઉતરી શકે તે સંભવિત નથી. બીજી તરફથી ધરી રાજ્યો સાથે જાપાન ભળી જઈ ઇંગ્લેન્ડની મૂંઝવણમાં ઉમેરો કરે છે. જાપાનને પણ અત્યારે તેનો 'મનરો સિદ્ધાંત' અમલમાં મૂકવાની સુવર્ણ તક સાંપડી છે, તેમ જાપાનીઓ માને છે. માત્ર જાપાનને અમેરિકા આડું આવે છે. અમેરિકાએ હમણાં તેલ અને કાચું લોઢું જાપાન

ન મોકલવું, તેવો નિર્ધાર કરેલ છે. જાપાન એ પાશ્ચાત્ય હિતો માટે ખરે-ખાત પૂરેપૂરો ' પીળો ભય ' નીવડયો છે.

## ( ૧૦ ) હિન્દુસ્તાન

અનેક ધર્મો, અનેક કોમો, અનેક જાતો, અનેક ભાષાઓ અને અનેક પ્રભાષા-વાળા ખંડ જેવડા દેશમાં ઘણા વખત પછી સામ્રાજ્ય સ્થાપવાનું માન બ્રિટિશ લોકોને જાય છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાનો ઉદય તો સત્તરમી સદીની શરૂઆતમાં થઈ ચૂકયો હતો, પણ જ્યારથી ઈસ્ટ ઈંડિયા કંપનીને મોગલ બાદશાહ શાહઆલમે ઇ. સ. ૧૭૬૫ માં બંગાળ, બિહાર અને ઓરિસાની દિવાની આપી, ત્યારથી બ્રિટિશ સત્તાની ખરેખરી શરૂઆત થાય છે. ઈસ્ટ ઈંડિયા કંપનીની વ્યવસ્થા તથા નીતિ ઉપર યોગ્ય અંકુશ રાખવાની જ્યારે પાર્લામેન્ટને જરૂર જણાઈ ત્યારે ઇ. સ. ૧૭૭૩ નો રેગ્યુલેટિંગ એકટ પસાર કરવામાં આવ્યો. આ એકટના પરિણામે કમ્પનીએ કારોબારી કાઉન્સિલથી રાજ્યતંત્ર ચલાવવાનું શરૂ કર્યું. આ કાઉન્સિલને કાયદા ઘડવાની સત્તા આપવામાં આવી. અહીંથી હિંદના બંધારણની શરૂઆત થાય છે. કાઉન્સિલ તંત્રથી પણ કમ્પનીના રાજ્યવહીવટમાં દોષો જોવામાં આવ્યા, એટલે પછી સુપ્રિમ કોર્ટની સ્થાપના કલકત્તામાં કરવામાં આવી. આમ કરવા છતાં પણ કમ્પનીનું રાજતંત્ર સુધરી ન શકયું. કમ્પનીના વહીવટની ગેરવ્યવસ્થા અને નાણાંભીડને અંગે ઇ. સ. ૧૭૮૪ માં પિટનું ' ઇન્ડિયા બીલ ' પસાર કરવામાં આવ્યું. જેથી કમ્પની અને બ્રિટિશ સરકાર બન્નેને અધિકાર સોંપવામાં આવ્યો. આથી કરીને મધ્યસ્થ સત્તાને વધુ મજબૂત બનાવવામાં આવી અને ગવર્નર જનરલની સત્તાઓ તેની કાઉન્સિલ કરતાં ઘણી જ વિશાળ બની.

પિટના 'ઇન્ડિયા બીલ'થી હિન્દની રાજ્યવ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા ઇંગ્લાંડમાં ૭ સભ્યોનું એક બૉર્ડ ઑફ કન્ટ્રોલ નીમવામાં આવ્યું. હિન્દના ગવર્નર જનરલને પાર્લામેન્ટની મંજૂરી સિવાય કોઇ પણ દેશીરાજ્ય સાથે લડાઈ કે સલાહસંપ કરવાનો પ્રતિબંધ કરાયો. ગવર્નર જનરલને પોતાની

કાઉન્સિલના સભ્યોની સલાહ વિરૂદ્ધ કામ કરવાની સત્તા આપવામાં આવી, અને બૉર્ડ ઑફ કન્ટ્રોલને દેશી રાજ્યો સાથે લડાઇ અગર સલાહસંપ કરવાની છૂટ આપવામાં આવી. આ બીલની અસર એ થવા પામી કે સર્વ ઉપયોગી સત્તા બૉર્ડ ઑફ કન્ટ્રોલના હાથમાં આવી, અને બૉર્ડ ઑફ ડાયરેક્ટરની સત્તા માત્ર નામની જ રહી. આમ કરવા છતાં પણ હજુ રાજતંત્રની બદી ટળી-નહિ, એટલે ૧૭૯૩નો કાયદો પસાર કરવામાં આવ્યો, જેથી ફરીને બૉર્ડ ઑફ કન્ટ્રોલની સત્તા વધારવામાં આવી. કેટલાક બંધારણીય ફેરફારો પણ કરવામાં આવ્યા, અને હિન્દ તથા ચીન સિવાય પૂર્વમાં વેપાર કરવાની બંધી કરવામાં આવી.

ઇ. સ. ૧૭૯૨માં કૉર્નવાલીસે મહેસૂલ પદ્ધતિમાં ફેરફાર કર્યો. જમીનદાર જે જમીનની મહેસૂલ ઉઘરાવતા તેની માલિકી જમીનદારોને આપવામાં આવી, અને બ્રિટિશ મહેસૂલ નક્કી કરી જમાબંધી નંખાઇ; જેથી સરકારને મહેસૂલી ખર્ચ કર્યા વગર સીધી મહેસૂલ દર વર્ષે આવવા લાગી.

**ચાર્ટર ઍક્ટસ**

આ પછી ૧૮૧૩નો કાયદો પસાર કરવામાં આવ્યો જેથી થોડા ઘણા, બંધારણીય ફેરફારો કરવામાં આવ્યા. ઈ. સ. ૧૮૩૩ માં ચાર્ટર એક્ટ પસાર થયો, જેથી કમ્પનીના બંધારણ તથા વહીવટી સત્તામાં મહત્ત્વના ફેરફારો થયા. આ એક્ટથી કમ્પની વેપારી પેઢી તરીકે કામ કરતી બંધ થઇ. ૧૮૩૩ ના કાયદાથી પ્રાન્તોને જે કાયદા ઘડવાની સત્તાઓ આપવામાં આવી હતી, તે લઈ લેવાઇ, અને તે સત્તા ગવર્નર જનરલને સોંપાઈ. કાયદાનું કામ વધવાથી ગવર્નર જનરલની કાઉન્સિલમાં કાયદાના મંત્રીની જગ્યા વધારવામાં આવી. આ કાયદાથી હિન્દીઓને નાતજાતના ભેદભાવ સિવાય સરકારી નોકરીમાં લેવાનું ઠરાવવામાં આવ્યું, અને કમ્પનીને વધુ વીસ વર્ષ માટે જીવન મળ્યું. છેવટે ૧૮૫૩ માં છેલ્લો ચાર્ટર ઍક્ટ પસાર

થયો. આમાં અગાઉની જેમ કમ્પનીને વીસ વર્ષની મુદત લંબાવવાનું બંધ કરવામાં આવ્યું, પણ પાર્લામેન્ટની મરજી મુજબ કમ્પની તેના કબજાઓ જાળવી રાખે તેમ નક્કી થયું. આ કાયદામાં મહત્ત્વની વસ્તુ તો એ છે કે, મધ્યસ્થ તંત્રમાં લેજિસ્લેટીવ કાઉન્સિલની સ્થાપના કરવામાં આવી, અને ગવર્નર જનરલ સહિત બાર સભ્યોની નિમણૂક કરવામાં આવી.

### ૧૮૫૮નો ઢંઢેરો

છેવટે ઈ. સ. ૧૮૫૭માં લૉર્ડ ડેલહાઉસીની ખાલસાનીતિ તથા બીજા કેટલાક અસંતોષને લઇને હિન્દમાં જબરદસ્ત બળવો ફાટી નીકળ્યો, જેને પરિણામે કમ્પની પાસેથી તેની સઘળી સત્તા છીનવી લેવામાં આવી, અને મહારાણી વિક્ટોરિયાનો પ્રસિદ્ધ ઢંઢેરો ૧૮૫૮માં બહાર પડયો. તેમાં હિન્દની પ્રજાના ધાર્મિક, સામાજિક તથા રાજકીય હક્કોનું સંરક્ષણ કરવાનું વચન આપવામાં આવ્યું. હિન્દનો કારોબાર બ્રિટિશ પાર્લામેન્ટની સત્તા હેઠળ સીધી રીતે મૂકી દેવામાં આવ્યો, અને વિક્ટોરિયા હિન્દનાં પ્રથમ સામ્રાજ્ઞી બન્યાં.

૧૮૫૮નો કાયદો પસાર થયો ત્યારથી હિન્દમાં નોકરશાહીની શરૂઆત થાય છે. પાર્લામેન્ટ દ્વારા નીમાયેલા નોકરો અહીં આવવા લાગ્યા અને હિન્દનું રાજ્યતંત્ર ચલાવવા લાગ્યા. આ કાયદાથી બૉર્ડ ઑફ કન્ટ્રોલ અને ડાયરેકટરની સભાઓ નાબૂદ કરવામાં આવી, અને તેને બદલે હિન્દી વઝીર ( Secretary of State )નો નવો હોદ્દો કાઢવામાં આવ્યો, અને તેને એક કાઉન્સિલ પણ આપવામાં આવી, જે ઇન્ડિયા કાઉન્સિલ ( India Council )ના નામથી ઓળખાય છે. હિન્દી વજીર ઉપર હિન્દના રાજ-તંત્રની સઘળી જવાબદારી નાખવામાં આવી. હિન્દી વજીર જે પાર્લામેન્ટના પ્રધાનમંડળનો એક સભ્ય હોય છે તે હિન્દની તમામ જાતની વ્યવસ્થા માટે પાર્લામેન્ટને જવાબદાર રહે તેમ ગોઠવણ કરવામાં આવી. હિન્દી વજીરને આપવામાં આવેલ કાઉન્સિલમાં પંદર સભ્યો નીમવામાં આવ્યા, જેમાંના

આઠ સભ્યો હિન્દમાં નોકરી કરી આવેલા હોવા જોઇએ તેમ પણ ઠરાવવામાં આવ્યું. આ બધા સભ્યોનો પગાર હિન્દી તિજોરીમાંથી અપાવો જોઇએ તેમ ઠરાવવામાં આવ્યું.

આ સમયમાં જ્યારે યુરોપના દેશોમાં લોકનિયુક્ત તંત્ર તથા પ્રજાતંત્રવાદનો ફેલાવો થતો હતો, ત્યારે બ્રિટિશ તંત્ર નીચે ઘણા વખતે સાંપડેલ રાજકીય સ્થિરતા તથા ઐક્ય અનુભવવામાં હિન્દ નિશ્ચલ બની ગયું. ઘણે વર્ષે સમસ્ત હિન્દ ઉપર એક સાર્વભૌમ સત્તાની સ્થાપના થઇ. આંતરિક કલહો અને વિગ્રહોથી કંટાળી ગયેલ હિન્દે આ શાન્તિ અને પરાધીનતા હસતે મુખે અપનાવી લીધાં.

### ૧૮૬૧ નો ઇન્ડિયા કાઉન્સિલ એક્ટ

ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૮૯ સુધી હિન્દમાં ચાલેલ બ્રિટિશતંત્ર એકહથ્થુ સત્તા તથા કડક એકતન્ત્રાધીન રાજ્યબંધારણનો નમૂનો છે. ઇ. સ. ૧૮૬૧માં ઇન્ડિયા કાઉન્સિલ એક્ટ પસાર કરવામાં આવ્યો, જેને પરિણામે ગવર્નરની કારોબારી સભામાં પાંચ સાધારણ સભ્યો રાખવામાં આવ્યા; અને તેમાંનો એક પાંચ વર્ષના અનુભવવાળો એડવોકેટ અગર બેરિસ્ટર હોવો જોઇએ, તેમ નક્કી કરવામાં આવ્યું. લેજીસ્લેટિવ કાઉન્સિલમાં કારોબારીના સભ્યો ઉપરાંત ગવર્નર જનરલથી નિયુક્ત થયેલા ૭ થી બાર સભ્યો ઉમેરવાનું નક્કી કરવામાં આવ્યું.

### ૧૮૯૨ નો કાઉન્સિલ એક્ટ

આ વખતે ઇ. સ. ૧૮૮૫ માં હિન્દી મહાસભા ( Indian National Congress )ની સ્થાપના થઇ. મહાસભાની ચળવળ તથા ગવર્મેન્ટ સામેના અસંતોષને પહોંચી વળવા ૧૮૯૨ નો કાઉન્સિલ એક્ટ પસાર કરવામાં આવ્યો. આ એક્ટને અંગે (૧) મધ્યસ્થ તેમજ પ્રાન્તિક ધારાસભાઓ વિસ્તૃત બનાવવામાં આવી, આ સભાઓને બજેટ તથા

ગવર્મેન્ટ ઉપર ચર્ચા ચલાવવાની સત્તાઓ આપવામાં આવી. (૨) મધ્યસ્થ સરકારે પ્રાન્તિક સરકારને કાયદા ઘડવાની આપેલ સત્તા વધારે વિસ્તૃત કરવામાં આવી. આ ઉપરાંત કમ્પની તરફથી ચાલતી કોર્ટો બંધ કરવામાં આવી, અને હાઇકોર્ટોની સ્થાપના કરવામાં આવી, તેમજ સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ દાખલ કરવામાં આવી.

આ જાતના રાજતંત્રમાં હજુ સુધી હિન્દના લોકોનો બિલકુલ અવાજ ન હતો. હિન્દમાં લશ્કરી અને બીજા મોટા હોદ્દાઓ હિન્દીઓને આપવામાં આવતા નહિ. હિન્દનાં વેપાર, ઉદ્યોગ અને વાણિજ્ય પણ બ્રિટિશ લોકોના હાથમાં હતાં. નાણાપ્રકરણ, ચલણ, જકાત, વહાણવટું, રેલ્વે, બેન્ક, ઔદ્યોગિક વિકાસ વગેરે ઉપયોગી ખાતાંઓના વહીવટ માટે હિન્દી સરકાર પણ હિન્દી વજીરની સત્તાને સર્વાંશે આધીન રહેતી. હિન્દમાં કારોબારી અને કાયદા ઘડવાની સત્તા સનંદી નોકરો મારફત વપરાતી, અને તેઓ ગવર્નર જનરલ અને હિન્દી વજીરના હુકમોને સંપૂર્ણ રીતે તાબેદાર રહેતા. સનંદી નોકરશાહીની કિલ્લેબંદીમાં હિન્દીઓને દાખલ થવાની જરા પણ વકી ન હતી. હિન્દીઓને માત્ર કારકુનોની અને એવી નીચેની ગ્રેડની નોકરીઓ અપાતી. આમ હિન્દીઓને જ હિન્દના તંત્રમાંથી બાતલ રાખવાની નીતિને અંગે અસંતોષ ફેલાવા લાગ્યો. આ ઉપરાંત બોર લડાઇમાં બ્રિટનનું પાછા પડવું, જાપાનનો રશિયા ઉપરનો વિજય, આર્થિક મંદી, ચલણ પદ્ધતિ સામે ઉત્પન્ન થયેલો રોષ, રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિ, લૉર્ડ કર્ઝનનું શાહીવાદીતંત્ર, પ્રજાની ગરીબી, પાશ્ચાત્ય કેળવણી, અને ૧૯૦૫ ના બંગાળના ભાગલા—આ બધાંથી બ્રિટિશતંત્ર સામે પ્રજાના તીવ્ર અસંતોષનો અગ્નિ ભભૂકી ઉઠયો. આ ઉપરથી બ્રિટિશતંત્ર ચલાવનારાઓને એમ થયું કે હિન્દને કાંઇક આપ્યા વિના છૂટકો નથી. છેવટે ઈ. સ. ૧૯૦૯ માં લૉર્ડ મોર્લી જે હિન્દી વજીર હતા, તેના તથા હિન્દના તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ મિન્ટોના સંયુક્ત પ્રયત્નોથી 'મોર્લી–મિન્ટો' નામના સુધારાની હિન્દને નવાજેશ કરવામાં આવી.

૧૯૦૯ના મોર્લી–મિન્ટો સુધારા

(૧) હિન્દી વજીરની સભામાં અત્યારસુધી એક પણ હિન્દી ન હતો; પણ આ સુધારાથી ઇન્ડિયા કાઉન્સિલમાં બે હિન્દીઓને દાખલ કરવામાં આવ્યા.

(૨) વડી ધારાસભાના સભ્યોની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો, અને સભ્યોની સંખ્યા ૬૦ની રાખવામાં આવી, તેમાં ૩૩ ગવર્નર જનરલના નીમેલા અને ૨૭ ચૂંટાઇ આવેલા સભ્યો રાખવાનું નક્કી થયું. વડી ધારાસભામાં ચૂંટણીનું ધોરણ દાખલ કર્યું, પણ તેમાં સીધી ચૂંટણી રાખવામાં ન આવી. ચૂંટાઇ આવેલા ૨૭ સભ્યોમાંથી ૧૩ સભ્યો દરેક પ્રાંતની ધારાસભામાંથી ચૂંટાઇ આવે અને બાકીના ૬ જમીનદારો, ૫ મુસલમાનો, અને ૨ વેપારીમંડળો મોકલે. આમ પ્રથમવાર હિન્દમાં મતાધિકાર પ્રમાણેની ચૂંટણીમાં કોમી મતાધિકારનું તત્વ દાખલ કરવામાં આવ્યું. ગવર્નર જનરલને ચૂંટાઈ આવેલ કોઇપણ સભ્યને નામંજૂર કરવાની સત્તા આપવામાં આવી, અને સભ્યોને અંદાજપત્ર ઉપર ચર્ચા કરવાની વધુ છૂટછાટો અપાઈ.

(૩) પ્રાન્તિક ધારાસભામાં પણ ફેરફારો કરવામાં આવ્યા, અને પ્રજા તરફથી ચૂંટાઈ આવેલા સભ્યોનું પ્રમાણ વધારવામાં આવ્યું, અને મતાધિકાર પ્રમાણે ચૂંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું.

(૪) મધ્યસ્થ તેમજ પ્રાન્તિક કારોબારીમાં એક એક હિન્દી સભ્ય લેવામાં આવ્યો, પણ તેને ખાસ જવાબદારીવાળાં ખાતાંઓ સોંપવામાં આવ્યાં નહિ.

આ સુધારાઓથી પ્રથમવાર હિન્દમાં કોમી પ્રતિનિધિત્વ તથા અમુક મંડળનું પ્રતિનિધિત્વ દાખલ કરવામાં આવ્યું, અને આ પ્રથાનાં અનિષ્ટ પરિણામો હિન્દ હજુ પણ ભોગવે છે. આવું પ્રતિનિધિત્વ હિન્દના રાષ્ટ્રીય સંગઠનને અત્યંત નુકસાનકારક નીવડેલ છે. અહીંથી બ્રિટનની પ્રસિદ્ધ લડાવ-

નીતિ ( Devide and rule policy )ની શરૂઆત થાય છે. આ સુધારાઓથી હિન્દને જવાબદાર રાજ્યતંત્ર ન મળ્યું, રાષ્ટ્રીય પક્ષનો અસંતોષ જેમનો તેમ ઉભો રહ્યો, ધારામંડળોના ચૂંટાયેલા સભ્યોને કારોબારી જવાબદાર ન રહી, ખરી સત્તા મધ્યસ્થ તંત્રમાં જ કેન્દ્રિત બની, અને ધારાસભા તો માત્ર ભાષણો અને ચર્ચા કરવાના મંડળ ( Debating society ) જેવી જ રહી.

આ સુધારાઓ પછી ૧૯૧૧ માં દિલ્હી દરબાર ભરવામાં આવ્યો, જેમાં બંગાલના ભાગલા પાડવાનું બંધ કરવામાં આવ્યું, અને ધારાસભાને થોડી છૂટછાટ આપવામાં આવી. ૧૯૦૯ થી ૧૯૧૯ સુધીનો હિન્દનો ઇતિહાસ ઘણાં પરિવર્તનોથી ભરપૂર છે. ૧૯૦૭ માં મહાસભામાં વિનીત પક્ષ અને ઉદ્દામ પક્ષ એમ બે પક્ષો પડી ગયા હતા, છતાં પણ મહાસભા દ્વારા જવાબદાર રાજતંત્રની માગણી મૂકવામાં આવી, કે હિન્દને બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરીકેના બધા હકો મળવા જોઇએ. ઈ. સ. ૧૯૧૪માં યુરોપમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો. હિન્દે પણ બ્રિટનની સેવા બજાવવામાં ખામી ન રાખી. મહાત્મા ગાંધીજીએ પણ શકય તેટલો ફાળો હિન્દે આપવો એમ જાહેર કર્યું. હિન્દમાંથી લગભગ ૧૩ લાખ માણુસો લડવા માટે મોકલવામાં આવ્યાં, અને હિન્દી સિપાઇઓએ ફ્રાન્સ, પેલેસ્ટાઈન, મેસોપોટેમિયા, આફ્રિકા તથા સાલોનિકામાં અદ્ભુત શૌર્ય દાખવ્યું. હિન્દનું લશ્કરી ખર્ચ આ વખતે ૧,૫૪૦૦૦૦૦૦૦ પાઉન્ડ આવ્યું. આ ઉપરાંત હિન્દની પ્રજાએજ ૧૦૦૦૦૦૦૦૦૦ પાઉન્ડ બ્રિટનને મદદ તરીકે આપ્યા. આમ માણુસો અને નાણાંની સંગીન મદદ કર્યા પછી હિન્દને એમ હતું કે તેને જરૂર જવાબદાર રાજતંત્ર મળશે. આ વખતે રાષ્ટ્રીય જાગૃતિ અને હોમરૂલ ચળવળને અંગે સ્વદેશ ભાવના પણ ખૂબ જાગૃત થવા પામી. ૧૯૧૭માં એક નિવેદન બહાર પાડવામાં આવ્યું કે, હિન્દ સામ્રાજ્યનો સર્વાંગ સંપૂર્ણ ભાગ થાય તે હેતુથી તેને જવાબદાર રાજતંત્ર આપવાનું સરકારે નક્કી કર્યું છે, અને તે માટે બનતી ત્વરાથી પગલાં લેવામાં આવશે.

મોન્ટ-ફોર્ડ સુધારા

આ પછી ૧૯૧૮ માં મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટ બહાર પડયો, અને એજ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાના નામથી કાયદા તરીકે ૧૯૧૯ માં પસાર કરવામાં આવ્યો. આ સુધારાના પરિણામે હિન્દ ઉપરની બ્રિટિશ સત્તાનો પંજો જરા ઢીલો કરવામાં આવ્યો. આ સુધારાને અંગે નીચે પ્રમાણે ફેરફારો કરવામાં આવેલ છે.

(૧) હિન્દી વજીરનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી આપવાનું નક્કી થયું, તેમજ ઇન્ડિયા કાઉન્સિલમાં બેને બદલે ત્રણ હિન્દી સભ્યો દાખલ કરવામાં આવ્યા.

(૨) હાઇ કમિશ્નરનો નવો હોદ્દો કાઢવામાં આવ્યો, જેનું કામ ઇંગ્લેન્ડમાં રહી હિન્દી સરકારવતી માલ ખરીદવાનું અને ઇંગ્લેન્ડમાં ભણુતા વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવાનું હતું.

(૩) મધ્યસ્થ ધારાસભા જે એક હતી તેના બે વિભાગો કરવામાં આવ્યા, જેમાં એકને રાજસભા ( Council of State ) અને બીજીને નીચેની ધારાસભા ( Legislative Assembly ) કહેવામાં આવી. રાજસભાના સભ્યોની સંખ્યા ૬૦ ની રાખવામાં આવી, જેમાં ૩૪ ચૂંટાયેલા, ૨૭ નીમાયેલા ( જેમાં ૨૦ વધુમાં વધુ સરકારી સભ્યો રહે. ) તેવું પ્રમાણુ રાખવામાં આવ્યું. આમાં પણુ જુદાં જુદાં મંડળો તથા કોમોને જુદું જુદું પ્રતિનિધિત્વ આપવામાં આવેલ છે. નીચેની ધારાસભામાં ૧૪૩ સભ્યો રાખવામાં આવ્યા, જેમાં ૧૦૩ ચૂંટાયેલા અને ૪૦ નીમાયેલા, અને નીમાયેલામાંના ૨૬ વધુમાં વધુ સરકારી નોકરો હોવા જોઇએ તેમ નક્કી કરવામાં આવ્યું. રાજસભાના પ્રમુખ સરકાર તરફથી નીમાયેલા હોય છે, જ્યારે નીચેની ધારાસભામાં પ્રમુખ ચૂંટાયેલ રાખવામાં આવ્યા.

(૪) મધ્યસ્થ કારોબારીમાં ગવર્નર જનરલ તથા કમાન્ડર-ઇન-ચીફ

ઉપરાંત ૭ સભ્યો મળી કુલ આઠની સંખ્યા રાખવામાં આવી, અને આ ૭ સભ્યોની નિમણૂક શહેનશાહ કરે તેમ ઠરાવવામાં આવ્યું. આ ૭ સભ્યોમાંથી ત્રણ હિન્દીઓની નિમણૂક કરવામાં આવી. પરદેશખાતું, લશ્કરી-ખાતું, નાણાખાતું, કાયદો તથા વ્યવસ્થાખાતું કેળવણી તથા સ્વરાજ્યખાતું, વ્યાપાર, ઉદ્યોગ, રેલ્વે વગેરેને લગતું ખાતું, ખેતીવાડી, મહેસૂલ તથા જાહેર બાંધકામ ખાતાંઓ વગેરે જુદા જુદા સભાસદોને સોંપવામાં આવ્યાં. કારોબારીની કાર્યપદ્ધતિમાં ગવર્નર જનરલને બહુમતી પ્રમાણે ચાલવા અને હિન્દનું હિત, શાન્તિ તથા સલામતી જાળવવાની સંપૂર્ણ સત્તાઓ આપવામાં આવી.

(૫) પ્રાંતિક ધારાસભામાં મહત્ત્વના ફેરફારો કરવામાં આવ્યા, અને દરેક પ્રાંતવાર ધારાસભાઓ આપવામાં આવી, અને તેમાં ૭૦ જેટલા ચૂંટાયેલા સભ્યો દાખલ કરવાનું ધોરણ પસાર કરવામાં આવ્યું.

(૬) દરેક પ્રાન્તની કારોબારીમાં દ્વિરાજ્ય (Diarchy) પદ્ધતિ દાખલ કરવામાં આવી. પ્રાન્તોનો કારોબારી વહીવટ ચલાવવા માટે બે વિભાગો કરવામાં આવ્યા, જેમાંના પ્રથમ વિભાગમાં ગવર્નર અને તેની કારોબારી એટલે ગવર્નર તથા સરકારી સભાસદો, અને બીજામાં ગવર્નર અને તેની ધારાસભાના સભ્યોમાંથી સભ્યોએ જ ચૂંટી કાઢેલા પ્રધાનો સહિત કારોબાર ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું. સામાન્ય રીતે મોટા પ્રાન્તોમાં ચાર સરકારી સભ્યો અને ત્રણ પ્રધાનો અને નાના પ્રાન્તોમાં બે અગર ત્રણ સભ્યો અને બે પ્રધાનો રાખવામાં આવ્યા. અમુક ખાતાંઓ અનામત રાખ-વામાં આવ્યાં,-જેમાં જમીન મહેસૂલ, ન્યાય, પોલીસ, જેલ, કેળવણી અને યુરોપિયનોના શિક્ષણનો સમાવેશ થાય છે. આ ખાતાંઓમાં વહીવટ માટે સભાસદોને ગવર્નર દ્વારા પાર્લામેન્ટને જવાબદાર રાખવામાં આવ્યા. જે ખાતાંઓ લોકનિયુક્ત પ્રધાનોને સોંપવામાં આવ્યાં, તેમાં સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, આરોગ્ય, જાહેર બાંધકામ, ખેતીવાડી વગેરેનો સમાવેશ થાય છે.

આ પ્રધાનોનો પગાર પણ કારોબારીના સભાસદો જેટલો જ રાખવામાં આવ્યો, અને આ પ્રધાનો ધારાસભાને જવાબદાર હોવાથી ધારાસભાની મરજી પ્રમાણે તેઓએ વર્તવું તેમ નક્કી કરવામાં આવ્યું. જે ખાતાંઓ પ્રજાકીય પ્રધાનો ચલાવતા તે Transferred subject કહેવાતાં, જ્યારે સરકારી પ્રધાનોનાં ખાતાંઓ Reserved subject કહેવાતાં.

આ બન્ને ખાતાંઓના સરકારી પ્રધાનો અને પ્રજાના પ્રધાનોના પ્રશ્નો અલગ અલગ ચાલે, પણ જ્યારે કોઇ પણ પ્રશ્નની આવશ્યકતા બન્ને ખાતાંઓને સાથે જણાતી ત્યારે બન્નેની સભા સાથે મળે એમ ઠરાવવામાં આવ્યું. પ્રાન્તિક મહેસૂલમાંથી પ્રથમ હિન્દી સરકારનો ફાળો બાદ કર્યા પછી સરકારી પ્રધાનોનાં ખાતાઓ બાદ જતા જે વધે તેમાંથી પ્રજાના પ્રધાનોએ પોતાનાં ખાતાંઓ ચલાવવા વધારાના કર નાખવાની ફરજ પડતી અને જેને પરિણામે પ્રજામાં જ પ્રજાકીય પ્રધાનો ખૂબ અપ્રિય થઇ પડયા.

(૭) આ સુધારાઓથી દેશી રાજ્યોનું એક મંડળ ઉભું કરવામાં આવ્યું, જેને નરેન્દ્રમંડળ કહેવામાં આવે છે. અગિઆર અને તેથી વધારે તોપોનું માન ધરાવતાં રાજ્યોને આમાં પ્રતિનિધિત્વ અપાયું.

આ સુધારાઓથી મધ્યસ્થ કારોબારીના સભ્યોની લાયકાતના ધારાઓ સહેજ ઢીલા કરવામાં આવ્યા, સીધી ચૂંટણીનો સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો, અને ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોની બહુમતી દાખલ કરવામાં આવી, પ્રાન્તોમાં દ્વિરાજ્યશાસનપદ્ધતિ દાખલ કરવામાં આવી, અને કાયદા ઘડવાની તથા નાણાપ્રકરણી તથા થોડી ઘણી વહીવટી સત્તા પણ આપવામાં આવી. નવ પ્રાન્તોને ગવર્નરના પ્રાન્તો બનાવવામાં આવ્યા, અને હાઇકોર્ટની સ્થાપના થઇ. લેજીસ્લેટીવ કાઉન્સિલના હક્કો વધારવામાં આવ્યા, અને હિંદી રાજતંત્રમાં હિંદીઓને ઉમેરવામાં આવ્યા. આ સિવાય પણ બીજા પરચુરણ સુધારાઓ દાખલ કરવામાં આવ્યા, પરન્તુ આથી કરીને પ્રજામાં કંઇ

નહેરૂ રિપોર્ટ માન્ય રાખ્યો, અને સાથે પ્રતિવાદ કર્યો, કે આ રિપોર્ટની ભલામણો નહિ સ્વીકારવામાં આવે તો સવિનય કાનૂન ભંગની લડત શરૂ કરવામાં આવશે. ૧૯૨૯માં લોર્ડ ઇરવીન જેઓ આ વખતે હિન્દના ગવર્નર જનરલ હતા, તેમણે હિન્દના ભાવિ બંધારણ પર ભલામણો કરવા લંડનમાં ગોળમેજી પરિષદ ભરવાની જાહેરાત કરી. મહાસભાને પણ આ પરિષદમાં હાજર થવા આમંત્રણ મળ્યું હતું, પણ તે અમુક કારણોવશાત્ પડી ભાંગ્યું. હિન્દમાંથી મજૂર, વિનીત, વફાદારો, કોમીવાદીઓ તથા અમુક રાજાઓ, અને તેના દીવાનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. ૧૯૩૦ ના નવેમ્બરની ૧૨ મી તારીખે પ્રથમ ગોળમેજી પરિષદ લંડનમાં ભરાઇ, અને ભાષણો કરીને ખતમ થઇ. પરન્તુ આ દરમિયાન મહાત્મા ગાંધીજીની પ્રસિદ્ધ દાંડી કૂચથી સવિનય કાનૂન ભંગની શરૂઆત થઇ, અને તેની અસર સારાયે હિન્દમાં પ્રસરી ચૂકી. છેવટે ૧૯૩૧ માં ઇરવીન-ગાંધી કરારનામું થતાં લડત બંધ કરવામાં આવી. મહાસભાની હાજરી પ્રથમ પરિષદમાં ન હતી અને સરકાર સાથે સમાધાન થઇ ગયેલ હોવાથી મહાસભાના પ્રતિનિધિ તરીકે મહાત્મા ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપી. પરંતુ કોમી મતાધિકાર માટે કાંઈ પણ નક્કી ન થતાં આ પરિષદ બરખાસ્ત થઈ. ૧૯૩૨ માં ઇંગ્લેન્ડના મુખ્ય પ્રધાને કોમી એવૉર્ડ બહાર પાડ્યું.

પણ આ કોમી જાહેરાત સામે મહાત્મા ગાંધીજીએ આમરણાન્ત ઉપવાસો આદર્યા, અને પૂના કરાર થતાં તેમાં થોડા ઘણા સુધારાઓ પણ કરવામાં આવ્યા.

બીજી ગોળમેજીમાંથી આવ્યા પછી ગાંધીજીએ ફરીથી સવિનય કાનૂન-ભંગની લડત શરૂ કરી, અને ત્રીજી ગોળમેજીમાં મહાસભા તરફથી કોઇ હાજર રહ્યું નહિ. રાઉન્ડટેબલ કૉન્ફરન્સમાં ચર્ચા થયેલ મુત્સદ્દાઓ જેમાં દાખલ કરવામાં આવેલ છે તે રિપોર્ટને વ્હાઇટ પેપર એટલે શ્વેતપત્ર કહેવામાં આવે છે. શ્વેતપત્ર બહાર પડ્યા પછી પાર્લામેન્ટે હિન્દનું નવું

નહેરૂ રિપોર્ટ માન્ય રાખ્યો, અને સાથે પ્રતિવાદ કર્યો, કે આ રિપોર્ટની ભલામણો નહિ સ્વીકારવામાં આવે તો સવિનય કાનૂન ભંગની લડત શરૂ કરવામાં આવશે. ૧૯૨૯માં લોર્ડ ઇરવીન જેઓ આ વખતે હિન્દના ગવર્નર જનરલ હતા, તેમણે હિન્દના ભાવિ બંધારણ પર ભલામણો કરવા લંડનમાં ગોળમેજી પરિષદ ભરવાની જાહેરાત કરી. મહાસભાને પણ આ પરિષદમાં હાજર થવા આમંત્રણ મળ્યું હતું, પણ તે અમુક કારણોવશાત્ પડી ભાંગ્યું. હિન્દમાંથી મજૂર, વિનીત, વફાદારો, કોમીવાદીઓ તથા અમુક રાજાઓ, અને તેના દીવાનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. ૧૯૩૦ ના નવેમ્બરની ૧૨ મી તારીખે પ્રથમ ગોળમેજી પરિષદ લંડનમાં ભરાઇ, અને ભાષણો કરીને ખતમ થઇ. પરન્તુ આ દરમિયાન મહાત્મા ગાંધીજીની પ્રસિદ્ધ દાંડી કૂચથી સવિનય કાનૂન ભંગની શરૂઆત થઇ, અને તેની અસર સારાયે હિન્દમાં પ્રસરી ચૂકી. છેવટે ૧૯૩૧ માં ઇરવીન-ગાંધી કરારનામું થતાં લડત બંધ કરવામાં આવી. મહાસભાની હાજરી પ્રથમ પરિષદમાં ન હતી અને સરકાર સાથે સમાધાન થઇ ગયેલ હોવાથી મહાસભાના પ્રતિનિધિ તરીકે મહાત્મા ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપી. પરંતુ કોમી મતાધિકાર માટે કાંઈ પણ નક્કી ન થતાં આ પરિષદ બરખાસ્ત થઈ. ૧૯૩૨ માં ઈંગ્લેન્ડના મુખ્ય પ્રધાને કોમી એવૉર્ડ બહાર પાડયું.

પણ આ કોમી જાહેરાત સામે મહાત્મા ગાંધીજીએ આમરણાન્ત ઉપવાસો આદર્યા, અને પૂના કરાર થતાં તેમાં થોડા ઘણા સુધારાઓ પણ કરવામાં આવ્યા.

બીજી ગોળમેજીમાંથી આવ્યા પછી ગાંધીજીએ ફરીથી સવિનય કાનૂન-ભંગની લડત શરૂ કરી, અને ત્રીજી ગોળમેજીમાં મહાસભા તરફથી કોઇ હાજર રહ્યું નહિ. રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં ચર્ચા થયેલ મુત્સદ્દાઓ જેમાં દાખલ કરવામાં આવેલ છે તે રિપોર્ટને વ્હાઇટ પેપર એટલે શ્વેતપત્ર કહેવામાં આવે છે. શ્વેતપત્ર બહાર પડયા પછી પાર્લામેન્ટે હિન્દનું નવું

બંધારણ ઘડવા માટે સંયુક્ત બંધારણીય સમિતિ ( Joint Parliamentary Committee )ની નિમણૂક કરી. આ સમિતિના પ્રમુખ ગવર્નર જનરલ લોર્ડ લીનલીથગો હતા. આ સમિતિએ બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોના કેટલાક અગ્રેસરોને બોલાવી બધાની જુબાની લીધી, અને દરેક સાક્ષીની ઉલટ તપાસ તથા ચર્ચા કરવા માટે પણ હક્કો આપવામાં આવ્યા. આ કમિટીએ શ્વેતપત્રના મુત્સદ્દાઓ તથા સાઇમન રિપોર્ટ ઉપરથી હાલના બંધારણનું ઘડતર ઘડ્યું. આ બંધારણના ઘડતરમાં હિન્દની ફેડરલ કોર્ટના પ્રથમ વડા ન્યાયમૂર્તિ સર મોરીસ ગ્વાયરની સબળ સહાય હતી. હિન્દમાં આ બંધારણની સર્વ પક્ષો તરફથી ટીકા થઇ. પરંતુ આ બધી ટીકાઓ સામે ૧૯૩૫ના કાયદા તરીકે આ બંધારણ બ્રિટિશ પાર્લામેન્ટે પસાર કર્યું. આ નવું બંધારણ તે હિન્દનું ફેડરલ રાજ્યબંધારણ છે.

## હિન્દી સમવાયતંત્ર

હિન્દમાં સમવાયતંત્રની જે પદ્ધતિ દાખલ કરવામાં આવે છે, તેની યોજના, રીત અને પરિસ્થિતિ બીજાં સમવાયતંત્રો કરતાં તદ્દન વિપરીત અને નિરાળી છે.

જગતના બીજા દેશોના સમૂહતંત્રમાં સ્વતંત્ર વિભાગોનું એકીકરણ થાય છે, જ્યારે હિંદમાં આથી ઉલટું થવા પામે છે. અહીં સમવાયતંત્ર માટે પ્રાન્તોને સ્વતંત્ર કરવામાં આવે છે, એટલે કે એકતંત્રાધીન રાજતંત્રના વિભાગો કરવામાં આવે છે, અને તેની સાથે આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતાં દેશી રાજ્યોનું જોડાણ કરવામાં આવે છે.

હિન્દમાં જે સમવાયતંત્ર દાખલ કરવામાં આવે છે તેનું પૃથક્કરણ કરી ઝીણવટથી તપાસશું તો સ્પષ્ટ રીતે જણાશે કે હિન્દી ફેડરલ તંત્ર ઘણી રીતે લુલું અને પાંગળું છે.

## પાર્લામેન્ટ

પ્રથમ તો સમવાય હિન્દની સર્વોપરી સત્તા હિંદ બહાર બ્રિટિશ

પાર્લામેન્ટમાં રહે છે, અને મધ્યસ્થ સરકાર તથા પ્રાન્તિક સરકારને બ્રિટિશ પાર્લામેન્ટની સત્તાને અનુવર્તી રહેવું પડે છે. હિંદના બંધારણમાં લેશમાત્ર ફેરફાર કરવાનો હક્ક હિંદમાં કોઈ પણ સત્તાને છે નહિ. પરંતુ આ બંધારણીય બાબતની સંપૂર્ણ સત્તા પાર્લામેન્ટના હાથમાં રહે છે.

### હિન્દી વજીર

પાર્લામેન્ટ પાસેની સત્તાઓ તો બંધારણીય છે; પરંતુ હિંદી વજીરના હાથમાં જે સત્તાઓ છે તે જોતાં હિન્દનું સમવાયતંત્ર કેટલું નિર્જીવ છે, તેનું આપણને ભાન થાય છે. તાજ, શહેનશાહ કે પાર્લામેન્ટના જે કહો તે બધાની સત્તાના ખરા વાહક તો હિન્દી વજીર છે. તે શહેનશાહના મુખ્ય સલાહકાર છે, અને તાજ સાથેના દેશી રાજ્યોના સંબંધ ઉપર દેખરેખ રાખે છે, એટલું જ નહિ પણ હિન્દી બંધારણ યોજનાની; મોકુફ રાખવાની કે અટકાવવાની પાર્લામેન્ટની સત્તા પણ તેની સલાહ મુજબ ભોગવાય છે. જે બાબતોમાં ગવર્નર જનરલને તેની વિવેકશક્તિ અને અંગત અભિપ્રાય પ્રમાણે સત્તા વાપરવાના હક્કો તથા જવાબદારીઓ આપવામાં આવેલ છે, તેમાં હિન્દી વજીરને પૂછ્યા સિવાય ગવર્નર જનરલ કાંઈપણ કરી શકવા અસમર્થ છે. આ ઉપરાંત શાહી નોકરી, સનંદી નોકરી, લશ્કર ખાતામાં તથા ફેડરલ કોર્ટ અને પ્રાન્તીય હાઈકોર્ટના જડજો વગેરે નોકરિયાતોની નિમણૂક કરવાની તથા તે નોકરીઓ માટે ધારાધોરણો ઘડવાની સત્તાને અંગે હિન્દી વજીરનો હિન્દના આંતરિક વહીવટ પર પણ ઘણો કાબૂ રહે છે. ટૂંકામાં મધ્યસ્થ કારોબારીથી માંડી સાધારણ વહીવટમાં પણ તે અદૃશ્ય રીતે દરમ્યાનગીરી કરી શકે તેમ છે. ૫૦૦૦ માઈલ દૂર બેઠાં પણ પરોક્ષ રીતે હિંદી વજીરની સત્તાનો ઓળો હિન્દના સમવાયી બંધારણ ઉપર સંપૂર્ણ રીતે છવાઈ રહે છે.

### મધ્યસ્થ તંત્ર

હિંદનું સમવાય મધ્યસ્થ તંત્ર જોઈશું તો આખુંય બંધારણ ગવર્ન-

જનરલને આપવામાં આવેલ સામાજિક, વ્યાપારી, નાણાંકીય, અને રાજકીય સાવચેતીઓ તથા સલામતીઓથી ખદબદતું માલમ પડે છે. સમવાયી મધ્યસ્થ તંત્રમાં ગવર્નર જનરલ તે કારોબારીના વડા તરીકે રહે છે, અને તેના કાબુ હેઠળ રક્ષણ, પરદેશનીતિ, ધાર્મિક બાબતો વગેરે ખાતાંઓ મૂકવામાં આવેલ છે. તાજના પ્રતિનિધિ ઉપરાંત ગવર્નર જનરલ તરીકેની કેટલીક સત્તાઓ તથા ખાસ જવાબદારીઓ તેને સોંપવામાં આવેલ છે. ગવર્નર જનરલની ખાસ સત્તાઓમાં સુલેહશાન્તિ, સુવ્યવસ્થા, લઘુમતી તથા રાજસ્થાનોનું સંરક્ષણ, બ્રિટિશ વેપાર ઉદ્યોગ સામેના ભેદભાવો તથા પ્રતિબંધો દૂર કરવા તથા સનંદી નોકરિયાતોના હક્ક હિતો જાળવવાનો સમાવેશ થાય છે. આ ઉપરાંત હિન્દની નાણાંકીય સ્થિરતા, સદ્ધરતા, અને સુવ્યવસ્થા જાળવવા ગવર્નર જનરલને ખાસ જવાબદારીઓ આપવામાં આવેલ છે.

## પ્રાન્તિક સ્વરાજ્ય

૧૯૩૫ના બંધારણમાં કાંઈ નામનું પણ આપવામાં આવ્યું હોય તો તે પ્રાન્તિક સ્વરાજ્ય છે. મોન્ટફોર્ડ સુધારાથી પ્રાન્તોમાં દાખલ કરવામાં આવેલ દ્વિરાજ્ય શાસન પદ્ધતિ કાઢી નાખવામાં આવેલ છે, અને પ્રજાના ચૂંટાયેલા પ્રધાનોને બધાં સરકારી ખાતાંઓ સોંપવામાં આવેલ છે, તેમજ તે પ્રધાનોને ધારાસભાને જવાબદાર બનાવવામાં આવેલ છે. નવા બંધારણમાં પ્રાન્તિક સરકારને મધ્યસ્થ સરકારથી ઘણે અંશે સ્વતંત્ર બનાવવામાં આવેલ છે, અને પ્રાન્તિક સરકારને કાયદા ઘડવા માટેનું ક્ષેત્ર નક્કી કરી આપવામાં આવેલ છે. પ્રાન્તિક કારોબારી પ્રધાનમંડળને ઘણી સત્તાઓ છે, પરંતુ તે બધી ગવર્નરની સત્તાને અનુવર્તી રહે છે. ગવર્નર સુલેહશાન્તિ તથા સુવ્યવસ્થા માટે કોઈપણ કાયદો કે ઓર્ડીનાન્સ પસાર કરી શકે, ધારાસભાનો કોઈ પણ ઠરાવ નામંજૂર કરી શકે, કોઈપણ ખર્ચો મંજૂર કે નામંજૂર કરી શકે, અને ધારે ત્યારે પ્રધાનમંડળને બરખાસ્ત કરી શકે. પ્રાન્તિક

બંધારણમાં ગવર્નરની સાવચેતીઓ અને સલામતીઓ બાદ કરવામાં આવે તો જ પ્રાન્તોને કાંઈ મળ્યું કહેવાય.

## હિન્દમાં દેશી રાજ્યો

હિંદમાં દેશી રાજ્યોની સંખ્યા ૫૬૨ની છે. આ બધાં રાજ્યોને તાજ સાથે અમુક કરારો તથા સંધિઓ થયેલ છે. આજે આ બધાં રાજ્યો પોતે આંતરિક સ્વાતંત્ર્ય ભોગવે છે. આ રાજ્યો ઉપર સીધી દેખરેખ વાઈસરોય તાજના પ્રતિનિધિ તરીકે રાખે છે. રાજ્યોના તાજ સાથેના સંબંધ બાબત કોઈ પણ કાયદો નથી, પણ તે અગાઉથી સ્થાપિત થયેલ પોલિટીકલ પ્રેક્ટિસ પ્રમાણે ચાલે છે. દેશી રાજ્યોને સમવાય તંત્રમાં સામેલ થવા માટે એક પ્રવેશપત્ર કરી તેઓ સમવાય તંત્રને જેટલી સુપ્રત કરે તેટલી સત્તા સમવાય તંત્ર ભોગવશે તેમ નક્કી થયું હતું. દેશી રાજ્યોને સમવાય તંત્રમાં જોડાવું યા નહિ તે તેની મરજી ઉપર મૂકવામાં આવ્યું હતું.

## ૧૯૩૫ના સમવાયતંત્રની નિષ્ફળતા

હિન્દમાં સમવાયતંત્ર દાખલ કરવા માટે ૧૯૩૫માં બંધારણીય કાયદો પસાર કરવામાં આવ્યો, પણ હિન્દી સમવાય તંત્ર પૂરેપૂરું તો હિન્દમાં ન જ દાખલ થઈ શક્યું ૧૯૩૭માં કોંગ્રેસ પક્ષ હોદ્દા સ્વીકારવા તૈયાર થતાં પ્રાન્તિક સ્વરાજ્યનો ભાગ અમલમાં આવ્યો. હિન્દમાં ૧૧માંથી સાત પ્રાન્તમાં કોંગ્રેસવાદી પ્રધાનમંડળો આવ્યાં, અને થોડીવાર તો લાગ્યું કે મધ્યસ્થ તંત્રને લગતો ૧૯૩૫ના કાયદાનો વિભાગ પણ અમલમાં મૂકાઈ જશે, પણ આમ થવામાં આ સમવાયતંત્રમાં દેશીરાજ્યોને જે રીતે દાખલ કરવામાં આવતાં હતાં તે રીત રસમ સામે બીજા પ્રજાપક્ષોને સખ્ત વિરોધ હતો. ખુદ રાજ્યો એ સમવાયતંત્રમાં ભળવા નાખૂશ હતાં, અને લઘુમતીઓ પણ સમવાયતંત્રને ધિક્કારતી હતી. આમ સમવાયતંત્ર સાથે બધી બાજુથી જે વિરોધ ઉભો થયો તેને લઈને આજ દિવસ સુધી મધ્યસ્થતંત્રને લગતો ૧૯૩૫ના કાયદાનો વિભાગ અમલમાં આવી જ ન શક્યો.

### ૧૯૩૯ના યુરોપીય યુદ્ધની હિન્દ ઉપર અસર

૧૯૩૯ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે બ્રિટને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું, અને હિન્દ પણ આખા સામ્રાજ્ય સાથે આ યુદ્ધમાં સંડોવાયુ. કોન્ગ્રેસ જે હિન્દના પ્રાંતીયતંત્રમાં બહુમતી ભોગવતી હતી તેને બ્રિટનને પોતાની યુદ્ધનેમો જાહેર કરવા પડકાર કર્યો, અને હિન્દને વિના મરજીથી યુદ્ધમાં ઘસડવા માટે હોદ્દાનો ત્યાગ કર્યો. પંજાબ, સિંધ, અને બંગાલ જ્યાં સયુક્ત પ્રધાનમંડળો હતાં ત્યાં પ્રાન્તિકતંત્ર તેમનું તેમ રહ્યું. યુદ્ધ જાહેર થતાં બ્રિટને સમવાયતંત્ર અને તેને લગતી તૈયારીઓને અભેરાઇએ ચડાવી. હિંદના જુદાજુદા ગન્યહાગે પક્ષોને મનાવી લેવા લોર્ડ લીનલીથગો તથા હિંદીવજીરે ઘણા પ્રયત્નો કર્યા, પણ હિંદના બે મોટા પક્ષો કોંગ્રેસ અને મુસ્લીમ લીગનો યુદ્ધમાં સહકાર આપવા સબંધમાં અસહકાર ચાલુ રહ્યો. મધ્યસ્થ તંત્રમાં ગવર્નર જનરલની કારોબારી વિસ્તૃત કરવા, યુદ્ધ સમિતિમાં હિન્દીઓને ફાળો આપવા, તથા યુદ્ધ પૂરૂ થયે હિન્દના પક્ષોએ ઘડી કાઢેલ બંધારણ દાખલ કરવા તથા હિન્દને ભવિષ્યમાં બને તેટલી ઉતાવળે સાંસ્થાનિક દરજ્જો આપવા બ્રિટને જાહેરાત કરી. પણ આ જાહેરાતની હિન્દના રાજદ્વારી પક્ષો ઉપર જરાપણ અસર ન થતાં, ઉપરની જાહેર કરેલ વ્યવસ્થા મોકુફ રાખવી પડેલ છે. દરમ્યાન કોંગ્રેસે વ્યક્તિગત સવિનય કાનૂન ભંગ શરૂ કરતાં હજારો માણસો જેલમાં ગયા અને હિન્દમાં બ્રિટિશનીતિ સામે સંતોષ તો રહ્યો જ નહિ. હિંદને સાંસ્થાનિક દરજ્જો આપવાની બ્રિટનની સાફ દાનત હોય તો યુદ્ધ પૂરું થયે કેટલા વર્ષે તે મળશે તે સમય મુકરર કરવો જ જોઇએ. " તમો બધાં એકત્ર થઇને આવો એટલે ભવિષ્યમાં તમને કાંઇક મળશે " તેવી વાતોમાં આજે હવે કોઇને વિશ્વાસ રહ્યો નથી નાની પ્રજાઓની સ્વતંત્રતાના સંરક્ષણ માટે અને પ્રજાવાદી સ્વાતંત્ર્ય જાળવી રાખવા યુદ્ધે ચડેલ બ્રિટને ૪૦ કરોડની હિન્દ પ્રજાને વહેલી તકે સાંસ્થાનિક દરજ્જો આપ્યા વગર છૂટકો જ નથી.

**સમાપ્ત**